સંસ્થાપક—શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી ૧૦૮
જગદ્ગુરુ મહામણ્ડલેશ્વર સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ.



સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ, અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ.

વર્ષ ૧૪ } જાન્યુઆરી, ફેબ્રુઆરી ૧૯૪૯, કાશી. { અંક ૧-૨

# भूम-ब्रह्म-गीत

( छान्दोग्य अ. ७ ख. २५ के अनुसार )

मैं ही हूँ भूमा परमेश्वर भूमा मैं ही हूँ ॥
मैं ही सारा जगत् चराचर, जगदीश्वर भी मैं ही हूँ।
मैं ही अन्न तथा भोक्ता भी, नर या नारी मैं ही हूँ ॥ १ ॥
मैं ही द्वैत तथा अद्वैत, अभेदक भेदक मैं ही हूँ।
मैं ही द्रष्टा दृश्य सभी कुछ, अस्ति नास्ति सब मैं ही हूँ ॥ २ ॥
मैं ही चेतन जड भी मैं ही, बाहर भीतर मैं ही हूँ।
मैं ही क्रिया कार्य कारण हूँ, ज्ञेय ज्ञान भी मैं ही हूँ ॥ ३ ॥
मैं पुरुषोत्तम पूर्ण पुरातन, सद्योजातक मैं ही हूँ।
मैं ही सर्वपूर्ण सर्वात्मा, सुखभोक्ता सुख मैं ही हूँ ॥ ४ ॥

—श्री शारदाप्रसाद मिश्र 'औपनिषद'—

# બે બોલ

## ભાવાનુવાદકના

પ્રિય પાઠકગણ !

સંસારના ધાર્મિક, સામાજીક તથા આર્થિક રંગ સતત બદલાતા દેખાયા કરે છે. તેના પ્રવાહમાં તણાતી જનતાને "સત્યધર્મ મનુષ્યધર્મ"ની દીવા દાંડીનું અવલંબન લીધા વગર શાંતિને માર્ગે ચઢવના બીજા બધા સાધન અધુરા એકપક્ષી જ છે.

એ "સત્યધર્મ મનુષ્યધર્મ સનાતનધર્મ" નાં તત્ત્વો સમજવાને સારૂ જગત ભરમાં "ગીતા ઉપનિષદ્" સર્વોત્કૃષ્ટ ગ્રન્થો છે, એમ સંસારના સર્વ તત્ત્વવેત્તાઓએ એકે અવાજે માન્ય કરેલું છે.

ગીતાધર્મ તેનોજ પ્રચાર કરી જનતાની સેવા કરી રહેલું છે, તેનાં તેર વર્ષ પૂરા થઈ આજે તેના ચૌદમા વર્ષના આરંભમાં તત્ત્વજ્ઞાનનું સર્વોત્તમ પુસ્તક છાન્દોગ્યોપનિષદ્ આપની સેવામાં સાદર ઉપસ્થિત થાય છે, તે આ અસાધારણ અશાંતિના સમયમાં ઉત્તમ ઔષધરૂપ થશે એવી આશા છે.

ગીતાધર્મના છેલા દશ વિશેષાંકો મારે હાથે લખાયા પછી આ અગિયારમાં વિશેષાંકનો ભાવાનુવાદ કરવાની, મારા ઉપર કૃપા કરીને શ્રી સદ્દગુરૂ દેવે મને રૂચિકર આજ્ઞા આપી તેને હું મ્હારૂ મ્હોટામાં મ્હોટું સદ્દભાગ્ય સમજુ છું.

પ્રભુ સર્વને સદ્દબુદ્ધિ અને શાંતિ આપે સવિનય એવી પ્રાર્થના છે.

સેવક—

મણીભાઈ જશભાઈ દેસાઈના

નમસ્કાર.



श्रीमत्परमहंस परिव्राजकाचार्य ब्रह्मनिष्ठ लोकसंग्रही गीताव्यास श्री १०८
जगद्गुरु महामण्डलेश्वर स्वामी श्री विद्यानन्दजी महाराज
શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી ૧૦૮

# પ્રકાશકનું વક્તવ્ય

પ્રભુપ્રેમી સુજ્ઞ પાઠક મહાનુભાવોની સેવામાં ગીતાધર્મનો આ વાર્ષિક ઉપહાર ગ્રન્થ અર્પિત કરતાં અમો પૂર્ણ પ્રસન્નતાનો અનુભવ કરીએ છીએ. આ ઉપહાર ગ્રન્થથી ગીતાધર્મ ચોદમા વર્ષમાં પ્રવેશ કરે છે. ગત કઈ વર્ષથી અમો પાઠકોની સેવામાં એક અમૂલ્ય નિધિ, પરમ પાવન પારમાર્થિક સાહિત્ય ઉપહારના રૂપમાં અર્પણ કરી રહ્યા છીએ. ગીતાધર્મની બાલ્યાવસ્થામાંજ અથવા જન્માવસ્થામાંજ એ સંકલ્પ હતો કે જનતાને ગીતા, રામાયણ, વેદ, ભાગવત, જેવા માન્ય ગ્રન્થોના અમૃતનું પાન કરાવવું અને તે ગ્રન્થોને સરલ, સરસ, લૌકિક ભાષામાં વિસ્તૃત કરીને પ્રકાશિત કરવા. તે સંકલ્પાનુસાર વિશાલ ગીતા ગૌરવભાષ્ય તથા રામાયણ ઉપર 'રામચર્યાભાષ્ય' દ્વારા ગીતા તથા રામાયણના પ્રકાશનનો સંકલ્પ તો પુરો થયો હતો એ પ્રકાશનથી બન્ને અગાધ ગ્રન્થોનું વ્યાખ્યાન સાંગોપાગ પુરૂં થઈ જાય છે, એમ કહેવું તો ધાર્ષ્ટ્ય છે, પરન્તુ હા એ તો નિશ્ચિતજ કહી શકાય છે કે એ પ્રકાશન સ્વાધ્યાયપ્રિયના બુદ્ધિ, બલ, પ્રમાણે અપૂર્વ લોક હિતકારક તથા લોકપ્રિય બન્યા છે. એનુ સ્પષ્ટ પ્રમાણ છે કે ઉક્ત ગ્રન્થોની અનેકો પુનરાવૃત્તિયો પ્રકાશિત થવા છતાં આજે એ ગ્રન્થો ઉપલબ્ધ નથી. અને મંગાવવાર જનતાના નિત્યપ્રતિ અસંખ્ય પત્રો આવ્યા કરે છે અને પ્રત્યુત્તર આપતા અમોને સંકોચ તથા લાચારીનો અનુભવ થાય છે. પરંતુ કાગળ વિગેરેની અછતને લીધે અમો પ્રકાશન કરી શકતા નથી. આજે ગુજરાતી તથા હિન્દી ગીતા ગૌરવનો બીજો તથા ચોથો ભાગ અડધો છપાઈને પડ્યો છે; પરન્તુ પુરો છપાવવા કાગળ વિગેરેની સગવડ નથી. ગીતા તથા રામાયણના પ્રકાશનો કર્યા બાદ ગયા વર્ષથી ઉપનિષદોનુ પ્રકાશન શરૂ થયુ છે. ઈશાવાસ્યાદિથી લઈને ઐતરેય સુધીના ઉપનિષદોનુ પ્રકાશન ગત વર્ષ પહેલા ખંડથી કરેલ છે આ બીજા ખડમ છાન્દોગ્યોપનિષદ્ આપવામાં આવે છે અને તૃતીય ખડ વૃહદારણ્યકોપનિષદ્ રહેશે અને એ પ્રમાણે ઔપનિષદિક દર્શનનું પ્રકાશન પૂર્ણ કરવામાં આવશે.

આ છાન્દોગ્યોપનિષદનુ કલેવર પહેલાના આઠ ઉપનિષદો કરતા અધિક પ્રમાણમાં છે જેથી આ વર્ષે કેવળ આ એક મહાન્ ઉપનિષદોને વિશેષાંકના રૂપમાં પ્રગટ કરેલ છે.

ગીતાધર્મ સંસ્થાપક પૂજ્ય શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્ગુરૂ મહામંડલેશ્વર સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ પોતાના પ્રસિદ્ધ ગીતા પ્રવચનોમાં સ્થલે સ્થલે ઉપનિષદોના ઘણા પ્રસગનું વિવેચન કરે છે. ગીતા તથા ઉપનિષદોનો જન્યજનકભાવ સંબન્ધ सर्वोपनिषदो गाव.......दुग्धं गीतामृतं महत् વાકયથી પ્રસિદ્ધ જ છે. તેથી અમોએ પૂજ્યપાદ સ્વામીજી મહારાજને સાનુનય પ્રાર્થના કરી કે ગુરૂદેવ ! આપ આપના ઔપનિષદિક પ્રવચનોને લિપીબધ્ધ કરવાની આજ્ઞા આપો, જેથી મુમુક્ષુ જનતા પોતાનું કલ્યાણ સાધી શકે. સ્વામીજી મહારાજે આ પ્રાર્થના સ્વીકારી, પોતાનો અમૂલ્ય સમય આપી પ્રવચન લખાવવાનો પ્રબન્ધ કર્યો. દશોપનિષદ્ ભાષાન્તર મણિપ્રભા તથા શાંકર ભાષ્ય વિગેરે યોગ્ય ભાષ્ય તથા ટીકાઓને આધારે આ ગ્રન્થની રચના કરવામાં આવી છે. ઉક્ત સામગ્રી તથા સ્વાનુભવથી પ્રસ્તુત આ ભાષ્યને સ્વામીજી મહારાજે વેદ શાસ્ત્ર નિષ્ણાત સુપ્રસિદ્ધ સંન્યાસી સમ્રાટ્ સ્વામી શ્રી રામાનન્દજી મહારાજને આપી, સંશોધિત કરવાની આજ્ઞા આપી. ત્યારબાદ સંશોધિત આ ગ્રન્થ 'વિદ્યાવિનોદ ભાષ્ય' ની વ્યાખ્યા સાથે પ્રગટ થયો. સ્વામીજી મહારાજના પ્રવચનો ઘણાંજ રૂચિકર તથા બોધદાયી છે એ જગજાહેર છે આ વ્યાખ્યાનોથી લોકોને ગભીર અધ્યાત્મ વિષયોનું અધ્યયન અનાયાસેજ થઈ જાય છે અને આ ગ્રન્થ રચનામાં પણ એ ઉપર પુરતું ધ્યાન રાખવામાં આવ્યુ છે કે ભાષા સરસ રહે અને સાધારણ શિક્ષિત પાઠક સરલતાથી સમજી શકે. છતા પણ વિષયની ગહનતાને લીધે કઠીન પારિભાષિક શબ્દનો પ્રયોગ કરવો જરૂરી થઈ ગયો છે. કારણ ઉચ્ચ અધ્યાત્મ વિષયને કેવલ સામાન્ય અને ચાલતી ભાષામાં વ્યક્ત કરવું એ એક કઠીન કામ છે.

વિશેષાંકની અન્તરગ રચના જે પ્રમાણે સ્વામીજી મહારાજના બુદ્ધિ વૈભવથી પૂર્ણ છે તે પ્રમાણે તેની બાહ્ય રચના પણ સ્વામીજી મહારાજના આશ્રયથી તથા આશિર્વાદથી યથાસાધ્ય સુન્દર બનાવવા પુરતો પ્રયાસ કર્યો છે. છપાઈ સામગ્રીની ભાવવૃદ્ધિ, તથા અલભ્યતા વર્ષોથી થઈ રહી છે, આવા વાતાવરણમાં આવો સર્વાંગ સુન્દર તથા ગત વર્ષોના જેટલીજ પૃષ્ઠ સખ્યાવાલો ઉપહાર ગ્રન્થ પાઠકોને આપવો એ અમારી શક્તિ ઉપરની વાત હતી; પરતુ ગીતાધર્મના સહૃદય સહાયકો, આજીવન સદસ્યો, સેવા ભાવથી કાર્ય કરી રહેલા શાખા સંચાલકો તેમજ પ્રચારક મહાનુભાવોની સહાયતા તથા તત્પરતાથી એ કઠિન કાર્ય સરલ થઈ ગયુ અને આવો ઉપહાર ગ્રન્થ આપવાનુ અમે સાહસ કરી શકયા છીએ. આશા છે કે ઉપરોક્ત મહાનુભાવોનો તેવોજ પ્રેમ તથા સદ્ભાવ ગીતાધર્મ ઉપર રહેશે જેવો કે આજે છે અને એથી ગીતાધર્મ સદ્વાંચનનો પ્રવાહ પ્રવાહિત કરવા સમર્થ

થશે. આજના યુગમાં ગીતાધર્મ પત્રદ્રઢ અને સ્થિર રહિ શકશે જ્યારે કે તેના પ્રત્યેક ગ્રાહક તેને પોતાનું માસિક સમજશે અને પોતાને આજીવન ગ્રાહક રહેવાનો દ્રઢ સંકલ્પ કરશે તેમજ પોતાના ઇષ્ટ મિત્ર મંડલમાં પ્રચાર કરી ઓછામાં ઓછા બે બે ગ્રાહકો અવશ્ય બનાવી આપશે. અમે અમારા પાઠકવૃન્દને પણ આથી આગ્રહપૂર્વક નમ્ર નિવેદન કરીએ છીએ કે તેઓ આજના સમયનો વિચાર કરી ગ્રાહકોની સંખ્યામાં ઉમેરો કરવા તરફ પોતાનુ ધ્યાન આકૃષ્ટ કરે. અને કરશેજ, એવો વિશ્વાસ રાખી પ્રભુનું નામ લઈને આ મહત્વપૂર્ણ ગ્રન્થને અમો ઉપહારના રૂપમાં પ્રકાશિત કરીએ છીએ.

આ અવસર ઉપર અમે અમારા સંરક્ષક, સર્વ સહાયક, આજીવન સદસ્ય નિષ્કામસેવાભાવી શાખા સહાયક, પ્રચારક, સામાન્ય સેવક આદિ મહાનુભાવોનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ તથા શિણગાર પૂર્વક સહયોગ માટે ધન્યવાદ આપીએ છીએ. આજના કઠિન સમયમાં પણ કાગળ વિગેરેની બનતી વ્યવસ્થા કરી આપનાર મેસર્સ ભોલાનાથ દત્ત એન્ડ સન્સ તથા સ્થાનીય તેમના કાર્યકર્તાઓનો આભાર માનીએ છીએ. આ ગીતાધર્મ' ને પોતાનુ પત્ર માની નિઃસ્વાર્થભાવથી તેને સર્વાંગ સુન્દર તથા લોકોપકારક બનાવવા પુરતો પ્રયાસ કરી રહેલા સ્વામીશ્રી રામાનન્દજી મહારાજની સેવામા તો અમો આભાર પ્રદર્શન પૂર્વક પ્રણામાંજલિ અર્પિત કરીએ છીએ. કારણ તેઓને ધન્યવાદ આપવો એ ન્હાને મોઢે મોટી વાત જેવું ગણાય. સ્વામીજી રામાનન્દજી મહારાજ પોતાના વિદ્યાવ્રત, સાધન-ચિન્તનમાં વિક્ષેપ કરીને પણ પત્ર સંપાદન કાર્યમાં જે અમૂલ્ય સૂચનાઓ આપે છે એ મહતી કૃપા એમના સ્વરૂપ અનુરૂપ છે. ઉપહારગ્રન્થપ્રયોજક પં. શ્રી કમલાશંકર શાસ્ત્રી, હિન્દી સપાદક શ્રી ચિરંજીવલાલ શાસ્ત્રી, ગુજરાતી ભાષાન્તર કર્તા શ્રી મણિભાઈ જસભાઈ દેસાઈ વગેરેનો આભાર માનીએ છીએ.

આ ઉપનિષદ્ દ્વિતીય ખંડ સચિત્ર પરમોપકારી મ્હોટા તથા મહત્ત્વપૂર્ણ ગ્રન્થનુંજ મૂલ્ય ૬) થી ઓછુ ન ગણાય. છતાં શ્રી પૂજ્યપાદ સ્વામીજીની કમંડલ ભેટની સહાયતાથી અમે આ વિશેષાંક તથા ત્યાર પછીના ૧૦ અંકો આપવા વ્યવસ્થા કરી શકીએ છીએ. આટલું સસ્તું અને સર્વોત્તમ સાહિત્ય જે જનસમાજના સમીપ પહોંચાડી શકીએ છીએ તેમા ભગવાનનો જ ગુહ્ય સંકેત અને તેઓની સહાયતા કારણરૂપ છે. વર્તમાન સમયમાં આર્યસંસ્કૃતિના સિદ્ધાન્તો સરલ ભાષામાં સસ્તાં જનસમાજ સન્મુખ રાખી તેમને યથાર્થ અભ્યુદય અને નિઃશ્રેયસનો માર્ગ બતાવવો એ આવશ્યક છે, એમ માનીને ગીતાધર્મ પ્રચાર મન્દિર પ્રવૃત્તિ કરી રહેલ છે, જે જણાવવાની જરૂરત નથી. જનસમાજ પોતેજ આ વાતને સ્વયં સમજી શકે તેમ છે. અન્તમાં અમો પુનઃ સ્વધર્માનુરાગી અને પ્રભુ પ્રેમીઓને ગીતાધર્મના પ્રચાર કાર્યમાં યથોચિત સહકાર કરવા વિનંતિ કરી અમારી આ સેવામાં કંઈ ત્રુટી રહેતી હોય તેને માટે સવિનય ક્ષમા માગી આ નિવેદનને પૂર્ણ કરીએ છીએ.

——❀——

# ઔપનિષદ્ પુરુષની સ્વાભાવિક જીજ્ઞાસા

હે કેન્દ્રસૂત્રધાર ! આ અનેકાનેક જગત્ ગ્રહપિણ્ડ, બ્રહ્માણ્ડ અને તેના અન્તર્ગત સ્થાવર જંગમ ભૂતમાત્ર આપનીજ સત્તા સ્ફૂર્તિ ચેતનાને પ્રાપ્ત કરી આપની પરિધિ, મર્યાદામાં ભ્રમણ કરી રહેલ છે. આ સર્વે પોતાના શાન્તિવન, વિચરણભૂમિ અથવા કર્મક્ષેત્રમાં અહંભાવથી જે અનેક નર્તન, ભ્રમણ અથવા જીવનયાત્રાઓમાં લાગી રહ્યા છે તે સર્વ આપના શુદ્ધ સ્મિતહાસ્યની અલ્પકલ્પ જેવી દષ્ટિના બલ ઉપર જ ! યદ્યપિ આપની વિસ્મય પમાડનારી અનિર્વાચ્યા શક્તિએ અમો જગત્ અને જીવોને બહિર્મુખ, મિથ્યાદર્શી ઇન્દ્રિય-લોલુપમાર્ગે ફસાવી દીધા છે અને અમો સર્વ કલ્પિત દેશ, કાલ, લોક-લોકાન્તર અને વસ્તુઓના નિર્માણ અન્વેષણ તથા ઉપભોગમાં દઢતાથી આસક્ત બની તેમાંજ ભ્રમણ અને રમણ કરતા મગ્ન થઈ રહ્યા છીએ.

કિન્તુ શું આપના વૈભવકણથી સંચેષ્ટિત અમો કદી પણ આપ શ્રીના વૈભવ દર્શનના વિધાતક થઈ શકીશું ? કદી નહિ, અમો તો તે હિંસિત ઇન્દ્રિયોના જાલથી મુક્ત થઈ આપમાં જ સમાવિષ્ટ થવા ઇચ્છીએ છીએ. સમુદ્રથી જલ મેઘો દ્વારા કેટલાય દૂર લઈ જવા છતાં ફરી ફરીને અન્તર્બાહ્ય સ્રોતો દ્વારા સમુદ્રમાંજ મળતું ચાલ્યું જાય છે. અરૂપ-શક્તિ તેજસ્ રૂપમાં દ્રવિત થઈ કાલાન્તરમાં ધાતુ ઉપધાતુ રત્નના આકારમાં વિકીર્ણ થઈ પુનઃ એક અણુવિસ્ફોટનમાંથી મૂળ અરૂપશક્તિપુંજમાં વિલીન થઈ જાય છે. પ્રકાશો દ્વારા ચમકતો ગ્રહપિણ્ડ પોતાની ઉષ્મશક્તિઓ અને જ્યોતિઓને ન્ય પિણ્ડોમાં વિકીર્ણ કરતાં એક સમય તીક્ષ્ણ રેખારૂપમાં ખચિત થઈને પોતાની મૂલ અનન્તશક્તિમાંજ સમાઈ જાય છે. કેન્દ્રશક્તિથી ચેષ્ટિત થવાને લીધે દૂર જતા પણ જગત્ અને જીવોને પોતાના શક્તિસ્રોતોદ્ગમના તરફ આકર્ષિત થવું સ્વાભાવિક છે, એટલા માટે ક્રાન્તદર્શી કવિસમ્રાટ્ કાલિદાસના શબ્દોમાં 'સુખમય વિહાર વિલાસોમાં રમણ કરતાં પણ પ્રાણી કદી ઉદાસી બની જાય છે', તેની અતૃપ્તિની આન્તરિક આકાંક્ષા આ તરફના ભોગોથી વિરક્ત બની પોતાના અખંડ સદૈશ્વર્ય ધામ આનન્દકન્દ-કેન્દ્ર માટે મારક ઉત્કટઉત્કણ્ઠા જાગૃત કરે છે. આજ કારણને લીધે ઉપાસક ઉપાસ્યદેવને કહે છે કે—'मनोऽरविन्दाक्ष दिदृक्षते हि त्वाम्' 'अस्माकं तु निसर्गसुन्दर चिराच्चेतो निमग्नं त्वयीत्यद्धानन्दनिधौ तथापि तरलं नाद्यापि संतृप्यते' તેથીજ ઐશ્વર્યશાલી રાજા જાનશ્રુતિ દરિદ્ર રૈક્વ પ્રતિ કહે છે "भगवः एतां देवतां शाधि याम् उपास्से" વિનોદમૂર્તિ નારદ પણ સનત્કુમાર પ્રતિ કહે છે—"भगवन् ! मां शोकस्य परं पारं तारयतु" ઋષિ પરમ ઋષિ પ્રતિ કહે છે—"तंत्वौपनिषदं पुरुषं पृच्छामि" આજ અમારી સર્વની સ્વાભાવિક મૂલપ્રવૃત્તિ સર્વાન્તરાત્મા સર્વસાક્ષી પરમપ્રેષ્ઠતમ આપમાં છે, ભગવન્ ! તેને અંગીકાર કરો ॥ —ચિદ્રેક્ષ

# પ્રાક્કથન

[ લે૦—સ્વામી શ્રી રામાનન્દજી મહારાજ, દર્શનશાસ્ત્રી, વ્યાકરણાચાર્ય ]

આ છાન્દોગ્યોપનિષદ્‌નો સામવેદ સાથે સમ્બન્ધ છે. આ કેનોપનિષદ્‌ની જેમ સામવેદીય બ્રાહ્મણની અંદર આવેલ છે. અને એટલા માટેજ છાન્દોગ્યોપનિષદ્ તથા કેનોપનિષદ્‌નો ॐ आप्यायतु ममांऽगानीति' આ પ્રમાણેનો શાન્તિપાઠ એકજ છે. કહેવાનો અભિપ્રાય એ છે કે આ છાન્દોગ્યોપનિષદ્ એ છાન્દોગ્ય બ્રાહ્મણનો એક બહુજ મ્હોટો વિસ્તૃત ભાગ છે. આ છાન્દોગ્યોપનિષદ્‌ના બે અધ્યાયો અધિક છે જેનો ગૃહ્યવિધિ સાથે સમ્બન્ધ છે.

ગાયત્રી, ત્રિષ્ટુપ્, ઉષ્ણિક્, બૃહતી તથા પંક્તિ આદિ છન્દોમાં મંત્રો બનેલા હોવાથી તેને छन्दम्' કહેવામાં આવે છે. અને તે મન્ત્રોનું ગાન પણ થતું હોવાથી છન્દોગ કહેવાય છે તથા આ છન્દોગનું ધર્મ સમ્બન્ધી જે શાસ્ત્ર છે તેને છાન્દોગ્ય કહેવાય છે. છાન્દોગ્ય શબ્દનો ઉપર કહેવા મુજબ અર્થ છે, પરંતુ આજકાલ કેવલ સામવેદી મન્ત્રોને છન્દોગ કહેવાય છે અને આ ઉપનિષદ્જ છાન્દોગ્યોપનિષદ્ કહેવાય છે.

छान्दोग्योपनिषत श्रेष्ठा, ताण्डयब्राह्मणनिष्ठता ।
अष्टौ प्रपाठकाः खण्डाः समुद्रभूतभूयुताः ॥

આ વચનથી એ સિદ્ધ થાય છે કે આ ઉપનિષદ્ સામવેદના સુપ્રસિદ્ધ તાણ્ડ્ય બ્રાહ્મણથી નિકળ્યું છે આ શ્લોકનો અર્થ એ છે કે બધાં ઉપનિષદોમાં શ્રેષ્ઠ આ છાન્દોગ્યોપનિષદ્ તાણ્ડ્ય બ્રાહ્મણથી નિકળેલ છે. તેના આઠ અધ્યાય છે તથા ૧૫૪ ખંડ છે.

પ્રત્યેક ખંડના ફરી ન્હાના ન્હાના અનેક ખડ કરવામાં આવ્યા છે.

આ ઉપનિષદ્ એક પ્રતિષ્ઠિત ગ્રન્થ છે. તેમાં અનેક ઉપયોગી વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આનો જ્ઞાનકાંડ એ જીજ્ઞાસુઓનો અક્ષયનિધિ (ખજાનો) છે. અને એટલા માટે વેદાન્ત સૂત્રોમાં જે જે શ્રુતિઓ ઉપર વિચાર કરવામાં આવ્યો છે એમાં સર્વથી અધિક સમાવેશ આ ઉપનિષદ્‌ની શ્રુતિઓનો છે. અદ્વૈત સમ્પ્રદાયના વેદાન્તીઓનું આત્મબોધનનું જે અમોઘ અસ્ત્ર 'तत्वमसि' એ વચન છે તે આ ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયનું શ્રુતિવચન છે. જે નારદમુનિ ઋક, સામ, યજુઃ અથર્વવેદ, ધનુર્વેદ, જ્યોતિષ, ઈતિહાસ, પુરાણસ્વરૂપ પંચમવેદ,

વ્યાકરણ, નીતિ શાસ્ત્ર, નિરુક્ત, શિક્ષા, ભૂતતન્ત્ર, વિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, ઉત્પાતજ્ઞાન શ્રાદ્ધકલ્પ સગીત ગારૂડ આદિ વિવિધ વિદ્યાઓમા પારગત હતા, પરન્તુ તેમને શાન્તિ પ્રાપ્ત ન થઈ હતી પરન્તુ એઓ જ્યારે સનત્કુમાર પાસે ગયા અને આત્મબોધનનું જ્ઞાન થયુ ત્યારેજ શાન્તિ મેળવી શકયા, આ સુન્દર અને સારપૂર્ણ આખ્યાયિકા આ છાન્દોગ્યોપનિષદમા આવેલ છે. આ સવાદથી એ સિદ્ધ થાય છે કે કેવલ શાસ્ત્રોનું જ્ઞાન હોવાથી સાચી શાન્તિ મળતી નથી, પરન્તુ તે માટે આત્મજ્ઞાન એ મહોટ વસ્તુ છે.

મલ, વિક્ષેપ તથા આવરણ આ જે અવિદ્યાની ત્રણ શક્તિઓ છે તેનાથી જીવ આવૃત છે અને તેમાથી જીવને મુક્ત કરવાનો ઉપાય આ ઉપનિષદ્‌મા સરલ રીતે પ્રતિપાદન કરવામાં આવ્યો છે અર્થાત્ નિષ્કામ કર્મથી અન્ત કરણના મલિન સસ્કારજનિત દોષોની નિવૃત્તિ, ઉપાસનાથી ચિત્તચાંચલ્યનો નાશ, તથા જ્ઞાનથી સ્વરૂપ વિસ્મૃતિ એટલે કે આત્મામાં જે ખોટુ અહભાવનુ અભિમાન છે તેનો નાશ વિગેરે બતાવવામા આવ્યુ છે મનુષ્યને કેટલા ત્યાગની, તપની, સેવાની તથા સત્યની આવશ્યકતા છે ? તથા કલ્યાણકારિણી આ ઉત્કૃષ્ટ બ્રહ્મવિદ્યાને ગમે તેની પાસેથી પણ ગ્રહણ કરવામાં જરાપણ સકોચ કરવો નહિ, વિગેરે ઉપદેશ શિલક શૈકિતાયન, તથા પ્રવાહણ આદિના સવાદો દ્વારા આ ઉપનિષદ્‌મા સમ્યક્‌પ્રકારે વર્ણિત છે.

રાજા જનશ્રુતિએ ગાડીવાન રૈક્વનો તિરસ્કાર સહન કરીને તથા ઘણુંજ દ્રવ્ય તથા પોતાની લાડીલી કન્યાનું દાન કરીને પણ સવર્ગ વિદ્યા ગ્રહણ કરવામા જરા પણ આનાકાની ન કરી. આ પ્રસગ વાસ્તવિક રીતે આધુનિક છાત્રોમાટે શિક્ષાપ્રદ છે કે જેઓ ગુરૂશુશ્રૂષાને એક નિન્દ્યકૃત્ય સમજે છે અને તેની ઉપેક્ષા કરીને વિદ્વાન્ બનવાના મનસુબાઓ સેવે છે, ઇન્દ્રનું શતવાર્ષિક બ્રહ્મચર્યવ્રત ( જે બ્રહ્મવિદ્યા પ્રાપ્તિ માટે કરવામાં આવ્યુ હતું ) ધ્યાન દેવા યોગ્ય છે. આચાર્ય હારિદ્રુમની પાસે વિદ્યા પ્રાપ્ત્યર્થ જઈને સત્યકામે જે સત્યતા સાથે પોતાના વશનો પરિચય આપ્યો એ સવાદ જીજ્ઞાસુઓ માટે ખાસ અનુકરણીય છે

આર્યજાતિ સાસારિક પ્રગતિની દોડમા ભલે ગમે તેટલી પછાત હોય, પરંતુ પારલૌકિક ઉન્નતિ તરફ એ પ્રાચીનકાલમાજ જેટલી આગલ વધી હતી તેની તુલના આજ કોઈ પણ સભ્યતાના પ્રચારની બડાઈ કરવાવાળી બીજી જાતિ કરી શક્તી નથી. અને આનુ કેવલ એકજ કારણ છે કે ઋષિઓદ્વારા પ્રચારિત વેદ–વેદાન્તનો અનન્ત રાશિ–ભંડાર છે. વેદાન્ત એ વેદોનો અંતિમ ભાગ, વેદોનો સાર, વેદરૂપી છાશમાંથી નિકળેલ માખણ છે.

જો કે વેદાન્ત શબ્દમાં બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનાર બધા વિષયોનો પ્રાયઃ સમાવેશ થઈ જાય છે, તથાપિ વેદાન્ત શબ્દ ખાસ બ્રહ્મસૂત્ર, ગીતા તથા ઉપનિષદોમાંજ વપરાય છે અને એ વેદાન્તને પ્રસ્થાનત્રયી પણ કહેવાય છે. પૃથક્ જણાતા બ્રહ્મસૂત્ર તથા ગીતા એ વસ્તુત: ઉપનિષદ્‌થી ભિન્ન નથી. કેવળ ભેદ એટલોજ છે કે ઉપનિષદ્‌મા જ્યા પરસ્પરની શ્રુતિઓનો મતભેદ પ્રતીત થાય છે ત્યા બ્રહ્મસૂત્રની રચના કરીને બાદરાયણ શ્રી વ્યાસ ભગવાને એકવાકયતા સિદ્ધ કરવાનો સફલ પ્રયત્ન કર્યો છે અને ગીતામા ઉપનિષદોનો સક્ષેપ છે, ભાવાર્થ છે.

ઉપનિષદ્ ૧૦૮ માનવામા આવ્યાં છે. (કોઈ કોઈ એથી પણ અધિક સખ્યા બતાવે છે) પરન્તુ મુખ્ગ ઉપનિષદ્ દશ છે. જેમકે ઋગ્વેદનુ 'ऐतरेयोपनिषद्' કૃષ્ણયજુર્વેદનુ 'तैत्तिरीयोपनिषद्' તથા 'कठोपनिषद्' શુક્લ યજુર્વેદનાં ईशोपनिषद् તથા 'बृहदारण्यकोपनिषद्' સામ વેદના केनोपनिषद् त । 'छान्दोग्योपनिषद्' અને અથર્વવેદના 'प्रश्न, मुण्डक તથા 'माण्डूक्योपनिषद्' છે.

ઈશ, કેન તથા પ્રશ્ન ઉપનિષદોમા સત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણોનો તથા મુણ્ડક, માંડૂક્ય, અતરેય તથા તૈત્તિરીય ઉપનિષદોમાં પચભૂત જે આકાશ, વાયુ, તેજ, જલ તથા પૃથ્વીના સૂક્ષ્માતિસૂક્ષ્મનો વિચાર કર્યો છે. છાન્દોગ્યોપનિષદ્‌મા પ્રાણવિદ્યા તથા આદિત્યવિજ્ઞાનનો પ્રધાનતયા વિચાર કર્યો છે.

ઉપનિષદોની મહત્તા સાંભળીને બાદશાહ શાહજહાંના જ્યેષ્ઠ પુત્ર દારાશિકોહે એ ઉપનિષદોને ફારસી ભાષામાં અનુવાદિત કરાવ્યો હતા એ ફારસી અનુવાદના આધારે મૌલાના રૂમે 'મસ્નવી'ની રચના કરી હતી જે આજે પણ સુફી સપ્રદાયનો ફારસી ભાષાનો પ્રસિદ્ધ ગ્રન્થ ગનાય છે તે મસ્નવી અથવા તસ્વુફ' એ અમારૂ વેદાન્ત છે અને અમારા બ્રહ્મને એ લોકોએ 'इल्मे इलाही' કહ્યુ છે. ફારસીભાષાદ્વારા ગ્રીક તથા લેટીન ભાષામા તરજુમા થઈને અમારૂ ઔપનિષદિક જ્ઞાન યૂરોપ પહોચ્યું એ વાત તો પ્રસિદ્ધ છે કે જર્મનીના પ્રખ્યાત પ્રોફેસર શોપેનહારે એ વેદાન્તનુ અધ્યયન તથા મનન કરીને એ જાહેર કર્યું કે ઉપનિષદજ અર્થાત્ બ્રહ્મવિદ્યા મ્હારા જીવનકાલમાં મને સાચી શાન્તિ આપે છે અને આપશે. માનવજીવનનો ખાસ ઉદ્દેશ એટલે કે પરમ પુરૂષાર્થ એ ઔપનિષદિક-દર્શનનુ સમ્યગ્ દ ન છે જેનાથી ભવભયની નિર્ભય થઈને નિત્યાનન્દની પ્રાપ્તિ થાય છે એજ પરમ પુરૂષાર્થ છે આ પરમ પુરૂષાર્થને મેળવવો એજ પરમ લાભ છે અને એનાથી વંચિત રહેવુ એ મ્હોટામા મ્હોટી હાનિ છે ઉપનિષદ્ શાસ્ત્રનો અધિકારી કોઈ વિરલોજ, ભાગ્યવાનજ બની શકે છે છાન્દોગ્યોપનિષદ્‌ના આઠ અધ્યાયો છે. જેના શરૂઆતના પાચ અધ્યાયોમા ઉપાસનાઓનુ વર્ણન છે તથા અંતિમ ત્રણ અધ્યાયોમા જ્ઞાનનું. ઉપનિષદ્‌ના અધ્યયન, મનન, તથા નિદિધ્યાસનથી પારમાર્થિક

લાભ તો અવશ્ય છે જ, પરન્તુ એથી લૌકિક લાભ પણ ઓછો નથી. ઉપનિષદોમાં એવા એવા સંવાદો અને આખ્યાયિકાઓ આવેલાં છે કે જે વાંચવાથી અને તદનુકૂલ આચાર વિચાર બનાવવાથી મનુષ્ય પોતાના દૈનિક જીવનમાં પણ કયારેય પરાજયને પ્રાપ્ત કરતો નથી. ઉપનિષદમાં જે પ્રમાણે ભિન્ન ભિન્ન વિષયોનું સવિસ્તર વર્ણન છે એ પ્રમાણે મનુષ્યના સંકલ્પ બલની પણ વિશદ, વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે.' એક દ્રઢ સંકલ્પ પુરૂષ કેવું કેવું અદ્‌ભુત કામ કરે છે એ વિષયને ઠેકાણે ઠેકાણે આલેખવામાં આવેલ છે. એમાં મનુષ્યને એ શિક્ષા આપવામાં આવી છે કે પવિત્ર તથા દ્રઢ સંકલ્પને કોઈ રોગ અથવા શોક કે બલ પણ દબાવી શકતા નથી, દ્રઢ સંકલ્પ પુરૂષ બધા રોગોને દૂર કરીને શતાયુઃ તો શું પરન્તુ ૧૧૬ વર્ષ સુધી જીવિત રહિ શકે છે. ખરી રીતે આ દુનિયામાં મનુષ્ય એટલો દુર્બલ નથી કે જેટલો તેણે પોતાને સમજી લીધો છે. મનુષ્ય એ એક પ્રબલશક્તિ છે, પરન્તુ મનુષ્યે સ્વયં ભરોસાપાત્ર બનવું જોઈએ. જ્યારે, જે વખતે, જે દિવસે મનુષ્ય પોતાના ઉપર વિશ્વાસ મુકતો થઈ જશે ત્યારે તે વખતે તે દિવસથી કોઈ પણ શક્તિ એ મનુષ્યનો માર્ગ રોકી નહિ શકે. જે પ્રમાણે પોતે પોતાને બદલી દે છે તે પ્રમાણે પોતે પારકાને પણ ફેરવી શકે છે. આજે મનુષ્યની શક્તિ એ આત્મબલના મહિમાનું કારણ છે. આ આત્મબલ ત્યારેજ પ્રાપ્ત થાય છે જ્યારે સત્સાહિત્યનું વાંચન હોય અને સત્સાહિત્ય એજ આપણું ઔપનિષદિક દર્શન.

## આપણું દૌર્બલ્ય -

આજના યુગમાં મનુષ્ય પોતાના સાહિત્યથી એટલો દૂર થઈ ગયો છે—મનુષ્ય પોતાનાં શાસ્ત્રોથી એટલો જુદો પડી ગયો છે તથા પોતાની સંસ્કૃતિથી એટલો દુબલો થઈ ગયો છે કે આજે જે જે ઉપાસનાઓનું વર્ણન છે તદનુકૂલ ઉપાસના કરનારનો સંપ્રદાયજ વિલીન થઈ ગયો છે. હા, ઉપાસકો તથા યોગિઓ મળે છે પરન્તુ તેઓની પ્રથા પાશ્ચાત્ય શિક્ષણ અને પાશ્ચાત્ય સાહિત્યના આધારેજ પ્રાયઃ હોય છે. અને તેથી તેઓને સાચા ઉપાસકો કે યોગિઓ કહી શકાય નહિ, તથા તે આપણા પરમપુરૂષાર્થ સુધી પહોંચી શકે કે કેમ ? એ એક વિચારણીય પ્રશ્ન છે. આજે ઉપાસનાઓની વિધિ બતાવનાર કોઈ જ નથી; માટે આ ઉપાસનાઓના પ્રકરણોના કેવળ શબ્દાર્થજ આપણે જાણી શકીએ છીએ.

છતાં સત્શાસ્ત્રોનું અધ્યયન આવશ્યક છે. આજે શબ્દાર્થ જાણીશું તો કાલે એથી પણ આગળ વધી શકીશું. અને જેમ જેમ અનુભવ થતો જશે, ઉંડા ઉતરાશે, તેમ તેમ પ્રાચીન પ્રણાલી પણ હસ્તગત થઈ જશે અને ઉપનિષદામૃતનું સાનું પાન કરી ભવસાગરની નિવૃત્તિરૂપી પિપાસાને સદાને માટે શાન્ત કરી સચ્ચિદાનન્દસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્કારને અથવા એકાકારને પ્રાપ્ત થઈ જઈશું. એટલા સારૂ આ ઉપનિષદનુ અધ્યયન જરૂર કરવું, એમાં દીનતા દાખવવી નહિ અને એથી દૂર પણ ભાગવું નહિ પરન્તુ 'न दन्यं न पलायनम्' આ મહામંત્રનો સર્વદા જપ કરતા રહેવું જોઈએ. અને તદનુસાર, આચરણ શિખવું જોઈએ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# અન્ય ધર્મિયોનો ઉપનિષદ્ પ્રેમ

[ લેખક- શ્રી દેવીનારાયણ, એડવોકેટ, વિદ્યાસાગર, શાસ્ત્રાચાર્ય, કાશી ]



સંસારમાં સદૈવ આધ્યાત્મિક શાસ્ત્રોનુંજ મહત્વ રહેલુ છે. પ્રત્યેક દેશમાં દૈવી શક્તિનું કોઈને કોઈ રૂપમાં સન્માન—આદર રહેલું છે તત્ત્વજ્ઞાની કાંટ, હેગલ, શોપનહાર, મૌલાના રૂમ, હાફિઝ, ઉમર ખય્યામ તથા અમારે ત્યાંના સ્વામી શંકરાચાર્યજી, સ્વામી રામાનુજાચાર્યજી વગેરે મહાન્ આચાર્યો પોતાની દૈવી શક્તિ અને અલૌકિક સત્તાને લીધે સદૈવને માટે અમર થઈ ગયા છે.

ભારતવર્ષ સદૈવથી પોતાની અલૌકિક આધ્યાત્મિક શક્તિના કારણથી વિખ્યાત છે. સિકન્દર બાબર, અને અનેક યુરોપિયન વગેરેએ ભારતની આધ્યાત્મિક શક્તિની સન્મુખ મસ્તક નમાવેલ છે. ગીતા, ઉપનિષદ્ વગેરે મહાન્ ગ્રન્થોનો વિદેશી સાહિત્ય અને ફિલોસોફી ઉપર મહાન્ પ્રભાવ પડેલો છે ફારસીમાં ગીતાનો સુન્દર અનુવાદ ફૈજીએ કરેલ છે. અને દારાશિકોહે પચાસ ઉપનિષદોનું અત્યન્ત મધુર લલીત અને સરસ ફારસી ભાષામાં અનુવાદ કરેલ છે. દારાશિકોહ દિલ્લીશ્વર શાહજહાનો પુત્ર અને ઔરંગજેબનો મ્હોટો ભાઈ હતો, તે મહાન્ વિદ્વાન્ અને સાચો ફકીર હતો તે રાત દિવસ આધ્યાત્મિક વિદ્યાની ચર્ચામાં રહેતો હતો. તેણે પોતાના ધર્મગ્રંથ કુરાન, હદીશ વગેરે ગ્રન્થોનો અભ્યાસ કર્યો, પરન્તુ તેનાથી તેને સંતોષ થયો નહિ. તેણે બાઈબિલ જીન્દાવસ્તા તૌરેત આદિ ગ્રન્થોનું અધ્યયન કર્યું, પણ તેનાથી તેનુ ચિત્ત તૃપ્ત થયુ નહિ. અન્તમાં સન્ ૧૬૪૦ ઈ૦ માં તે મહાત્મા અને ફકીરોની શોધ કરતો કશ્મીર પહોચ્યો. કશ્મીરમા તેને એક સાચો ફકીર મળ્યો. તે બુલ્લાશાહ નામથી પ્રસિદ્ધ હતો તે પહોંચેલો ફકીર સૂફી અને વેદાન્તી હતો તેની શી હરફી પ્રસિદ્ધ છે. તે ઉપનિષદોના સારરૂપ છે, યથા—

अलफ आपणे आपनू आपनू समझ पहिले ।
को वस्तु है तेरडा रूप प्यारे ॥
बाझ आपणे आपदे सहीं कीते ।
पिओ विच्च निमूरेदे दुःख भारे ॥
होर लक्ख उपार ना कूफ्रा होर्वा ।

पुच्छ देख मिआनडे जग सारे ।
सुखरूप अखंड चैतन्य है तूँ ।
'बुल्लाशाह' पुकारदे वेद चारे ॥

દારાએ આ બુલ્લાશાહનો સત્સંગ કર્યો શાહજીએ તેને વેદાન્તની દીક્ષા આપી, અને વેદાન્ત ભણવાનો આગ્રહ કર્યો દારાએ ગીતા, વગેરે વેદાન્ત ગ્રન્થો વાચ્યા અને તે પછી ઉપનિષદોના અધ્યયન માટે તેને લગની લાગી સૌભાગ્યવશ તે કાશી વગેરે પ્રાન્તોનો શાસક નીમાયો તેની અભિલાષા પૂર્ણ થઈ કાશીજીના દારાનગર નામના મહાલમા તે રહેવા લાગ્યો. આ મહાલ તે દારાના નામથીજ પ્રસિદ્ધ છે કાશીના ઉચ્ચ કોટીના વિદ્વાન્ પડિતો અને સન્યાસી મહાત્માઓને તેણે એકત્ર કરવા નુ શરૂ કર્યું અને તેને ત્યા રાત દિવસ વેદાન્ત શાસ્ત્રની ચર્ચા થવા લાગી દારાએ પોતાની અલૌકિક પ્રતિભાથી ઉપનિષદોનું પૂર્ણ અધ્યયન કરીને ફારસી ભાષામા તેનો ઉત્તમ અને અદ્વિતીય અનુવાદ કર્યો તેનુ નામ 'સિર્રે અકબર' (મહાન્ રહસ્ય) રાખ્યુ દારાએ ૫૦ ઉપનિષદોનો અનુવાદ કરેલ છે જેમા કૌષતકિ, વાષ્કલ અને ઐતરેય ઋગ્વેદની, છાન્દોગ્યોપનિષદ્ સામવેદની, ઈશાવાસ્ય બૃહદારણ્યક દિ ૧૨ ઉપનિષદો યજુર્વેદની અને મુડક, કઠવલ્લી પરમહંસાદિ ૩૪ ઉપનિષદો અથર્વવેદની, આ પ્રમાણે કુલ ૫૦ ઉપનિષદોનો અનુવાદ શાહજાદા દારાશિકોહે પોતે પૂર્ણ કરેલ છે.

આ અનુવાદ ૧૬૫૬ ઈસવી સનમા સમાપ્ત થએલ છે, જેમા છ મહીનાનો સમય લાગેલ છે. તેની ભૂમિકા અદ્ભુત ભાવ અને યથાર્થ ભાવનાથી પરિપૂર્ણ છે મ્હારા પૂર્વજોની હસ્તલિખિત ફારસી ઉપનિષદોની પ્રતિમા સાત પૃષ્ઠની ભૂમિકા છે તેનો કઈક અશ અહિં આપવામા આવે છે—

"चूँ दरीं अय्याम बुल्दये वनारस के दारल इल्म ईं कोम अस्त ताल्लुक या ईं हक जुद दाश्त पण्डितान व सन्यासियान रा के सिर आमद वक्त व वेद व उपनिषदतदा बूदन्द जमा साख्ता खुद आ खुलासे तौहीद रा के उपनिखद यानी इसरार पोशीदनी व मुनतहाय मतलब जमीअ अवलिआए अल्ला अस्त दर सन् एक हजार व शस्त व हफ्त (१०६७) हिजरी वेगरजाना तरजुमा नमूद"।

અર્થાત્–કારણ કે આ અવસરમા બનારસ નગર જે કે આ જાતિ (હિન્દુઓ) નુ વિદ્યાપીઠ છે અને હાગને એટલે મને વેદાન્ત અધ્યયનની લગન લાગેલી છે અને મને અહિંના રાજકીય પ્રબન્ધ માટે આવવાનો અવસર મળેલ છે મેં અહિંના પડિતો અને સન્યાસિયો જેઓ કે આ સમયના ઉચ્ચકોટીના વિદ્વાન્

તથા વેદ અને ઉપનિષદના જ્ઞાતા છે, તેગને મેં એકત્ર કર્યા. મેં પોતે તે વેદાન્તના ગ્રન્થ એટલે ઉપનિષદોનું કે જે અદ્વૈતવાદના સ્પષ્ટ રહસ્યમય ગ્રન્થ છે તથા જેમના અર્થ અગમ્ય છે તેમજ જે પરમાત્માના મહાન્ ભક્તોના ગુપ્ત રહસ્ય અને ગૂઢ અર્થનો ખજાનો છે, તેનો સન્ ૧૦૬૭ હિજરીમાં પરમાર્થ નિમિત્ત અનુવાદ કરેલ છે. દારાના ઉપનિષદ્-અનુવાદનું નિદર્શન પણ નમૂના તરીકે જોવું જોઈએ—

य आत्मापहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः सोऽन्वेष्टव्यः स सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान् यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच ॥ १ ॥

( छान्दोग्य अ० ८ ख० ७ मन्त्र १ )

" आं आत्माए के ऊ रा बदी व पीरी व मर्ग व अन्दोह व आरज़ूए खुरदन व आशा मीदन नेस्त व रास्त इज्म अस्त व हर ख्वाहिशे के मी कुनद मौजूद मी शवद । आं आत्मा रा बायद जुस्त व बायद दानिस्त व आं रा खुद बखुद बायद दानिस्त । हर के आत्मा रा चुनीं वेदानद बर हमा मुल्कहा व ख्वाहिशहा जफर मी यावदई चुनी गुफ्त परजापत ।"

અર્થાત્—તે આત્મા કિ જેને બુઢાપણુ-વૃદ્ધત્વ, મૃત્યુ અને શોક તેમજ તેને ખાન પાનની ઈચ્છા નથી અને જે સત્યની ચાહના કરનાર છે અને જે ઇચ્છા કરે છે તે પૂર્ણ થઈ જાય છે, એવા આત્માની શોધ કરવી જોઇએ તેને જાણવો જોઈએ અને તેને સારી રીતે પોતેજ જાણવો જોઇએ. જે વ્યક્તિ આત્માને આ રીતે જાણે છે તે સમ્પૂર્ણ સંસાર ઊપર અને ઇચ્છાઓ ઊપર વિજય પ્રાપ્ત કરે છે, આ વાત પ્રજાપતિએ કહેલી છે.

શાહજાદા દારાશિકોહના આ અનુવાદની આ એક વિશેષ મહત્તા છે કે આના દ્વારા ઉપનિષદોનો પ્રચાર યૂરોપમાં થયો. ૧૭૭૫ ઈ૦ માં જનટિલ નામના ફ્રેંચ રાજદૂતે આની એક પ્રતિ બરનિયર યાત્રી મારફત પેરાનની પાસે મોકલી પેરાન ફારસી અને ઇરાની ભાષાઓનો વિશેષજ્ઞ હતો. આણેજ જીન્દાવસ્તાનું અન્વેષણ કર્યું હતું. પેરાએ આની એક બીજી પ્રતિ મેળવી અને આ બેના આધારથી ફ્રેંચ અને લાટિન ભાષાઓમાં તેનો અનુવાદ કર્યો. તે લાટિનનો અનુવાદ સન્ ૧૮૦૨ ઇસ્વીમાં છપાયો, તે 'ઓપનિષત્ આઇડિસ્ટ સીક્રીટમ ટેગેનડમ" નામથી પ્રકાશન થયુ. આ અનુવાદનો ખૂબ આદર થયો. યૂરોપના ફિલોસોફર ઉપનિષદોની તરફ આકર્ષિત થયા શોપેનહારે તેની ઘણી શોધ કરી અને તેણે તેનાથી મુગ્ધ બનીને એકસ્વરથી તેની પ્રશંસા કરી. તેણે કહ્યું કે મ્હારા જીવનનો

આધાર આજ ઉપનિષદો છે. આ વિષયપર મ્હોટા મ્હોટા ગ્રન્થ લખવામાં આવ્યા. અને પાશ્ચાત્ય દર્શન શાસ્ત્રમાં એક નવજીવન ઉત્પન્ન થઈ ગયું. આ ઉપરથી ફ્રાંસ અને જર્મનીના વિદ્વાનોનું ધ્યાન વેદો તરફ આકર્ષિત થયુ. અદમ્ય ઉત્સાહથી પાશ્ચાત્ય વિદ્વાનોએ સંસ્કૃતના મૂલ ઉપનિષદોને શોધી કાઢ્યા અને વળી પણ અદ્ભુત શોધ કરી. સમ્પૂર્ણ ઋગ્વેદાદિ ગ્રન્થો ભાષ્ય અને ટીકાઓ સહિત મુદ્રિત પ્રકાશિત કર્યા. છતાં પણ ભારતવર્ષ સુઈ રહ્યું હતું અને જાગૃત યૂરોપે વૈદિક સાહિત્યમાં નવજીવન અને નવયુગ ઉત્પન્ન કર્યું. કેટલાક વર્ષો પછી રાજા રામમોહનરાયે કેટલાક ઉપનિષદોનો અંગ્રેજી ભાષામાં અનુવાદ કર્યો. તત્પશ્ચાત્ કુલણુક, કાવેલ, રેગનાડ, વિનટરનિજ, ઓલડેનવર્ગ, વેટલિંગ, વીવર, કીથ વગેરેએ અંગ્રેજી, જર્મન, ફ્રેંચ ઈત્યાદિ ભાષાઓમાં અનુવાદ અને તેનાપર ભાષ્ય લખ્યાં, પરતુ સર્વથી મહત્ત્વપૂર્ણ ભાષ્ય અને અનુવાદ મેંક્સમૂલર અને ડ્યૂસનનાં છે. પાલ ડયૂસનની ઉપનિષદોની ભૂમિકા અત્યન્ત મહત્ત્વપૂર્ણ છે. તેમનું પુસ્તક "ફી ફિલોસફી ઓફ ઉપનિષદ્" વાંચવા યોગ્ય છે. આનો અંગ્રેજીમાં અનુવાદ પણ થઈ ગયેલ છે. બ્લુમફીલ્ડની "ફી રિલિજન આફ ધિ વેદાજ" અપૂર્વ પુસ્તક છે. શ્રીમતી એનીબેસેન્ટે થિયોસોફિકલ સાહિત્યમાં ઉપનિષદોને ઘણુ ઉચ્ચ સ્થાન આપેલું છે. આ વિષય ઉપર અનેક વ્યાખ્યાન અને ભાષ્ય પ્રકાશિત કર્યા છે. ખરેખર ભારત દારાશિકોહ અને પાશ્ચાત્ય વિદ્વાનોનો આભારી છે.કે જેમણે આ બ્રહ્મવિદ્યાના સત્ય સંદેશનો પ્રચાર કરેલ છે.

વર્તમાન કાલમાં અ જે ગોપાલનન્દન આનન્દકન્દ ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્રના શરણુને ગ્રહણ કરીએ કે જેમણે આ ભારતવર્ષને સ્વતન્ત્રતાની ઝલક દેખાડી છે અને ભારતમાં મ્હેટી મ્હોટી વિભૂતિયો ઉત્પન્ન કરી છે, જેઓએ પોતાની આધ્યાત્મિક શક્તિ વડે સંપૂર્ણ જગતને પ્રાચીન સમયથી લઈને વર્તમાન સમય સુધી ચકિત કરી દીધેલ છે. મહાત્મા ગાંધીજી વગેરે મહાપુરૂષોને આ શક્તિ ઉપનિષદો અને ગીતા દ્વારાજ પ્રાપ્ત થઈ હતી. કહેવામાં આવ્યું છે કે सर्वोपनिषदो गावः ·········दुग्धं गीतामृतं महत् ઉપનિષદ્ એ અમૃત પાન કરાવનારી ગાય છે જેનાથી ગીતા વગેરેનો પ્રાદુર્ભાવ થયેલ છે. ભારતીય જનતા સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ મહામંડલેશ્વર પ્રતિ પણ અન્તઃકરણથી આભારી છે કે જેઓએ ઉપનિષદ્ અને ગીતાનો પ્રચાર જનતાની અંદર સર્વથી અધિક પ્રમાણમાં કરીને સામાન્ય જનતા પર્યન્તમાં આ રહસ્ય જ્ઞાનને સર્વપ્રથમ પહોંચાડવાની કૃપા કરી છે.



उद्गीथ अक्षर ॐ की उपासना ( अ १ ख. १ )
ઉદ્ગીથ અક્ષર ॐ ની ઉપાસના ( અ ૧ ખ ૧ )



નમ. સચ્ચિદાનન્દાય

# છાન્દોગ્યોપનિષદ્

## વિદ્યાવિનોદ ભાષ્યસહિત

### પ્રથમ અધ્યાય પ્રથમ ખણ્ડ

ગ્રન્થની નિર્વિઘ્ન સમાપ્તિ થાય એ હેતુથી પ્રાર્થનારૂપ
મગલાચરણ કરવામા આવે છે—

**ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो वलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

**ભાવાર્થ**—મારા બધા અગો, વાક્, પ્રાણ, ચક્ષુ, કર્ણ આદિ બધી ઇન્દ્રિયો પરિપુષ્ટ બનો, ઉપનિષદથી પ્રતિપાદિત બ્રહ્મ મને પ્રકાશ આપો, હુ બ્રહ્મનો અસ્વીકાર ન કરૂ તથા બ્રહ્મ મને જુદો ન કરે, બ્રહ્મ સાથે મારો સમ્બન્ધ તથા મારી સાથે બ્રહ્મનો સમ્બન્ધ હમેશા રહે, ઉપનિષદ્ પ્રતિપાદ્ય ધર્મ આત્મનિષ્ઠ એવા મારામા પ્રકાશિત થાય, અને આધિભૌતિક, આધિદૈવિક તથા આધ્યાત્મિક ત્રણે પ્રકારના તાપોની શાન્તિ થાવ

આ પ્રમાણે શાન્તિપાઠ કર્યા બાદ હવે પ્રથમ અધ્યાયના પ્રથમ ખડનો આરભ કરવામા આવે છે—

પ્રાકૃત પુરૂષોમા કર્માભ્યાસની અનાદિ વાસનામા અત્યત દૃઢ વાસના હોવાના કારણથી તેમને આઠ કર્મોને છોડીને ઉપાસનામા મન પરોવવાનુ ઘણુ જ

કઠણ છે. તેથી સર્વ પ્રથમ કર્માંગસંબંધિની ઉપાસનાનોજ ઉલ્લેખ કરવામાં આવે છે, યથા—

**ओमित्येतदक्षरमुद्गीथमुपासीत । ओमिति ह्युद्गायति तस्योपव्याख्यानम् ॥ १ ॥**

**ભાવાર્થ**—'ઉદ્ગીથ' શબ્દ જેનો વાચક છે, એવા 'ૐ' એ અક્ષરની ઉપાસના કરવી જોઇએ. કારણ કે ઉદ્ગાતા યજ્ઞમાં 'ૐ'નું ઉચ્ચારણ કરીને યજ્ઞમાં ઉદ્ગાન–ઉચ્ચ સ્વરથી સામગાન–કરે છે. એ ઉચ્ચારણ કરીને યજ્ઞમાં ઉદ્ગાન–ઉચ્ચસ્વરથી સામગાન–કરે છે. એ ઉદ્ગીથોપાસનાનું જ વ્યાખ્યાન કરવામાં આવે છે. ૧.

**વિદ્યાવિનોદ ભાષ્ય**—સામવેદીય સ્તોત્ર વિશેષનું નામ 'ઉદ્ગીથભક્તિ' છે. ઓમ્કાર તેનો અંશ છે, તેથી તેને ઉદ્ગીથ કહેવામાં આવે છે. ઉદ્ગીથનું વાચ્ય 'ૐ', એ અક્ષર જગન્નિયંતા જગદીશનું સર્વથી નિકટવર્તી પ્રિયતમ નામ છે, તેનોજ વારંવાર પ્રયોગ કરનારાઓ ઉપર તે, જેમ કોઈ સાધારણ માણસ પોતાના પ્રિયનામનું ઉચ્ચારણ કરનાર ઉપર પ્રસન્ન થાય છે તેમ, અત્યંત પ્રસન્ન થાય છે. પ્રકૃત મંત્રમાં 'ૐ'ની પછી 'ઇતિ' શબ્દ મુકેલો છે, તેનું તાત્પર્ય એ છે કે, 'ૐ' એ બ્રહ્મનું અભિધાયક ( નિર્દેશક ) હોવાથી તે ઇતિ શબ્દદ્વારા વ્યાપક બ્રહ્મ નિર્દિષ્ટ થઇને કેવળ શબ્દરૂપથી પ્રતીત થાય છે. જેમ મૂર્તિ આદિ પરમાત્માના પ્રતીક છે તેમજ ઓમ્કાર પણ તેનુંજ પ્રતીક છે. તેથી અખિલ વેદગ્રંથોમાં એ નામથી પ્રતીકરૂપે એ પરમાત્માની ઉપાસના કરવાનું ઉત્તમ સાધન બતાવવામાં આવેલુ છે.

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ —गी० १७।२४

એ ભગવદુક્તિથી તેમજ જપ, કર્મ અને સ્વાધ્યાયની આદિ તથા અંતમાં ઘણે ભાગે તેના પ્રયોગનાં દર્શનથી તેની શ્રેષ્ઠતા પ્રસિદ્ધજ છે. તેથી ઉદ્ગીથ શબ્દ વાચ્ય તથા પરમાત્માના પ્રતીકરૂપ ઓમ્કારમાં અવિચ્છિન્ન ભાવથી એકાગ્ર થઈ ચિત્તને લગાડવું. ઓમ્કાર ઉદ્ગીથ શબ્દનું વાચ્ય છે, તેમાં કારણનું પ્રતિપાદન શ્રુતિ પોતેજ કરે છે કે—ઉદ્ગાતા 'ૐ' એ શબ્દથી આરંભ કરીને સામવેદનું ગાન કરે છે, તેથી ઓમ્કાર ઉદ્ગીથ છે, તેનાથી તેની ઉપાસના થાય છે, એજ એનું ઐશ્વર્ય છે તથા તેનું ફળ છે, ઇત્યાદિ જે કથન કરવામાં આવે છે તેને ઉપાખ્યાન કહે છે, ૧.

**વિશેષ**—ૐ અને ઉદ્ગીથ બંને એકજ વસ્તુ છે. અહીં અક્ષરનો અર્થ અવિનાશી છે, જે અવિનાશી છે તેજ ઓમ્ છે. કોઈ આચાર્યનો સિદ્ધાંત છે કે 'અક્ષ' એટલે નેત્રાદિ ઇંદ્રિયો તથા 'ર' એટલે રહેનારો, અર્થાત્ ઇંદ્રિયોમાં રહેનારો તે અક્ષર છે. એજ અવિનાશી બ્રહ્મ છે, તેને ઉદ્ગીથ પણ કહેવામાં આવે છે. ઉદ્ગીથ એટલે જે સ્થાન સર્વશ્રેષ્ઠ છે, કે જેને સંપૂર્ણ વેદ ગાયા કરે છે, તેનીજ ઉપાસના કરવી જોઇએ.

જ્યારે જીવોનાં કર્મફળના ભોગને અર્થે સૃષ્ટિની રચના કરવાની ઇશ્વરની ઇચ્છા થઈ ત્યારે સર્વથી પહેલાં ધ્વન્યાત્મક 'ૐ' એવો ધ્વનિ ઉત્પન્ન થયો, તે પછી તેનાથી વર્ણાત્મક શબ્દ 'एकोऽहं बहु स्याम' અર્થાત્ એક હું ઓમકારરૂપ બ્રહ્મ ઘણા થઈ જાઉં. એ પ્રકારની ઇચ્છા થતાંજ ચરાચર સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ગઈ. એટલે જેટલી સૃષ્ટિ છે, પછી તે પ્રગટ હોય કે અપ્રગટ હોય, તે સર્વ ઓમકારરૂપ બ્રહ્મજ છે. વેદોની ઋચાઓની આદિ તથા અંતમાં ૐ શબ્દનો પ્રયોગ કરવાનું તાત્પર્ય એ છે કે ૐના પહેલાં અને પછી જે કાંઈ છે તે સર્વ ઓમકારરૂપજ છે, તેનાથી ભિન્ન કોઈ પદાર્થ નથી. ઓમકારના અ, ઉ, મ્ એ ત્રણ અક્ષરોનો અભિપ્રાય એ છે કે જાગ્રત આદિ ત્રણે અવસ્થાના અભિમાની દેવતા ક્રમશઃ જે વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ છે તે ઓમકાર રૂપજ છે તથા માયા વિશિષ્ટ બ્રહ્મ, ઇશ્વર, હિરણ્યગર્ભ તથા વિરાટ્ એ પણ ઓમકાર રૂપજ છે, અર્થાત્ ઇશ્વરથી લઇને તૃણપર્યંત અખિલ પ્રપંચ ઓમકારરૂપજ છે. જે પુરૂષ ઓમકારનું ઉચ્ચારણ કરે છે તેના ઉપર પરમાત્મા પ્રસન્ન થાય છે. ઓમકારનું ઉચ્ચારણ કરીને જે વૈદિક કર્મ કરવામાં આવે છે તે સિદ્ધિને પ્રાપ્ત થાય છે. ૧.

ઉદ્ગીથ સામવેદનો એક ભાગ છે. જે ઓમથી શરૂ થાય છે. ઉદ્ગાતા તેને સોમયજ્ઞમાં ગાય છે. સોમયજ્ઞ—અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉકથ, ષોડશી, વાજપેય, અતિરાત્રએ તથા આપ્તોર્યામ, એ પ્રકારે સાત ભેદોમાં વિભક્ત છે. એજ સોમયાગ 'સપ્તમ સંસ્થા' કહેવાય છે. આ યજ્ઞોમા સોળ સોળ ઋત્વિક હોય છે. તેમાં ચાર સામવેદી હોય છે તથા બીજા ત્રણ પ્રસ્તોતા, પ્રતિહર્તા તથા સુબ્રહ્મણ્ય તેના સહાયક હોય છે. ઉદ્ગાતા આ યજ્ઞોમાં સામના ઉદ્ગીથ ભાગને ગાય છે. આ ઉદ્ગીથનો ઓમથી પ્રારંભ થાય છે, જેવુ ઉદ્ગાતા પ્રથમ એક લાંબા ( દીર્ઘ ) તથા ઉંચા સ્વરમાં ગાન કરે છે. પછી શેષ ઉદ્ગીથને ગાય છે. તાત્પર્ય એ છે કે સંપૂર્ણ ઉદ્ગીથનો સાર હોવાથી સામવેદી ઓમને ઉદ્ગીથજ કહે છે.

સર્વ રસોમાં ઉદ્ગીથ રસતમ છે, એજ વાતને સ્પષ્ટ કરે છે, યથા—

**एषां भूतानां पृथिवी रसः पृथिव्या आपो रसोऽपामो-षधयो रस ओषधीनां पुरुषो रसः पुरुषस्य वाग्रसो वाच ऋग्रस ऋचः साम रसः साम्न उद्गीथो रसः ॥ २ ॥**

**ભાવાર્થ**—સચરાચર ભૂતોનો રસ પૃથ્વી છે. પૃથ્વીનો રસ જળ છે, જળનો રસ ઓષધિયો છે, ઓષધિયોનો રસ પુરૂષ, પુરૂષનો રસ વાણી, વાણીનો રસ ઋચા, ઋચાનો રસ સામ તથા સામનો રસ ઉદ્ગીથ છે. ૨.

**(વિ૦ વિ૦ ભાષ્ય**—આ ચરાચર જીવ પૃથ્વીથી ઉત્પન્ન થાય છે. તેમાંજ સ્થિત રહે છે તથા અંતમાં પણ તેમાંજ લીન થઈ જાય છે, તેથી પૃથ્વી સંપૂર્ણ પ્રાણિયોનું કારણ છે. પૃથ્વીનો હેતુ જળ છે, કારણ જળથી પૃથ્વી ઉત્પન્ન થાય છે. જળથી અન્નાદિકની ઉત્પત્તિ થાયછે, એટલે કે જળનો સાર અન્નાદિક છે. અન્નાદિકથી મનુષ્ય ઉત્પન્ન થાય છે, તેથી અન્નાદિકનો સાર મનુષ્ય છે. પુરૂષના અવયવોમાં વાણીજ સર્વથી અધિક સાર વસ્તુ છે, તેથી વાણીને પુરૂષનો રસ કહે છે. એ વાણીનો પણ તેનાથી અધિક સારભૂત રસ ઋચાજ છે. ઋચાનો રસ સામ છે, જે તેનાથી પણ અધિક સારભૂત વસ્તુ છે.તથા તે સામનો પણ રસ ઉદ્ગીથ અગર ઓમ કાર છે, એ સામથી પણ અધિક,સારભૂત વસ્તુ છે, કારણ કે તે બ્રહ્મસ્વરૂપજ છે. ૨.

**(વિશેષ**—પ્રકૃત મન્ત્રનું એ પણ તાત્પર્ય હોઈ શકે કે—પૃથ્વીનો દેવતા સર્વ જીવો કરતાં શ્રેષ્ઠ છે. તેનાથી ચઢિયાતો જળનો અભિમાની દેવતા વરૂણ છે. તેનાથી વધીને સોમ છે. સોમથી વધીને સરસ્વતી, સરસ્વતીથી વધીને ઋચા, ઋચાથી વધીને પ્રાણ, પ્રાણથી વધીને નારાયણ છે તથા ઉદ્ગીથ અગર ૐ સર્વશ્રેષ્ઠ છે. તેનાથી ચઢિયાતુ કોઈ નથી.

અહીં રસ શબ્દ જુદા જુદા અભિપ્રાયનો બોધક છે. જેવા કે—આશ્રય, કારણ, સાર, તત્ત્વ પ્રકૃતમાં રસ શબ્દ તત્ત્વના અભિપ્રાયથી યોજાએલો છે. ભાવ એ છે કે-પુરૂષનો સાર વેદવાણી છે તથા વેદવાણીનો સાર ઉદ્ગીથ અગર ૐકાર છે. તેથી ઓમકારના અર્થરૂપ બ્રહ્મની ઉદ્ગીથરૂપ સાધનોથી એટલે કે વૈદિક જ્ઞાનનો આશ્રય લઈને, ઉપાસના કરવી જોઈએ ૨.

**स एष रसानाᳬ रसतमः परमः परार्ध्योऽष्टमो यदुद्गीथः ॥३॥**

**ભાવાર્થ**—એ આજે ઉદ્ગીથ છે તે સર્વ રસોમાં અતિશય રસ, ઉત્કૃષ્ટ પરમાત્માનું આશ્રય સ્થાન તથા પૃથ્વી આદિ રસોમાં આઠમો છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—લોકમા જેટલા સાર પદાર્થ હોય છે અગર સૂક્ષ્મ હોય છે તેટલાજ તે પૂજ્ય હોય છે. અન્નાદિક પૃથ્વી તથા જળનો સાર છે. તેથી

પૃથ્વી તથા જળથી અન્નાદિક વધારે પૂજ્ય છે. તેજ કારણથી અન્નદેવ કહેવાય છે, 'अन्नं ब्रह्मेति' અન્નનો સાર પુરુષ છે તેથી અન્નથી ચઢિયાતો પુરુષ વધારે પૂજ્ય છે. પુરુષનો સાર વાણી છે, કારણ કે જે પુરુષની જીહ્વા ઉપર સરસ્વતી વાસ કરે છે, તે અધિક પૂજ્ય થઈ જાય છે. અને વાણીનો સાર ઋચા છે અર્થાત્ જે પુરુષ વેદવેત્તા છે તે વળી વધારે પૂજ્ય છે. ઋચાઓનો સાર સામવેદ છે, તેથી જે પુરુષ સામવેદનો જ્ઞાતા છે તથા સામવેદીય મન્ત્રોથી પરમાત્માનું ગાન કરે છે તે વળી અધિક પૂજ્ય છે. તથા સામવેદનો સાર ઉદ્‌ગીથ સંજ્ઞક ઓમ્કાર છે, તે ભૂત આદિના ઉત્તરોત્તર રસોમાં રસતમ છે એટલે કે પરમાત્માનો પ્રતીક છે, તેથી પરમ અગર ઉત્કૃષ્ટ પરાર્ધ્ય અર્થાત્ શ્રેષ્ઠાતિશ્રેષ્ઠ છે તેની ઉપાસના કરનારો મનુષ્ય પણ શ્રેષ્ઠાતિશ્રેષ્ઠ યાને અતિ પૂજનીય બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે. પૃથ્વ્યાદિ રસોની ગણનામાં તે સર્વશ્રેષ્ઠ આઠમો છે. ૩.

**વિશેષ**—જો કે ઇશ્વરની સૃષ્ટિ બધીજ ચમત્કારપૂર્ણ છે, તેની રચના જોઇને બુદ્ધિ જડ થઈ જાય છે, તોપણ સર્વ સૃષ્ટિનો નિચોડ મનુષ્ય છે. જો સમગ્ર સૃષ્ટિના વૈલક્ષણ્યને કોઈ એક જગોએ જોવાની ઇચ્છા હોય તો મનુષ્ય રચનાને જોઇ લેવી. મનુષ્ય; મણિ, મંત્ર, ઓષધિ તથા યોગાદિના બળથી પર્વતથી ભારે તેમજ ફુલ કે તૃણથી પણ હલકા હોવાની યોગ્યતા રાખે છે. એ પાણીમાં ડૂબતી નાવોના ( સબમરીન ) સાધનથી મહીનાઓ સુધી માછલીની પેઠે પાણીમાં રહી શકે છે તથા વ્યોમયાનો ( એરોપ્લેન ) ના કૌશલથી પક્ષી બનીને આકાશની ઉંચાઈ માપી લે છે. વિજ્ઞાનની સહાયતાથી તે અગ્નિમાં બળવાથી પણ બચી જાય છે. તેથી મનુષ્ય એ ઇશ્વરીય સૃષ્ટિનું એક અનિર્વાચ્ય તત્ત્વ છે—રસ છે—સાર છે. પરંતુ એવી દશામાં તે સર્વથા અને ઉપયુક્ત થઈ જાય છે કે જ્યારે તેની વાણી તેને સાથ દેતી નથી, એટલે કે મનુષ્યનું સાર—તત્ત્વ વાણી છે. જેમને બોલતાં આવડે છે તેઓ લોકોને વિના પૈસે ખરીદી લે છે. પણ તે વાણીમાં રસ ત્યારેજ આવે છે કે જ્યારે તે એ 'ૐ'ના તત્ત્વને જાણવામાં સમર્થ થાય છે. જે ઓમના વાચ્ય પરબ્રહ્મથી રસનો પ્રવાહ પ્રવાહિત થાય છે તે રસ ગંગાની ધારાનું આદિ ઉદ્‌ગમ સ્થાન બ્રહ્મરૂપ હિમાલય છે. ભાવ એ છે કે—પુરૂષના રસતત્ત્વને સમુન્નત કરનારી રસીલી વાણીને સરસ કરનાર ઓમકાર છે.

પ્રકૃત મંત્રમાં પરાર્ધ્ય શબ્દનું તાત્પર્ય એ છે કે—અર્ધ, સ્થાનને કહેવામાં આવે છે. જે પર હોઇને અર્ધ હોય તેનું નામ પરાર્ધ્ય છે, અભિપ્રાય એ છે કે પરમાત્માની પેઠેજ ઉપાસ્ય હોવાથી તે પરમાત્માનો આશ્રય હોવાને યોગ્ય છે. ૩.

રસતમત્વ ગુણને કહીને આપ્તિગુણને કહેવાને સારૂ શિષ્યરૂપી શ્રુતિ ઋગાદિ જાતિને પૂછે છે, યથા—

**कतमा कतमर्क्समरकतमरसाम कतमः कतम उद्गीथ इति विमृष्टं भवति ॥ ४ ॥**

**ભાવાર્થ**—કોણ કોણ ઋક્ છે? કોણ કોણ સામ છે? તથા કોણ કોણ ઉદ્ગીથ છે? તેનો વિચાર કરવામાં આવે છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ ઋચા શું છે? સામ શું છે, તથા ઉદ્ગીથ શું છે? એનો વિચાર છે અર્થાત્ તેનો પ્રશ્ન કરવામાં આવે છે.

આ સૃષ્ટિમાં 'ઉદ્ગીથ રસોનો પણ રસ છે', એ તત્ત્વનું બોધન કરવાને સારૂ જે પ્રથમ રસ ગણાવેલા છે તેમાં જે ઋચા, સામ, ઉદ્ગીથ આવેલા છે, એ શું ચીજ છે? હવે આ મંત્રમાં તેનો વિચાર કરે છે. ૪.

**વિશેષ**—પૂર્વોક્ત મંત્રમાં ઋક્, સામ તથા ઉદ્ગીથ એ ત્રણ શબ્દો આવેલા છે. તેમનો અન્ય ગ્રંથોમાં પ્રયોગ થાય છે. અન્યત્ર કહેવામાં આવેલું છે કે—છંદોબદ્ધ શ્લોક માત્રને ઋક્, ગાયનને સામ તથા ઉદ્ગાતૃકર્તૃક ગાયનમાત્રને ઉદ્ગીથ કહે છે. હવે અહીં પ્રશ્ન થાય છે કે, ઉક્ત શબ્દોનો પ્રકૃતમાં શો અર્થ લેવો ઉચિત છે? એજ આ મંત્રમાં જીજ્ઞાસા છે. કતમ શબ્દનું બેવાર ઉચ્ચારણ સન્માનનું બોધન કરવાને સારૂ છે. ૪.

શિષ્યરૂપા શ્રુતિથી આ પ્રકારે પૂછવાથી આચાર્યરૂપા શ્રુતિ ઉત્તર આપે છે, યથા—

**वागेवर्क् प्राणः सामोमित्येतदक्षरमुद्गीथः ।**
**तद्वा एतन्मिथुनं यद्वाक् च प्राणश्चर्क् च साम च ॥ ५ ॥**

**ભાવાર્થ**—વાણીજ ઋચા છે, પ્રાણ સામ છે તથા ૐ એ અક્ષર ઉદ્ગીથ છે. આજે વાણી, પ્રાણ, ઋચા તથા સામ છે તે નિશ્ચયે કરીને મિથુન એટલે કે જોડાં છે. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—વાણી વગર ઋચાઓનું ઉચ્ચારણ થઈ શકે નહી તથા પ્રાણ વગર સામવેદનુ ગાન થઈ શકે નહીં. તેથી ઋચાનું કારણ વાણી છે તથા સામનું કારણ પ્રાણ છે, કાર્ય કરણનો અભેદ હોવાથી જે વાણી છે તેજ ઋચા છે તથા જે પ્રાણ છે તેજ સામવેદ છે, એમ કહેવામાં આવે છે.

આ પ્રમાણે કારણભૂત વાણી તથા પ્રાણના ગ્રહણ કરવાથી સમસ્ત ઋચા તથા સમસ્ત સામનો અંતર્ભાવ થઈ જાય છે, તેમ થતાં ઋચા તથા સામથી સિદ્ધ થનારાં સર્વ કર્મોનો અંતર્ભાવ થઈ જાય છે. તથા તેમનો અંતર્ભાવ થતાં સંપૂર્ણ કામનાઓ તેમની અંતર્ભૂત થઈ જાય છે. 'ઋક્ ચ સામ ચ' તેમાં ઋચા અને સામને કારણેજ ઋક્ તથા સામ શબ્દો કહેવામાં આવેલા છે તેથી એ જે સમસ્ત ઋચા તથા સામ હેતુ રૂપવાણી તથા પ્રાણ છે એ મિથુન એટલે કે જોડુ છે અને એ મિથુનજ અવિનાશી ઓમ્કાર ઉદ્ગીથ છે.

આ પ્રમાણે એ સિદ્ધ થયુ કે સમસ્ત કામનાઓની ઉપલબ્ધિના હેતુરૂપ ઓમ્કાર વ્યાપ્તિ ગુણ વિશિષ્ટ છે. ૫.

**વિશેષ**—(ક) જો કે પ્રકૃત મંત્રમા વાણી તથા ઋચાઓની એકતા બતાવવામા આવી છે તોપણ ત્રીજા મત્રમાં બતાવ્યા પ્રમાણે ઉદ્ગીથના અષ્ટમત્વનો વ્યાઘાત થતો નથી, કારણ કે આ પૂર્વ વાક્યથી ભિન્ન વચન છે.

(ખ) પ્રકૃત મત્રમાં 'ઉદ્ગીથ' શબ્દથી સમસ્ત ઉદ્ગીથ ભક્તિનુ ગ્રહણ કરી ન શકાય એવી શંકાની, 'ૐ' એ અક્ષરજ ઉદ્ગીથ છે, એમ કહીને, નિવૃત્તિ કરવામાં આવી છે.

(ગ) પ્રકૃત મત્રમા કોઇનું એવું કહેવું છે કે—ઋચા અને સામનું એક મિથુન તથા વાણી અને પ્રાણનું બીજુ મિથુન, એ પ્રમાણે બે મિથુન છે. પરતુ એ કહેવુ બરાબર નથી, કારણ કે ઋચા તથા સામથી કારણનોજ નિર્દેશ અભિપ્રેત છે. તેથી કારણરૂપ વાણી તથા પ્રાણનુજ એકજ મિથુન છે. જો ઉપર્યુક્ત પ્રકારથી બે મિથુન માની લેવામાં આવે તો 'तद्वा एतद् मिथुनम्' એ એક વચનનો વિરોધ થઈ જાય. તેથી વસ્તુતઃ એકજ મિથુન છે. તાત્પર્ય એ છે કે ઋચા અને સામ સ્વતંત્ર પણે મિથુન નથી. ૫.

ઓમ્કારમાં સંસૃષ્ટ મિથુનના સમાગમનુ ફળ કહે છે, યથા—

**तदेतन्मिथुनमोमित्येतस्मिन्नक्षरे सꣳसृज्यते यदा वै मिथुनौ समागच्छत आपयतो वै तावन्योन्यस्य कामम् ॥ ६ ॥**

**ભાવાર્થ**—જ્યારે તે આ મિથુન 'ૐ' એ અક્ષરમાં સંસૃષ્ટ હોય છે (ત્યારે ઓમ્કારની સમસ્ત કામનાઓની ઉપલબ્ધિરૂપ ગુણથી યુક્ત હોવાનુ સિદ્ધ થાય છે) જ્યારે મિથુનના અવયવ પરસ્પર મળે છે ત્યારે એક બીજાની કામના પૂર્ણ કરી દે છે. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—અહીં એ સર્વકામનાઓની પ્રાપ્તિરૂપ ગુણથી વિશિષ્ટ વાક્ પ્રાણાત્મક મિથુન, અવિનાશી આ ઓમ્કારમાં સબદ્ધ રહે છે તેથી ઓમ્કારની સકળ કામનાઓની ઉપલબ્ધિરૂપ ગુણવત્તા પ્રસિદ્ધજ છે. ઓમ્કારનું વાઙ્મય તથા પ્રાણોત્પન્ન થવું એજ મિથુનથી સંસૃષ્ટ હોવુ એ છે, કામનાઓની પ્રાપ્તિ

કરાવી દેવી એ મિથુનનો ધર્મ પ્રસિદ્ધ છે. આ વિષયમાં દૃષ્ટાંત તરીકે કહીએ તો—જેમ સંસારમાં મિથુનના અવયવભૂત સ્ત્રી તથા પુરૂષ ગ્રામ્યધર્મથી પરસ્પર સંબંધ કરે છે તે સમયે એક બીજાની કામના પૂર્ણ કરી દે છે. એજ પ્રકારે પોતાનામાં અનુપ્રવિષ્ટ મિથુન દ્વારા ઓમકારની સમસ્ત કામનાઓની ઉપલબ્ધિરૂપ ગુણવત્તા સિદ્ધ થઈ જાય છે. ૬.

**વિશેષ**—પૂર્વમંત્રમાં કહેવામાં આવેલું છે કે બે મિથુન નથી પણ એકજ મિથુન છે, નહી તો 'तद्वा एतद् मिथुनम्' એ એક વગનની અનુપપત્તિ થઈ જશે. જ્યારે એવી વાત છે, તો પછી પ્રકૃત મંત્રમાં મિથુનૌ, એ દ્વિવચન કેવી રીતે સંગત થઈ શકશે ? આ શંકાનું સમાધાન એ છે કે, પ્રકૃતમાં મિથુનના અવયવભૂત સ્ત્રી તથા પુરૂષ છે, તેથી અવયવ બે હોવાથી 'मिथुनौ' એ દ્વિવગનનો પ્રયોગ વ્યર્થ નથી. મનુષ્યની વાણી તથા પ્રાણ બ્રહ્મનો આશ્રય કરીનેજ સફળ થાય છે. જે પુરૂષ વાણીરૂપ ઋક્ તથા પ્રાણરૂપ સામને લક્ષ્ય કરે છે, તેનેજ ઉક્ત મિથુન ફળ પ્રદ થાય છે, અન્યને નહી.

'ॐ' માં, વાણી તથા પ્રાણનું જોડુ જેવું મળેલુ છે તેનું થોડુ સાધારણ દિગ્દર્શન આ પ્રમાણે છે—વાણીની ઉત્પત્તિનાં મુખમાં સર્વથી પહેલું સ્થાન કંઠનુ છે તથા અંતિમ સ્થાન હોઠ અને પછી નાસિકાનુ છે. (વ્યાકરણની રીતે) 'ॐ' નામ અ-ઉ-મ, તેમાં અકારનું ઉચ્ચારણ કંઠમાં થાય છે તેનાથી મ્હોં ખુલુ રહે છે. ઉકાર હોઠને સંકુચિત કરતો ઉચ્ચારિત થાય છે. પછી મકાર કહેતી વખતે મ્હોં બિલકુલ બંધ થઈ જાય છે. જો કે મકારના ઉચ્ચારણમાં નાસિકાનો પણ થોડો વ્યાપાર છે, તોપણ તેનો મ્હોં ખુલ્લુ રાખવા સાથે સંબંધ નથી. અર્થાત્ 'ॐ' વાણીનાં સર્વ સ્થાનોને વ્યાપ્ત કરીને ઉચ્ચારિત થાય છે. તથા જ્યારે તેનુ ઉચ્ચ સ્વરથી ઉચ્ચારણ કરવામાં આવે છે ત્યારે તેમાં પ્રાણ તથા વાણી બન્નેનુ લગ્ન ( મેળ ) થઈ જાય છે સ્વર પ્રાણનું રૂપ છે. પ્રાણ તથા વાણી મનુષ્યનું ઉત્તમ જીવન છે. તેની સર્વ કામનાઓના તે સાધક છે. એ જોડુ 'ॐ'માં મળીને પોતાની શક્તિને 'ॐ'માં સ્થાપન કરે છે. એ શક્તિને જે જાણે છે તે ઉદ્ગાતા પોતાની તથા યજમાનની સર્વ કામનાઓ પૂર્ણ કરે છે. ૬.

હવે ઉદ્ગીથ દૃષ્ટિથી ઓમકારની ઉપાસના કરવાનું ફળ કહે છે, યથા—

**आपयिता ह वै कामानां भवति य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्ते ॥ ७ ॥**

**ભાવાર્થ**—આ પ્રકારે જે વિદ્વાન પુરૂષ આ ઉદ્ગીથરૂપ અવિનાશી 'ॐ'

કારની ઉપાસના કરે છે તે નિશ્ચયજ સમસ્ત કામનાઓની ઉપલબ્ધિ કરાવનારો થઈ જાય છે. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ પ્રકારે જે ઉપાસક પૂર્વોક્ત આપ્તિગુણવિશિષ્ટ ઉદ્ગીથસંજ્ઞક ઓંકારનું નિત્ય સેવન કરે છે અને પછી યજમાનને યજ્ઞ કરાવે છે, તે યજમાનની સર્વ કામનાઓ પૂર્ણ કરનારો થાય છે. અર્થાત્ તેના દ્વારા યજમાન તથા તેની સ્ત્રીના મનમાં જે જે લૌકિક અથવા પારલૌકિક કામનાઓ ઉઠે છે તે સર્વ પૂર્ણ થઈ જાય છે. ૭.

**વિશેષ**—જે દેવતામાં જેટલું સામર્થ્ય હોય છે તેટલોજ તે તેના ઉપાસક ઉપર ઉપકાર કરી શકે છે. જેમ તુલસીદાસ ઉપર પ્રસન્ન થએલું ભૂત તેમને રઘુનાથજીના દર્શન કરાવી શક્યુ નહીં, પરતુ હનુમાનજીએ તે કામ કરાવી દીધું. એજ પ્રકારે અન્યાન્ય દેવતા, પરિમિત શક્તિ હોવાના કારણે ઉપાસકની સર્વ ઇચ્છાઓની પૂર્તિ કરી શકતા નથી. હા, ઉદ્ગીથ દૃષ્ટિથી ઉપાસનીય ઓંકાર અપરિમિત શક્તિશાળી હોવાથી સર્વકામનાઓને સફળ કરવામાં સમર્થ છે.

વળી એ પણ વાત છે કે—ઉદ્ગીથપ્રતિપાદ્ય બ્રહ્મના જ્ઞાતાને સર્વોત્તમ ફળ પ્રાપ્ત થવાનું એટલા માટે કહેવામાં આવેલું છે કે, તેનું જ્ઞાન ભ્રાંતિરહિત હોય છે. પ્રથમ મત્રમાં જે ઓંકારના મહત્વનુ પ્રદર્શન કરવામા આવેલું છે, તેને જાણનારો વૈદિક-ઉદ્ગાતા અવશ્યે કરીને યજમાનની તો શું પણ સકળ જગતની કામનાઓ પૂર્ણ કરી શકે છે. ઉદ્ગીથરૂપથી ઉપાસના કરેલા ઓંકાર મહાપ્રભુથી બીજો કોણ વધારે શક્તિશાળી છે ? ૭.

ઓંકાર સમૃદ્ધિ ગુણવાળો પણ છે, એ વાત કહે છે, યથા—

**तद्वा एतदनुज्ञाक्षरं यद्धि किंचानुजानात्योमित्येव तदाहैषा एव समृद्धिर्यदनुज्ञा समर्धयिता ह वै कामानां भवति य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्ते ॥ ८ ॥**

**ભાવાર્થ**—તે એ ઓંકારજ અનુમતિવાચક શબ્દ છે. કારણ કે વિદ્વાન પુરૂષ જે કાઈ અનુમતિ આપે છે, તો ૐ એવુંજ કહે છે. એ અનુજ્ઞાજ, પ્રસિદ્ધ એટલે કે સંપત્તિ છે. જે વિદ્વાન પુરૂષ આ અક્ષર ઓંકારનું આ પ્રકારે સેવન કરે છે તે નિશ્ચયજ સંપૂર્ણ મનોરથોને પૂર્ણ કરનારો થાય છે. ૮.

" वि० वि० भाष्य—व्यवहार दशामां कोई मनुष्य कोइने धनधान्य आदि आपवामां अनुमति आपे छे त्यारे ते विषयमां अनुमति आपतो ते 'ॐ' एवुं कहीने अनुमोदन करे छे. ओंकार अनुज्ञा-अनुमति छे, समृद्ध पुरुषज ॐ कहीने अनुमति आपे छे. भावार्थ ए छे के ओंकार समृद्धि गुणवाळो छे, जे मनुष्य एवुं जाणीने उद्गीथ अक्षरनी उपासना करे छे ते समृद्धिशाळी ओंकारनो उपासक समृद्ध थईने पोताना यजमाननी अभिलाषाओने समृद्ध करे छे, अर्थात् तेमनी पूर्ति करनारो थाय छे. ८.

विशेष—लोकमां कोइने कोई मनुष्य कहे के—हुं तारी संपत्ति लई लउं छुं, त्यारे ते कहे छे के ॐ प्राचीनकाळमां याज्ञवल्क्य ऋषिने 'देवता केटला छे?' एवो प्रश्न शाकल्य ब्राह्मणे कर्यो त्यारे तेमणे जवाब आप्यो के—'तेतरीस' एवुं सांभळीने शाकल्ये 'ॐ' एवुं कहीने पोतानी अनुमति दर्शावी. लोकमां अनुमति ज सर्व कांई छे. श्रीमानोनी अनुमति श्रीयुक्त होय छे, तथा ओंकारज अनुज्ञाक्षर छे, ए समृद्धि गुणयुक्त छे. ८.

जे धर्ममां, धनमां, प्रभुतामा" तथा विद्या आदिमां बीजाओथी आगळ नथी तेनी पासे कोई आज्ञा मागतुं नथी, तथा ते कोइने आज्ञा आपी पण शकतो नथी. उलटुं तेने बीजानी आज्ञा मानवी पडे छे. भावार्थ ए छे के जे जाति तथा राष्ट्र पासे धन, वाणिज्य, विद्यासामग्री छे ते जाति तथा ते राष्ट्र देशवासिओनी मागणीने स्वीकारवानुं गौरव प्राप्त करवाना अधिकारी छे, तेज बीजाओनी आवश्यकता पुरी करवावाळा समृद्ध देशवासी छे. आ समृद्धिने जणावनार ॐकार छे. ८.

" ओंकार उपास्य छे तेथी तेनी उपासनामां रुचि उत्पन्न करवाने सारु हवे श्रुति ओंकारनी स्तुति करे छे, यथा—

**तेनेयं त्रयी विद्या वर्तते ओमित्याश्रावयत्योमिति शꣳसत्योमित्युद्गायत्येतस्यैवाक्षरस्यापचित्यै महिम्ना रसेन ।९।**

भावार्थ—ए ओंकारथीज त्रयी विद्यानी प्रवृत्ति थाय छे. अध्वर्यु 'ॐ' एवुं कहीनेज देवता अगर यजमानने श्रवण करावे छे. 'ॐ' एवुं कहीनेज होता शंसन ( आहुति ) करे छे तथा 'ॐ' एवुं कहीनेज सामवेदी ऋत्विग् गान

કરે છે ( સપૂર્ણ વૈદિક કર્મ પણ ) 'ॐ' એ અક્ષરનીજ પૂજાને સારૂ છે તથા તેના જ મહિમા અને રસથી ( સર્વ કર્મોની પ્રવૃત્તિ થાય છે ). ૯.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ અવિનાશી ઓંકારથીજ ઋગ્ યજુઃ તથા સામ રૂપ ત્રયી વિદ્યા અર્થાત્ ત્રયી વિદ્યાવિહિત કર્મ, પ્રવૃત્ત થાય છે. યજ્ઞમાં પ્રધાન ઋત્વિગ્ અધ્વર્યુ હોય છે તથા તે યજુર્વેદીય હોય છે. 'ॐ' એવું કહીનેજ અધ્વર્યુ આશ્રાવણ કર્મ કરાવે છે. અર્થાત્ જે સમયે અધ્વર્યુ કહે છે કે 'ॐ आश्रावय' તે મમયે ઋગ્વેદી ઋત્વિગ્ હોતા 'ॐ' એવું કહીને પ્રશસા કરે છે તથા 'ॐ' એવું કહીનેજ સામવેદી ઋત્વિગ્ ઉદ્ગાતા ઉચ્ચ સ્વરથી સામવેદનુ ગાન કરે છે. આ અવિનાશી ઓંકારની પૂજાને સારૂજ સમસ્ત વેદોક્ત કર્મ છે. કારણ કે તે પરમાત્માનુ પ્રતીક છે, તેથી તેની પૂજા એ પરમાત્માનીજ પૂજા છે તથા ૐકારનો મહિમા છે અર્થાત્ ઋત્વિગ્ તથા યજમાન આદિના પ્રાણોથીજ તથા રસ એટલે કે વ્રીહિ યવાદિ રસથી બનેલા હવિથીજ સર્વે વૈદિક કર્મ સંપન્ન થાય છે. ૯.

**વિશેષ**—જ્યારે એમ છે તો પછી શુ એ પ્રાણ અને હવિ એ અક્ષરના વિકાર છે ? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે, વિકાર નથી પરતુ એ યાગ હોમાદિ એ અક્ષરના ઉચ્ચારણપૂર્વકજ કરવામાં આવે છે.

अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥

અર્થાત્ આ અક્ષરના ઉચ્ચારણપૂર્વક અગ્નિમાં આપેલી આહુતિ આદિત્યને પ્રાપ્ત થાય છે, આદિત્યથી વૃષ્ટિ થાય છે. વૃષ્ટિથી અન્ન થાય છે તથા એ અન્નથી વીર્યાદિ દ્વારા પ્રજાની ઉત્પત્તિ થાય છે તથા પ્રાણ અને અન્નથી યજ્ઞનો વિસ્તાર કરવામાં આવે છે એજ કારણે આ 'અક્ષરના મહિમાથી તથા રસથી' એ પ્રમાણે કહેવામા આવેલુ છે. ૯.

એવી અવસ્થામાં અક્ષરના જ્ઞાનવાળાએજ કર્મ કરવા જોઇએ, એટલે કે અક્ષર વિજ્ઞાનવાનથીજ વિહિત કર્મ ફલાતિશયનો હેતુ થાય છે. એજ વાતને દઢ કરવાને સારૂ શ્રુતિ આક્ષેપ કરે છે, યથા—

**तेनोभौ कुरुतो यश्चैतदेवं वेद यश्च न वेद । नाना तु विद्या चाविद्या च यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवतीति खल्वेतस्यैवाक्षरस्योपव्याख्यानं भवति ॥ १० ॥**

**ભાવાર્થ**—જે તેને આ પ્રમાણે જાણે છે તથા જે નથી જાણતા તે બંને એ ઓંકારે કરીનેજ કર્મોને કરે છે, કારણ કે જ્ઞાન પૃથક્ છે અને અજ્ઞાન પૃથક્ છે, તેથી વિદ્યા, શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક જે કર્મ કરે છે, તેનું તે કર્મ નિશ્ચયજ અધિક ફળને આપનારૂં થાય છે, એ પ્રકારે એ સર્વ આ ઓંકારતુંજ વ્યાખ્યાન છે. ૧૦.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે ઉપર્યુક્ત પ્રકારે આ ઓંકાર અક્ષરના યથાર્થ સ્વરૂપને જાણે છે તથા જે નથી જાણતા તે બંને જો કે કર્માનુષ્ઠાન કરે છે તોપણ વિદ્યા તથા અવિદ્યા બંને ભિન્ન ભિન્ન વસ્તુ છે તેથી નહીં જાણનારની અપેક્ષાએ, ઓંકાર રસતમ તથા આપ્તિ અને સમૃદ્ધિ એ ગુણોથી યુક્ત છે, એવું જાણનારા પુરૂષોથી શ્રદ્ધા ભક્તિપૂર્વક રચેલા કર્મોના ફળ ઉત્કૃષ્ટ હોય છે, કે જેવી રીતે ઝવેરી અને ભીલ એ બનેમાંથી ઝવેરીને ઝવેરાતની વિક્રીનું અધિક જ્ઞાન હોવાથી તેને અધિક ફળ મળે છે. અનેક વિશેષણો દ્વારા ઘણે પ્રકારે ઉપાસનીય હોવાથી નિશ્ચયજ એ સર્વ આ ઉદ્‌ગીથસંજ્ઞક પ્રકૃત ઓંકાર અક્ષરનીજ વ્યાખ્યા છે. ૧૦.

**વિશેષ**—જેમ લોકમાં હરડેના રસને જાણનારા તેમજ ન જાણનારા બંનેને હરડે ખાવાથી દસ્તરૂપ સમાન ફળ મળે છે તેમ ઓંકારના વિષયમાં થતું નથી કારણ કે અહીં તો અવિદ્યાના કર્મને વધારે વીર્યવાન બતાવેલું છે. તેથી એ સિદ્ધ થાય છે કે અવિદ્યાનું કર્મ પણ વીર્યવાન તો હોય છેજ. અવિદ્વાનો કર્મમાં અધિકારજ નથી એમ કહેવું ઠીક નથી કારણ કે આ અધ્યાયના દશમાં ખડમાં અવિદ્વાનોને પણ ઋત્વિગ્નું કર્મ કરતા દેખાડેલા છે. એ અક્ષર આપ્ત્યાદિ ગુણવિશિષ્ટ છે એવી એક ઉપાસના છે, કારણ કે તેનું નિરૂપણ કરતા તેમાં કોઈ પ્રયત્નાન્તર જોવામાં આવ્યો નથી એ સપૂર્ણ અક્ષરનીજ વ્યાખ્યા છે.

ઋત્વિજોને સારૂ ઓંકારના અર્થનું રહસ્ય જાણવું એ આવશ્યક છે કે કેમ ? એ એક પ્રશ્ન છે. એક મનુષ્ય 'ૐ' અક્ષરનું કેવળ શુદ્ધ ઉચ્ચારણ કરી શકે છે તથા બીજો જે તેના ગુહ્ય અર્થનો જ્ઞાતા છે. એ બંને એજ યજ્ઞને પૂરો કરી શકે છે. તો પછી ઋત્વિગે તેનો અર્થ જાણવાની આવશ્યકતા શી છે ? લોકોની પણ અનુમતિ છે કે હરડેના ગુણને કોઇ જાણે કે ન જાણે તોપણ તેના સેવનથી અજ્ઞ તથા જ્ઞ બનેને ફળ સમાન થાય છે. ન્યાય પણ છે કે—'न हि द्रव्यशक्तिर्ज्ञानमपेक्षते' કોઇ પદાર્થનું સામર્થ્ય એવી પરવાહ રાખતું નથી કે અમુક મનુષ્ય મને જાણે અગ્નિની દાહક શક્તિ કોઈ જાણે કે ન જાણે તોપણ તે પોતાનું કામ

કરવાનીજ એજ પ્રકારે યજ્ઞાનુષ્ઠાન તથા ૐનું શુદ્ધ ઉચ્ચારણ પોતાનું ફળ આપશેજ. તે કોઇના જ્ઞાનની અપેક્ષા શા માટે રાખે ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે—ન જાણવા કરતાં જાણવું એ સારૂ છે કારણ કે કોઈ રત્નથી અનભિજ્ઞ એટલો લાભાન્વિત થતો નથી કે જેટલો અભિજ્ઞ થાય છે. એમાં સંદેહ નથી કે રત્ન રત્નજ છે, પણ તેનાથી જેટલો લાભ ઝવેરી મેળવી શકે તેટલો લાભ ગામડિયો મેળવી શકશે નહીં. હમારી ઘણી ઇચ્છા છે કે લોક એમના ( સ્વરૂપને ) ગુણોને ઝવેરીની પેઠે પારખે, શ્રદ્ધાથી ભરેલા હૃદયથી તેનું ઉચ્ચારણ કરે તથા તેના રહસ્ય ઉપર ધ્યાન આપે, તેનાથી કેટલાએ ઘણો વધારે લાભ થશે.

પ્રકૃતમાં ૐના સંબંધમાં વિદ્યા, શ્રદ્ધા તથા ઉપનિષદ્ શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે, પણ એ ત્રણે પ્રત્યેક ધર્મકાર્યના અંગરૂપ છે, ધર્મકાર્યોમાં જ સ્વાભાવિક શક્તિનો પ્રયોગ થાય છે તેમાં જો ઉક્ત ત્રણે અંગો મલી જાય તો તે અધિક બળવાળી થાય છે. કારણ કે તેનાથી અંતઃકરણ શુદ્ધ થાય છે અને મનુષ્યની સંકલ્પશક્તિ વધારે સુદ્રઢ બનતી જાય છે. ૧૦.



## ખંડ બીજો

હવે પ્રાણોપાસનાની ઉત્કૃષ્ટતા સૂચિત કરનારી આખ્યાયિકાને કહે છે, યથા—

**देवासुरा ह वै यत्र संयेतिर उभये प्राजापत्यास्तद्ध देवा उद्‌गीथमाजह्रुरनेनैनानभिभविष्याम इति ॥ १ ॥**

**ભાવાર્થ**—વિખ્યાત છે કે પૂર્વ સમયમાં પ્રજાપતિના પુત્ર દેવ તથા દાનવ કોઈ કારણસર પરસ્પર લડવા લાગ્યા. તેમાં દેવતાઓએ એવો વિચાર કરીને કે તેના દ્વારા દાનવોનો પરાજય કરીએ ! ( તેને સારૂ તેમણે ) ઉદ્ગીથનું અનુષ્ઠાન કર્યું. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ પ્રસિદ્ધજ છે કે પુરૂષમાં ઇંદ્રિયોની બે પ્રકારની વૃત્તિયો હોય છે. એક સત્વગુણી તથા બીજી તેનાથી વિપરીત ( જીવનોપયોગી પ્રાણ વ્યાપારોમાંજ રમણ કરનારી હોવાથી પ્રકૃતિથીજ ) તમઃપ્રધાના ( વૃત્તિ ) એ બંને પ્રકારની વૃત્તિયો પરસ્પર વિષયભોગ કરવાને સારૂ, જેમ કશ્યપ ઋષિના સંતાન દેવતા અને રાક્ષસ યજ્ઞમાંના બળીને નિમિત્ત લડે છે, તથા જેમ અસુરોને

બળવાન દેખી દેવતા વિષ્ણુ ભગવાનનું શરણુ લે છે, તેમજ સત્વગુણી ઇંદ્રિય વૃત્તિયો પણ તમોગુણી વૃત્તિરૂપ રાક્ષસને વધારે બળવાન દેખીને ઉદ્ગીથ નામક પરબ્રહ્મના શરણને પ્રાપ્ત થાય છે. એવો વિચાર કરીને હમો તેના દ્વારા એ તામસી વૃત્તિયોને પરાજીત કરીશુ. ૧.

**વિશેષ**—શાસ્ત્રીય પ્રકાશવૃત્તિનો પરાભવ કરવાને સારૂ પ્રવૃત્ત થએલી, પ્રકૃતિથીજ તમોરૂપા, ઇંદ્રિય વૃત્તિયો અસુર છે. તથા તેનાથી વિપરીત શાસ્ત્રાર્થ-વિષયક વિવેક જ્યોતિસ્વરૂપ દેવગણ સ્વાભાવિક તમોરૂપ અસુરોનો પરાભવ કરવાને પ્રવૃત્ત થાય છે આ પ્રકારે પરસ્પરની વૃત્તિયોના અભિભવ ઉદ્ભવરૂપ સંગ્રામના સમાન આ દેવાસુર સગ્રામ, અનાદિકાળથી સંપૂર્ણ પ્રાણિયોમાં પ્રત્યેક દેહમાં થતો આવે છે. કર્મ તથા ઉપાસનાના અધિકારીનુ નામ પ્રજાપતિ છે. તેનીજ શાસ્ત્રીય અને સ્વાભાવિક એ પરસ્પરવિરૂદ્ધ ઇંદ્રિય વૃત્તિયો સતાનના સમાન છે. એક તરફ તો કશ્યપના પુત્રોમાથી દેવતાઓએ વિષ્ણુનુ શરણ લીધું તથા બીજી બાજુએ પુરૂષની ઇંદ્રિય વૃત્તિયોમાંથી સત્વગુણી ઇંદ્રિય વૃત્તિયોએ ઉદ્ગીથસજ્ઞક પર બ્રહ્મનુ શરણ લીધું

મનુષ્યની ધાર્મિક વૃત્તિયોમાં દેવતા છે તથા પાપની વૃત્તિયોમા અસુર છે. તથા પ્રજાપતિ મનુષ્યને જાણો. તેની ઉક્ત બને વૃત્તિયો સતાન છે ધાર્મિક વૃત્તિયો પાપી વૃત્તિયોને દબાવવાની ચાહના રાખે છે તેજ પ્રમાણે પાપી વૃત્તિયો ધર્મની વૃત્તિયોને દબાવવાની કોશિશ કરે છે. આ દેવાસુરસગ્રામનુ કથન કરવાને આ આખ્યાયિકા કહેવામા આવી છે

ઉદ્ગાતાએ પોતાના ઉદ્ગીથના ગાનમા, બીજાના એટલે કે યજમાન આદિના કલ્યાણની પ્રાર્થના કરેલી છે, અહીં ઉદ્ગાતાની પ્રવૃત્તિમા સ્વાર્થ નથી પણ પરાર્થ છે તેથી તેણે એવા સ્વરૂપનુ ધ્યાન ધરવુ જોઇએ કે જેની પ્રવૃત્તિ સ્વાર્થ નહી પણ પરાર્થ હોય. એજ કારણથી અહીં બધી ઇંદ્રિયોની પરીક્ષા કરીને સર્વમા સ્વાર્થ દેખાડીને અંતમાં પ્રાણને કેવળ પરાર્થી દેખાડવામાં આવ્યો છે.

આ આખ્યાયિકાને સંતલોક એમ પણ સમજાવે છે કે—શાસ્ત્રના અભ્યાસ દ્વારા વેદાનુશાસન પાલન કરનારી વૃત્તિયોનુ નામ 'દેવ' તથા તેનાથી વિપરીત બહિર્મુખ વૃત્તિયોનુ નામ અહીં 'અસુર' છે. આ માનવદેહ–રણાંગણમા એ બને વૃત્તિયોનો અહર્નિશ દેવાસુર સંગ્રામ ચાલુ રહે છે. તેનો સર્વ મનુષ્ય સારી રીતે અનુભવ કરી રહ્યા છે આપ સર્વે એ સારી રીતે જાણો છો કે—જે પુરૂષ શાસ્ત્રીય દ્રષ્ટિથી સારા ખોટાને જુવે છે, જે શમદમાદિ સાધન સંપત્તિથી સમૃદ્ધ છે, જે

અનુષ્ઠાનપૂર્વક વેદાજ્ઞાનું પાલન કરે છે તથા જેમનુ વેદાંત વિજ્ઞાન સુનિશ્ચિતાર્થ છે તેમની આસુરી વૃત્તિયો દબાઈને શિથિલ થઈ જાય છે. તે સમયે ઉત્તમ વૃત્તિયોનું સામ્રાજ્ય સ્થાપિત થઈ જાય છે. તેથી મનુષ્યને સારૂ એ ઉચિત છે કે, તે ઉદ્ગીથરૂપ બ્રહ્મની ઉપાસનામાં અહર્નિશ પ્રવૃત્ત રહે, કે જેનાથી આપાતરમણીય આસુરી વૃત્તિયો તેમને વ્યામોહથી મુગ્ધ કરીને મદ કર્મોમાં ખેંચીને લઈ જઈ શકે નહીં.૧.

**ते ह नासिक्यं प्राणमुद्गीथमुपासांचक्रिरे तꣳ हासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभयं जिघ्रति सुरभि च दुर्गन्धि च पाप्मना ह्येष विद्धः ॥ २ ॥**

**ભાવાર્થ**—તેમણે નાસિકામાં રહેનારા પ્રાણની ઉદ્ગીથરૂપે ઉપાસના કરી. પરતુ અસુરોએ તેને અધર્મથી વિદ્ધ કરી દીધો તેથી તે સુગંધ અને દુર્ગંધ બંનેને સુંઘે છે, કારણ કે પાપથી સંયુક્ત છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ ઇંદ્રિયોની સાત્વિક વૃત્તિયો એ ચેતનવાન નાસિક્યપ્રાણની ઉદ્ગીથરૂપથી અર્થાત્ ઉદ્ગીથ સંજ્ઞક ઓંકાર અક્ષરની, નાસિકા પ્રાણ દ્રષ્ટિથી ઉપાસના કરી. આ રીતે પ્રકૃતાર્થ ત્યાગ તથા અપ્રકૃતાર્થની કલ્પના પણ કરવી પડતી નથી, કારણ કે 'खल्वेतस्यैवाक्षरस्य' એ શ્રુતિ વચન અનુસર અહીં ઉપાસ્યરૂપથી ઓંકારનુજ પ્રકરણ છે. પરતુ ઇંદ્રિયોની તામસી વૃત્તિયોએ નાસિકામાં રહેનારા એ ચૈતન્ય પ્રાણને અધર્મ તથા આસક્તિરૂપ પોતાના પાપથી વિંધી દીધો, અર્થાત્ એ નાસિકા પ્રાણ, પુન્ય ગંધને ગ્રહણ કરવાના અભિમાન તથા આસક્તિથી અભિભૂત, વિવેક તથા વિજ્ઞાનવાળો ( પ્રાણ ) થઈ ગયો, તેથી એ પાપથી પ્રેરિત થઈનેજ તે પ્રાણિયોનો ઘ્રાણ સંજ્ઞક પ્રાણ દુર્ગંધને ગ્રહણ કરે છે તેથીજ તે સુગંધ તથા દુર્ગંધ બંનેને સૂંઘે છે કારણ કે તે પાપથી વિદ્ધ છે. ૨.

**વિશેષ**—( क ) પ્રથમ તો તેમણે 'ઉદ્ગીથ'થી ઉપલક્ષિત કર્મનું અનુષ્ઠાન કર્યું, એમ કહેવામાં આવ્યુ હતુ. હવે 'ઉદ્ગીથ' સંજ્ઞક ઓંકાર અક્ષરનીજ નાસિકાપ્રાણદ્રષ્ટિથી ઉપાસના કરી. એમ શામાટે કહેવામાં આવે છે ? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે—અહીં ઉદ્ગીથ કર્મમાંજ ઉદ્ગીથના કર્તા જે પ્રાણ દેવતા છે, તેનીજ દ્રષ્ટિથી ઉદ્ગીથ ભક્તિનો અવયવભૂત ઓંકાર ઉપાસ્યરૂપે વિવક્ષિત છે, સ્વતંત્ર ઓંકાર નહીં. તેથી તેના સંબધમાં 'ઔદ્ગાત્ર કર્મનું અનુષ્ઠાન કર્યું' એમ જે કહેવામાં આવ્યુ છે તે ઉચિતજ છે.

'નાસિકામા રહેલા પ્રાણને ઉદ્ગીથરૂપથી ઉપાસ્ય માન્યો' એનો ભાવ એ છે કે તે પ્રાણ જે નાસિકામાં ચાલે છે તે ઉદ્ગીથ છે એમ જાણીને ઉદ્ગીથની ઉપાસના કરી. પાપનુ ફ્લ કેવલ દુર્ગંધ છે. જો નાસિકેન્દ્રિય પાપથી લિપ્ત ન થતી તો તેને કેવલ સુગન્ધનોજ અનુભવ થતો. સુગંધ લેવામાં જે તેની આસક્તિ તથા લાલચ છે તે તેનું પાપ છે. જો કે સુગંધ લેવાનું ફ્લ બધી ઇદ્રિયોને મલે છે તથાપિ નાકનુ કામ સ્વાર્થરહિત નથી, જેવું કે પ્રાણનું છે.

(ख) જેમ "यस्योभयं हविरार्तिमार्च्छति" એ વાક્યમાં 'उभयम्' એ પદ વિવક્ષિત નથી તેમજ પ્રકૃત મંત્રમા ઉભય પદ પણ વિવક્ષિત નથી, કારણ કે પાપથી વિદ્ધ હોવાને કારણે લોક દુર્ગંધને ગ્રહણ કરે છે, કેવળ એટલુજ કહેવું ઉચિત છે. બૃહદારણ્યક શ્રુતિમા પણ આનીજ પેઠે કહ્યુ છે કે, 'જે આ અનનુરૂપ ગંધને સૂંઘે છે' તેનાથી એજ સિદ્ધ થાય છે કે અહીં ઉભય શબ્દનુ ગ્રહણ કરવું ઉચિત નથી ૨

ત્રીજા, ચોથા, પાચમા અને છઠા એ ચારે મંત્રોના ભાષ્ય તથા વિશેષ એકજ તરેહના હોવાથી એકજ જગોએ લખવામા આવેલાં છે

**अथ ह वाचमुद्गीथमुपासांचक्रिरे ताᳬहासुराः पाप्मना विविधुस्तस्मात्तयोभयं वदति सत्यं चानृतं स पाप्मना ह्येषा विद्धा ॥ ३ ॥**

**ભાવાર્થ**—ફરી તેમણે વાણીનું ઉદ્ગીથરૂપે સેવન કર્યું પરતુ અસુરોએ તેને પાપથી વિંધી નાખ્યુ તેથી મનુષ્ય તેના દ્વારા સત્ય તથા અસત્ય બને બોલે છે, કારણ કે તે પાપના સંસર્ગથી યુક્ત છે. ૩.

**अथ ह चक्षुरुद्गीथमुपासांचक्रिरे तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभयं पश्यति दर्शनीयं चादर्शनीयं च पाप्मना ह्येतद्विद्धम् ॥ ४ ॥**

**ભાવાર્થ**—પછી તેમણે ચક્ષુની ઉદ્ગીથરૂપે ઉપાસના કરી અસુરોએ તેને પણ પાપથી વિંધી નાખી તેથી મનુષ્ય દર્શનીય તેમજ અદર્શનીય બને પ્રકારની વસ્તુઓને દેખે છે, કારણ કે પાપથી વિદ્ધ છે. ૪.

**अथ ह श्रोत्रमुद्गीथमुपासांचक्रिरे तद्धासुराः पाप्मना**

**विविधुस्तस्मात्तेनोभय ७ श्रृणोति श्रवणीयं चाश्रवणीयं च पाप्मना ह्येतद्विद्धम् ॥ ५ ॥**

**ભાવાર્થ**—પુનઃ તેમણે શ્રોત્રની ઉદ્ગીથરૂપે ઉપાસના કરી. અસુરોએ તેને પણ પાપથી વિંધી નાખી તેથી મનુષ્ય તેનાથી શ્રોતવ્ય તથા અશ્રોતવ્ય બને પ્રકારની વાતો સાંભળે છે કારણ કે તે પાપથી વિંધાએલી છે. ૫.

**अथ ह मन उद्गीथमुपासांचक्रिरे तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभय ७ संकल्पयते संकल्पनीयं चासंकल्पनीयं च पाप्मना ह्येतद्विद्धम् ॥ ६ ॥**

**ભાવાર્થ**—પછી તેમણે મનની ઉદ્દીથ રૂપથી ઉપાસના કરી. અસુરોએ તેને પણ પાપથી વિંધી નાખી. તેથી તેના દ્વારા મનુષ્ય સંકલ્પ કરવા યોગ્ય તથા સંકલ્પ ન કરવા યોગ્ય બને પ્રકારના સંકલ્પ કરે છે. કારણ કે તે પાપથી વિંધાએલું છે. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જેમ જે જે સ્થાનમાં દેવતા વાસ કરતા હતા, તે તે સ્થાનને અસુરો ભ્રષ્ટ કરી દેતા હતા, તેમજ સાત્વિક વૃત્તિયો શરીરની જે—જે ઇંદ્રિયોમાં વાસ કરતી હતી, તે જ ઇંદ્રિયોની તમોગુણી વૃત્તિયોએ તેમને ( સત્વગુણી વૃત્તિયોને ) પાપથી સયુક્ત કરવાનો આરંભ કરી દીધો. તે સમયે વાણી, ચક્ષુ શ્રોત્ર તથા મનમાં સ્થિત ચેતનની તમોગુણી વૃત્તિયો પાપથી ભ્રષ્ટ થઈ ગઈ, તથા આ પ્રકારે પાપથી સયુક્ત થએલી પૂર્વોક્ત ઇંદ્રિયોથી મનુષ્ય સાચુ તથા જુઠ્ઠું બંને બોલવા લાગ્યા છે. દર્શનીય તથા અદર્શનીય બંને વસ્તુઓને દેખે છે, સાંભળવા જેવી તેમજ ન સાંભળવા જેવી બંને વાતોને સાભળે છે, તથા સંકલ્પ કરવા યોગ્ય તેમજ સંકલ્પ ન કરવા યોગ્ય બને પદાર્થોના સંકલ્પ કરે છે. કારણ કે ઇંદ્રિયો પાપથી વિંધાઈ ગએલી છે. ૩-૪-૫-૬.

**વિશેષ**—પ્રધાન પ્રાણને ઉપાસનીય સિદ્ધ કરવાને તેની વિશુદ્ધતાનો અનુભવ કરાવવાને નિમિત્તે શ્રુતિએ આ વિચાર કરવાનું સરૂ કર્યું છે. તેથી ચક્ષુ આદિના અભિમાની દેવતા અસુર પાપથી વિંધાએલા છે. એવા પ્રકારનો ક્રમશઃ વિચાર કરીને તેનો અપવાદ કરવામાં આવે છે. બાકીના સર્વે તેની સમાન છે. આ રીતે તેમણે વાણી, નેત્ર, કર્ણ તથા મન આદિને પણ પાપથી વિંધી નાંખ્યાં. " આ પ્રકારે નિશ્ચયજ એ દેવતા પાપથી સંયુક્ત છે. " એ અન્ય શ્રુતિ અનુસાર બીજા વિના

કહેલા રસના, ત્વક્ આદિના અભિમાની દેવતા પણ પાપ સંસૃષ્ટ છે એમ સમજી લેવું જોઈએ. ૩-૪-૫ ૬.

મુખ્ય પ્રાણ દ્વારા અસુરોનો પરાજય—

**अथ ह य एवायं मुख्यः प्राणस्तमुद्गीथमुपासांचक्रिरे त ᳪ हासुरा ऋत्वा विदध्वᳪ सुर्यथाश्मानमाखणमृत्वा विध्वᳪसेत् ॥ ७ ॥**

**ભાવાર્થ**—પછી જે મુખ્ય પ્રાણ છે તેનીજ ઉદ્ગીથરૂપથી ઉપાસના કરી. અસુરસમૂહ એ પ્રાણની નિકટ જઈને જેમ માટીનુ ઢેકું કઠણ પત્થર ઉપર પછડાઈને ભાંગી જાય છે તેમ, વિનિષ્ટ થઈ ગયો. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પછી જે આ પ્રસિદ્ધ મુખમાં રહેનારો ચેતન પ્રાણ છે, તેની ઇંદ્રિયોની સાત્વિક વૃત્તિયોએ ઉદ્ગીથરૂપથી ઉપાસના કરી. ત્યારે તેને જ, ઇંદ્રિયોની તમોગુણ વૃત્તિયોએ પૂર્વવત્ પાપથી વિંધવાની ઇચ્છા કરી, પરંતુ તેની નિકટ જતાંજ તે પ્રાણનો કાંઈ પણ બગાડ કરી શકી નહી, કેવલ તેનો વધ કરવાનો સંકલ્પ કરીનેજ નાશને પ્રાપ્ત થઈ ગઈ. જેમ માટીનું વાસણ દુર્ભેદ્ય પાષાણ ઉપર પડીને ચૂરેચૂરા થઈ જાયછે અને પત્થરને કાંઈ પણ હાનિ પહોચતી નથી તેજ પ્રમાણે મુખ્ય પ્રાણ જેવોને તેવોજ બન્યો રહ્યો તેને કોઈ પણ તરેહની હાનિ પહોચી નહિ. ૭.

**વિશેષ**—ભાષ્યોક્ત કથનથી સિદ્ધ થાય છે કે પ્રાણ સર્વશ્રેષ્ઠ છે, તથા દુર્ભેદ્ય પાષાણના સમાન છે, તેથી તે મુખ્ય પ્રાણની ઉદ્ગીથની દૃષ્ટિથી ઉપાસના કરનારની સામે જે કોઈ દુષ્ટ બુદ્ધિથી સામનો કરવાની ઇચ્છા કરશે તે પત્થર ઉપર પછાડેલા ઘડાના સમાન, ચૂરેચૂરા થઈ જશે. ૭.

ઉપરના મન્ત્રોનો ભાવ એ છે કે અસુર ( દુષ્ટ ) વૃત્તિઓ ઉપર વિજય મેળવવા માટે ઇન્દ્રિયો પોતાના ઉપાસ્ય દેવનું અન્વેષણ કરતી એવી પ્રથમ નાસિકામાં રહેલા પ્રાણવાયુની ઉદ્ગીથરૂપથી ઉપાસના કરવા લાગી. ત્યારે આસુરી વૃત્તિઓએ નાકમાં દુર્ગન્ધ સુંઘવાનો ભાવ ભરીને વિઘ્ન ઉભુ કર્યું, અને સાત્વિક ઇન્દ્રિયોના દેવો તે આસુરી વૃત્તિને જીતી ન શકયા. ત્યારબાદ દેવતાઓએ વાણીને, ચક્ષુને, મનને ઉપાસ્ય બનાવ્યા છતાં સફલતા મલી નહિ. કારણ એ ઇન્દ્રિયો પણ ભાષણ, દર્શન તથા મનનથી દૂષિત હતી અંતે જ્યારે પ્રાણને ઉપાસ્ય દેવતા

તરીકે સ્વીકારવામાં આવ્યો ત્યારે પૂર્ણ સફલતા પ્રાપ્ત થઈ. કારણ પ્રાણને દૂષિત કરવામાં આસુરી વૃત્તિઓ સફલ થઈ શકી નહિ.

મનુષ્યના મુખમા જે પ્રાણ છે અથવા પ્રાણોમાં પ્રધાન જે પ્રાણ છે તેનાથી મનુષ્ય નતો સુગંધિવાળી વસ્તુઓને જાણી શકે છે નતો દુર્ગન્ધીવાળી વસ્તુઓને. કારણ પ્રાણ પાપોથી મુક્ત છે. તેથી મનુષ્ય જે ખાય છે, પીએ છે તેનાથી બીજી ઇન્દ્રિયોની રક્ષા થાય છે. કારણ જે મોટું હોય છે તેણે બધાની ખબર રાખવી પડે છે. ૭.

હવે પ્રાણોપાસકના મહત્વનું વર્ણન કરે છે, યથા—

**एवं यथाऽश्मानमाखणमृत्वा विध्वꣳसत एवꣳ हैव स विध्वंꣳसते य एवंविदि पापं कामयते यश्चैनमभिदासति स एषोऽश्माखणः ॥ ८ ॥**

**ભાવાર્થ**—જેમ માટીનુ વાસણ કઠણ પત્થર ઉપર પડીને નષ્ટ થઈ જાય છે. તેમજ એ વ્યક્તિ નાશને પ્રાપ્ત થાય છે કે જે આ પ્રકારે જાણનારા પુરૂષ પ્રતિ પાપાચરણની ઇચ્છા કરે છે તથા જે એને દુઃખ દે છે. કારણ કે એ પ્રાણની ઉપાસના કરનાર દુર્લંઘ પાષાણ છે. ૮.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જેવી રીતે માટીનું વાસણ અભેદ્ય પત્થર ઉપર પડીને નષ્ટ થઈ જાય છે, તે પ્રમાણે પૂર્વોક્ત પ્રકારે પ્રાણને જાણનારા ઉપાસક પ્રતિ અયોગ્ય પાપાચરણ કરનાર તથા તે પ્રાણવેત્તા પ્રતિ તાડન આદિ પ્રયોગ કરનાર વિનાશને પ્રાપ્ત થાય છે, કારણ કે તે પ્રાણવેત્તા પ્રાણસ્વરૂપ હોવાને કારણે અભેદ્ય પાષાણના સમાન અશ્માખણ અર્થાત્ દુર્ઘર્ષ છે. અગર એ પ્રાણ અવિકારી બ્રહ્મરૂપ છે. સર્વે પાપ કર્મોને ભસ્મ કરી દે છે, કે જેવી રીતે વશિષ્ઠના બ્રહ્મદણ્ડે લડાઈમાં વિશ્વામિત્રના શસ્ત્રપ્રહારને નિષ્ફલ કરી દીધો હતો. ૮.

**વિશેષ**—જ્યારે મુખ્ય પ્રાણ તથા નાસિકા પ્રાણ બન્ને વાયુરૂપ છે, તો પછી નાસિકા પ્રાણની પેઠે મુખ્ય પ્રાણ પણ પાપથી વિદ્ધ કેમ ન થયો ? એ પ્રશ્નોનો ઉત્તર એ છે કે "નાસિકા પ્રાણના વાયુરૂપ છતાં પણ સ્થાનાવચ્છિન્ન ઇંદ્રિયોના દોષને કારણે તામસી ઇદ્રિય વૃત્તિયોએ તેને પાપથી વિંધી નાંખી, પરંતુ મુખ્ય પ્રાણમાં આશ્રય દોષનું હોવું અસભવ છે તથા તે સ્થાન દેવતાથી અધિક પ્રબલ પણ છે. તેથી મુખ્ય પ્રાણને પાપથી વિંધી શકાયો નહી. જેમ તિક્ષ્ણ ઓજાર

શિક્ષિત પુરૂષના હાથમા પડીને વિશેષ કાર્ય કરે છે અને અશિક્ષિત હાથમા રહીને તેટલુ કાર્ય કરી શકતા નથી તેજ પ્રમાણે દોષયુક્ત ઘ્રાણુનો સાથી હોવાથી ઘ્રાણુ દેવતા પાપથી વિંદ્ધ છે અને મુખ્ય પ્રાણુ પાપથી વિંદ્ધ નથી ૮

અસુરો મુખ્ય પ્રાણુને પાપથી વિંધી શકયા નહી, તેથી તેના વિષયમા કહેછે–

नैवैतेन सुरभि न दुर्गन्धि विजानात्यपहतपाप्मा ह्येष तेन यदश्नाति यत्पिवति तेनेतरान् प्राणानवति । एतमु एवान्ततोऽवित्त्वोत्क्रामति व्याददात्येवान्तत इति ॥ ९ ॥

**ભાવાર્થ**—તામસી વૃત્તિયો જેને વિંધી શકી નહી તથા જેનાથી પાપ નષ્ટ થઈ ગયા છે તે મુખ્ય પ્રાણુ આ નાસિકા દ્વારા ન તો સુગધને જાણે છે કે નતો દુર્ગંધને, એજ વિશુદ્ધ પ્રાણુ દ્વારા પુરૂષ જે કાંઈ ખાય છે તથા જે કાંઈ પીએ છે તે ખાનપાને કરીને નાસિકયાદિ પ્રાણુરૂપી દેવતાઓનુ સારી રીતે પાલન કરે છે અને જ્યારે આ મુખ્ય પ્રાણુને પ્રાપ્ત ન થવાથી ( ઘ્રાણુાદિ પ્રાણુસમૂહ ) ઉત્ક્રમણુ કરે છે ત્યારે તેજ કારણથી અતકાળે પુરૂષ નિશ્ચયે કરીને મુખ ફાડી દે છે ૯

**વિ૦ વિ૦ ભાષ્ય**—પુરૂષ આ મુખ્ય પ્રાણુ દ્વારા સુગધ કે દુર્ગંધ કાંઈ જાણુતો નથી, એ બનેને તે ઘ્રાણુ દ્વારાજ જાણે છે તેથી પાપનુ કાર્ય ન જોવાને કે ન જાણુવાને કારણે એ મુખ્ય પ્રાણુ અપહતપાપ્મા એટલે કે વિશુદ્ધ છે, ઘ્રાણુાદિ ઇંદ્રિયો પોતપોતાના કલ્યાણુમા આસક્ત હોવાથી પોતાનુજ પોષણુ કરવાવાળી છે અને એ મુખ્ય પ્રાણુ દ્વારા તો મનુષ્ય જે કાંઈ ખાય છે પીએ છે, તે ખાનપાનથી એ મુખ્ય પ્રાણુ ઘ્રાણુાદિ બીજા પ્રાણોનુ પોષણુ કરે છે, કારણુ કે તેનાથીજ સર્વની સ્થિતિ છે, એટલે કે મુખ્ય પ્રાણુજ સર્વનુ પોષણુ કરવાવાળો છે તેથી તે વિશુદ્ધ છે પરતુ મુખ્ય પ્રાણુ દ્વારા ખાધેલા પીધેલા પદાર્થોથી નાસિકાદિ પ્રાણોની સ્થિતિ કેવે પ્રકારે જાણી શકાય છે ? તેના સબધમા કહે છે કે—આ મુખ્ય પ્રાણુની વૃત્તિરૂપ અન્નપાનને ન પામીનેજ મૃત્યુ સમયે ઘ્રાણુાદિ ઇંદ્રિયસમૂહ નાસીને નિકળી જાય છે, કારણુ કે પ્રાણુહીન પુરૂષ ખાવાપીવાને સમર્થ થતો નથી તેથીજ તે સમયે ઘ્રાણુાદિ ઇંદ્રિયસમૂહની ઉત્ક્રાન્તિ પ્રસિદ્ધ છે ઉત્ક્રમણુકાળમા પ્રાણુને ભક્ષણુ કરવાની ઇચ્છા થાય છે, એ વાત સ્પષ્ટ જોવામા આવે છે, તેથીજ તે સમયે તે મ્હોને પહોળુ કરી દે છે, કે જે ઉત્ક્રમણુ કરનારા ઘ્રાણુાદિને અન્નાદિ પ્રાપ્ત ન થવાનુ ચિન્હ છે ૯

વિશેષ—આ મંત્રમાં મુખ્ય પ્રાણોના ઘણાં વિશેષણ છે—પહેલું વિશેષણ એ છે કે, તે પ્રાણ તામસ વૃત્તિયોથી વિંધાતો નથી, બીજુ તે સુગંધ અગર દુર્ગંધ સાથે કાંઈ સંબંધ રાખતો નથી, ત્રીજુ નાસિકાદિમાં સ્થિત જે દેવતા છે તેમનું તે પાન કરે છે. જો પ્રાણ ન રહે તો ઇંદ્રિયોના અભિમાની દેવતા ખાનપાન ન પોમતાં પોતપોતાને સ્થાને નાસભાગ કરીને નિકળી જાય છે, તથા જ્યારે મનુષ્ય મૃત્યુને પ્રાપ્ત થાય છે, ત્યારે તેનું મુખ પહોળું રહી જાય છે. પ્રાણને રહેવાનું સ્થાન મુખ છે અને મુખમાં વહ્નિનો નિવાસ છે અને વહ્નિ શુદ્ધ છે, તેથી મુખ્ય પ્રાણ અગ્નિસ્થાન હોવાથી ઘ્રાણાદિ ઇંદ્રિયોમાં સ્થિત પ્રાણોની અપેક્ષા એ અત્યત શુદ્ધ છે. શાસ્ત્રાનુસાર ક્ષુધા પિપાસા એ પ્રાણની ઉર્મિ છે. તેથી જ્યાંસુધી શરીરમા પ્રાણ છે ત્યાંસુધી ખાનપાન છે, જો કે ખાનપાનથી કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો પુષ્ટ થાય છે, પણ જ્યારે પ્રાણ નિકળવા માંડે છે ત્યારે તેઓ ક્ષણમાત્ર પણ રહી શકતી નથી, તેથી એ પ્રસિદ્ધ છે કે સર્વ ઇંદ્રિયાભિમાની દેવતા મુખ્ય પ્રાણને અધીન છે.

બ્રહ્મોપાસકને દુઃખનો અભાવ રહે છે એજ આ મંત્રમાં કહેવામાં આવેલુ છે. જ્યારે ઉપાસકનો બ્રહ્મની સાથે યોગ થઈ જાય છે ત્યારે તે દ્વંદ્વોથી છુટી જાય છે. સુગંધિ–દુર્ગંધિ, સુખ–દુખ, શીત–ઉષ્ણ તથા માન–અપમાન આદિને સમાન સમજે છે. બ્રહ્મજ્ઞાનનુંજ એ ફ્લ છે કે—તે પોતાને સુખી કે દુઃખી માનતો નથી. તે સુખ દુઃખને આગમાપાયી માને છે. તે જે કાંઈ ખાય પીએ છે તે સર્વ શરીર-યાત્રાને સારૂજ કરે છે.

જે મનુષ્ય પ્રાણરૂપ બ્રહ્મનો જ્ઞાતા નથી તે જાણે કે, પ્રાણત્યાગ સમયે મ્હોં પોહોળુ' રાખીને પશ્ચાતાપ કરે છે કે જો પરમાત્મા હવે એ ફરી મનુષ્ય જન્મ આપે તો હું એવી ભૂલ કદી ન કરૂં. એટલેકે પરમાત્મપરાયણ અવશ્ય બનું.

ભાષ્યકાર શ્રી શંકરાચાર્યજી અહીં એવું કહે છે કે—પ્રાણ નિકળતી વખતે જે મનુષ્યનું મ્હો ખુલી જાયછે, તે એ બતાવે છે કે હજીપણ પ્રાણ કઇક ખાવાની ઇચ્છા રાખે છે જેથી કરીને હજી પણ ઇંદ્રિયોને સહાયતા કરી શકે.

સર્વંભરી એટલે કે ખાઈપીને પ્રાણ જ્યારે તેમની રક્ષા કરવાને અસમર્થ થાય છે ત્યારે પ્રાણ આદિ ઇંદ્રિયો તે સમયે શરીરનો પરિત્યાગ કરીને ચાલવા માંડે છે. ૯.

હવે પ્રાણનું આંગિરસ નામ હોવાનુ કારણ પ્રતિપાદન કરે છે, યથા—

**तᳬहाङ्गिरा उद्गीथमुपासांचक्र एतमु एवाङ्गिरसं मन्यन्तेऽङ्गानां यद्रसः ॥ १० ॥**

**ભાવાર્થ**—અંગિરા મુનિએ આ ( મુખ્ય પ્રાણ ) ની ઉદ્ગીથ દૃષ્ટિથી ઉપાસના કરી હતી. તેથી આ પ્રાણુનેજ અંગિરસ માને છે, કારણ કે તે સર્વ અંગોનો રસ છે. ૧૦.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જેમ શ્રુતિ માધ્યમ, ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ તથા અત્રિ આદિ ઋષિયોનેજ પ્રાણત્વની પ્રાપ્તિ કરાવે છે, તેમજ પ્રાણુજ પિતા પ્રાણુજ માતા છે, ઇત્યાદિના સમાન અંગિરા, બૃહસ્પતિ તથા આયાસ્ય—એ પ્રાણોપાસક ઋષિયોને પણ શ્રુતિ અભેદ વિજ્ઞાનને સારૂ પ્રાણ બનાવે છે. તેનો અભિપ્રાય એ છે કે અગિરા નામક ઋષિએ પ્રાણુ સ્વરૂપ થઇનેજ આંગિરસ આત્મરૂપ પ્રાણુની ઉદ્ગીથ દૃષ્ટિથી ઉપાસના કરી, પ્રાણ હોવાના કારણે તે હસ્તપાદ અંગોનો રસ છે, તેથી તે આંગિરસ કહેવાય છે. ૧૦.

**વિશેષ**—આંગિરસ શબ્દનો અર્થ મુખ્ય પ્રાણ છે, જ્યારથી મુખ્ય પ્રાણુની ઉપાસના અંગિરા ઋષિએ કરી ત્યારથી ઉપાસ્ય ઉપાસકમાં અભેદ હોવાથી મુખ્ય પ્રાણુનું નામ પણ અગિરા પડી ગયુ, ઉદ્ગીથ તથા અંગિરા એકજ છે, કારણ કે એ બન્ને પ્રાણરૂપ છે, અને તેજ પ્રકારે અગિરા પિતા તથા આંગિરસ પુત્ર અર્થાત્ કારણ કાર્ય બંને એકજ છે, કેમ કે ઉપાસ્ય ઉપાસકના અભેદભાવ સમાન કાર્યકારણમાં કોઈ ભેદ રહેલો નથી. ૧૦.

પ્રાણુની બૃહસ્પતિ સંજ્ઞા હોવાના કારણનું પ્રતિપાદન કરે છે, યથા—

**तेन त ᳬ ह बृहस्पतिरुद्गीथमुपासांचक्र एतमु एव बृहस्पतिं मन्यन्ते वाग्घि बृहती तस्या एष पतिः ॥ ११ ॥**

**ભાવાર્થ**—આ મુખ્ય પ્રાણુની ઉપાસના બૃહસ્પતિ ઋષિએ ઉદ્ગીથ માનીને કરી, તેથી મહર્ષિઓએ મુખ્ય પ્રાણુને બૃહસ્પતિ માનેલો છે. કારણ કે વાણીજ બૃહતી છે તથા તે એનો પતિ છે. ૧૧.

**વિદ્યાવિનોદ ભાષ્ય**—તથા એ મુખ્ય પ્રાણ, વાણી અર્થાત્ બૃહસ્પતિ છે, તેથી તે બૃહસ્પતિ કહેવાય છે ૧૧.

**વિશેષ**—મુખ્ય પ્રાણને બૃહસ્પતિ માનવાનું કારણ એ છે કે ઉપાસ્ય ઉપાસકમાં કાંઈ ભેદ હોતો નથી, જે ઉપાસ્ય છે તેજ ઉપાસક છે, તેથી વાણી બૃહતીનો સ્વામી બૃહસ્પતિ અર્થાત્ મુખ્ય પ્રાણ છે, કારણ કે વાણી મુખ્ય પ્રાણને અધીન છે, જ્યાં સુધી મનુષ્યમાં મુખ્ય પ્રાણ રહે છે ત્યાં સુધી તેમાં વાણી પણ રહે છે.

પ્રાણની આયાસ્ય સંજ્ઞા હોવામાં હેતુનું પ્રતિપાદન કરે છે, યથા—

**तेन तꣳ हायास्य उद्गीथमुपासांचक्रएतमु एवायास्यं मन्यन्त आस्याद्यदयते ॥ १२ ॥**

**ભાવાર્થ**—તેથીજ આયાસ્ય ઋષિએ મુખ્ય પ્રાણની ઉપાસના ઉદ્ગીથ દૃષ્ટિથી કરી, તેથી પુરૂષોમા એ ાણજ 'આયાસ્ય' કહેવાય છે, કારણ કે તે આસ્યથી નિકળેલ છે. ૧૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ મુખ્ય પ્રાણ આસ્ય અર્થાત્ મુખથી નિકળ્યો છે, તેથી આયાસ્ય ઋષિએ પ્રાણરૂપ થઇનેજ તેની ઉપાસના કરી. એ ઋષિએ ઘણા કાળ પયત ગુરૂની ગાયો ચરાવી તથા તેમને સારૂ નિયમપૂર્વક સમિધાદિ સામગ્રી તૈયાર રાખવામાં ત્રુટિ ન કરી. સાથે વિદ્યા પણ ભણતા હતા તથા હૃદયગમ કરવામાં ઘોર પરિશ્રમ કરતા હતા. પછી કૃતવિદ્ય થઇને ગુરૂની આજ્ઞા લઈ એમણે કઠણ સ્થળવાળાં તીર્થોમા ઘણા કાલ સુધી ભ્રમણ કર્યું. પછી ઉત્તરાખંડમા સિદ્ધાશ્રમસ્થ ઋષિયો કનેથી—અંગાવબદ્ધ ઉપાસના, સંપતઉપાસના, પ્રતિકોપાસના, અહંગ્રહોપાસના તથા સંવર્ગઉપાસના આદિ અનેક ઉપાસનાઓના સમ્બન્ધમાં ઘણા દિવસો સુધી ઉપદેશ લીધો. એવા ઘણા સદનુષ્ઠાન કરવા છતાં પણ તેમને, જેવી ધારતા હતા તેવી શાંતિ, સંતોષ તથા સ્થિરતા મળ્યાં નહી. અધિકાધિક એટલે કે અત્યન્ત પરિશ્રમ કરવાને કારણે, તે સમયનાં ઋષિયોએ તેમનું નામ 'આયાસ્ય' રાખી દીધું.

જ્યારે તેમણે કોઈ બ્રહ્મવેત્તા મહાપુરૂષના ઉપદેશથી પ્રાણની ઉદ્ગીથ ઓંકારરૂપે ઉપાસના કરી ત્યારે તેમને સંપૂર્ણ શાંતિ પ્રાપ્ત થઈ શકી. તેમને ક્યાંય બહાર જઈને કોઈ અન્ય અવલમ્બન શોધવું પડયું નહી. તેમણે પોતાનામાંજ પોતાને જોઈ લીધો અને જીવન સફલ કર્યું. ત્યારથી આ વિદ્યાનું નામ આયાસ્ય પડયુ છે. ૧૨.

વિશેષ—ઉક્ત કથનનુ તાત્પર્ય એ છે કે—બીજા ઉપાસકો માટે પણ આંગિરસાદિ ગુણવિશિષ્ટ આત્મસ્વરૂપ થઈ પ્રાણની ઉદ્ગીથ રૂપે ઉપાસના કરવી, એજ ઉચિત છે. ૧૨

**तेन तं ह बको दाल्भ्यो विदांचकार । स ह नैमिषीयानामुद्गाता बभूव स ह स्मैभ्यः कामाना-गायति ॥ १३ ॥**

ભાવાર્થ—તેથી દલ્ભના પુત્ર બકે તેને જાણી તે નૈમિષ્યારણ્યમા યજ્ઞ કર્તાઓનો ઉદ્ગાતા બન્યો તથા તેણે તેમની અભિલાષાની પૂર્તિને સારૂ ઉદ્ગાન કર્યું ૧૩

વિ૦ વિ૦ ભાષ્ય—કેવલ અંગિરા આદિએજ પ્રાણનુ સેવન કર્યું હતુ એટલુજ નહી પણ દલ્ભના પુત્ર બકે પણ પૂર્વપ્રદર્શિત પ્રાણનુ જ્ઞાન સંપાદન કર્યું હતુ અને તેથી નૈમિષારણ્યમા યજ્ઞ કર્તાઓનો ઉદ્ગાતા થયો. હવે એ બક ઋષિએ એ યજ્ઞકર્તા ઋષિઓની મનકામના પૂર્ણ કરી ૧૩

વિશેષ બક ઋષિ મુખ્ય પ્રાણને જાણીને નૈમિષારણ્યમા યજ્ઞ કરનારા ઋષિઓના ઉદ્ગાતા બન્યા તેનુ તાત્પર્ય એ છે કે દલ્ભ ઋષિના પુત્ર એ ઋષિઓના ઉદ્ગાતા નામથી ઋત્વિજ થયા, જે સામવેદી હોય છે તથા યજુર્વેદી અધ્વર્યુની આજ્ઞાથી યજ્ઞમા સામવેદીની શાખાનુસાર કામ કરે છે, તે ઉદ્ગાતા થાય છે ૧૩

હવે 'આત્મવિષયિણી ઉદ્ગીથોપાસના', આગળ કહેવાનારી 'અધિદૈવત ઉદ્ગીથોપાસના' મા બુદ્ધિને સમાહિત કરવાના સમ્બન્ધમા કહેવામા આવે છે, યથા—

**आगाता ह वै कामानां भवति य एतदेवं विद्वान-क्षरमुद्गीथमुपास्त इत्यध्यात्मम् ॥ १४ ॥**

ભાવાર્થ—જે વિદ્વાન આ પ્રકારે મુખ્ય પ્રાણની આ અવિનાશી ઉદ્ગીથ રૂપથી ઉપાસના કરે છે તે પુરૂષ સપૂર્ણ અભિલાષાઓને, નિશ્ચયે કરીને પૂર્ણ કરવાવાળો થાય છે—એવી આ અધ્યાત્મ ઉપાસના છે ૧૪

વિ૦ વિ૦ ભાષ્ય—જે ઉપાસક આ પ્રકારે ઉપર્યુક્ત ગુણવિશિષ્ટ મુખ્ય પ્રાણની અવિનાશી તથા ઉદ્ગીથસંજ્ઞક ઓંકારરૂપથી ઉપાસના કરે છે, તે સર્વે

કામનાઓની સિદ્ધિ કરનારો થાય છે. 'ઇતિ અધ્યાત્મમ્' એટલે કે આ ઉદ્ગીથો પાસના આત્મવિષયિણી છે ૧૪

**વિશેષ**—સકલ કામનાઓને પૂર્ણ કરનારો થાય છે, એ એનુ દષ્ટ ફલ બતાવેલું છે. "દેવતા થઇનેજ દેવતાઓને પ્રાપ્ત થાય છે" એ અન્ય શ્રુતિ અનુસાર પ્રાણ સ્વરૂપતાની પ્રાપ્તિરૂપ અદ્રષ્ટ ફળતો સિધ્ધ જ છે, તાત્પર્ય એ છે. કારણ કે ઓંકાર વિનાશ રહિત છે તેથી ઉપાસક પણ અવિનાશી બ્રહ્મરૂપ થઈ જાય છે. જે શરીર અગર શરીરની આશ્રિત ઇન્દ્રિયો સાથે સબધ રાખે છે તેને અધ્યાત્મ કહે છે. અથવા જેમા કેવળ અક્ષર બ્રહ્મનુજ અનુસધાન કરવામા આવે તેનુ નામ અધ્યાત્મોપાસના છે. ગાલિગ્રામશિલામાં વિષ્ણુબુધ્ધિરૂપ ઉપાસનાની અપેક્ષાએ આ ઉપાસનામા સૌકર્ય છે—સહેલી છે, કારણ કે આમા અન્ય પૂજનોપહારાદિ સામગ્રીની જરૂર પડતી નથી. જોકે લિગાકારમા શિવબુધ્ધિરૂપ ઉપાસના આદિની સાધારણ અધિકારિયોને જરૂર પડે છે, કારણ કે મહાધિકારી ઉંચી ઉપાસનાઓને ગ્રહણ કરવામાં અસમર્થ છે, તોપણ ઉચ્ચાધિકારપ્રાપ્ત મુમુક્ષુઓએ અકૃતોપાસનામાં પ્રવૃત્ત થવું જોઈએ ૧૪.



## ખંડ ત્રીજો



આદિત્ય દ્રષ્ટિથી ઉદ્ગીથની ઉપાસના કહેવામાં આવે છે, યથા—

**अथाधिदैवतं य एवासौ तपति तमुद्गीथमुपासीतो-द्यन्वा एष प्रजाभ्य उद्गायति उद्यꣳस्तमो भयमपहन्त्य-पहन्ता ह वै भयस्य तमसो भवति य एवं वेद ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી અધિદૈવત ઉપાસનાનુ કથન કરવામાં આવે છે—જે આ પ્રત્યક્ષ તપે છે, તે રૂપથી ઉદ્ગીથની ઉપાસના કરવી. એવો મુકરર દઢ નિશ્ચય કરીને પ્રજાઓના કલ્યાણને સારૂ ઉદ્ગાન કરે છે, તે પ્રગટ થતા તમ તથા ભયનો નાશ કરે છે. જે એને એવો જાણે છે ત તમ તથા ભયનો વિનાશક થાય છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઘણે ભાગે ઉદ્ગીથ ઉપાસ્ય હોવાથી અધ્યાત્મ—પ્રાણ

દ્રષ્ટિથી ઉદ્ગીથોપાસનાનું કથન કર્યા પછી અધિદૈવત-દેવદ્રષ્ટિથી ઉદ્ગીથોપાસનાના વર્ણનનો આરંભ કરવામાં આવે છે—ઉપાસકને માટે એ ઉચિત છે કે, આજે પ્રત્યક્ષ આદિત્ય ઉદિત થાય છે તથા પ્રજાઓના કલ્યાણને સારુ પ્રકાશ આપે છે, તેમજ તમ તથા તમના ભયનો નાશકર્તા છે તે આદિત્યરૂપથી ઉદ્ગીથ એટલે કે ૐકારની ઉપાસના કરવી. જે પુરુષ આ પ્રકારે ગુણથી યુક્ત આદિત્યદ્રષ્ટિથી ઉદ્ગીથની ઉપાસના કરે છે તે જન્મમરણરૂપ આત્માના ભય તથા તમનો એટલે કે તેના હેતુભૂત અજ્ઞાનનો વિનાશ કરનારો થાય છે. ૧.

**વિશેષ**—'તમ્ ઉદ્ગીથમ્' તેમાં 'ઉદ્ગીથ' શબ્દ અક્ષરનો વાચક થઈને આદિત્ય અર્થમાં કેવી રીતે પ્રયુક્ત થયો ? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સૂર્ય ઉપરની બાજુ જતા પ્રજાઓના અન્નની ઉત્પત્તિ કરવાને સારુ ઉદ્ગીથને ગાય છે. કેમકે એ આદિત્યનો ઉદય ન થાય તો વ્રીહિ આદિ અન્નની ઉત્પત્તિ થઈ શકે નહી, તેથી જેમ ઉદ્ગાતા અન્નને નિમિત્તે ઉદ્ગાન કરે છે તેમજ તે ઉદ્ગાનના સમાન ઉદ્ગાન કરે છે. તેથી આદિત્ય ઉદ્ગીથ છે એ સ્પષ્ટ થાય છે. આ મન્ત્રમાં અલંકાર રૂપથી સૂર્યને ઉદ્ગીથ કહેવામાં આવેલો છે, અર્થાત્ જે પ્રકારે ભૌતિક સૂર્ય તપે છે અને અંધકાર તથા તેથી ઉત્પન્ન થતા ભયનો નિવર્તક થાય છે, તેજ પ્રકારે ઉદ્ગીથ રૂપ દૈવત ઉપાસન અજ્ઞાનરૂપ અધકાર તથા મોહરૂપ ભયનુ નાશક થાય છે. ૧.

આદિત્ય તથા પ્રાણની તુલ્યતા તથા પ્રાણદ્રષ્ટિથી ઉદ્ગીથોપાસના કહે છે, યથા—

**समान उ एवायं चासौ चोष्णोऽयमुष्णोसौ स्वर इतीममाचक्षते स्वर इति प्रत्यास्वर इत्यमुं तस्माद्वा एतमिममुं चोद्गीथमुपासीत ॥ २ ॥**

**ભાવાર્થ**—એ પ્રાણ તથા એ આદિત્ય સરખાજ છે. પ્રાણ ઉષ્ણ છે તેમ આદિત્ય પણ ઉષ્ણ જ છે. એ પ્રાણ 'સ્વર' એમ કહેવાય છે. તથા આદિત્ય પણ 'સ્વર' તથા 'પ્રત્યાસ્વર' એમ કહેવાય છે. તેથી પ્રાણરૂપથી તથા સૂર્યરૂપથી ઉદ્ગીથની ઉપાસના કરવી. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પ્રાણ તથા સૂર્ય બંને ઉષ્ણ છે તથા પ્રાણને 'સ્વર' એમ કહીને બોલાવવામાં આવે છે તેમજ આદિત્યને પણ 'स्वर' તથા 'प्रत्यास्वर' કહેવામાં આવે છે, કારણ કે પ્રાણ તો કેવળ સ્વરણ ( ગમન ) જ કરે છે—મૃત્યુ પછી તે પાછો આવતો નથી, પરંતુ આદિત્ય રોજ રોજ અસ્ત થઈને પણ પાછો

આવે છે, તેથી તેને પ્રત્યાસ્વર પણ કહે છે. એ રીતે ગુણ અને નામથી પણ પ્રાણ અને સૂર્ય એક બીજાના સમાન છે. તેથી વાસ્તવિક અભેદ હોવાથી આ પ્રાણ તથા આદિત્યરૂપથી ઉદ્ગીથની ઉપાસના કરવી. ૨.

**વિશેષ**—પ્રાણના રહેવાથીજ શરીર ઉષ્ણ ગરમ રહે છે. તથા સૂર્યના રહેવાથી આ સમગ્ર બ્રહ્માંડ ગરમ રહે છે તેથી પ્રાણ તથા સૂર્યમાં સમતા પ્રદર્શિત કરનારો આ મંત્ર છે. કેવળ ગુણનીજ સમતા નથી પરંતુ નામની પણ સમાનતા છે. જેમ પ્રાણ સ્વર ગમન કરે છે તેમ સૂર્ય પણ સ્વર કહેવાય છે, ફેર એટલો છે કે, સૂર્ય પ્રત્યાસ્વર પણ છે, અર્થાત્ પ્રાણ કેવળ ગમન કરે છે, મરી ગયા પછી પાછો આવતો નથી પણ સૂર્યનો ઉદય અસ્ત થતો રહે છે તથા વાસ્તવમાં અભેદ હોવાથી, અર્થાત્ પ્રાણ તથા આદિત્યને સમાન જાણીને તેમનામાં ઇશ્વરના મહિમાનું ચિંતન કરવું જોઇએ, એટલે કે પ્રાણ તથા આદિત્યની ઉદ્ગીથરૂપથી ઉપાસના કરવી.

પ્રકૃત મંત્રાર્થના વિષયમાં કોઈ આચાર્યનું કહેવું એવું છે કે—જે પ્રાણ આ દેહમાં સ્થિત છે તેજ પ્રાણ આદિત્યમાં પણ સ્થિત છે. તથા જે પ્રકારે શરીર સ્થિત પ્રાણ ઉષ્ણ છે તેજ પ્રકારે આદિત્યસ્થિત પ્રાણ પણ ઉષ્ણ છે, જેમ શરીર સ્થિત પ્રાણ સ્વર કહેવાય છે તેમજ સૂર્યસ્થિત પ્રાણ પણ સ્વર કહેવાય છે. તેથી ઉપાસકને સારૂ એ ઉચિત છે કે આદિત્યસ્થિત પ્રાણનો પોતાનામાં સ્થિત પ્રાણની સાથે અભેદ સમજીને પ્રાણદ્રષ્ટિથી તથા આદિત્યદ્રષ્ટિથી ઉદ્ગીથની ઉપાસના કરે. ૨.

હવે વ્યાન દ્રષ્ટિથી ઉદ્ગીથોપાસના કહે છે, યથા—

**अथ खलु व्यानमेवोद्गीथमुपासीत यद्वै प्राणिति स प्राणो यदपानिति सोऽपानः । अथ यः प्राणापानयोः सन्धिः स व्यानो यो व्यानः सा वाक् तस्मादप्राणन्ननपानन्वाचमभिव्याहरति ॥ ३ ॥**

**ભાવાર્થ**—'અથ ખલુ'—તે પછી બીજા પ્રકારથી ઉદ્ગીથની ઉપાસના કહેવામાં આવે છે—વ્યાન દ્રષ્ટિથીજ ઉદ્ગીથની ઉપાસના કરવી. પુરૂષ જે વાયુને બહાર કહાડે છે તેજ પ્રાણ છે તથા જે વાયુને અંદર ખેંચે છે–નીચે લઈ જાય છે તેજ અપાન છે, તથા પ્રાણ અને અપાનની જે સન્ધિ છે તેજ વ્યાન છે, જે વ્યાન છે તેજ વાણી છે તેનાથીજ મનુષ્ય પ્રાણ તથા અપાનના વ્યાપારને રોકીને વાણીનુ ઉચ્ચારણ કરે છે ૩

**વિ૦ વિ૦ ભાષ્ય**—મનુષ્ય જે મુખ તથા નાસિકાથી વાયુને બહાર કહાડે છે તે વાયુની પ્રાણનામક વૃત્તિ વિશેષ છે તથા જે મુખ તથા નાસિકાથીજ વાયુને અંદર ખેંચે છે તે તેની અપાનસંજ્ઞક વૃત્તિ છે, તથા પ્રાણ અને અપાન વચ્ચેની જે ( વાયુની ) વૃત્તિવિશેષ છે તેજ વ્યાન છે, જે વ્યાન છે તેજ વાણી છે. કારણ કે વાણીની નિષ્પત્તિ વ્યાનથીજ થાય છે, તેથી પ્રાણ તથા અપાનની ક્રિયાઓ ન થાય ત્યારેજ વાણીનું ઉચ્ચારણ થાય છે. ૩.

**વિશેષ**—શ્રુતિ દ્વારા વિશેષરૂપથી વ્યાનનું નિરૂપણ કરવામાં આવે છે, તેથી અહીં જે સાંખ્યાદિ શાસ્ત્રમાં વિખ્યાત ( સર્વશરીરવ્યાપી ) વ્યાન છે, તે વ્યાન અભિપ્રેત નથી તથા પ્રાણ અને અપાનનો પરિત્યાગ કરીને અત્યંત પરિશ્રમથી વ્યાન દ્રષ્ટિથીજ ઉદ્ગીથોપાસનાનું નિરૂપણ કરવાનું કારણ એ છે કે, એ વીર્યવાન કર્મની નિષ્પત્તિનો હેતુ છે, કારણ કે વ્યાનથીજ વાણીની નિષ્પત્તિ થાય છે. પ્રાણ અપાનની જે સંધિ છે—એટલે કે શ્વાસને અંદરજ થોભાવી રાખવો—તે વ્યાન છે, તથા જે વ્યાન છે તેજ વાણી છે. તેથી જ્યારે આપણે વાણી બોલીએ છીએ ત્યારે બહારનો શ્વાસ અંદર લેતા નથી કે અંદરનો શ્વાસ બહાર કહાડતા નથી. ભાવ એ છે કે જ્યારે આપણે બોલીએ છીએ ત્યારે આપણા શ્વાસ થંભી જાય છે. જ્યારે આપણે લગાતાર બોલીએ છીએ ત્યારે વચમાં વચમાં શ્વાસ લેવાનો અવસર મળી રહે છે. જ્યારે શ્વાસનું આવવું જવું થંભી જાય છે, બસ, એજ અવસ્થાનું નામ વ્યાન છે. અને તેજ વાણીરૂપથી પ્રગટ થાય છે. જો શ્વાસનુ આવવા જવાનુ ચાલુ રહે તો વાણી બોલી શકાતી નથી. પણ શ્વાસ લેવાના તથા બોલવાના પૂર્વાપરના વ્યાપારનો પતો લાગતો નથી કારણ કે એ પ્રક્રિયા અતિ અભ્યસ્ત થઈ ગએલી છે.

:, વાગ્ વિશેષ ઋક્, ઋચાઓમાં સ્થિત સામ તથા સામનો અવયવ ઉદ્ગીથ કેવળ વ્યાનથીજ નિર્વર્ત્ય છે, એ વાતને કહે છે, યથા—

**या वाक्सर्क् तस्मादप्राणन्ननपान्नृचमभिव्याहरति यर्क् तत्साम तस्मादप्राणन्ननपानन्साम गायति यत्साम स उद्गीथस्तस्मादप्राणन्ननपानन्नुद्गायति ॥ ४ ॥**

**ભાવાર્થ**—જે વાણી છે તે ઋચા છે, તેથી પુરૂષ પ્રાણ તથા અપાન ક્રિયા કર્યા સિવાય ઋચાનું ઉચ્ચારણ કરે છે. જે ઋચા છે તેજ સામ છે, તેથી પ્રાણ તથા અપાન ક્રિયા કર્યા સિવાય સામગાન કરે છે, જે સામ છે તેજ ઉદ્ગીથ છે તેથી પ્રાણ તથા અપાન ક્રિયા કર્યા સિવાય વ્યાન વાયુ દ્વારા ઉદ્ગીથ ગાન કરે છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—વાણીજ ઋચા છે, તેથી પ્રાણ અપાનની ગતિને રોકીને પુરૂષ ઋચાનું ઉચ્ચારણ કરે છે, ઋગ્જ સામવેદ છે, તેથી પ્રાણ અપાનના વ્યાપારને રોકીને મનુષ્ય સામવેદનું ગાન કરે છે, તથા જે સામવેદ છે તેજ ઉદ્ગીથ છે, તેથી મનુષ્ય પ્રાણ અપાનના વ્યાપારને:રોકીને સામવેદના મંત્રોથી વ્યાન વાયુ દ્વારા ઉદ્ગીથની ઉપાસના કરે છે. ૪.

**વિશેષ**—પ્રકૃત મંત્રનું સંક્ષેપમાં તાત્પર્ય એ છે કે–વાગ્ વિશેષઋક્ સ્થિત સામ તથા સામના અવયવભૂત ઉદ્ગીથને પણ પુરૂષ પ્રાણ તથા અપાનની ક્રિયા કર્યા સિવાય કેવળ વ્યાનથીજ ઉપાસના કરે છે. વ્યાનરૂપ બ્રહ્મનું પ્રતિપાદક હોવાથી અહીં વાણીનું ઋગ્વેદરૂપ કથન કરેલું છે. તથા ઋગ્વેદની સામરૂપતા એવા અભિપ્રાયથી કહેલી છે કે, વેદ વાસ્તવમાં એકજ છે, કેવળ વિષયવિભાગથી તેના ભેદ છે, તથા એ સામ ઉદ્ગીથરૂપ છે કે જે ઉચ્ચ સ્વરથી ગાવામાં આવે છે, તે વેદનું ગાન, પ્રાણ તથા અપાનના નિરોધપૂર્વક કરાતું હોવાથી વેદની વ્યાનસાથે સમતાનું કથન કરવામાં આવેલું છે. ૪.

**अतो यान्यन्यानि वीर्यवन्ति कर्माणि यथाऽग्नेर्मन्थनमाजेः सरणं दृढस्य धनुष आयमनमप्राणन्ननपानꣳस्तानि करोत्येतस्य हेतोर्व्यानमेवोद्गीथमुपासीत ॥ ५ ॥**

**ભાવાર્થ**—આ કારણથી જે એવા તથા અધિકઉપાયસાધ્ય કર્મ છે, જેવા કે અગ્નિનું મંથન, નિયુક્ત કરેલી જગોથી દોડવું તથા સુદૃઢ ધનુષનું ખેંચવું–આ સર્વ કર્મોને પ્રાણના વ્યાપારને રોકીને તથા અપાનના વ્યાપારને રોકીને પુરૂષ વ્યાન વાયુદ્વારા કરે છે. તે કારણથી વ્યાન દ્રષ્ટિથીજ ઉદ્ગીથની ઉપાસના કરવી જોઈએ. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—તેના સિવાય જે બીજા ઘણાં દુઃસાધ્ય કર્મ છે, જેવાં કે યજ્ઞમાં અગ્નિનું મંથન, મુકરર કરેલી જગોએ દોડવું, અગર લડાઈની બાજુએ વેગથી જવું તથા કઠોર ધનુષ ખેંચવું આદિ કર્મોને પણ પુરૂષ પ્રાણ તથા અપાનની ક્રિયાઓને રોકીનેજ કરે છે, તેથી ઉપાસકને ઉચિત છે કે વ્યાનદ્રષ્ટિથીજ ઉદ્ગીથની ઉપાસના કરવી.

**વિશેષ**—જેમ બીજાની અપેક્ષાએ રાજાની ઉપાસના વધારે ફળવતી છે, તેમજ પ્રાણાદિ વૃત્તિયોનિ અપેક્ષાએ વિશિષ્ટ ફળવતી હોવાના કારણે વ્યાન દ્રષ્ટિથીજ ઉદ્ગીથોપાસના કરવી જોઈએ—કોઈ અન્ય વાયુવૃત્તિથી નહી. કર્મની [illegible] વીર્યવ[illegible] એ [illegible] છે ૪

હવે ઉદ્ગીથાક્ષરોમાં પ્રાણાદિ દ્રષ્ટિનું કથન કરે છે, યથા—

**अथ खलूद्गीथाक्षराण्युपासीतोद्गीथ इति प्राण एवोत्प्राणेन ह्युत्तिष्ठति वाग्गीर्वाचो ह गिर इत्याचक्षतेऽन्नं थमन्ने हीद ँ सर्व ँ स्थितम् ॥ ६ ॥**

**ભાવાર્થ**—તે પછી અવશ્ય કરીને ઉદ્ગીથના અક્ષરોની ઉપાસના કરવી- ઉદ્ગીથ' પદમાં પ્રાણજ 'ઉત્' છે, કારણ કે પ્રાણથીજ પુરૂષ ઉઠે છે, વાણીજ 'ગી' છે, કારણ કે ગીનેજ વાક્ કહે છે તથા અન્નજ 'થ' છે કારણ કે અન્નમાંજ નિશ્ચયે કરીને સર્વ સ્થિત છે. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉદ્ગીથની ઉપાસની પછી ઉદ્ગીથના અક્ષરોપાસના કરવી જોઈએ. 'ઉદ્ગીથ' શબ્દમા જે 'ઉત્' અક્ષર છે તેનો અર્થ મુખ્ય પ્રાણ છે, કારણ કે સર્વલોક પ્રાણથીજ ઉઠે છે, જે પ્રાણ રહિત છે તેનો પરાભવ જોવામાં આવે છે તેથી ઉત્ અને પ્રાણની સરખામણી સ્પષ્ટજ છે, 'ગી'નો અર્થ વાણી છે, કારણ કે શિષ્ટલોક વાણીને 'ગિર.' કહે છે તથા 'થ'નો અર્થ અન્ન છે કારણ કે અન્નમાંજ સર્વ જગતનુ સ્થાન છે, એવું જાણીને ઉદ્ગીથના અક્ષરોની ઉપાસના કરો ૬.

**વિશેષ**—'ઉદ્ગીથ' પદથી ઉદ્ગીથ ભક્તિના અક્ષરો ન જાણી શકાય તેથી 'ઉદ્ગીથ' એવું કહીને તેને વિશેષરૂપથી નિર્દિષ્ટ કરે છે. અભિપ્રાય એ છે કે 'ઉદ્ગીથ' એ નામના અક્ષરોની ઉપાસના કરવી જોઈએ. કારણ કે અમુક શર્મા એમ કહેવાથી જેવીરીતે તે નામવાળી વ્યક્તિવિશેષનો બોધ થાય છે તેમજ નામના અક્ષરોની ઉપાસના કરવાથી પણ નામીનીજ ઉપાસના કરી શકાય છે.

આ મન્ત્રમાં ઉદ્ગીથાક્ષરોના અર્થનું વ્યાખ્યાન કરવામાં આવ્યુ છે, અર્થાત્ 'ઉદ્' 'ગી' 'થ' આ ત્રણ અક્ષરો મળીને ઉદ્ગીથ શબ્દ બનેલો છે એજ અક્ષરોનો અર્થ આ મન્ત્રમા સમજાવવામા આવેલો છે. ૬.

હવે ઉદ્ગીથ અક્ષરોમાં દ્યુલોકાદિ તથા સામવેદી દ્રષ્ટિનુ વિધાન કરે છે, યથા—

**द्यौरेवोदन्तरिक्षं गीः पृथिवी थमादित्य एवोद्वायु- र्गीरग्निस्थ ँ सामवेद एवोद्यजुर्वेदो गीर्ऋग्वेदस्थं दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहोऽन्नवानन्नादो भवति य एतान्येवं विद्वानुद्गीथाक्षराण्युपास्त उद्गीथ इति ॥ ७ ॥**

**ભાવાર્થ**—સ્વર્ગ જ 'ઉત્' છે, આકાશ 'ગી' છે તથા પૃથ્વી 'થ' છે. આદિત્યજ 'ઉત્' છે, વાયુ 'ગી' છે તથા અગ્નિ 'થ' છે. સામવેદજ 'ઉત્' છે, યજુર્વેદ 'ગી' છે તથા ઋગ્વેદ 'થ' છે. જે વિદ્વાન્ એવા આ ઉદ્ગીથના અક્ષરોને જાણે છે તથા તેમની ઉપાસના કરે છે, તે ઉપાસક માટે તે ઉપાસના વાણીના ફલને પૂર્ણ કરે છે તથા તે ઉપાસક અન્નવાન્ તથા ભોક્તા થાય છે. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉંચાસ્થાનવાળો હોવાથી સ્વર્ગલોકજ 'ઉત્' છે. લોકોનો ગ્રાસકર્તા હોવાથી અતરિક્ષ 'ગી' છે તથા પ્રાણિયોનુ સ્થાન હોવાથી પૃથ્વી 'થ' છે. ઉંચો હોવાથી સૂર્ય જ 'ઉત્' છે વન્હિ આદિકોને ગ્રસી જવાના કારણે વાયુ 'ગી' છે તથા યાજ્ઞિક કર્મનો આશ્રય હોવાથી વહ્નિ 'થ' છે તથા સ્વર્ગમા સ્તુત હોવાને કારણે સામવેદજ 'ઉત્' છે, યજુર્વેદ 'ગી' છે કારણ કે યજુર્વેદિયોએ આપેલા હવિને દેવતાલોક ખાય છે તથા ઋગ્વેદ 'થ' છે કારણ કે ઋચામાજ સામવેદ સ્થિત છે—અધિષ્ઠિત છે ઉપર્યુક્ત ઉદ્ગીથના અક્ષરોને, ઉપર્યુક્ત ગુણોથી વિશિષ્ટ જાણીને જે વિદ્વાન્ 'ઉદ્ગીથ' એ રૂપથી ઉપાસના કરે છે, તેની એ ઉપાસના, ઋગ્ વેદાદિ શબ્દથી સાધ્ય, મોક્ષરૂપ ફળને પૂર્ણ કરે છે તથા તે અન્નવાળો અને દીપ્તાગ્નિ પણ થઈ જાય છે ૭

(**વિશેષ**—જે પુરૂષ દ્યુલોકાદિ તથા સામવેદાદિ દ્રષ્ટિથી ઉદ્ગીથના અક્ષરોની ઉપાસના કરે છે તે જ્યાસુધી આ સસારમા જીવતો રહે છે ત્યાસુધી અન્ન સપત્તિ વાળો તથા ભોગશક્તિવાળો રહે છે, એટલે કે તેના ઘરમા અન્ન વસ્ત્રાદિકનુ બાહુલ્ય રહે છે તથા તેનુ શરીર તદુરસ્ત રહીને તે પ્રાપ્ત પદાર્થને સારી રીતે ભોગવી શકે છે તથા મરણ પછી મોક્ષરૂપ ફળને પ્રાપ્ત કરે છે, એ ઉદ્ગીથના અક્ષરોની ઉપાસનાનુ મહત્ફળ છે ૭

હવે અભિલાષાઓની સમૃદ્ધિના સાધનનુ વર્ણન કરે છે, યથા—

**अथ खल्वाशीः समृद्धिरुपसरणानीत्युपासीत येन साम्ना स्तोष्यन्स्यात्तत्सामोपधावेत् ॥ ८ ॥**

**ભાવાર્થ**—તે પછી ફળસિદ્ધિ જે પ્રકારે સારી રીતે થાય તે કહેવામા આવે છે કે, પોતાના ધ્યેયોની આ પ્રકારે ઉપાસના કરે એટલે કે જે સામવેદના મત્રોથી ઉદ્ગાતાને સ્તુતિ કરવી હોય તે સામવેદના મત્રોનુ પ્રથમ ચિંતન કરે.' ૮

**વિ૦ વિ૦ ભાષ્ય**—તે પછી નિશ્ચયે કરીને જે પ્રકારે ફળની સિદ્ધિ થશે તેને કહે છે—જે ઉપસરણાનિ—ધ્યાન કરવા યોગ્ય ધ્યેય વસ્તુ અનેક રૂપની છે

( एकं बहुधा वदन्ति ) તેમની ઉપાસના કરતા પહેલાં જે સામવેદના મંત્રોથી ઉપાસક ઉપાસના કરવાની ઇચ્છા રાખે છે તે સામવેદોના મંત્રોનું સારીરીતે ઉપધાવન—ઉપસરણ એટલે કે ચિંતન કરે. ૮.

**વિશેષ**—એ સામવેદીય મંત્રોનુ સારીરીતે ચિંતન કરે. એનું તાત્પર્ય એ છે કે, તે મંત્રોના ઋષિ, છંદ, દેવતા આદિનું ચિંતન કરે એટલે કે સ્મરણ કરે. પરમાત્માની ઉપાસનાના કાળમાં જે જે વિષય ચિંતનીય હોય છે તેમનું નામ "ઉપસરણ" છે, અથવા એમ કહો કે, ઇશ્વરપ્રાપ્તિના સાધનભૂત જે મંત્રો દ્વારા તેમનું નિદિધ્યાસન કરવામાં આવે છે, તેમનું નામ 'ઉપસરણ' છે, કર્મ, ઉપાસના તથા જ્ઞાન એ ત્રણેનું બોધન કરવાવાળા મંત્ર ઇશ્વર પ્રાપ્તિનું સાધન કહેવાય છે. તે ત્રણેને વિચારો. ૮.

એજ વાત આવતા મંત્રથી સ્પષ્ટ કરવામાં આવે છે, યથા—

**यस्यामृचि तामृचं यदार्षेयं तमृपिं यां देवतामभिष्टोष्यन्स्यात्तां देवतामुपधावेत् ॥ ९ ॥**

**ભાવાર્થ**—એ સામવેદ જે ઋચામાં સ્થિત છે, તે ઋચાના જે ઋષિ હોય તે ઋષિનું તથા જે દેવતાની સ્તુતિ કરવાની હોય તે દેવતાનું ચિંતન કરે. ૯.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ સામ જે ઋચામાં સ્થિત હોય તેના દેવતાસહિત તે ઋચાનુ ચિંતન કરે તથા તે સામના જે ઋષિ હોય તે ઋષિનું તથા તે સામ જે જે દેવતાની સ્તુતિ કરનારૂં હોય તે તે દેવતાઓનું પણ ચિંતન કરે. ૯.

**વિશેષ**—સામવેદમાં ઘણી ઋચાઓ છે. જે ખાસ ઋચા દ્વારા ઉદ્ગીથની ઉપાસના ઉપાસકને કરવાની ઇચ્છા હોય તે ઋચાનુ પ્રથમ ધ્યાન કરી લે તથા જે ઋષિએ એ ખાસ ઋચાનુ સ્મરણ કર્યું હોય તે ઋષિનુ પણ ધ્યાન પ્રથમ કરી લે તથા જે દેવતાની સ્તુતિ તે ખાસ ઋચાએ કરીને કરવાની હોય તે ખાસ દેવતાનું ચિંતન પણ પ્રથમ કરી લે. ૯.

**येन च्छन्दसा स्तोष्यन्स्यात्तच्छन्द उपधावेद्येन स्तोमेन स्तोष्यमाणः स्यात्त ँ स्तोममुपधावेत् ॥ १० ॥**

**ભાવાર્થ**—તે જે છંદથી સ્તુતિ કરનારો હોય તે છંદનુ ચિંતન કરે તથા જે સ્તોમથી સ્તુતિ કરનારો હોય તે સ્તોમનું ચિંતન કરે. ૧૦.

**વિં વિં ભાષ્ય**—જે ગાયત્રી આદિ છંદથી ઉપાસક ઉદ્ગીથની ઉપાસના કરવા ચાહતો હોય તે છંદને પ્રથમ જાણી લે તથા જે સ્તોમ–સ્વરથી સ્તુતિ કરવાની ઇચ્છા હોય તે સ્વરને પણ સારી રીતે જાણી લે. ૧૦.

**વિશેષ**—( क ) સામવેદ સાત સ્વરોએ કરીને ગવાય છે, અને તે એ છે—નિષાદ, ઋષભ, ગાંધાર, ષડ્જ, મધ્યમ, ધૈવત, પંચમ, આ સર્વેના અલગ અલગ ભેદ છે. જે સામવેદની ઋચાઓથી ઉદ્ગીથની ઉપાસના કરવાની હોય તે આ સ્વરોના ભેદને સારી રીતે જાણી લે તથા તેની સાથે સાથે ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત આદિને પણ જાણી લે કે જેથી ઉપાસનાનું ફળ તેને યથોચિત થાય.

( ख ) સ્તોમ કર્મનું અંગભૂત ફળ કર્તાને પ્રાપ્ત થાય છે, તેથી અહીં 'स्तोष्यमाणः' એ પદમાં આત્મનેપદનો પ્રયોગ કરેલો છે, કેમકે 'स्वरितञितः कर्त्रभिप्राये क्रियाफले' એ પાણિનિસૂત્રને અનુસરીને જે ક્રિયાનું ફળ કર્તાને પ્રાપ્ત થવાનું હોય છે તેમાં આત્મનેપદનો પ્રયોગ થયા કરે છે. ૧૦.

## यां दिशमभिष्टोष्यन्स्यात्तां दिशमुपधावेत् ॥ ११ ॥

**ભાવાર્થ**—જે દિશાની સ્તુતિ કરવાની હોય તે દિશાનું ચિંતન કરે. ૧૧.

**વિં વિં ભાષ્ય**—ઉદ્ગીથનો ઉપાસક જે દિશાની સ્તુતિ કરનારો હોય તે દિશાના અભિમાની દેવતાનું ધ્યાન કરે. ૧૧.

**વિશેષ**—તે સામ જે દિશાની સ્તુતિ કરનારૂં હોય તે દિશાનું તેના અધિષ્ઠાતા દેવતા આદિ સહિત ચિંતન કરે.

ભાષ્યકાર અહીં દિશાનો દિક્ અર્થ કરીને કહે છે કે—દિશાનું ધ્યાન તેના અધિષ્ઠાતા દેવતા આદિ સહિત કરે, કારણ કે દિક્ જડ છે તેથી તેના અધિષ્ઠાતા દેવતાસહિત તેની ઉપાસના ફળદાઈ થઈ શકશે.

તથા જો પ્રકૃતમંત્રમાં આવેલા 'यां दिशं स्तोष्यन् स्यात्' તેનો અર્થ ( જે રીતે પરમાત્માની સ્તુતિ કરી શકાય ) એવો કરી શકાય ત્યાં આ પ્રમાણેનો અભિપ્રાય સમજવો, યથા—

પરમાત્માની પ્રાપ્તિનો જે સુગમમાં સુગમ ઉપાય હોય તેના દ્વારા ઉપાસક ઉપાસનાનું ચિંતન કરે, તેની રચના દ્વારા તેના મહત્વનું ચિંતન કરે, અથવા પુરૂષના સુખ-દુઃખાદિ ભોગદ્વારા તે ન્યાયપ્રમાણે ચિંતન કરે. એજ પ્રકારે અવતારલીલાના શ્રવણથી, પ્રતિમાના દર્શનથી તથા શાસ્ત્રપ્રતિપાદક મહિમાથી તેની ઉપાસના કરે, તથા ચંદ્ર સૂર્ય જળ અગ્નિ આદિ રચના દેખીને તેનું ચિંતન કરે, ઇત્યાદિ

પરમાત્મચિંતનના અનેક ઉપાય છે, તેમાંથી જેમા ઉપાસકની રૂચિ હોય તે દ્વારા તેને વિચારે! 'यथाऽभिमतध्यानाद्वा' એ સૂત્રથી જે પ્રમાણે થઈ શકે તેવા ધ્યાનથી જ ભગવદ્ભક્તિપરાયણ થાય ૧૧.

आत्मानमन्तत उपसृत्य स्तुवीत कामं ध्यायन्नप्रमत्तोऽभ्याशो ह यदस्मै स कामः समृद्ध्येत यत्कामः स्तुवीतेति यत्कामः स्तुवीतेति ॥ १२ ॥

**ભાવાર્થ**—અતમા પોતાના સ્વરૂપનુ ચિંતન કરીને પોતાના મનોરથનું ચિંતન કરતો સાવધાન થઈને સ્તુતિ કરે. જે ફળની કામનાથી યુક્ત થઈને તે સ્તુતિ કરે છે, તે મનોરથ તરતજ સ્તુતિકર્તાને સારૂ ફળદાયક થાય છે ૧૨

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉપાસક ઋષિ, છંદ, દેવતા, સ્વર આદિને સારી રીતે જાણીને પોતાની કામનાઓનુ સ્મરણ કરતો ઉદ્ગીથ તથા ઉદ્ગીથના અક્ષરોની ઉપાસના પછી, જો ઉદ્ગીથનુ ગાન કરનારો પોતાના આત્માની અપ્રમત્ત ( સાવધાન ) થઈને સ્તુતિ કરતો જે કર્મમા તે જે કામનાને નિમિત્તે ગાન કરતો હોય તે કર્મ યજ્ઞમા તેની કામના અવશ્ય પૂર્ણ થાય છે ૧૨

**વિશેષ**—પ્રકૃત મત્રમા અપ્રમત્ત પદ આવેલુ છે તેનુ તાત્પર્ય એ છે કે, સ્વર, ઉષ્મ તથા વ્યજનવર્ણોચ્ચારણમા પ્રમાદ ન કરતા સ્તુતિ કરે તથા શ્રુતિમા 'यत्त कामः स्तुवीतेति यत्त कामः स्तुवीतेति' એ દ્વિરૂક્તિ આદર સૂચન કરવાને સારૂ છે આ મત્રમા એ વર્ણન કરવામા આવ્યુ છે કે—મનનો સારી રીતે નિરોધ કરીને સમાહિત ચિત્તવાળા થઈને પરમાત્માનો અભ્યાસ કરે જો તેમ ન કરે તો જે કામનાઓ તેના હૃદયમા હશે તે તેની સામે આવીને તેના ચિત્તને વિક્ષિપ્ત કરશે, તેમ થતા પરમાત્માનુ પૂર્ણરીતે તે ધ્યાન કરી શકશે નહીં તેથી જીજ્ઞાસુએ સર્વ કામનાઓને દબાવીને પરમાત્માનુ અનુસધાન કરવું ૧૨

## ખંડ ચોથો

હવે ઉદ્ગીથસજ્ઞક ઓકાર ઉપાસનાનુ વર્ણન કરે છે, યથા—

ॐमित्येतदक्षरमुद्गीथमुपासीतोमिति ह्युद्गायति तस्योपव्याख्यानम् ॥ १ ॥

**ભાવાર્થ**—'ૐ' એ અક્ષર ઉદ્‌ગીથ છે, એવી તેની ઉપાસના કરે. કારણ કે 'ૐ' એવું કહીને ઉદ્‌ગાતા ઉદ્‌ગાન કરે છે. તેની વ્યાખ્યા કરવામાં આવે છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—'ૐ' એ અક્ષર ઉદ્‌ગીથ છે, તેથી ઉદ્‌ગીથરૂપથી તેની ઉપાસના કરવી જોઈએ. ૐકારજ અવિનાશી બ્રહ્મરૂપ છે, તથા તેનુંજ ઉદ્‌ગાતા, યજ્ઞમાં 'ૐ' એવું ઉચ્ચારણ કરીને ગાન કરે છે. ૧.

**વિશેષ**—પ્રથમ ઓંકાર અક્ષરની ઉપાસનાનું વર્ણન શરૂ હતું, વચમાં 'ઉદ્‌ગીથ' શબ્દના અક્ષરોની ઉપાસના કહેવામાં આવી. હવે ફરીથી ઉદ્‌ગીથ પ્રકરણના અવિચ્છેદ જ્ઞાપનને સારૂ પ્રાસંગિક 'ઉદ્‌ગીથ' પદના અક્ષરોની ઉપાસનાનું કથન છોડીને 'ओमित्येतत्' ઈત્યાદિ વાક્યદ્વારા એ પૂર્વે પ્રસ્તાવિત અમૃત તથા અભયગુણવિશિષ્ટ અક્ષરનીજ ઉપાસનાનુ અનુસંધાન કરે છે. ૧.

**देवा वै मृत्योर्बिभ्यतस्त्रयीं विद्यां प्राविश ७ स्ते छन्दोभिरच्छादयन्यदेभिरच्छादय ७ स्तच्छन्दसां छन्दस्त्वम् ॥२॥**

**ભાવાર્થ**—એક સમયે દેવગણે મૃત્યુથી ડરીને ત્રણે વેદોનું શરણ લીધું. દેવતાઓએ પોતાને છંદોથી એવું સમજીને આચ્છાદિત કરી લીધા કે એ છંદોમાં છંદસ્ત્વ છે અર્થાત્ દેવતાઓએ એવું સમજીને ત્રયીવિદ્યારૂપ છંદનો આશ્રય લીધો કે મૃત્યુ આવશે ત્યારે એ હમને સંતાડી દેશે. એજ આ મંત્રોનું છંદસ્ત્વ છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—કોઈ સમયે દેવતાઓએ—ઇંદ્રિયોની સાત્વિક વૃત્તિયોથી મૃત્યુથી—ઇંદ્રિયોની તામસિક વૃત્તિયોથી—ભય પામીને વેદત્રયીદ્વારા પ્રતિપાદિત જપ હોમાદિ કર્મોમાં પ્રવેશ કર્યો. કારણ કે એ ( દેવતા ) સાત્વિક વૃત્તિયોએ પોતાને મંત્રોથી આચ્છાદિત એટલે કે સુરક્ષિત થયેલી સમજી લીધી, તેઓ જાણતી હતી કે આચ્છાદન કરવાથી છંદોમાં એટલે કે મંત્રોમાં છંદસ્ત્વ—આચ્છાદકત્વ છે તેથી રક્ષા કરનારા મંત્રોને છંદ કહે છે. ૨.

**વિશેષ**—એતો સર્વ જાણે છે કે દેવતાલોકે રાક્ષસોથી અત્યંત ભયભીત થઈને ભગવાનનું શરણ લીધું. એજ પ્રકારે પ્રકૃતમાં ઇંદ્રિયોની સાત્વિક વૃત્તિયો, તેમની તામસી વૃત્તિયોથી ભય પામીને તે ભયથી બચવાને સારૂ વૈદિક કર્માનુષ્ઠાનોનો આશ્રય લેવાનું ઉચિત ધાર્યું. કારણ કે તેમની ધારણા એવી હતી કે છંદ

દેવતાઓએ મૃત્યુથી બચવાને સારૂ વેદત્રયી પ્રતિપાદિત કર્મમા પ્રવેશ કર્યો અર્થાત્ તેમણે વૈદિક ગાયત્રી આદિ છદોથી પોતાને આચ્છાદિત કરી દીધા તેનો અભિપ્રાય એ છે કે-દેવોએ વેદોના સ્વાધ્યાયમા પ્રવૃત્ત થઈ આળસનો પરિત્યાગ કરી દીધો કારણ કે તેમની ધારણા એવી હતી કે, વેદોનો અનભ્યાસ જ મૃત્યુ અને તેમા તત્પર હોવુ એજ અમૃત છે જે મનુષ્ય બ્રહ્મચર્યપૂર્વક વેદોના અભ્યાસમા તત્પર રહે છે તે મૃત્યુનુ અતિક્રમણ કરી જાય છે. તથા જેઓ તેમ નથી કરતા તેઓ પ્રતિદિન મૃત્યુના ભયથી ભયભીત રહે છે તાત્પર્ય એ છે કે, જે વેદોના અભ્યાસમા તત્પર રહેશે તેમને સદાચારી રહેવાનુ આવશ્યક થશે સદાચારીની આયુ કદી ક્ષીણ થઈ શકતી નથી એવું સમજીને દેવતા છદોમા પ્રવૃત્ત થયા ત્રુટિ એજ રહી ગઈ કે તેઓ કેવળ કર્મશ્રમી થઈ ગયા તેમણે એ ખ્યાલ ન કર્યો કે, કર્મફળ ગમે તેટલુ પ્રબળ કેમ ન હોય પણ તે એક દિવસ ક્ષીણતો થવાનુજ, સુદૃઢ પત્થર ગમે તેવા સીમેન્ટ આદિ મશાલાથી ચોટાડવામા આવે તોપણ કાળે કરીને એક દિવસ તે જરૂર અલગ થઈ જવાનો ૨

**तानु तत्र मृत्युर्यथा मत्स्यमुदके परिपश्येदेवं पर्यपश्यदृचि साम्नि यजुषि । ते नु विदित्वोर्ध्वा ऋचः साम्नो यजुषः स्वरमेव प्राविशन् ॥ ३ ॥**

**ભાવાર્થ**—જેમ માછલી મારનાર માછલીને પાણીમા જોઈ લે છે તેમજ ઋક્, સામ તથા યજુ સબધી કર્મોમા પ્રવૃત્ત થએલી એ સાત્વિક વૃત્તિયોને તામસી વૃત્તિયોને જોઈ લીધી જ્યારે સાત્વિક વૃત્તિયોએ એ વાત જાણી લીધી કે તામસી વૃત્તિયો એ પોતાને જોઈ લીધી ત્યારે તેઓ ઋગ્વેદ, યજુર્વેદ તથા સામ વેદના કર્મોથી ઉપરત થઈને સ્વર ઓંકારના શરણને દૃઢતાની સાથે પ્રાપ્ત થઈ ૩

**વિ૦ વિ૦ ભાષ્ય**—જેમ માછલિયો અત્યત ઉંડા જળમાથી પકડી શકાતી નથી, પરતુ થોડા જલમાથી જાળ આદિ દ્વારા પકડી શકાય છે એ વાત જાણનારા ઢીમર થોડા ઉંડાણવાળા જળમા એ માછલિયોને જોઇ લે છે તેમજ ઋગ્, યજુ તથા સામના કર્મોથી રક્ષિત દેવતાઓને મૃત્યુએ જોઈ લીધા અર્થાત્ મૃત્યુને એ વાત માલમ પડી ગઈ કે એ દેવતા કર્મના નાશરૂપ યત્નથીજ પકડી શકાશે એટલે કે પોતાના વશમા કરી શકાશે વૈદિક કર્માનુષ્ઠાનોથી જેમના ચિત્ત શુદ્ધ થઈ ગએલા છે એવા દેવતાઓએ એવાત જાણી લીધી કે મૃત્યુએ પોતાને જોઈ

લીધા છે. હવે આટલાં કર્મોથીજ પોતાની રક્ષા થઈ શકશે નહીં એવું સમજીને દેવતાઓએ ઋગાદિ સંબંધી કર્મોથી નિવૃત્ત થઇને અમૃત અને અભય ગુણયુક્ત અક્ષરસ્વરસંજ્ઞક અક્ષરનુંજ શરણ લીધું. એટલે કે ઓંકારની ઉપાસનામાં તત્પર થઈ ગયા. ૩.

**વિશેષ**—સંસારનો એ સાધારણ નિયમ છે કે શત્રુઓથી બચવાને સારૂ સાધારણ ઉપાયોનું અવલંબન લે છે. પણ તેનાથી રક્ષા થઈ શકશે નહીં એમ જ્યારે લાગે છે, ત્યારે વિશેષ ઉપાયોનું અવલંબન લે છે. તેજ પ્રમાણે પ્રકૃતમાં પણ દેવતાઓએ મૃત્યુરૂપ શત્રુથી કેવળ સાધારણ વૈદિક કર્માનુષ્ઠાનોદ્વારા પોતાની રક્ષા થઈ શકશે નહીં એમ જ્યારે જોયુ ત્યારે અજેય કિલ્લા સમાન અવિનાશી ઓંકારનું શરણ લીધું.

મૃત્યુએ પોતાને જોઇ લીધા છે, એમ જ્યારે દેવતાઓએ જાણ્યુ ત્યારે તેમણે ઋગ્વેદથી પરમાત્માની સ્તુતિ કરી. જ્યારે ત્યાં પણ મૃત્યુભય દૂર ન થયો ત્યારે સામવેદ દ્વારા બ્રહ્મનુ ગાન કરવા લાગ્યા. જ્યારે ત્યાં પણ મૃત્યુએ પીછો ન છોડ્યો ત્યારે યજુર્વેદમાં જઇને યજ્ઞાનુષ્ઠાન કરવા લાગ્યા. જ્યારે તેમ કરતાં પણ પોતાની રક્ષા ન થઈ શકી ત્યારે બ્રહ્મમાં પ્રવિષ્ટ થયા.

વાત એવી છે કે—ઋગ્, યજુ તથા સામરૂપ ત્રયીવિદ્યા કેવળ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ ફળોને ઉત્પન્ન કરે છે. અને એ ત્રણેમાં મૃત્યુનો ભય બરાબર બન્યો રહે છે, કારણ કે ધર્મપરાયણ મનુષ્ય મૃત્યુનો સામનો કરવાને સારૂ ધર્મપથ ઉપર દ્રઢ રહે છે, પણ એ મૃત્યુથી બચી શકતો નથી. તેજ પ્રમાણે અર્થ સંચય તથા સંતતિ વર્ગ મનુષ્યના મોતને ટાળી શકતાં નથી. મૃત્યુથી બચવાનો એકમાત્ર ઉપાય મોક્ષ છે, એવું સમજીને અંતમાં દેવતાઓએ સ્વર—ઓંકારનું શરણ લીધું. 'स्वयं राजते शोभते इति स्वरः' આ અર્થથી બ્રહ્મજ એ સ્વર છે કે જે દેવગણોનું અભિષ્ટ સર્વાભિભવ વિનિર્મુક્ત રક્ષાસ્થળ છે. ૩.

ઓંકારમાં સ્વર શબ્દની પ્રવૃત્તિ કેવી રીતે થઈ તે વાત કહે છે, યથા—

**यदा वा ऋचमाप्नोत्योमित्येवातिस्वरत्येवꣳ सामैवं यजुरेष उ स्वरो यदेतदक्षरमेतदमृतमभयं तत्प्रविश्य देवा अमृता अभया अभवन् ॥ ४ ॥**

**ભાવાર્થ**—જ્યારે ઉપાસક 'ૐ' કહીને ઋક્‌ને પ્રાપ્ત કરે છે તથા એજ

કારણથી એ ॐ અક્ષરરૂપ છે તથા જે કારણથી ॐ અમૃત તથા અભય છે તેજ કારણથી દેવતા ઓંકારના શરણને પ્રાપ્ત થઈ અમૃત તથા અભય થઈ ગયા. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે સમયે ઉપાસના કરનાર પુરૂષ 'ॐ' કહીને ઋગ્વેદના મંત્રોનું, સામવેદના મંત્રોનું તથા યજુર્વેદના મંત્રોનું ઉચ્ચારણ કરે છે, ત્યારે એ ॐ સ્વર છે એટલે કે સ્વતંત્ર છે કોઈની સહાયતાની અપેક્ષા રાખતો નથી. જે કારણથી એ ॐ અક્ષર એટલે કે અવિનાશીરૂપ, મરણ ધર્મરહિત તથા ભયરહિત છે, તેજ કારણથી ॐરૂપ એ બ્રહ્મના મહિમાથી દેવતા એટલે કે ઇંદ્રિયોની સાત્વિક વૃત્તિયો અમર તથા અભય થઈ ગઈ. ૪.

**વિશેષ**—એ વાત સિદ્ધ છે કે ઓંકારના ઉચ્ચારણ વિના કોઈ વેદમંત્રનું ઉચ્ચારણ કરવામાં આવતું નથી. પરતુ ઓંકારના ઉચ્ચારણમાં બીજા કોઈના ઉચ્ચારણની અપેક્ષા હોતી નથી. તેથી એ સ્વર એટલે કે સ્વતંત્ર કહેવાય છે તથા એ ઓંકારમાં અભય આદિ ગુણ પણ છે તેને દેવતાઓએ સાધારણ કર્મોદ્વારા પોતાને અરક્ષિત સમજીને મૃત્યુથી બચવાને સારૂ અવિનાશી ઓંકારના શરણને અપનાવ્યુ, તેમ કરીને દેવગણ અમર થઈ ગયા.

ઓંકારપ્રતિપાદ્ય બ્રહ્મજ સાર છે તથા ઋગાદિવેદ તેની પ્રાપ્તિના સાધન છે. બ્રહ્મની પ્રાપ્તિજ અમૃતપદની પ્રાપ્તિ છે. કોઈ પણ સાંસારિક પદાર્થમાં મનુષ્ય આજન્મ ગમે તેટલા પ્રયત્ન કરતો રહે તોપણ તે તેને મરણથી બચાવી શકતો નથી. બુદ્ધિમાન્ મનુષ્ય સંસારના પદાર્થોને સાધન બનાવી લે છે, તેઓ સંસારનો દ્વેષ કરતા નથી, પરતુ શાસ્ત્રવિધિથી તેમાં પ્રવૃત્ત થઈ લોકસંગ્રહ દ્વારા એવા વાતાવરણને ઉત્પન્ન કરે છે કે જેનાથી અંતમાં મોક્ષનું સુંદર ઉપવન તૈયાર થઈ જાય. મૂઢલોક સંસાર તથા તેમાં ઉત્પન્ન થએલા પદાર્થોનેજ સર્વ કાંઈ સમજીને તેમાંજ ફસાઈ પડી ઘાણીના બળદની પેઠે અમુલ્ય મનુષ્ય જીવન વ્યતીત કરીને, હીરાને બદલે કોઠી લેવાની કહેવતને ચરિતાર્થ કરે છે. પરતુ વિદ્વાન્-બુદ્ધિમાન્ સંસારમાં રહીને તેને પોતાના પ્રધાન લક્ષ્યનું સાધન બનાવી લે છે. તેઓ સમજે છે કે સાંસારિક વિષયાનંદથી પણ વધીને એક આનંદ છે, તે આનંદ સાગરના એક કણબિંદુથી વિષયોમાં આનદ પ્રતીત થાય છે, તે અમૃત-અર્ણવનું નામ બ્રહ્માનંદ છે. આત્માનંદ છે પરમાનંદ છે વધારે શું કહીએ ! તેનુ નામ નિજાનંદ છે. ૪.

હવે ઓંકાઓપાસનાના ફળને કહે છે, યથા—

**स य एतदेवं विद्वानक्षरं प्रणौत्येतदेवाक्षरꣳ स्वर-**

**मममृतमभयं प्रविशति तत्प्रविश्य यदमृता देवास्तदमृतो भवति ॥ ५ ॥**

**ભાવાર્થ—**જે પુરૂષ આ ૐ અક્ષરને જાણીને તેની ઉપાસના કરે છે, તે આ અમર, અભય તથા સ્વર ( સ્વતંત્ર ) ઓંકારમાંજ પ્રવેશ કરે છે તથા તેમાં પ્રવેશ કરીને જેમ દેવતા અમર થઈ ગયા હતા તેમજ એ વિદ્વાન્ પણ અમર થઈ જાય છે. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય—**જે ઉપાસક પૂર્વોક્ત રીતિથી આ અવિનાશી ઓંકારની સ્તુતિ ઉપાસના કરે છે તે ઉપાસના કરનાર પુરૂષ મરણભયાદિશૂન્ય સ્વતંત્ર આ ઓંકારને પ્રાપ્ત થઈ જાય છે કે જેનાથી ઇંદ્રિયોની સાત્વિકવૃત્તિરૂપ દેવગણુ ઓંકારરૂપ બ્રહ્મનું ધ્યાન કરીને અમર તથા અભય થઈ ગયા હતા. તેમજ એ અમૃતત્વાદિ ગુણથી વિશિષ્ટ થઈને એ ઉપાસક પણ એ દેવતાઓના સમાન મરણ ધર્મરહિત થઈ જાય છે. ૫.

**વિશેષ—**જેમ જેટલા રાજકુળમાં પ્રવેશ કરે છે, તેમનામાંના કોઈ રાજાના અંતરંગ તથા કોઈ બહિરંગ હોય છે તેમજ બ્રહ્મમાં પ્રવેશ કરનારા ઉપાસકોમાંના ન તો કોઈ પરબ્રહ્મના અંતરંગ થાય છે કે ન તો કોઈ બહિરંગ થાય છે કારણ કે પરબ્રહ્મમાં અંતરંગ બહિરંગનો ભેદ રહેતો નથી. પરંતુ ઉપાસક પરબ્રહ્મનું શરણાંગ હોવાથી અમર થએલા દેવોના સમાન અમર થઈ જાય છે. તેમના અમરત્વમાં ન તો ન્યૂનતા રહે છે કે ન તો અધિકતા રહે છે. ૫

——❋❋❋——

## ખણ્ડ પાંચમો

પ્રાણ તથા રશ્મિયોના ભેદરૂપ ગુણયુક્તદષ્ટિથી એ ઉદ્ગીથના અવયવભૂત ઓંકારની અનેક પુત્રરૂપ ફળવાળી ઉપાસનાનું નિરૂપણ કરવાને સારૂ પ્રણવ તથા ઉદ્ગીથના એકત્વના પ્રતિપાદનપૂર્વક પ્રથમ કહેવામાં આવેલી આદિત્યદષ્ટિથી ઉદ્ગીથની ઉપાસનાનો અનુવાદ કરે છે. યથા—

**अथ खलु य उद्गीथः स प्रणवो यः प्रणवः स उद्गीथ इत्यसौ वा आदित्य उद्गीथ एष प्रणव ओमिति ह्येष स्वरन्नेति ॥ १ ॥**

**ભાવાર્થ**—તેના પછી, અવશ્યજ જે ઉદ્દગીથ છે તેજ પ્રણવ છે, તથા જે પ્રણવ છે તેજ ઉદ્દગીથ છે એ પ્રકારે સૂર્યજ ઉદ્દગીથ છે, એજ પ્રણવ છે, કારણ કે સૂર્ય 'ૐ' એવુ ઉચ્ચારણ કરતોજ નિકળે ( ઉગે ) છે ૧

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉપર્યુક્ત કથન પછી નિશ્ચયે કરીને જે સામવેદિયોનુ ઉદ્દગીથ છે તેજ ઋગ્વેદિયોનો પ્રણવ છે તથા જે ઋગ્વેદિયોનો પ્રણવ છે તેજ સામવેદિયોનુ ઉદ્દગીથ છે એ પ્રકારે એ પ્રત્યક્ષ સૂર્યજ ઉદ્દગીથ છે, એજ પ્રણવ છે કારણ કે એ આદિત્ય 'ૐ' એવુ ઉચ્ચારણ કરતો પ્રાણિયોના ઉપકારને સારૂ તથા રક્ષાને સારૂ ઉદયાચળ પર્વતથી નિકળે છે ૧

**વિશેષ**—આદિત્ય ઉદ્દગીથ કેવે પ્રકારે છે? તે કહે છે-એ આદિત્ય ઉદ્દગીથસંજ્ઞક અક્ષયનુ 'ૐ' એવો સ્વરન્—ઉચ્ચારણ કરતો જાય છે અથવા સ્વરન્ એટલે કે ચાલનારો સૂર્ય ( પ્રાણો પ્રવૃત્તિ પ્રતિ 'ૐ' એવી અનુજ્ઞા કરતો ) જાય છે તેથી એ સૂર્ય ઉદ્ગીથજ છે પ્રકૃત મન્ત્રમા 'स्वरन्' એ શબ્દની સિદ્ધિ 'स्वर आक्षेपे' એ ધાતુથી થાય છે તેથી જો કે તેનો અર્થ 'આક્ષેપ કરતો' થવો જોઇએ તોપણ ધાતુના અનેક અર્થ હોવાથી 'ઉચ્ચારણ કરતો' એવો અર્થ થવામા પણ કાઈ બાધ નથી

ઉદ્ગીથ અને પ્રણવ એ બને ઇશ્વર છે કારણ કે એ બને ઓકારવાચ્ય બ્રહ્મની સાથે નિકટનો સંબધ રાખે છે અર્થાત્ ઉક્ત બને પરમાત્માના નામ હોવાથી તેઓ એ કાર્યવાચી છે તથા જે પરમાત્માના આ નામ છે તે સપૂર્ણ અજ્ઞાનાન્ધતમનાશક હોવાથી 'आदित्य' કહેવાય છે ઓકાર પરમાત્માનો અભિધાયક છે, એ અભિપ્રાયથી કથન કરવામા આવ્યુ છે કે—એ ઉચ્ચા સ્વરથી ઉચ્ચારણ કરેલો પરમાત્મા બ્રહ્મનો ગમક થાય છે

અગર અહીં એમ પણ કહી શકાય છે કે–વૈદિક લોક પરમાત્માની આદિત્ય, પ્રણવ તથા ઉદ્દગીથ આદિ અનેક નામોથી ઉપાસના કરે છે ૧

પ્રથમ જે કહેવામા આવ્યુ છે કે સૂર્યજ ઉદ્ગીથ છે તેની નિંદા કરીને રશ્મિ ભેદ દ્રષ્ટિની સરળતાને બતાવે છે, યથા—

**एतमु एवाहमभ्यागासिषं तस्मान्मम त्वमेकोऽसीति ह कौषीतकिः पुत्रमुवाच रश्मी ७ स्त्वं पर्यावर्तयाद् बहवो वै ते भविष्यन्तीत्यधिदैवतम् ॥ २ ॥**

**ભાવાર્થ**—કૌષીતકી ઋષિએ પોતાના પુત્રને એવું કહ્યું કે–હે પુત્ર ! મેં આદિત્ય પ્રમુખ હોવાને કારણે તેની ઉપાસના કરી હતી. તેથી તું મને એકજ પુત્ર પ્રાપ્ત થયો. તેથી તું રશ્મિયોની ઉપાસના કર. તેથી જરૂર તને ઘણા પુત્ર પ્રાપ્ત થશે. એ અધિદૈવત ઉપાસના છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—કુષીતક ઋષિનો પુત્ર પોતાના પુત્રને એવું કહે છે કે હે પુત્ર ! મેં આ પ્રત્યક્ષ સૂર્યની સામે ઉદ્દગીથ ગાન કર્યું હતું. અર્થાત્ મેં આદિત્ય રશ્મિયોને એક સમજીને આદિત્ય દ્રષ્ટિથી ઉદ્દગીથની ઉપાસના કરી હતી. એજ કારણથી તું મારો એકજ પુત્ર છે, તેથી તું સૂર્ય અને રશ્મિયોમાં ભેદ જાણી રશ્મિદ્રષ્ટિથી ઉદ્દગીથની ઉપાસના કર. તેથી જરૂર તને ઘણા પુત્ર થશે. આ દેવતાવિષયિણી ઉદ્દગીથની ઉપાસના છે. ૨.

**વિશેષ**—અહી અધિદૈવોપાસનાનું ફળ એટલે કે પરમાત્મોપાસનાનું આધ્યાત્મિક ફલ હોવું જોઈએ. તો પણ પુત્રોત્પત્તિરૂપ પિતૃઋણની પૂર્તિ અહીં એવા અભિપ્રાયથી કથન કરેલી છે કે, પ્રકૃત જનોની પ્રવૃત્તિ પુત્રાદિકો નિમિત્ત ઉપાસનામાં ન ટાળી શકાય એવી રહે છે. કારણ કે લોકમાં સર્વ સાધારણની પ્રવૃત્તિ પુત્રૈષણા, વિત્તૈષણા તથા લોકૈષણારૂપ એષણાત્રયમાં જોવામાં આવે છે. તેથી સાધારણ લોકની પ્રવૃત્તિને અર્થે અહીં પુત્રરૂપ સાંસારિક ફળનું કથન કરવામાં આવ્યુ છે.

અહીં પુત્રલાભ ફલના કથનમાં શ્રુતિનો ગૂઢ અભિપ્રાય એ છે કે—જેમ પુત્રલાભ લોભયુક્ત મનુષ્યને સ્રી દ્વારા પ્રાપ્ત સેવા આદિ સુખ અનાયાસે જ પ્રાપ્ત થઈ જશે. તે સ્રી–પુત્રના નિર્વાહને સારૂ ધન પણ એકત્ર કરશેજ. લોકની 'पुत्रो देवदत्तोऽयम्' એ પ્રતિષ્ઠા પણ તેને સ્વાભાવિક પ્રાપ્ત થશે. જો પુત્ર વિદ્વાન્ ધનવાન તથા બળવાન થશે તો પછી પિતાની કીર્તિ સાત સમુદ્ર ઓળગીને સ્વર્ગમાં ફેલાવશે. પુત્ર અયોગ્ય હોવાનોતો ભયજ નથી. કારણ કે શ્રુતિના અનુષ્ઠાનથી જન્મ થશે. મજબૂત સુતરથી કુશળ કારીગરને હાથે વણાયેલું કાપડ કમજોર હોઈ શકેજ નહી. જેમ ષડ્રસપૂર્ણ છતરીસ વ્યંજનોનો રસાતિરેક કરવાને સારૂ ચટની આદિ આપવામાં આવે છે તેજ પ્રમાણે અહીં શ્રુતિમાતાએ આધ્યાત્મિક પ્રકરણમાં પુત્ર લાભ પ્રદર્શિત કરીને સાધારણ જનોનુ આકર્ષણ કરવાને સારૂ સ્પષ્ટ ઈષ્ટને પુષ્ટ કરવાને સારૂ કષ્ટ લીધેલું છે.

પ્રકૃત મંત્રમાં 'त्वं' એ કર્તૃવાચક પદ છે તેની સાથે મધ્યમ પુરૂષની ક્રિયા [illegible]વી જોઈએ પ[illegible] 'पर्यावर्तयात' [illegible] છે [illegible]

બરાબર નથી, તેથી 'पर्यावर्तयात्'ને બદલે 'पर्यावर्तय' એ ક્રિયા અપાય તે બરાબર છે. ૨.

મુખ્ય પ્રાણદૃષ્ટિથી ઉદ્ગીથોપાસના કહે છે, યથા—

**अथाध्यात्मं य एवायं मुख्यः प्राणस्तमुद्गीथमुपासीतोमिति ह्येष स्वरन्नेति ॥ ३ ॥**

**ભાવાર્થ**—હવે અધ્યાત્મ ઉપાસના કહે છે—જે આ મુખ્ય પ્રાણ છે તેની જ ઉદ્ગીથરૂપથી ઉપાસના કરે, કારણ કે તે 'ૐ' એવું ઉચ્ચારણ કરીને ગમન કરે છે ૩

**વિ૰ વિ૰ ભાષ્ય**—દેવતાવિષયક ઉપાસનાના કથન પછી આધ્યાત્મિક ઉપાસના કહે છે કે જે એ મુખ સબધી ચૈતન્ય પ્રાણ છે તેની ઉદ્ગીથદૃષ્ટિને સારૂ 'ૐ' એવી અનુજ્ઞા—ઉચ્ચારણ કરતો હોય તેવી રીતે ચાલે છે ૩

**વિશેષ**—'अनुज्ञाकुर्वन्निव'—ઉચ્ચારણ કરતો હોય તેમ એ વાક્યમા 'ઇવ—જેવો' એ પદ કેમ આપ્યુ ? તેના સબધમા કહે છે કે—મનુષ્ય જ્યારે મરવાની અણી ઉપર આવે છે તે સમયે તેની પાસે બેઠેલા લોક પ્રાણનુ 'ૐ' ઉચ્ચારણ કરવુ સાભળતા નથી તેથી 'જાણે અનુજ્ઞા આપતો હોય તેવો' કહેવામા આવ્યો છે એ સમાનતાથી સૂર્યમા પણ ૐકારોચ્ચારણ કેવળ અનુજ્ઞામાત્ર સમજવુ જોઈએ ૩

પ્રાણભેદદૃષ્ટિથી મુખ્ય પ્રાણની વ્યસ્તોપાસનાનુ વિધાન તથા ફળ કહે છે, યથા—

**एतमु एवाहमभ्यगासिषं तस्मान्मम त्वमेकोऽसीति ह कौषीतकिः पुत्रमुवाच प्राणांस्त्वं भूमानमभिगायताद्बहवो वै मे भविष्यन्तीति ॥ ४ ॥**

**ભાવાર્થ**—કૌષીતકી ઋષિએ પોતાના પુત્રને એ પ્રમાણે કહ્યું કે—હે પુત્ર ! મેં એજ પ્રાણની સામે ઉદ્ગીથનુ ગાન કર્યું હતું તેથી તું મને એક પુત્ર પ્રાપ્ત થયો તેથી તું વાગાદિ ઇંદ્રિય સબધી પ્રાણોની ઉપાસના કર તેથી જરૂર તને ઘણા પુત્ર પ્રાપ્ત થશે ૪

**વિ૰ વિ૰ ભાષ્ય**—કુષીતક ઋષિના પુત્રે પોતાના પુત્રને એવુ કહ્યું કે—હે પુત્ર ! મેં એજ ચૈતન્ય પ્રાણની ઉદ્ગીથરૂપે ઉપાસના કરી તેથી તું મને

એકજ પુત્ર થયો તેથી તું વાગાદિ ઇંદ્રિય તથા મુખ્ય પ્રાણ એ બેમાં ભેદ સમજી ભેદદ્રષ્ટિથી ઉદ્‌ગીથની ઉપાસના કર. તેથી તને અવશ્યજ ઘણુ પુત્રની પ્રાપ્તિ થશે. ૪.

**વિશેષ**—આ ખંડમાં આદિત્યદ્રષ્ટિથી ઉદ્‌ગીથની ઉપાસનાનું તથા મુખ્ય પ્રાણદ્રષ્ટિથી ઉદ્‌ગીથની ઉપાસનાનું એક પુત્રની પ્રાપ્તિરૂપ ફલ બતાવીને તેની નિંદા કરવામાં આવી છે. અહીં એક પુત્રોપલબ્ધિ થવી એજ નિંદા છે. તેથી ઉપસંહારમાં, ઘણા પુત્રની પ્રાપ્તિ થવાને સારૂ રશ્મિ તથા પ્રાણની ભેદદ્રષ્ટિથી ઉદ્‌ગીથોપાસનાનું પ્રતિપાદન કરવામાં આવેલુ છે. ૪.

હવે પ્રણવ તથા ઉદ્‌ગીથના અભેદને કહે છે, યથા—

**अथ खलु य उद्गीथः स प्रणवो यः प्रणवः स उद्गीथ इति होतृषदनाद्धैवापि दुरुद्गीथमनुसमाहरतीत्यनुसमाहरतीति ॥ ५ ॥**

**ભાવાર્થ**—અવશ્યે કરીને જે ઉદ્‌ગીથ છે તેજ પ્રણવ છે તથા જે પ્રણવ છે તેજ ઉદ્‌ગીથ છે, તેથી ઉદ્‌ગાતા, હોતૃ કર્મ દ્વારા નિઃસદેહ દોષયુક્ત ઉદ્‌ગાનને પણ સમાહિત રીતે-સંભાળી લે છે. દ્વિરૂક્તિ આદર અર્થે અથવા ખંડ સમાપ્તિ સૂચનને સારૂ છે. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પ્રણવ તથા ઉદ્‌ગીથમાં કાંઈ ભેદ નથી અર્થાત્ બંને એકજ છે. એવુ જાણીને ઉદ્‌ગીથનું ગાન કરનારો ઋત્વિક્ સમ્યક પ્રકારે કરેલા હોત્ર કર્મ દ્વારા પોતે ઉદ્‌ગીથના ગાનમાં જે સ્વર વર્ણાદિ સંબંધીના વેદના અશુદ્ધ ઉચ્ચારણથી પાપ થાય છે તેનો સમાહાર એટલે કે અનુસંધાન—સુધારી દે છે. અર્થાત્ તે પાપથી નિસંદેહ નિવૃત્ત થઈ જાય છે.

જે ઉદ્‌ગીથ છે તેજ પ્રણવ છે તથા જે પ્રણવ છે તેજ ઉદ્‌ગીથ છે. જે બ્રહ્મવિત્ પુરૂષ એ પ્રકારે જાણે છે તે હોતાના આસન ઉપરથીજ ઉદ્‌ગાતૃકૃત્ ઉદ્‌ગીથ ગાન સંબંધ દોષને દૂર કરી દે છે. અર્થાત્ જે હોતા, એ ભાવને સારી રીતે જાણે છે કે પ્રણવ તથા ઉદ્‌ગીથ એકજ છે તે હોતા થવાને યોગ્ય છે તેનાથી જો કદી ઉદ્‌ગીથના ઉચ્ચારણમાં દોષ પણ આવી ગયો હોય તો તેનું, ઉદ્‌ગીથ્ તથા પ્રણવનું પૂર્ણ ત્રાણ માર્જન કરી દે છે. તથા જે બ્રહ્મવિત નથી તે કદાપિ હોતા થવાને યોગ્ય નથી, કારણ કે જે બ્રહ્મવેત્તા નથી તેનું લક્ષ્ય, બ્રહ્મ કદાપિ

તેમ કરે છે તેનો બીજો કોઈ ઉત્તમ ભાવ હોઈ શકતો નથી બ્રહ્મને લક્ષ્ય રાખીને તો બ્રહ્મવેત્તાજ ઉદ્ગીથનું ગાન કરી શકે છે

'જ્ઞનુસમાહરતીતિ' એ પાઠ બેવાર ખડની સમાપ્તિ સૂચક છે

**વિશેષ**—જેમ વૈદ્ય પોતાની ચિકિત્સાથી ધાતુઓની વિષયતાને દૂર કરી દે છે તેમજ પ્રકૃતમા પણ વૈદ્ય સ્થાનીય ઉદ્ગાતા ચિકિત્સાસ્થાનીય સમ્યક્ અનુષ્ઠિત હોતૃકર્મથી ધાતુઓની વિષયતા સ્થાનીય વેદના અશુદ્ધ ઉચ્ચારણરૂપી પાપને દૂર કરી દે છે ૫



# ખંડ છઠ્ઠો



અહીંસુધી પુત્રાદિ પ્રાપ્તિરૂપ એકદેશીય ફળવાળી ઉપાસનાનુ વર્ણન કર વામા આવ્યુ હવે સપૂર્ણ ફળની પ્રાપ્તિને સારૂ અનેક પ્રકારની આધિદૈવિક ઉદ્ગીથો પાસના કહેવામા આવે છે યથા—

**इयमेवर्गग्निः साम तदेतदेतस्यामृच्यध्यूढ॰ँ साम तस्मादृच्यध्यूढ॰ँ साम गीयत इयमेव साऽग्निरमस्तत्साम ॥ १ ॥**

**ભાવાર્થ**—આ પૃથ્વીજ ઋગ્વેદ છે તથા અગ્નિ સામવેદ છે તે આ સામ વેદ આ ઋગ્વેદમા સ્થિત છે તેથી સામવેદિયો ઋગ્વેદમા સ્થિત સામવેદનુ ગાન કરવામા આવે છે એ પૃથ્વીજ 'सा' છે તથા અગ્નિ 'अम' છે, એ પ્રકારે એ બને મળીને સામ છે ૧

**अन्तरिक्षमेवर्ग्वायुः साम तदेतदेतस्यामृच्यध्यूढ॰ँ साम तस्मादृच्यध्यूढ॰ँ साम गीयतेऽन्तरिक्षमेव सा वायुरमस्तत्साम ॥ २ ॥**

**ભાવાર્થ**—અતરિક્ષજ ઋગ્વેદ છે તથા વાયુ સામવેદ છે તે આ સામવેદ આ ઋગ્વેદમા અધિષ્ઠિત છે તેથી સામવેદી લોક ઋગ્વેદમા સ્થિત સામવેદનુજ ગાન કરે છે એ અતરિક્ષજ 'सा' છે તથા અગ્નિ 'अम' છે એ પ્રકારે એ બને મળીને સામ છે ૨

**द्यौरेवर्गादित्यः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते द्यौरेव सादित्योऽमस्तत् साम ॥३॥**

**ભાવાર્થ**—સ્વર્ગજ ઋગ્વેદ છે તથા સૂર્ય સામવેદ છે. તે આ સૂર્યરૂપ સામવેદ સ્વર્ગરૂપ ઋગ્વેદમાં અધિષ્ઠિત છે તેથી ઋગ્વેદમાં અધિષ્ઠિત સામવેદનુજ ગાન કરવામાં આવે છે. આ સ્વર્ગજ 'સા' છ તથા અગ્નિ 'અમ' છે તેથી બંને મળીને સામ છે. ૩.

**नक्षत्राण्येवर्क् चन्द्रमाः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते नक्षत्राण्येव सा चन्द्रमा अमस्तत्साम ॥ ४ ॥**

**ભાવાર્થ**—નક્ષત્રજ ઋગ્વેદ છે. ચંદ્રમાજ સામવેદ છે. તે આ ચંદ્રમારૂપ સામવેદ આ નક્ષત્રરૂપી ઋગ્વેદમાં સ્થિત છે, તેથી ઋગ્વેદમાં અધિષ્ઠિત સામવેદનુંજ ગાન સામવેદી લોક કરે છે. નક્ષત્રજ 'સા' છે તથા ચંદ્રમા 'અમ' છે. એ પ્રમાણે બંને મળીને સામ છે. ૪.

**अथ यदेतदादित्यस्य शुक्लं भाः सैवर्गथ यन्नीलं परः कृष्णं तत्साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते ॥ ५ ॥**

**ભાવાર્થ**—તથા જે આ સૂર્યની શ્વેત દીપ્તિ છે તેજ ઋગ્વેદ છે તથા તેમાં જે નીલવર્ણ અત્યંત શ્યામતા છે કે જે એકમાત્ર સમાહિતદ્રષ્ટિવાળા પુરૂષોના જ જોવામાં આવે છે તેજ સામવેદ છે. તે આ નીલવર્ણરૂપ સામવેદ શ્વેત પ્રકાશરૂપી ઋગ્વેદમાં આધેયરૂપે સ્થિત છે. તેથી સામવેદિયોથી ઋગ્વેદમાં સ્થિત સામવેદ જ ગવાય છે. ૫.

**अथ यदेवैतदादित्यस्य शुक्लं भाः सैव साऽथ यन्नीलं परः कृष्णं तदमस्तत्सामाऽथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात्सर्व एव सुवर्णः ॥ ६ ॥**

**ભાવાર્થ**—તથા જે પ્રસિદ્ધ આ સૂર્યની શ્વેત જ્યોતિ છે તેજ 'સા' છે તથા જે નીલવર્ણ તથા વિશેષ કૃષ્ણવર્ણ છે તેજ 'અમ' છે. તથા જે સૂર્યમંડળની વચમાં સુવર્ણ જેવો પ્રકાશમાન પુરૂષ દેખાય છે કે જેના મુખના વાળ ( મૂછો ) તથા કેશ કનક સમાન છે તથા જેનું સંપૂર્ણ શરીર શિરથી લઈને નખ સુધી સુવર્ણ સમાન છે તેજ એ પુરૂષ છે. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—'इयमेवर्गग्निः साम' એ પહેલા મંત્રથી લઈને 'अथ यदेवैतदादित्यस्येति' આ છઠ્ઠા મંત્ર સુધીનું ભાષ્ય તથા વિશેષ સાથેજ આપવામાં આવે છે, કારણ કે એ સર્વ એકજ પ્રકારના છે.

પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ, નક્ષત્ર તથા સૂર્યની શ્વેતદીપ્તિ એ ઋગ્વેદ છે તથા અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા તથા સૂર્યની અતિ શ્યામતા એ સામવેદ છે. એનું તાત્પર્ય એ છે કે—ઉપાસકને સારૂ એ ઉચિત છે કે તે ઋગ્‌માં પૃથિવ્યાદિ દ્રષ્ટિ કરે તથા સામમાં અગ્ન્યાદિ દ્રષ્ટિ કરે.

પૃથિવ્યાદિ તથા અગ્ન્યાદિનો ઋગ્‌ભાવ સામભાવ કેવે પ્રકારે છે તે કહે છે—એ આ આધેયરૂપ અગ્ન્યાદિસંજ્ઞક સામ, અધિકરણરૂપ પૃથિવ્યાદિસંજ્ઞક ઋક્‌માં અધ્યૂઢ—અધિગત એટલે કે સ્થિત છે. તેથી આચાર્યનો એ પ્રમાણેનો ઉપદેશ સાંભળી સામગાન કરનારા ઋગ્વેદમાં અધિષ્ઠિત સામવેદનુંજ ગાન કરે છે.

સામ શબ્દની રચના બે પદોથી થએલી છે. એક 'સા' તથા બીજું 'અમ્' 'સા'ના વાચક પૃથિવ્યાદિ છે તથા 'અમ્'ના વાચક અગ્ન્યાદિક છે. એ પ્રમાણે 'સામ' એ સમુદાયના વાચક પૃથિવ્યાદિ તથા અગ્ન્યાદિ બંને છે. તેથી જેમ જે ઋગ્વેદ છે તેજ સામવેદ છે, એટલે કે બંનેમાં ભેદ નથી અર્થાત્ બંને એકજ છે કારણ કે ઋગ્વેદ આધારરૂપ છે તથા બીજો સામવેદ આધેયરૂપથી છે, તેમજ પૃથિવ્યાદિ તથા અગ્ન્યાદિ પણ ભિન્ન નથી અર્થાત્ બને એકજ છે. ભાવ એ છે કે તેથીજ પૃથિવ્યાદિ તથા અગ્ન્યાદિની ઋક્ તથા સામરૂપતા છે. ૧-૨-૩-૪-૫-૬.

**વિશેષ**—( क ) કોઈ આચાર્યનો સિદ્ધાંત છે કે પૃથિવ્યાદિજ 'સા' છે અને અગ્ન્યાદિ 'અમ્' છે. એ પ્રકારનો આચાર્યનો ઉપદેશ, સામ શબ્દના અક્ષરોમાં પૃથિવ્યાદિ તથા અગ્ન્યાદિ દ્રષ્ટિનું વિધાન કરવાને સારૂજ કરવામાં આવેલો છે.

( ख ) છઠ્ઠા મંત્રમાં હિરણ્મય શબ્દ આવેલો છે, તેની આગળ ઉપમાવાચક 'ઇવ' શબ્દનો લોપ થએલો છે તેથી તેનો અર્થ જ્યોતિર્મય છે, તેનાથી વિપરીત આદિત્યનું વિકારરૂપ થવાનું સંભવનીય નથી, કારણ કે સુવર્ણમય અચેતન વસ્તુ-

એમાં તો પાપાદિની સંભાવનાજ થઈ શકતી નથી કે જે કારણથી તેમનો પ્રતિષેધ કરી શકાય.

(ગ) આજ મંત્રમાં 'પુરૂષ' પદ આવેલું છે. તેનું તાત્પર્ય એ છે કે, તે જ્યોતિર્મય શરીરરૂપી પુરમાં શયન કરે છે. અથવા પોતાના દ્વારા સંપૂર્ણ સંસારને પૂર્ણ કરે છે, તેથી તેને શ્રુતિયોમાં પુરૂષ કહેવામાં આવેલો છે. ૧-૨-૩-૪-૫-૬.

**तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी तस्योदिति नाम स एष सर्वेभ्यः पाप्मभ्य उदित उदेति ह वै सर्वेभ्यः पाप्मभ्यो य एवं वेद ॥ ७ ॥**

**ભાવાર્થ**—મર્કટની ગુદા સમાન લાલ વર્ણના કમળના જેવાં તેનાં બંને નેત્ર છે. તેની 'ઉત્' એવી સંજ્ઞા છે કારણ કે તે પુરૂષ સર્વ પાપોથી પર છે- જે એ પ્રમાણે જાણે છે તે જરૂર સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ પ્રમાણે સર્વ બાજુએથી સુવર્ણમય-જ્યોતિર્મય હોવા છતાં પણ તેનાં નેત્રોની વિશેષતાનું પ્રતિપાદન કરવામાં આવે છે. માંકડાંનુ બેસવાનુ સ્થાન (ગુદા) લાલ હોય છે તેથી એ લાલ ગુદાના સમાન લાલ વર્ણવાળા કમળના જેવી, મંડળાંતર્ગત સુવર્ણમય પુરૂષની બંને આંખો છે. તે સૂર્ય મંડળસ્થ પુરૂષનું 'ઉત્' એવુ નામ છે. કારણ કે સર્વ પાપોથી એટલે કે પાપ સહિત તથા તેનાથી ઉત્પન્ન થનારાં કાર્યોથી ઉદિત—ઉત્ (ઉપર) ઈતઃ (ગએલો) અર્થાત્ સર્વ પાપોનુ ઉલ્લંઘન કરીને સ્થિત છે—અપહતપાપ્મા છે. જે ઉપાસક આ પ્રમાણે એ જ્યોતિર્મય પુરૂષને જાણે છે તે સંપૂર્ણ પાપોથી નિશ્ચય નિવૃત્ત થઈ જાય છે. ૭.

વિશેષ—પ્રકૃત મંત્રમાં કપ્યાસની પુણ્ડરીકને ઉપમા આપેલી છે એટલે કે કપ્યાસ (માંકડાની ગુદા) ઉપમાન છે તથા પુંડરીક ઉપમેય છે તથા નેત્રોને પુંડરીકની ઉપમા આપેલી છે અર્થાત્ પુંડરીક ઉપમાન છે તથા નેત્ર ઉપમેય છે. એ રીતે ઉપમાનોપમેયભાવ હોવાથી અહી હીનોપમા નથી. ૭.

સૂર્યાદિ સદૃશ એ ઉત્સંજ્ઞક દેવનુ ઉદ્ગીથત્વ કહેવું ઈષ્ટ છે, તેથી શ્રુતિ ભગવતી કહે છે કે—

**तस्यर्क् च साम च गेष्णौ तस्मादुद्गीथस्तस्मात्त्वे-**

**वोद्गीतैतस्य हि गाता स एष ये चामुष्मात्पराञ्चो लोका-स्तेषां चेष्टे देवकामानां चेत्यधिदैवतम् ॥ ८ ॥**

**ભાવાર્થ**—એ દેવના ઋક્ તથા સામ ગાવાવાળા છે. તેથી તે ઉદ્‌ગીથ છે, તેથીજ તેનું ગાન કરનારા ઉદ્‌ગાતા કહેવાય છે. એ આ ઉત્ સંજ્ઞકદેવ, સૂર્યલોકથી ઉપર જે લોક છે, તથા જે દેવોની અભિલાષાઓ છે તેમનુ ઇશન ( નિયમન ) કરે છે. એ આધિદૈવિક ઉપાસનાનું ફળ છે. ૮.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ આદિત્યની વચમા રહેવાવાળા ઉત્ સંજ્ઞક પુરૂષના ડાબા જમણા ઋગ્વેદ તથા સામવેદ ગાન કરે છે તેથી તે દેવ ઉદ્‌ગીથરૂપ છે, તેથી નિશ્ચયે કરીને એ ઉત્ નામક પુરૂષનું ગાન કરનારા 'ઉદ્‌ગાતા' એવા નામથી પ્રસિદ્ધ છે. તે આ ઉત્સંજ્ઞક દેવ આદિત્યલોકથી ઉપરના જે લોક છે તેમનુ ઇશન કરે છે, માત્ર એટલુંજ નહીં, બલ્કે પ્રકૃત મંત્રોક્ત 'ચ' શબ્દથી સિદ્ધ થાય છે કે તે તેમનું ધારણ પણ કરે છે. જેમ કે 'તેણે આ પૃથ્વીને તથા દ્યુલોકને ધારણ કર્યા' ઇત્યાદિ. મંત્ર વર્ણથી સિદ્ધ થાય છે એટલુ જ નહીં પણ દેવતાઓની અભિલાષાઓને પણ પૂર્ણ કરે છે. એ દેવતાવિષયક ઉદ્‌ગીથોપાસનાનું ફળ છે. ૮.

**વિશેષ**—પ્રકૃત મંત્રમા કહેવામા આવ્યુ છે કે 'तस्यर्क् च साम च गेष्णौ' એટલે કે ઋક્–પૃથિવ્યાદિ તથા સામ-અગ્ન્યાદિ એ બને ઉત્સંજ્ઞક દેવનો પક્ષ છે, કારણ કે એ દેવ સર્વરૂપ છે, તેથી ઋક્–સામરૂપ પક્ષોવાળો હોવાથી તેમાં પ્રાપ્ત ઉદ્‌ગીથત્વનું પરોક્ષપણે પ્રતિપાદન થઈ જાય છે. કારણ કે તે દેવ પરોક્ષપ્રિય છે. દેવતાઓની પરોક્ષપ્રિયતા 'परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः' એ શ્રુતિથી પ્રમાણિત થાય છે. તેથી એ દેવ ઉદ્‌ગીથ છે એમ કહેવામા આવ્યુ છે. ૮.

## ખણ્ડ સાતમો

હવે અધ્યાત્મ ઉદ્‌ગીથોપાસનાનું કથન કરે છે, યથા—

**अथाध्यात्मं वागेवर्क् प्राणः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते । वागेव सा प्राणोऽमस्तत्साम ॥ १ ॥**

**ભાવાર્થ**—આધિદૈવિક ઉપાસના પછી હવે અભેદ આધ્યાત્મિક ઉપાસનાનું કથન કરવામાં આવે છે–જે વાણી છે તેજ ઋગ્વેદ છે, તથા નાસિકાભ્યંતર પ્રાણુ-વાયુ છે તે સામ છે. તેથી ઋગ્વેદમાં અધિગત સામવેદનુંજ ગાન કરવામાં આવે છે. વાણીજ 'સા' છે તથા પ્રાણ 'અમ' છે. એ પ્રમાણે એ બંને મળીને સામવેદ છે. ૧.

**चक्षुरेवर्गात्मा साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते। चक्षुरेव साऽऽत्माऽमस्तत्साम ॥ २ ॥**

**ભાવાર્થ**—નેત્રજ ઋગ્વેદ છે તથા તેનુ પ્રતિબિંબ સામ છે. એ પ્રમાણે આ નેત્રરૂપ ઋગ્વેદમાં પ્રતિબિંબ રૂપ સામ, અધિગત છે. તેથી ઋગ્વેદમાં અધિગત સામવેદનુંજ ગાન કરવામાં આવે છે. નેત્રજ 'સા' છે તથા આત્મા 'અમ' છે એ પ્રમાણે બંને મળીને સામવેદ છે. ૨.

**श्रोत्रमेवर्ङ्मनः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते। श्रोत्रमेव सा मनोऽमस्तत्साम ॥ ३ ॥**

**ભાવાર્થ**—કર્ણજ ઋગ્વેદ છે તથા મન સામવેદ છે. તે પ્રકારે આ કર્ણરૂપ ઋગ્વેદમાં કર્ણનો અધિષ્ઠાતા મનરૂપ સામવેદ અધિગત છે, તેથી ઋગ્વેદમાં અધિગત સામવેદનુંજ ગાન કરવામાં આવે છે. કર્ણજ 'સા' છે તથા મન 'અમ' છે તેથી તે બંને મળીને સામવેદ છે. ૩.

**अथ यदेतदक्ष्णः शुक्लं भाः सैवर्गथ यन्नीलं परः कृष्णं तत्साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते। अथ यदेवैतदक्ष्णः शुक्लं भाः सैव साऽथ यन्नीलं परः कृष्णं तदमस्तत्साम ॥ ४ ॥**

**ભાવાર્થ**—તથા જે આ નેત્રોનો શ્વેત પ્રકાશ છે તેજ ઋગ્વેદ છે તથા જે આદિત્યના જેવી દ્રક્શક્તિની અધિષ્ઠાનભૂત નીલવર્ણવિશેષ શ્યામતા છે તે સામવેદ છે એ પ્રમાણે ઋગ્મા સામ અધિષ્ઠિત છે તેથી ઋગ્વેદમાં અધિષ્ઠિત સામવેદનુજ ગાન કરવામા આવે છે. તથા જે આ આંખોની શ્વેત દીપ્તિ છે તેજ 'સા'

છે તથા જે નીલવર્ણ, અતિ શ્યામત્વ છે તેજ 'અમ' છે એ પ્રમાણે એ બંને મળીને સામવેદ છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—કોઈ વિશેષ વાત ન હોવાથી આ ચારે મંત્રોનાં ભાષ્ય વિશેષ એકી સાથેજ કરવામાં આવે છે–વાણી, ચક્ષુ, કર્ણ તથા નેત્રનો શ્વેત ભાગ-પ્રકાશ એજ ઋગ્વેદ છે તથા નાસિકાભ્યંતર પ્રાણવાયુ, નેત્રનું પ્રતિબિંબ ( છાયાત્મા ), મન તથા નેત્રની અતિ શ્યામતા એ સામવેદ છે. તેનો અભિપ્રાય એ છે કે–ઉપાસક ઋક્‌માં વાણી આદિ દ્રષ્ટિ કરે તથા સામમાં પ્રાણવાયુ આદિની દ્રષ્ટિ કરે–વાણી આદિ તથા પ્રાણવાયુ આદિનો ઋગ્ભાવ તથા સામભાવ કેવે પ્રકારે છે? તેના ખુલાસામાં કહે છે કે–એ આ આધેયરૂપ પ્રાણવાયુ આદિ સંજ્ઞક સામવેદ, આધારસ્વરૂપ વાણી આદિ સંજ્ઞક ઋગ્વેદમાં અધ્યૂઢ એટલે કે સ્થિત છે તેથી ઋગ્વેદમાં સ્થિત સામવેદજ સામવેદિયો ગાયા કરે છે. સામ શબ્દ બે પદનો બનેલો છે, એક 'સા' તથા બીજો 'અમ' વાણી, ચક્ષુ, કર્ણ તથા નેત્રના શ્વેત પ્રકાશનો વાચક 'સા' છે તથા પ્રાણવાયુ, છાયાત્મા, મન તથા નેત્રની અતિશ્યામતાનું વાચક 'અમ' છે. એ પ્રકારે 'સામ' એ સમુદાય 'વાણી આદિ તથા પ્રાણવાયુ આદિ' એ બંનેનો વાચક છે. તેથી જેમ 'ઋક્ તથા સામ' એ બંનેમાં ભેદ નથી તેમજ 'વાણી આદિ તથા પ્રાણવાયુ આદિ' એ બંનેમાં પણ કાંઈ ભેદ નથી, એટલે કે એ બંને એકજ છે. ભાવ એ છે કે તેનાથીજ વાણી આદિ તથા પ્રાણવાયુ આદિનું ઋગ્રૂપત્વ તથા સામરૂપત્વ છે. ૧-૨-૩ ૪.

**વિશેષ**—કોઈ કોઈનો મત છે કે વાણ્યાદિજ 'સા' છે તથા પ્રાણવાય્વાદિ 'અમ' છે, એ પ્રકારનો જે ગુરૂનો ઉપદેશ છે તે સામ શબ્દના અક્ષરોમાં વાણ્યાદિ તથા પ્રાણવાય્વાદિ દ્રષ્ટિનું વિધાન કરવાને માટેજ કહેવામાં આવેલું છે.

પ્રથમ છઠ્ઠા ખંડમાં અધિદૈવતમાં પાંચ ઋચાઓ કહેવામાં આવેલી છે—પૃથ્વી, અંતરિક્ષ, દ્યૌ, નક્ષત્ર તથા સૂર્યની શ્વેત દીપ્તિ-તથા આ પાંચ સામ કહેલા છે–અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર તથા સૂર્યનુ અતિ કૃષ્ણરૂપ. એ પ્રમાણે કહીને બતાવેલું છે કે, ઋચા તથા સામ તેનું જોડુ છે. અર્થાત્ પૃથ્વી આદિ પાંચ જે ઋચાઓ છે તથા અગ્નિ આદિ પાંચ જે સામ છે તે તેની પાંખો–જોડુ છે.

એ પ્રકારે આ સાતમા ખંડમાં અધ્યાત્મ સંબંધી આ ચાર ઋચાઓ કહેલી છે–વાણી, નેત્ર, શ્રોત્ર તથા આંખની શ્વેતદીપ્તિ. તથા આ ચાર સામ કહેલા છે–પ્રાણ, છાયાત્મા, મન તથા આંખનું અતિ કૃષ્ણરૂપ. એ કથન કરીને બતાવવામાં આવ્યું છે કે જે તેનાં જોડકાં છે, તે આનાં જોડકાં છે. અર્થાત્ વાણી આદિ ચાર

ઋચા તથા પ્રાણ આદિ ચાર સામ તે આનાં જોડકાં છે. એટલે એવો પુરૂષ જે સર્વત્ર પરિપૂર્ણ છે, સર્વનો અંતરાત્મા છે, સર્વ કાંઈ જેનું શરીર છે, એવો તો એક પરમેશ્વરજ હોઈ શકે. એનીજ ઉપાસના કરવા યોગ્ય છે. આશ્રય લે તો પૂર્ણનોજ લે કે જેનાથી સર્વ કામનાઓ પૂર્ણ થઈ જાય. ૧-૨-૩-૪.

સૂર્યના અંતર્ગત તથા ચક્ષુના અંતર્ગત પુરૂષની અભેદતાને શ્રુતિ, બતાવે છે, યથા—

**अथ यं एषोऽन्तरक्षिणि पुरुषो दृश्यते सैवर्क्तत्साम तदुक्थं तद्यजुस्तद् ब्रह्म तस्यैतस्य तदेव रूपं यदमुष्य रूपं यावमुष्य गेष्णौ यन्नाम तन्नाम ॥ ५ ॥**

**ભાવાર્થ**—તથા જે આ ચક્ષુની અંદર પુરૂષ દેખાય છે તેજ ઋગ્વેદ છે, તેજ સામવેદ છે, તેજ ઉકથ છે, એજ યજુર્વેદ છે તથા એજ બ્રહ્મ છે. એ નેત્રસ્થ પુરૂષનું એજ રૂપ છે કે જે સૂર્ય મંડળસ્થ પુરૂષનુ રૂપ છે. જે તેના અંગ છે તેજ આનાં અંગ છે. જે તેની સંજ્ઞા છે તે આની પણ સંજ્ઞા છે. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—નેત્રાંતર્ગત પુરૂષ જ ઋક્ છે ઉકથથી અન્ય શાસ્ત્ર ( મંત્ર વિશેષ ) છે, તેજ સામ ( સ્તોત્ર ) છે, તેજ ઉકથ—સામવેદની ઋચા છે. તેજ યજુ—સ્વાહા, સ્વધા તથા વષટ્ આદિ સંપૂર્ણ વાચ્ય છે તથા એજ બ્રહ્મ—બ્રાહ્મણ ભાગ—છે. હવે સ્થાન ભેદ હોવાથી આદિત્ય પુરૂષથી ચક્ષુ પુરૂષના ભેદની શંકાનું નિવારણ કરે છે. જે સૂર્યમંડળસ્થ પુરૂષનું હિરણ્મય આદિ અધિદૈવતરૂપથી વર્ણિતરૂપ છે, જે તેની પાંખો છે તથા જે તેનાં ( આદિત્ય પુરૂષનાં ) ઉત્ અથવા ઉદ્ગીથ આદિ નામ છે, નેત્રાંતર્ગત પુરૂષનું પણ એજ રૂપ છે, એજ પક્ષ છે તથા એજ તેનાં નામ છે.

**વિશેષ**—જેમ ઘટ પટાદિ ઉપાધિનો ભેદ હોવાથી આકાશમાં કાંઈ ભેદ પડતો નથી તેમજ નેત્ર આદિત્યના ભેદથી નિરવયવ ચેતન આત્મામાં કાંઈ ભેદ પડતો નથી. આદિત્ય પુરૂષના રૂપ, ગુણ તથા નામનો ચાક્ષુષ પુરૂષમાં અતિદેશ ( બતાવવો ) કરવો તે તેમના ભેદના કારણનું પ્રદર્શક નથી, પણ આશ્રયનો ભેદ હોવાથી તેમના ભેદની શંકા દૂર કરવાને સારૂ છે. તેથી અધ્યાત્મ ( નેત્રસ્થ પુરૂષ ) થી આધિદૈવત ( આદિત્યાંતર્ગત પુરૂષ ) એ બંનેની એકતા છે. ૫.

આધિદૈવિકના જેવી જ આધ્યાત્મિકની પણ નિરંકુશ ઐશ્વર્યના શ્રવણથી, બંનેની એકતાને શ્રુતિ ભગવતી જણાવે છે, યથા—

**स एष ये चैतस्मादर्वाञ्चो लोकास्तेषां चेष्टे मनुष्य-कामानां चेति तद्य इमे वीणायां गायन्त्येतं ते गायन्ति तस्मात्ते धनसनयः ॥ ६ ॥**

**ભાવાર્થ**—તે આ નેત્રસ્થ પુરૂષ જે આ પ્રત્યક્ષ સૂર્યથી નીચેનો લોક છે તેને તથા પુરૂષોની અભિલાષાઓને ઈશન કરે છે, તેથી જે આ વીણામા ગાન કરે છે તે તેનુંજ ગાન કરે છે, તેથી તેઓ ધનલાભયુક્ત થાય છે ૬

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે આ આધ્યાત્મિક આત્માથી નીચેના લોક છે, તેમનો તેજ નેત્રસ્થ પુરૂષ સ્વામી થાય છે તથા પુરૂષોની સંપૂર્ણ અભિલાષાઓને પૂર્ણ કરે છે તેથી ઉપર બતાવેલી રીતે જે ગાન કરનારી વીણામા આદિત્ય મંડળસ્થ પુરૂષનુ ગાન કરે છે, તે નેત્રસ્થ પુરૂષનુ જ ગાન કરે છે તેથી તે ગાન કરનારા પુરૂષ સંપત્તિશાળી થાય છે ૬

**વિશેષ**—આ સંસારમા અસીમ નિર્ધનતાને સારૂ માનસિક અનેક તર્ક જાળોમા નિમગ્ન થઈને વિફળપ્રયાસ થએલા મનુષ્યો એ પ્રકૃત મંત્રના આદેશ અનુસાર 'આધિદૈવિક તથા આધ્યાત્મિક એ બંનેને એક સમજીને તેનું ગાન કરવુ એજ ઉચિત છે તેથી જરૂર તેમની ઈષ્ટ સિદ્ધિ થશે એમા સંદેહ નથી ૬

હવે ચાક્ષુષાત્મા તથા આદિત્યાત્માની અભેદદૃષ્ટિથી ઉપાસના કરવાનુ ફલ કહે છે, યથા—

**अथ य एतदेवं विद्वान्साम गायत्युभौ स गायति सोऽमुनैव स एष ये चामुष्मात्पराञ्चो लोकास्ताꣳश्चा-प्नोति देवकामाꣳश्च ॥ ७ ॥**

**ભાવાર્થ**—તે પછી જે વિદ્વાન પુરૂષ આ પ્રમાણે સામવેદનુ ગાન કરે છે તે બંનેનુ ગાન કરે છે, તથા તે પુરૂષ બંનેની આ અભેદ ઉપાસના દ્વારા સૂર્યલોકની ઉપરનો જે લોક છે તે સર્વને પ્રાપ્ત કરે છે, તથા તેજ ઉપાસક દેવતાઓના ભોગોને પણ પ્રાપ્ત કરે છે ૭

**વિ૦ વિ૦ ભાષ્ય**—પ્રથમ કહેલા આ ઉદ્ગીથ દેવને, જે નેત્રસ્થ તથા સૂર્યમંડળસ્થ પુરૂષની અભેદરૂપતા જાણીને સામવેદનુ ગાન કરે છે, તે બંનેનુ ગાન કરે છે, તથા તેજ પુરૂષ 'ચાક્ષુષ તથા આદિત્ય એ બંનેની આ એકતોપાસના' જે લોક આદિત્યથી ઉપર ડાબા જમણા છે તેને પ્રાપ્ત થાય છે તથા તેજ ઉપાસના કરનારા દેવગણોના જેવા ભોગ ભોગવનારા થાય છે ૭

**વિશેષ**—ચાક્ષુષ તથા આદિત્યને એક જાણીને ઉદ્ગીથદેવની ઉપાસના કરનારા પુરૂષ, આદિત્યાંતર્ગત દેવરૂપ થઈને આદિત્યથી ઉપરના લોકને પ્રાપ્ત થાય છે, તથા તે ઉપાસકનો યજમાન એ ઉપાસક દ્વારા પોતાની કામના દેવતાઓથી પૂર્ણ કરે છે. ૭.

**अथानेनैव ये चैतस्मादर्वाञ्चो लोकास्ताꣳश्चाप्नोति मनुष्यकामाꣳश्च तस्मादु हैवंविदुद्गाता ब्रूयात् ॥ ८ ॥**

**ભાવાર્થ**—તથા તેનાથી જે આ લોકથી નીચેના લોક છે તેમને તથા પુરૂષ સંબંધીની અભિલાષાઓને પ્રાપ્ત કરે છે. તેથી એવું જાણનારો ઉદ્ગાતા યજમાનને એ પ્રમાણે કહે. ૮.

**कं ते काममागायानीत्येष ह्येव कामागानस्येष्टे य एवं विद्वान्साम गायति साम गायति ॥ ९ ॥**

**ભાવાર્થ**—જે એવો જ્ઞાતા થઈને સામગાન કરે છે તે ઉદ્ગાતા અભિલાષાઓને પૂરી કરવામાં સમર્થ થાય છે, તેથી ઉદ્ગાતા યજમાનને પૂછે છે કે—તમારા કયા મનોરથને સારૂ ગાન કરૂં ? ૯.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પૂર્વોક્ત બને મંત્રોના ભાષ્ય, વિશેષ સાથેજ આપવામાં આવે છે—તથા આ નેત્રસ્થ પુરૂષ દ્વારા આ લોકના સિવાય જે બીજા નીચેના લોક છે તેમને તથા જેટલી મનુષ્ય સબંધી કામનાઓ છે તે સર્વને, નેત્રસ્થ તથા સૂર્યમંડળસ્થ પુરૂષ દ્વારા ઉદ્ગાતા પોતાના યજમાનને પ્રાપ્ત કરાવી શકે છે, તેથી ઉદ્ગાતા પોતાના યજમાનને 'कं ते कामम्' એ મંત્ર અનુસાર પૂછે છે કે—હું તમારા કયા મનોરથને સારૂં સામવેદનું ગાન કરૂ ? કારણ કે ઉદ્ગાતા, નેત્રસ્થ પુરૂષ વિષયક સામગાન કરીને પોતાના યજમાનના મનોરથોને પૂરા કરવામાં સમર્થ થાય છે. એવું પૂછવાથી જ્યારે યજમાન પોતાની કામનાઓ સંભળાવે છે ત્યારે તે ઉદ્ગાતા યજમાનની કામનાઓ સાંભળીને તેની પૂર્તિને સારૂ સામવેદનું ગાન કરે છે, સામવેદનું ગાન કરે છે. ૯.

**વિશેષ**—અક્ષિ પુરૂષ દ્વારા સ્વયં પણ નેત્રાંતર્ગત દેવરૂપ થઈને એટલે કે સકળ કામનાઓને પૂરી કરનારી શક્તિથી સંપન્ન થઈને ઉદ્ગાતા યજમાને કહેલી કામનાને પૂરી કરવાને સારૂ સામગાન કરે છે. 'साम गायति' એ પદની દ્વિરૂક્તિ ઉપાસના સમાપ્તિ સૂચનને સારૂ છે.

ઉદ્ગાતા જ્યારે ઉદ્ગીથ ગાન કરે છે ત્યારે યજમાનને માટે વર માગે છે, પણ

એ કાર્ય કાંઈ હસી ખેલની વાત નથી અને તે પણ વળી બીજાને સારૂ કેવળ કહી દેવાથી કાંઈ નથી બની શકતુ. પ્રથમ પોતે પોતાને યોગ્ય બનાવવો પડે છે. કે જે ચાહે તે પુરૂ કરાવી શકાય. એ પ્રભાવ ત્યારેજ પ્રાપ્ત થશે કે જ્યારે તેની સાથેનો સંબંધ સ્થાપિત થશે કે જે સર્વ કામનાઓનો અધિપતિ છે. આ ઉપનિષદ્ એજ ઉપદેશ આપે છે કે પ્રથમ ઉપાસક બનવું જોઈએ. ત્યારેજ ઉદ્ગાતા યજમાનને એવું કહેવાને યોગ્ય બની શકે કે—"કહો ! તમારે સારૂ કેવી કામનાની પૂર્તિને સારૂ ગાન કરૂં ?" કારણ કે તે જે પરમેશ્વરનું ગાન કરે છે તે તેની બધી વાતો સાંભળે છે. ૯.



## ખંડ આઠમો

ઉદ્ગીથોપાસનાની ઉત્કૃષ્ટતા દેખાડવાને સારૂ શિલક, દાલ્ભ્ય તથા પ્રવાહણનો સંવાદ કહેવાનો આરંભ કરે છે, યથા—

**त्रयो होद्गीथे कुशला बभूवुः शिलकः शालावत्यश्चैकितायनो दाल्भ्यः प्रवाहणो जैवलिरिति ते होचुरुद्गीथे वै कुशलाः स्मो हन्तोद्गीथे कथां वदाम इति ॥१॥**

**ભાવાર્થ**—શલાવાનના પુત્ર શિલક ઋષિ, ચિકિતાયનનો પુત્ર દાલ્ભ્ય તથા જીવલનો પ્રવાહણ એ ત્રણે ઉદ્ગીથ ગાનમાં ઘણા કુશળ હતા. તેમણે એક બીજાને કહ્યું કે, આપણે ઉદ્ગીથ વિદ્યામાં કુશળ છીએ તેથી જો ઇચ્છા હોયતો જ્ઞાનવિષયક વિચાર કરીએ. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એક સમયે કોઈ જગોએ કોઈ નિમિત્તે એકત્રિત થયેલા પૂર્વોકત એ ત્રણે ઋષિયો ઉદ્ગીથવિદ્યામાં કુશળ હતા. એક કુશળ હતા અને બીજા કોઈ કુશલ નહોતા એવી વાત નહોતી, કારણ કે ઉષસ્તિ, જાનશ્રુતિ તથા કૈકેય આદિ સર્વજ્ઞકલ્પ પુરૂષોની કુશળતા પણ શ્રુતિમાં પ્રસિદ્ધ છે. પછી પ્રકૃત શિલકાદિ મહર્ષિયોએ પરસ્પર વિચાર કર્યો કે આપણે ઉદ્ગીથવિદ્યામાં દક્ષ છીએ તેથી જો આપણા બધાની મરજી હોય તો જ્ઞાનપ્રાપ્તિ નિમિત્ત પક્ષ પ્રતિપક્ષપૂર્વક ઉદ્ગીથવિદ્યાના સબંધમાં પરસ્પર વિવાદ કરીએ. ૧.

**વિશેષ**—શ્રુતિ ભગવતી ઓંકાર ઘણે ભાગે ઉપાસ્ય હોવાના કારણથી, અન્ય રીતિથી તેની પરોવરીયગુણવિશિષ્ટ ફળવાળી એક બીજી ઉપાસના પ્રસ્તુત

કરે છે, તેને સુગમતાથી સમજવાને સારૂ અહીં પ્રકૃત કથા શરૂ કરવામા આવી છે.

પ્રવાહણને કોઈ કોઈ 'દ્વ્યામુષ્યાયણ' પણ કહે છે. 'આ મને જળ તથા પિંડદાન દેવાનો અધિકારી થશે' એવુ કહીને ધર્મપૂર્વક ગૃહીતપુત્ર ( દત્તક ) દ્વ્યામુષ્યાયણ કહેવાય છે. પ્રકૃત ઇતિહાસનુ એ પણ પ્રયોજન છે કે વસ્તુતત્ત્વના જ્ઞાતા પુરૂષોના પારસ્પરિક સવાદથી, વિપરીત જ્ઞાનનો નાશ, અપૂર્વ જ્ઞાનની ઉત્પત્તિ તથા સશયની નિવૃત્તિ થાય છે. તેથી એવા પુરૂષોનો સાથ અવશ્ય કરવો જોઇએ ૧.



तथेति ह समुपविविशुः स ह प्रवाहणो जैवलिरुवाच भगवन्तावग्रे वदतां ब्राह्मणयोर्वदतोर्वाचᳲ श्रोष्यामीति ॥२॥

**ભાવાર્થ**—"ઘણુ સારૂ" એવું કહીને જ્યારે એ લોકો સ્વસ્થ થઈને બેસી ગયા, ત્યારે જીવલ સુત પ્રવાહણે કહ્યુ કે—આપ બને પ્રથમ કહો. કહેવાતા આપ બને વિપ્રોના વચનને હું સાભળીશ. ઇતિ-એવુ કહ્યુ. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ત્રણે ઋષિએ એક બીજાની વાતને સાંભળીને કહ્યું કે—જ્ઞાનપ્રાપ્તિનિમિત્ત આપણે વાતચીત કરીએ એવું કહીને જ્યારે એ લોક સ્વસ્થ થઈને બેઠી ગયા ત્યારે જીવલના પુત્ર પ્રવાહણે કહ્યુ કે—આપ બને માનનીય તથા બ્રાહ્મણ છો તેથી મારી ઇચ્છા છે કે આપ લોકની કહેલી વાણીને હું શ્રવણ કરૂ. ૨.

**વિશેષ**—'આપ બને બ્રાહ્મણો' આ કથનરૂપ ચિહ્નથી એવું જણાય છે કે, પ્રવાહણ ક્ષત્રિય છે. તેથી જો પ્રવાહણ પ્રથમ બોલે તો એ તેની ધૃષ્ટતા ગણાય, તેથી પ્રથમ ન બોલતા તે રાજાએ પોતાની નમ્રતાનું સૂચન કર્યું. 'વાચક' એવું વિશેષણ હોવાથી અન્ય વ્યાખ્યાતાઓનુ કહેવું છે કે અર્થરહિત શબ્દમાત્ર સાંભળીશ.

**स ह शिलकः शालावत्यश्चैकितायनं दाल्भ्यमुवाच हन्त त्वा पृच्छानीति पृच्छेति होवाच ॥ ३ ॥**

**ભાવાર્થ**—ત્યારે એ શલાવતસુત શિલકે ચિકિતાયનના પુત્ર દાલ્ભ્યને કહ્યુ કે—'અગર તમારી આજ્ઞા હોય તો હું તમને પૂછુ ? તેણે કહ્યુ કે-પૂછો. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એવુ સાભળીને ઉપર્યુક્ત બનેમાથી શલાવતકુમારે ચિકિતાયનના પુત્ર દાલ્ભ્ય ઋષિને કહ્યુ કે—જો આપની આજ્ઞા હોય તો, હું આપને કાંઈ પ્રશ્ન કરૂ. એ સાભળીને દાલ્ભ્ય ઋષિએ કહ્યું કે—ઘણી ખુશીથી પૂછો, એ પ્રકારની અનુમતિ લઇને શિલક ઋષિએ પૂછ્યુ. ૩.

**વિશેષ**—આ ખડના સાતમા મત્રમા '*भगवतो वेदानि*' એ પદ આવેલુ છે તથા પ્રકૃત મત્રમાં પણ 'જો તમારી ઇચ્છા હોય તો હું તમને કઈ પૂછુ' એમ કહેવામા આવેલુ છે. આ બને વાતોથી સ્પષ્ટ થાય છે કે, મત્રોક્ત બને બ્રાહ્મણો-માંથી શિલક જ શ્રેષ્ઠ હતો. તથા એનાથી એ શિક્ષા પણ મળે છે કે, પોતાનાથી મોટાની આગળ એજ રીતે બોલવુ જોઇએ. ૩.

**का साम्नो गतिरिति स्वर इति होवाच स्वरस्य का गतिरिति प्राण इति होवाच प्राणस्य का गतिरित्यन्नमिति होवाचान्नस्य का गतिरित्याप इति होवाच ॥ ४ ॥**

**ભાવાર્થ**—'સામની ગતિ શુ છે?' 'સ્વર છે' એવું કહ્યુ—'સ્વરની ગતિ શુ છે?' પ્રાણ છે. એવુ કહ્યુ. 'પ્રાણની ગતિ શું છે?' અન્ન છે. એવું કહ્યું. તથા 'અન્નની ગતિ શું છે?' જળ છે એવું કહ્યુ ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જ્યારે શિલક ઋષિએ દાલ્ભ્યઋષિથી પૂછ્યુ કે—સામની ગતિ યાને આશ્રય શું છે? ત્યારે દાલ્ભ્યે ઉત્તર આપ્યો કે સ્વર છે, કારણ કે સામ સ્વરસ્વરૂપ છે. એવો નિયમ છે કે જે પદાર્થ યદાત્મક જેનો બનેલો હોય છે તે પદાર્થનો આશ્રય તેજ હોય છે. જેમકે ઘટ મૃત્તિકાસ્વરૂપ છે તેથી ઘટનો આશ્રય મૃત્તિકા છે. તે પછી તેણે પૂછ્યુ—સ્વરનો આશ્રય શું છે? ઉત્તર મળ્યો કે—પ્રાણ છે. કારણ કે પ્રાણ સ્વરથીજ નિષ્પન્ન થાય છે. ફરી પૂછ્યુ—પ્રાણનો આશ્રય શું છે? જવાબ મળ્યો કે—અન્ન છે, કારણ કે અન્નનો આશ્રયજ પ્રાણ છે, અન્યથા અન્ન વગર પ્રાણ સુકાઈ જાયછે. ફરી પૂછ્યુ—અન્નનો આશ્રય શું છે? જવાબમાં દાલ્ભ્યે કહ્યું કે જળ છે. કારણ કે જળ વગ અન્નની ઉત્પત્તિ થઈ શક્તી નથી. તેથી અન્નનો આશ્રય જળજ છે. ૪.

**વિશેષ**—પહેલેથી ઉદ્ગીથનુ પ્રકરણ ચાલે છે તેથી 'સામનો આશ્રય શું છે?' એનું તાત્પર્ય એ છે કે સામ–ઉદ્ગીથનો આશ્રય શું છે! કારણ કે અહીં ઉપા સ્યરૂપથી ઉદ્ગીથનુંજ પ્રકરણ છે, જેમકે 'परोवरीयांसमुद्‌गीथमुपासते' ઇત્યાદિ શ્રુતિમાં પણ કહેશે.

અહીં એ વાત વિશેષ ધ્યાન આપવા જેવી છે કે—પ્રકૃતમા ઉદ્ગીથ સબધી પ્રશ્ન કરવો ઉચિત હતો તેને બદલે સામવિષયક પ્રશ્ન કરવામા આવેલો છે. તેનુ તાત્પર્ય એ છે કે ઉદ્ગીથનુ જ્ઞાન વેદોને અધીન છે તથા આ છાદોગ્યોપનિષદ્ સામ વેદીય હોવાથી પ્રથમ સામવેદ સબધી વિચાર કરવાનુ આવશ્યક હતુ, કારણકે જ્યાં સુધી કોઈ વિષયના મૂળને સ્પષ્ટ કરવામા ન આવે ત્યાસુધી તે વિષયનો નિર્ણય થવો કઠણ છે. તેથી અહીં પ્રથમ સામવિષયક પ્રશ્ન કરવો ઉચિતજ હતો. એવો પણ આ વિચાર છે કે જોકે ચારે વેદ સ્વરના આશ્રિત છે, પણ અહીં સામ વેદ ગેય હોવાના કારણથી તેમા સ્વર સ્પષ્ટરીતે પ્રતીત થાય છે. એજ હેતુથી સામને સ્વરાશ્રય કહેલો છે. ૪.

**अपां का गतिरित्यसौ लोक इति होवाचामुष्य लोकस्य का गतिरिति न स्वर्गं लोकमतिनयेदिति होवाच स्वर्गं यं लोकꣳ सामाभिसंस्थापयामः स्वर्गसꣳस्तावꣳ हि सामेति ॥ ५ ॥**

**ભાવાર્થ**—જળની ગતિ શું છે? લોક છે. એવો નિશ્ચય કરીને કહ્યુ. આ

લોકની ગતિ શું છે ? એ પ્રશ્નનો ઉત્તર—'સ્વર્ગનું કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી' દાલ્ભ્યે એવો ઉત્તર આપ્યો કે હમે પણ સ્વર્ગની સામરૂપથી સારીરીતે પ્રતિષ્ઠા કરીએ છીએ, કારણ કે સામની સ્તુતિ સ્વર્ગરૂપે કરેલી છે. આ પ્રમાણે પ્રશ્નોત્તરની સમાપ્તિ થઈ. ५.

**વિ૦ વિ૦ ભાષ્ય**—વળી શિલક ઋષિએ પૂછ્યુ કે—જળનો આશ્રય કોણ છે ? દાલ્ભ્યે ઉત્તર આપ્યો કે—સ્વર્ગ લોક છે. વળી પણ તેણે પૂછ્યુ કે—સ્વર્ગ લોકનો આશ્રય કોણ છે ? ઉત્તરમાં દાલ્ભ્ય ઋષિએ કહ્યું કે—સ્વર્ગ લોકનુ ઉલ્લઘન કરીને સામને કોઈ બીજાના આશ્રયમાં લઈ જવો એ ઠીક નથી. હમે પણ સ્વર્ગ લોકની પ્રતિષ્ઠા સામરૂપથી કરીએ છીએ. અર્થાત્ જે સ્વર્ગ છે તેજ સામ છે, કારણ કે સામવેદની સ્તુતિ સ્વર્ગરૂપથી કરવામાં આવી છે. ५.

**વિશેષ**—સામવેદની સ્તુતિ સ્વર્ગરૂપથી કરવામાં આવેલી છે ! જેમકે "स्वर्गो वै लोकः सामवेद"—"નિશ્ચય સ્વર્ગ લોકજ સામ છે, એવું જાણવું" એનું તાત્પર્ય એ છે કે, સામની સ્તુતિ—ઉદ્ગીથની ઉપાસના, ઉપાસક સ્વર્ગલોક દૃષ્ટિથી કરે. ५,

**तथ्ह ह शिलकः शालावत्यश्चैकितायनं दाल्भ्यमुवाचाप्रतिष्ठितं वै किल ते दाल्भ्य साम यस्त्वेतर्हि ब्रूयान्मूर्धा ते विपतिष्यतीति मूर्धा ते विपतेदिति ॥ ६ ॥**

**ભાવાર્થ**—એ ચિકિતાયનકુમાર દાલ્ભ્યને શલાવત્સુત શિલકે કહ્યું કે—હે દાલ્ભ્ય ! તમારો સામ અવશ્યજ અપ્રતિષ્ઠિત છે, તેનાથી વિપરીત પ્રતિષ્ઠિત કહેનારા તમને આ સમયે જો કોઈ સામવેદી એમ કહે કે 'તમારૂ મસ્તક ભૂમિ ઉપર પતિત થઈ જાય' તો અવશ્યજ તમારૂ મસ્તક પતિત થઈ જશે. ६.

**વિ૦ વિ૦ ભાષ્ય**—શિલકે દાલ્ભ્યને કહ્યું કે—હે દાલ્ભ્ય ! તમારો સામ જરૂર અપ્રતિષ્ઠિત —અસંસ્થિત એટલે કે પરોવરીયરૂપથી અસમાપ્ત ગતિવાળો છે. તેનાથી વિપરીત 'એ પ્રતિષ્ઠિત છે' એ પ્રમાણે કહેનારા તમો અપરાધીને, અપરાધને સહન ન કરનારો કોઈ સામવેદી આ સમયે એમ કહે કે ' તારૂ માથુ પૃથ્વી ઉપર પડી જાય તો તેના કહેવાથી તમારૂં મસ્તક તમારી ગર્દનથી અલગ થઈ જરૂર પૃથ્વિી ઉપર પડી જશે એમાં સંશય નથી. ६.

**વિશેષ**—જો શિર પતિત થવાને યોગ્ય અપરાધ થયો હશે તો બીજાના

કહેવા વગર પણ શિરનું પતન જરૂર થશેજ. તથા જો વસ્તુતઃ તેનું એવું પાપ નહીં થયુ હોય તો સેંકડોના કહેવા છતાં પણ શિરનું પતન થઈ શકશે નહીં. અન્યથા 'કૃતહાનિ તથા અકૃતની ઉપલબ્ધિ' એ બંને દોષો થવાના, એ શંકાનું સમાધાન એવુ છે કે વસ્તુતઃ એ બંને દોષોનું આરોપણ કરવુ એ બરાબર નથી, કારણ કે કૃત શુભાશુભ કર્મફળ પ્રાપ્તિ દેશ, કાળ તથા નિમિત્તની અપેક્ષા રાખે છે. એવી દશામાં શિરપાતના નિમિત્તભૂત અજ્ઞાનમાં પણ બીજાના કથનરૂપ નિમિત્તની અપેક્ષા રહેછેજ.

કેટલાક વિદ્વાનનું એવું કહેવું છે કે ઉપર્યુક્ત કથન અર્થવાદ છે. તેઓ આ મંત્રના અર્થની યોજના એવી રીતે કરે છે કે—જ્યારે તમે સામના વિષયમાં નિશ્ચિત વિચાર નથી રાખતા, તેના પ્રતિ તમારી કોઈ દૃઢ ધારણાજ નથી, ત્યારે તો આ વિષયનો જ્ઞાતા અહી આવીને એમજ કહેશે કે—'તું કાંઈ નથી જાણતો, તારૂં શિર આ ઉદ્ગીથ સંબંધી ભાવનાઓથી શૂન્ય છે, એકદમ ખસી ગયેલું છે' એવો નિર્ણય આપે ત્યારે ખરેખર લોકદૃષ્ટિમાં 'તારૂં માથુ પડી જશે' એટલે કે વિદ્વાનોની સભામાં જનતા સમક્ષ તારૂ માથુ નીચુ થઈ જશે, પ્રમાણપત્ર વિના પ્રમાણિક લોકોમાં તું સ્વયં લજ્જાનો માર્યો શિર ઝુકાવી લઈશ, લોક પણ જાણશે કે આ બુદ્ધિપૂર્વક વિચાર કરવામાં નીચો પડેલો છે. ૬.

આ પ્રકારે શિલકના કહેવાથી દાલ્ભ્ય કહે છે કે—

**हन्ताहमेतद्भगवतो वेदानीति विद्धीति होवाचामुष्य लोकस्य का गतिरित्ययं लोक इति होवाचास्य लोकस्य का गतिरिति न प्रतिष्ठां लोकमतिनयेदिति होवाच प्रतिष्ठां वयं लोकꣳ सामाभिसꣳस्थापयामः प्रतिष्ठासꣳस्तावꣳ हि सामेति ॥ ७ ॥**

**ભાવાર્થ**—હન્ત ! જો આપ કહો તો હું આપનાથી તે જાણુ, ત્યારે શિલકે કહ્યું—જાણી લો. તે પછી દાલ્ભ્યે પૂછ્યુ કે—એ લોકનો આશ્રય કોણ છે ? શિલકે ઉત્તર આપ્યો કે—આ લોક છે. પુનઃ 'નિશ્ચય કરીને આ લોકનો કોણ આશ્રય છે ? દાલ્ભ્યના એવુ પૂછવા પર શિલકે ઉત્તર આપ્યો કે—આ પ્રતિષ્ઠાભૂત લોકનું અતિક્રમણ કરીને સામનો બીજો આશ્રય કોઈ નથી તેથી હમે પ્રતિષ્ઠાભૂત આ લોકમાં

સામની સ્થિતિ માનિયે છીએ, કારણ કે, સામની સ્તુતિ પ્રતિષ્ઠારૂપથીજ કરવામાં આવેલી છે. આ પ્રકારે પ્રશ્નોત્તરની સમાપ્તિ થઈ. ૭.

વિઃ વિ૦ ભાષ્ય—સામ જેમાં પ્રતિષ્ઠિત છે તેને હું આપ પૂજ્યશ્રીથી જાણવાની ઈચ્છા રાખુ છું. શિલકે કહ્યું કે જાણી લો. ત્યારે દાલ્ભ્યે પૂછ્યુ કે—એ સ્વર્ગલોકનો આશ્રય કોણ છે ? શિલકે એ પ્રશ્નનો એવો ઉત્તર આપ્યો કે—મર્ત્યલોક, કારણ કે મૃત્યુલોકજ યાગ, દાન, હોમાદિદ્વારા એ સ્વર્ગલોકનું પોષણ કરે છે. ફરી દાલ્ભ્યે પૂછ્યુ કે—આ મૃત્યુલોકનો આશ્રય કોણ છે ? તેનો ઉત્તર શિલકે એવો આપ્યો કે—આશ્રયભૂત આ મૃત્યુલોકનું ઉલ્લંઘન કરીને સામને અન્યત્ર લઈ જવાનુ ઉચિત નથી તેથી હમે આશ્રયભૂત આ મૃત્યુલોકમાંજ સામની અંતિમ સ્થિતિનો નિશ્ચય કરીએ છીએ, કારણ કે સામની સ્તુતિ વેદમાં પૃથ્વીરૂપથીજ કરવામાં આવી છે, યથા—" इयं वै रथन्तरम् " આ પૃથ્વી એજ સામ છે. ૭.

વિશેષ—'મૃત્યુલોકથીજ યાગાદિદ્વારા સ્વર્ગલોકનું પોષણ થાય છે' એ વાત જે પ્રથમ કહેવામાં આવેલી છે, તેને શ્રુતિયો પણ પ્રમાણિત કરે છે યથા—" अतः प्रदान देवा उपजीवन्ति "—તેથી દાનને આશ્રયથી દેવતાલોક જીવિત રહે છે.' એ પ્રત્યક્ષ છે કે સમસ્ત પ્રાણિયોનો આશ્રય પૃથ્વી છે તેથી તેને સામનો પણ આશ્રય માનવાનું ઉચિત છે. ૭.

**तꣳ ह प्रवाहणो जैवलिरुवाचान्तवद्वै किल ते शालावत्य साम यस्त्वेतर्हि ब्रूयान्मूर्धा ते विपतिष्यतीति मूर्धा ते विपतेदिति हन्ताहमेतद्भगवतो वेदानीति विद्धीति होवाच ॥ ८ ॥**

ભાવાર્થ—ત્યારે શિલક ઋષિને જીવલના પુત્ર પ્રવહણે સ્પષ્ટ કહ્યું કે—હે શાલાવત્ય ! અવશ્યજ તારો સામ અંતવાન છે અગર જો કોઈ એવું કહે કે—તારૂ માથુ પડી જાય તો, તારૂ માથુ પડી જતું. શાલાવત્યે કહ્યું કે—હું એ વાતને આપની પાસેથી જાણવાની ઈચ્છા રાખુ છુ, ત્યારે પ્રવાહણે કહ્યું કે—જાણી લો. ૮

વિ૦ વિ૦ ભાષ્ય—જીવલકુમાર પ્રવાહણઋષિએ શાલાવત્યને કહ્યું કે—હે શાલાવત્ય ! એ પ્રકારે કહેલો તારો સામ નશ્વર છે. જ્યારે કોઈ સામવેત્તા સાંભળશે કે, સામ પૃથ્વીનું આશ્રિત છે ત્યારે તારા એ કથનથી અસંતુષ્ટ થએલા સામવેદીના શ્રાપથી તારૂ માથુ પૃથ્વી ઉપર પડશે. એ સાંભળીને શિલક ઋષિએ

કહ્યું—જો આપની આજ્ઞા હોય તો હું શ્રીમાનને પ્રશ્ન કરીને તેને સારી રીતે જાણી લઉં. ત્યારે તેના એવા વિનીત વચન સાંભળીને પ્રવાહણ ઋષિએ કહ્યું કે—તમે પ્રશ્ન કરો, હું તમને તેનો ખુલાસો કરી આપીશ. એ સાંભળીને શિલકઋષિએ વક્ષ્યમાણ મન્ત્રને અનુસરીને પૂછ્યુ. ૮.

વિશેષ—ભાવ એ છે કે જેને સામ નિશ્ચિત કર્યો છે તે જોકે પ્રતિષ્ઠા છે તથાપિ અન્તવાળો છે. એટલા માટે આ પણ સામનો સાચો અર્થ નથી વસ્તુનું ખરૂં જ્ઞાન ન હોવાથી જેને ઉલટુંજ જ્ઞાન થશે તે વિપરીત જ્ઞાન તેના પતનનું કારણ બનશે જેવી રીતે દુર્યોધનનુ પતન જળને સ્થલ સમજવાથી થયુ. આ પડવાના ભયથીજ શિલકાદિ મહર્ષિઓએ વસ્તુતત્વને યથાર્થરૂપે જાણવા પુરો પ્રયત્ન કર્યો. ૮.



# ખંડ નવમો

પ્રવાહણની આજ્ઞા લઇને શિલકે પૂછ્યુ કે—

**अस्य लोकस्य का गतिरित्याकाश इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्त आकाशं प्रत्यस्तं यन्त्याकाशो ह्येवैभ्यो ज्यायानाकाशः परायणम् ॥ १ ॥**

**ભાવાર્થ**—આ મૃત્યુલોકનો કોણ આશ્રય છે ? તેના ઉત્તરમા પ્રવાહણે કહ્યુ કે—આકાશ કારણ કે આકાશથીજ સપૂર્ણ ભૂતોની ઉત્પત્તિ થાય છે, આકાશમાંજ સર્વનો લય થાય છે તથા આકાશજ સર્વના કરતા મોટુ છે, તેથી આકાશજ તેનો આશ્રય છે. ૧.

**વિ વિ૦ ભાષ્ય**—'આ મૃત્યુલોકનો આશ્રય કોણ છે ?' શિલકના એ પ્રશ્નના જવાબમા પ્રવાહણ ઋષિએ કહ્યુ કે—આકાશ છે. કારણકે આકાશથી સ્થાવર જગમ સર્વ ઉત્પન્ન થાય છે તથા આકાશમાજ લીન થાય છે. તેથી આકાશજ આ સ્થાવર જગમ પદાર્થોથી શ્રેષ્ઠ છે તથા સપૂર્ણ ભૂતોનો પ્રધાન આશ્રય છે એ આકાશ સર્વમા વ્યાપ્ત છે, સર્વ તેની અન્તર્ભૂત છે, કોઈપણ પદાર્થ અગર પ્રાણી

તેનાથી અલગ રહી શકતો નથી. એ સર્વનું પૂજ્ય છે. ૧.

વિશેષ—પ્રકૃત મંત્રમાં આકાશ શબ્દથી પરમાત્મા વિવક્ષિત છે. ( ભૂતાકાશ નહીં ) એનું તાત્પર્ય એ છે કે, આકાશ પરમાત્માનો દેહ છે. દેહી દેહમાં અભેદ થાય છે એટલે કે દેહ દેહીથી પ્રથક રહી શકતો નથી, તેથી આકાશ પરમાત્મારૂપ છે. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી એ ક્રમથી ઉત્પત્તિ થાય છે તથા પ્રલયકાળમાં પૃથ્વી જળમાં, જળ અગ્નિમાં, અગ્નિ વાયુમાં, તથા વાયુ આકાશમાં લીન થાય છે. સૃષ્ટિની આદિમાં સંપૂર્ણ પ્રાણી તેનાથીજ ઉત્પન્ન થાય છે તથા અંતમાં તેમાંજ લીન થઈ જાય છે, તેથી આકાશ સર્વનો આધાર છે. ૧.

આકાશસંજ્ઞક ઉદ્ગીથની ઉત્કૃષ્ટતા તથા તેની ઉપાસનાનું રૂપ બતાવે છે, યથા—

**स एष परोवरीयानुद्गीथः स एषोऽनन्तः परोवरीयो हास्य भवति परोवरीयसो ह लोकाञ्जयति य एतदेवं विद्वान्परोवरीयांꣳ समुद्गीथमुपास्ते ॥ २ ॥**

**ભાવાર્થ**—તે આ ઉદ્ગીથ અત્યંત ઉત્કૃષ્ટ છે તે આ અનંત છે. એ જ્ઞાતાનું જીવન શ્રેષ્ઠાતિશ્રેષ્ઠ થઈ જાય છે જે ઉક્ત પ્રકારે બ્રહ્મને જાણે છે તથા જે અતિશ્રેષ્ઠ ઉદ્ગીથની ઉપાસના કરે છે તે પરમોત્કૃષ્ટ લોકને પોતાના વશમાં કરી લે છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ આકાશ તેજ ઉદ્ગીથ છે, તે પરોવરીયાન્—પરમાત્મારૂપ છે, તે અનંત—અંતરહિત છે. આ આકાશનો વેત્તા પુરૂષ શ્રેષ્ઠ તથા પૂજ્ય થાય છે તથા જે આ આકાશરૂપી ઉદ્ગીથ બ્રહ્મને જાણીને તેની ઉપાસના કરે છે તે પરમોત્કૃષ્ટ લોકને જીતી લે છે, એટલે કે પ્રાપ્તિ થાય છે. એ સર્વોત્તમ ઉદ્ગીથ બ્રહ્મ અનાદિ અનંત તથા પરમ પવિત્ર છે, જે પુરૂષ ઉદ્ગીથરૂપ બ્રહ્મને જાણીને તેની ઉપાસના કરે છે તેનું જીવન પવિત્ર થઈ જાય છે તથા નિશ્ચયપૂર્વક આગળ પાછળની અવસ્થાઓનો જય કરી લે છે. અર્થાત્ પ્રકૃતિથી પર જે અતિ સૂક્ષ્મ પરબ્રહ્મ છે તેને જે જાણી લે છે તે સર્વ અવસ્થાઓને જીતી લેછે. અગર એમ સમજો કે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ આદિ અવસ્થાઓમાં તથા અન્ય શારીરિક અવસ્થાઓના મોહમાં પડતો નથી કારણ કે તેને પરમાત્માનું તત્ત્વજ્ઞાન થઈ ચુકેલુ છે. ૨.

વિશેષ—આકાશરૂપ ઉદ્ગીથની ઉપાસનાનું શ્રુતિ ભગવતી એ દષ્ટ ફલ બતાવે

છે કે ઉક્તોપાસકનું જીવન ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ થતું જાય છે. તથા અદ્દષ્ટરૂપ એ થાય છે કે તે ઉત્તરોત્તર બ્રહ્માકાશપર્યંત વિશિષ્ટ લોકોને પોતાને અધીન કરી લે છે. ૨.

**तं ह हैतमतिधन्वा शौनक उदरशाण्डिल्यायोक्त्वोवाच यावत्त एनं प्रयाजमुद्गीथं वेदिष्यन्ते परोवरीयो हैभ्यस्तावदस्मिँल्लोके जीवनं भविष्यति ॥ ३ ॥**

**ભાવાર્થ—**અતિધન્વાનામક શુનકકુમારે પોતાના શિષ્ય શાંડિલ્ય પ્રતિ ઉદ્ગીથનું નિરૂપણ કરીને તેને કહ્યું કે—જ્યાંસુધી તારા વંશના લોક આ ઉદ્ગીથને જાણતા રહેશે ત્યાંસુધી આ લોકમાં સાધારણ લોકોથી તેમનું જીવન જરૂર પરમ ઉત્કૃષ્ટ રહેશે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય—**આ ઉદ્ગીથને જાણનારા શુનક ઋષિના પુત્ર અતિધન્વા નામક ઋષિએ પોતાના શિષ્ય ઉદરશાંડિલ્ય નામક ઋષિને ઉદ્ગીથદર્શન—ઉદ્ગીથ વિદ્યાનો સારીરીતે અનુભવ કરાવીને કહ્યું કે— હે ઉદરશાંડિલ્ય ! જ્યાંસુધી તારા વંશમાં તારા ગોત્રજ આ ઉદ્ગીથની ઉપાસના કરતા રહેશે ત્યાંસુધી સંસારમાં તેઓ અત્યંત પ્રતિષ્ઠિતપદને જરૂર પ્રાપ્ત થતા રહેશે. ૩.

**વિશેષ—**વસિષ્ઠાદિ બ્રહ્મર્ષિઓની તથા યુધિષ્ઠિરાદિ ક્ષત્રિયના આ લોક તથા પરલોકાદિમાં અતિ ઉન્નત વ્યવસ્થા સાંભળવામાં આવે છે તે આવીજ ઉપાસનાઓનો મહિમા છે. તેથી પોતાને તથા પોતાના વંશજોને આ લોક તથા પરલોકાદિકોમાં ઉત્કૃષ્ટતર બનાવવાની જે લોકોની ઇચ્છા હોય તેમને સારૂ ઉચિત છે કે તેઓ આ ઉપાસના કરે. ઉદ્ગીથરૂપ બ્રહ્મના જ્ઞાતાનું જીવન અતિ પવિત્ર તથા ઉચ્ચ થાય છે તેથી તેઓ શ્રેષ્ઠ મનાય છે. ઉદ્ગીથના મહત્વને સમજીને અતિધન્વા ઋષિએ પોતાના શિષ્ય ઉદરશાંડિલ્યને આ તત્ત્વ સમજાવ્યુ હતું કે—માત્ર તુંજ નહી પણ તારા પરિવારમાં જ્યાં સુધી આ વિદ્યાના જ્ઞાતા ઉત્પન્ન થતા રહેશે ત્યાંસુધી તેઓ પોતાના જીવનને ઉચ્ચ બનાવીને સુખપૂર્વક કાળક્ષેપ કરવામાં સમર્થ રહેશે. અર્થાત્ તું તારા પરિવારમાં ઉદ્ગીથ—બ્રહ્મના જ્ઞાનના સંસ્કાર દૃઢ કરી દેજે.

ઉત્તમ ગુરુનું આ કર્તવ્ય છે—જે સદ્ગુરૂ હશે તે માત્ર શિષ્યનેજ સંસાર સાગર તરવાનો માર્ગ બતાવશે. એટલુજ નહી પણ તેના સ્વજનોના ઉદ્ધારનો પણ માર્ગ બતાવતા રહેશે. ગુરુદેવ લોખંડને પારસમણિની જેમ, તેમના સંપર્કમાં રહેનારા શિષ્યનો ઉધ્ધાર કરે છે, પરંતુ સદ્ગુરૂ મહારાજ પોતાના શિષ્યના સર્વ સંબંધિયોનો

બેડો એવે પ્રકારે પાર કરી દે છે કે જેમ મલયાચળનો વાયુ નિકટવર્તી સર્વ વૃક્ષોને ચન્દન બનાવી દે છે. ૩.

**तथामुष्मिँल्लोके लोक इति स य एतदेवं विद्वानुपास्ते परोवरीय एव हास्यास्मिंलोके जीवनं भवति तथामुष्मिँल्लोके लोक इति लोके लोक इति ॥ ४ ॥**

**ભાવાર્થ**—યથા જે કોઈ આ ઉદ્ગીથને ઉપર્યુક્ત રીતે જાણીને તેની ઉપાસના કરે છે તે બીજા લોકમાં ઉત્તમ પુરૂષ થાય છે. તથા અવશ્યે કરીને આ લોકમાં એ ઉપાસકનું જીવન ઉત્કૃષ્ટતર થાય છે. " लोके लोक इति लोके लोक इति " ની દ્વિરૂક્તિ ખડસમાપ્તિ સૂચક છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે કોઈ પુરૂષ ઉપર કહેલી રીતે ઉદ્ગીથની ઉપાસના કરે છે તે આ લોકમાં શ્રેષ્ઠપદને પ્રાપ્ત થાય છે તથા જરૂર મૃત્યુ પછી ઉત્તમ લોકને પ્રાપ્ત થાય છે. ૪

**વિશેષ**—શુનકકુમાર અતિધન્વા ઋષિએ શાંડિલ્યને કહ્યું કે આ લોકમાં તેમજ અદ્રષ્ટ પરલોકમાં પણ ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે, 'એ ફળ પૂર્વકાળના અત્યત ભાગ્યવાન પુરૂષોને જ પ્રાપ્ત થએલું હશે, પણ આધુનિક યુગના પુરૂષોને તેવુ થશે નહી ' એ શંકા દૂર કરવાને સારૂ શ્રુતિ ભગવતી કહે છે કે—આ સમયમાં પણ એવું જાણનારા જે કોઈ પુરુષ ઉદ્ગીથની ઉપાસના કરે છે તે આ લોકમાં તથા પરલોકમાં પરમપદને પામે છે. આ ઉદ્ગીથોપાસનાનો એવો મહિમા સંપૂર્ણ પ્રાણિયોના હિતને સારુ કહેવામાં આવેલો છે, આ ઉપાસના ત્રણે વર્ણના અધિકારી પુરુષોને સારૂ છે.

આ અષ્ટમ પ્રકૃત ઉપાખ્યાનનો સાર એ છે કે—દાલ્ભ્ય અને શાલાવત્ય બ્રાહ્મણ તથા જૈબલી રાજા ( ક્ષત્રિય ) એ ત્રણે જે ઉદ્ગીથવિદ્યામાં નિપુણ હતા, તેમણે તત્ત્વજ્ઞાનના અનુગમાર્થે વાદિ–પ્રતિવાદિરૂપથી મળીને વિચાર કર્યો કે—ઉદ્ગીથનો પરમ આશ્રય કોણ છે ? તેમાં દાલ્ભ્ય ઋષિનો પક્ષ એ હતો કે સ્વર્ગલોકથી આવેલા જળથી પ્રાણને જીવન મળે છે અને પ્રાણથી ઉદ્ગીથ ગવાય છે તેથી ઉદ્ગીથનો આશ્રય સ્વર્ગલોક છે. આ પ્રશ્નમાં અપ્રતિષ્ઠાનો (અસ્થિરતા—અનિત્યતા) નો દોષ દેખાડીને શાલાવત્ય ઋષિએ એમ સિદ્ધ કર્યું કે—આ લોક કર્મ દ્વારા સ્વર્ગ નો પણ હેતુ છે તેથી સામનો પરમ આશ્રય આ પ્રતિષ્ઠા લોક છે, જૈબલી

ઋષિએ તેમાં 'એ પણ અંતવાન છે' એ દોષ દેખાડીને આકાશને સામનો પરમ આશ્રય બતાવ્યો છે. તેમા કોઈ આશંકા ન કરવી કે—આકાશ પણ નાશવાન્ છે, કારણ કે સાથેજ જૈબલિએ એ પણ દર્શાવ્યું છે કે, આકાશનો અર્થ અહીં પરબ્રહ્મ લેવો. તે તેમણે ભાવ બોધન કરેલુ છે અક્ષરશઃ નહીં. અથવા તેમના કથનનો એ પણ આશ્રય હોય કે, બ્રહ્મ પણ આકાશ એટલા સારૂ કહી શકાય કે, તે ભૂતાકાશનો અન્તર્યામિ છે.

આ પ્રમાણે સામના મૂળને ખોળતે ખોળતે પરબ્રહ્મ સુધી પહોચે છે, તેથી એ ઉદ્ગીથ 'परोवरीयस्' (મોટામાં મોટો) કહેવાય છે તથા તેના ગુણ પ્રમાણે તેની ઉપાસનાનું ફળ છે.

છાંદોગ્ય ઉપનિષદ્‌ના પહેલા અધ્યાયના નવ ખંડોનો સંક્ષિપ્ત સાર એ છે કે—ઓંકારની ઉપાસનાથી આ ગ્રંથનો પ્રારભ કરવામાં આવ્યો છે. તેમાં—આ 'ઓંકાર અક્ષરનું ઉદ્ગીથરૂપે ધ્યાન કરે' જેમ વસ્ત્રનો એક ભાગ બળવાથી 'કાપડ બળ્યુ' એવા વ્યવહાર કરવામાં આવે છે. તેજ પ્રકારે સામના એક ભાગનું નામ ઉદ્ગીથ છે. એ ઉદ્ગીથના અવયવરૂપ બ્રહ્મનું ઉદ્ગીથરૂપ જાણીને ઉપાસના કરો. આ પ્રમાણે ઉદ્ગીથરૂપથી ઓંકારની ઉપાસનાનું નિરૂપણ કરીને એ ઓંકારમાં પૃથ્વી, જળ આદિકોથી અત્યંત સારતારૂપ રસતમત્વગુણનું વિધાન કરવામાં આવ્યુ છે. તે પછી સર્વ કામનાઓની પ્રાપ્તિની કારણતારૂપ આપ્તિ (સ્વાભાવિક) ગુણનું વિધાન કર્યું. પછી આપ્ત કામોની વૃદ્ધિરૂપ સમૃદ્ધિગુણનું વિધાન કરવામાં આવ્યુ છે. એ પ્રમાણે ઓંકારની ઉદ્ગીથરૂપથી રસતમત્વ, આપ્તિ, સમૃદ્ધિરૂપ ગુણોથી વિશિષ્ટ ઉપાસનાનું નિરૂપણ કરવામાં આવેલું છે. તેના પછી એ ઓંકારની પ્રાણદૃષ્ટિથી ઉપાસના કહેલી છે, તથા ઇંદ્રિયજન્ય સાત્વિક વૃત્તિરુપ દેવતા તથા ઇંદ્રિયજન્ય તામસી વૃત્તિરૂપ અસુર, એવા દેવાસુર સંગ્રામનું કથન કહીને પ્રાણનીજ શ્રેષ્ઠતાનું વર્ણન કરવામાં આવ્યુ છે. એ પ્રકારે શ્રેષ્ઠ અધ્યાત્મ પ્રાણરૂપથી ઉદ્ગીથરૂપ ઓંકારની ઉપાસનાનું નિરુપણ કરીને અધિદેવ આદિત્યરૂપથી એ ઉદ્ગીથની ઉપાસનાનું વર્ણન કરવામાં આવેલુ છે. તે પછી સર્વમાં શ્રેષ્ઠતા આદિ ગુણવિશિષ્ટ પરમાત્મદૃષ્ટિથી એ ઉદ્ગીથની ઉપાસનાનું વિધાન કરવાને સારૂ શિલક, દાલ્ભ્ય તથા જૈબલિ એ ત્રણેના સંવાદનું વર્ણન કરવામાં આવેલું છે. ૪.

---

# ખંડ દશમો

ઉદ્ગીથોપાસનાના પ્રસંગમાં પ્રસ્તાવ તથા પ્રતિહારવિષયક ઉપાસનાને સરળતાથી સમજવાને સારૂ આ આખ્યાયિકાનો આરંભ કરવામાં આવે છે—

**मटचीहतेषु कुरुष्वाटिक्या सह जाययोषस्तिर्ह चाक्रायण इभ्यग्रामे प्रद्राणक उवास ॥ १ ॥**

**ભાવાર્થ**—ઉષસ્તિ નામક ચક્રકુમાર કુરૂદેશના વજ્રહત ( દુકાળ ) થતાં પોતાની અલ્પવયની સ્ત્રીની સાથે ઘણી ખરાબ દશામાં આવી પડી ઇભ્ય ગામમાં નિવાસ કરતો હતો १.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉષસ્તિ નામક ઋષિ ચાક્રાયણ ચક્રનો પુત્ર કુરૂદેશનાં ખેતરોમાં જે અન્નાદિક હતા તેનો હિમપાત દ્વારા નાશ થતા, આટિકી ( જેનાં સ્તનાદિ સ્ત્રીજનોચિત ચિન્હ પ્રગટ થયા નથી એવી ) અલ્પવયસ્ક પોતાની પત્નીની સાથે ઇભ્ય-ધનવાન તથા હાથીવાન ગામમા ખરાબ હાલતમા અર્થાત્ અન્નાદિકોના ન મળવાથી કોઇના આશ્રયમાં રહેતો હતો. १

**વિશેષ**—પ્રકૃત મંત્રમાં 'પ્રદ્રણક' પદ દ્રા ધાતુથી બનેલુ છે, તેનો પ્રયોગ કુત્સા—નિંદાનાં અર્થમાં કરવામા આવે છે તેથી તેનું તાત્પર્ય એ થયુ કે દુર્ગતિ અવસ્થામાં એટલે કે ભીખ માગતો નિવાસ કરતો હતો ઉદ્ગાતા સામના જે ભાગને ગાય છે તેને ઉદ્ગીથ કહે છે. જે પ્રસ્તોતાને ગાવાનો ભાગ છે તેને પ્રતિહાર કહે છે. અહીંસુધી કેવળ ઉદ્ગાનના દેવતાનો વિચાર કરેલો છે. હવે તેનાથી આગળ આ પ્રકરણમા પ્રસ્તાવ તથા પ્રતિહારના દેવતાનો વિચાર કરે છે १

**स हेभ्यं कुलमाषान्खादन्तं बिभिक्षे तꣳ होवाच नेतोऽन्ये विद्यन्ते यच्च ये म इम उपनिहिता इति ॥ २ ॥**

**ભાવાર્થ**—એ ઉષસ્તિએ નિશ્ચય કરીને નિંદિત અડદને ખાનારા ધનવાન પાસે માગણી કરી. તે ધનિકે તેને કહ્યુ કે જે આ મારી થાળીમા પીરસેલા છે તેનાથી અન્ય અડદ નથી કે જેને હું આપને આપુ २

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ ઉષસ્તિ ઋષિ તેજ ગામમા અન્નને સારૂ આમતેમ પર્યટન કરતો એક ધનિકની પાસે પહોચ્યો કે જેની થાળીમાં અડદ પીરસેલા હતા.

ઉષસ્તિએ તે ધનિકને કહ્યું —થોડા અડદ મને આપો. ત્યારે તે ધનિકે ઉત્તર આપ્યો કે—જે કાંઈ અડદ મારી પાસે હતા તે બધા આ થાળીમાં પીરસેલા છે. એટલે હવે ખાતાં વધેલા ( છંડાએલા ) અડદ સિવાય બીજા અડદ મારી પાસે નથી કે જેને આપીને હું આપની યાચના પૂરી કરૂ. ૨.

**વિશેષ**—ધનિક અડદ ખાઈ રહ્યો હતો. તથા તેટલાજ અડદ હતા તેનાથી વધારે તેની પાસે ન હતા. આ કથનથી તે દેશમાં સખત દુકાળ ગરીબી હોવાનુ જણાય છે. તથા આનાથી એ પણ સ્પષ્ટ પ્રતીત થાય છે કે, ભૂખ્યો પુરૂષ વિચાર શૂન્ય થઈ જાય છે તેથી ઉષસ્તિ ઋષિ, એ છંડાએલા અડદ ખાવાને તૈયાર થઈ ગયા, કે જે આગલા મંત્રમાં કહેવામાં આવેલુ છે. ૨.

**एतेषां मे देहीति होवाच तानस्मै प्रददौ हन्तानुपानमित्युच्छिष्टं वै मे पीतꣳ स्यादिति होवाच ॥ ३ ॥**

**ભાવાર્થ**—જ્યારે ઉષસ્તિએ તેને કહ્યું કે, તું તે ( અડદ ) મને આપ. ત્યારે 'ઘણુ સારૂ' કહીને તેણે તેને સારૂ એ અડદ આપી દીધા અને કહ્યું કે—'અનુપાન ( પાણી ) પણ લો' તે ઉપર ઉષસ્તિએ કહ્યું કે મેં જુઠ્ઠુ પાણી પીધું એમ ગણાશે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ પ્રમાણે ધનિકનું કથન સાંભળીને ઉષસ્તિ ઋષિએ કહ્યું કે—એ જુઠા અડદ પણ મને આપો. ત્યારે ધનિકે કહ્યું તમારી ઇચ્છા હોય તો લો. એવું કહીને ઉષસ્તિને છંડાએલા અડદ આપ્યા તથા કહ્યું કે—પીવાને સારૂ આ રહેલુ ( જુઠ્ઠુ ) પાણી પણ લો. ઉષસ્તિએ ઉત્તર આપ્યો કે—તમારૂ જુઠુ પાણી હું પીશ નહી. કારણ કે મને ઉચ્છિષ્ટ પાણી પીવાનો દોષ લાગે. ૩.

**વિશેષ**—ઉષસ્તિના આ આચરણથી આપણને શિક્ષા મળે છે કે—સંકટના કાળમાં કોઈનું ઉચ્છિષ્ટ ખાઇને અથવા જે કોઈ ઉપાયથી આપણી રક્ષા થઈ શકે. 'आत्मानं सततं रक्षेदिति' એમ કરવામા કાંઈ દોષ નથી.

ભારતવર્ષીય આર્યજાતિ (હિન્દુઓ) મા કોઈનુ ઉચ્છિષ્ટ ન ખાવાનો આચાર છે. એવી દશામાં ઋષિ થઇને ઉષસ્તિએ તેનુ ઉચ્છિષ્ટ કેમ ખાધું ? ઉષસ્તિ ગમે તે દશામાં હોય તોપણ તેમણે ઉચ્છિષ્ટ ખાઇને, ધાર્મિક જનતા સમક્ષ એ અનુપાદેય ખોટુ ઉદાહરણ ઉપસ્થિત કરવુ જોઇતુંન હતુ. ઉચ્છિષ્ટ ન ખાવું એ તો ધર્માંગ—સદાચાર અગર શિષ્ટાચરણ છે. તથા વૈદિક મતાનુમોદિત છે, તેથી એ વિષયનું જીવન-પ્રાણના ભોગે પણ પાલન કરવુ જોઇએ, તેથી ઉલટુ તેમણે તેનો ભગ કર્યો. આ શંકાનું સમાધાન એ છે કે,—આપત્તિકાળમાં એ અસાધારણ આચરણનો

આશ્રય લેવો પડે છે. જે સાધારણ દશામાં કદી પણ કરવુ જોઇએ નહી. તેમાં એ એ તર્ક છે કે—શરીર તથા પ્રાણ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વર્ગના સાધન છે. તેથી એવા અમૂલ્ય શરીરસાધનની રક્ષાને માટે કોઈ પણ ઉપાય લેવો એ ખોટુ નથી. માનવ ધર્મશાસ્રતો ત્યાંસુધી આજ્ઞા આપે છે કે—

जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः ।
आकाशमिव पङ्केन न स पापेन लिप्यते ॥

અન્ન વગર મરી જવાનો સભવ હોય ત્યારે મનુષ્ય ગાડે ત્યાંથી જેવુ પણ અન્ન ખાઇને જીવતો રહી શકે તો તેને તેવું કરવાથી દોષ લાગતો નથી, જેમ કે આકાશમાં કીચડ. વેદપ્રમાણ છે—"शुष्यति वै प्राण ऋतेऽन्नात्" વળી વેદાંત તો અન્નને ખોટું કહેવુ, તેને ખોટુ કહે છે, તથા—"अन्नं न निन्द्यात्, अन्नं परिचक्षीत, तद् व्रतम्, अन्नं बहु कुर्वीत, तद् व्रतम्, अन्नाद्धि प्रजाः प्रजायन्ते ।" સામવેદમાં અન્ન દાનનો મહિમા લખ્યો છે, યથા—"यो मा ददाति स इदमेवमाऽवदहमन्नमहमन्नमदन्तमद्मि ' અર્થાત્ જે વિવેકી બીજાને અન્ન આપીને ખાય છે, તે પ્રાણીમાત્રની રક્ષા કરે છે, તેથી જે લોભવશ એકલો ખાય છે, તેનું હું (અન્નરૂપ) ખાઈ જાઉં છું, યજુર્વેદમાં અન્નની પ્રાર્થના છે કે— "अन्नपते अन्नस्य नो देहि ।" ( यजु० ૩૪।૪૮ ) તથા—

धर्मार्थकाममोक्षाणां प्राणाः संस्थितिहेतवः ।
तान्निघ्नता किन्न हतं रक्षता किन्न रक्षितम् ? ॥

અહીં જલગ્રહણાભાવની સાથે સાથે એ પણ સૂચિત કરી દીધું છે કે જે સુલભ છે એવા પદાર્થમાં ઉચ્છિષ્ટાદિ દોષ હોઈ શકે છે. ૩.

## न स्विदेतेऽप्युच्छिष्टा इति न वा अजीविष्यमिमानखादन्निति होवाच कामो म उदपानमिति ॥ ४ ॥

ભાવાર્થ—ધનિકે કહ્યું—'આ અડદ' જુઠા નથી ? ત્યારે ઉષસ્તિએ સ્પષ્ટ કહ્યું કે જો એને ન ખાઉ તો જરૂર હું જીવતો રહી શકુ નહી, જલપાન તો મારી ઇચ્છા ઉપર છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—'ત્યારે શું આ અડદ ઉચ્છિષ્ટ નથી ? ' ધનિકના એવુ કહ્યાના જવાબમા ઉષસ્તિએ ઉત્તર આપ્યો કે આ ઉચ્છિષ્ટ અડદ ખાધા વિના મારા પ્રાણ બચવાનો સંભવ ન હતો, કારણ કે ખાવાને સારૂ બીજુ કાંઈ મળ્યુ ન હોતુ, અને જળ પીવાનું તો મારી ઇચ્છા ઉપર છે, અર્થાત્ હજી નહી પીઉં તો મરાશે નહી. બીજી એ પણ વાત છે કે જળ યથેચ્છ માત્રામાં મળી કરે છે. ૩.

**વિશેષ**—ચાક્રાયણે અત્યંત આપદ્ગ્રસ્ત થયા પછીજ ઉચ્છિષ્ટ ભોજન કર્યું હતુ. તે ઉપરથી સિદ્ધ થાય છે કે, વિધિનો વ્યતિક્રમ, જીવન રક્ષાને સારૂ કોઈ સાધન ન રહે ત્યારેજ થઈ શકે છે. અન્યથા નહી. એનું તાત્પર્ય એ છે કે પ્રાણરક્ષા અનિંદ્ય ઉપાયથી થઈ શક્તી હોય તો નિંદનીય કર્મ કરવાથી નરકમાં પતન જરૂર થાય છે. ૪.

**स ह खादित्वातिशेषाञ्जायाया आजहार साग्र एव सुभिक्षा बभूव तान्प्रतिगृह्य निदधौ ॥ ५ ॥**

**ભાવાર્થ**—એ ઉષસ્તિ ઋષિ સારીરીતે ખાઇને વધેલા અડદ પોતાની સ્ત્રીને સારૂ લઈ ગયો. પરંતુ તેને પહેલેથીજ સુઅન્ન મળી ગયુ હતું તેને તે ખાઈ ચુકી હતી. તોપણ સ્ત્રીસ્વભાવવશ પતિએ આપેલા તે અડદનો તિરસ્કાર ન કરતાં તે લઈ રાખી મૂક્યા. ૫

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉષસ્તિ ઋષિએ પ્રથમ તે અડદને ખુબ ખાધા પછી જે કાંઈ બચ્યા તેને દયાવશ પોતાની સ્ત્રીને સારૂ લઈ ગયો. પરંતુ તેને પહેલેથીજ સુઅન્ન મળી ગયુ હતું તેને તે ખાઈ ચુકી હતી. તોપણ સ્ત્રીસ્વભાવવશ પતિએ આપેલા તે અડદનો તિરસ્કાર ન કરતા તેણે લઈ રાખી મૂક્યા. ૫

**વિશેષ**—સ્ત્રિયોએ આ મંત્ર ઉપર ખાસ ધ્યાન આપવા જેવુ છે, કારણ કે તેમને તેનાથી પૂરી શિક્ષા મળે છે કે, કોઈ પણ પરિસ્થિતિમાં પોતાના પતિનું અપમાન ન કરવું જોઈએ. ઉષસ્તિની પત્નીને જો કે પ્રથમથીજ સારા ભોજ્ય પદાર્થ મળી ગયા હતા, તોપણ પતિએ આપેલા એ ઉચ્છિષ્ટ અડદને અપનાવવામાં તેણે જરા પણ કચવાટ કર્યો નહી. એમજ કરવું એ બીજી સ્ત્રિયોને સારૂ પણ ઉચિત છે. ૫.

**स ह प्रातः संजिहान उवाच यद्बतान्नस्य लभेमहि लभेमहि धनमात्रां राजासौ यक्ष्यते स मा सर्वैरार्त्विज्यै-र्वृणीतेति ॥ ६ ॥**

**ભાવાર્થ**—એ ઉષસ્તિ ઋષિએ પ્રાતઃકાળમાં ઉઠતાંજ ખેદસાથે એ કહ્યું કે જો મને થોડુ પણ અન્ન મળી જાય તો હું કાંઈ પ્રાપ્તિ કરૂ કારણ કે એક રાજા યજ્ઞ કરવાનો છે, તે સંપૂર્ણ ઋત્વિક્ કર્મોને સારૂ મારૂ વરણ કરી લેશે. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉષસ્તિ ઋષિ ઋત્વિક્ કર્મના પૂર્ણ જ્ઞાતા હતા. તેથી તેમણે પ્રાતઃકાળમાં પથારીમાંથી ઉઠીને ખેદની સાથે પોતાની સ્ત્રીને કહ્યં કે મને

થોડું પણ અન્ન મલી જાય તો મારામાં ચાલવાની શક્તિ આવે. અને કાંઈ ધન આપિને સારૂ ઉદ્યોગ કરૂં. મેં સાભળ્યું છે કે, એક રાજા યજ્ઞ કરનારો છે. હું ઋત્વિક્ કર્મ જાણુ છું તેથી તે જરૂર યજ્ઞમાં મારૂં વરણ કરી લેશે. ૬.

**વિશેષ**—જેનામાં શક્તિ ન હોય તે કોઈ પણ કામને પૂરૂં કરી શકતો નથી. અન્ન વિના મનુષ્યમાં શક્તિ આવી શક્તી નથી. કારણકે અન્નથીજ પ્રાણીમાત્રમાં શક્તિની ઉત્પત્તિ થાય છે. એવો શ્રુતિ ભગવતી 'अन्नं ब्रह्म' એવો ઉપદેશ કરે છે. ૬.

## तं जायोवाच हन्त इम एव कुल्मापा इति तान्खादित्वामुं यज्ञं विततमेयाय ॥ ७ ॥

**ભાવાર્થ**—'હે સ્વામિન્! એ અડદજ હાજર છે.' એવું એહની સાથે ઋષિપત્નીએ પોતાના પતિને કહ્યું. ત્યારે તે ખાઇને તેઓ યજ્ઞમાં ગયા. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઋષિપત્નીએ એહની સાથે ઉષસ્તિ ઋષિને 'આપના આપેલા આ અડદજ મારી પાસે તૈયાર છે.' ત્યારે ઋષિએ કહ્યું—તે લઈ આવો એનેજ ખાઈ લઈશું એવું કહીને એ અડદને ખાઇને રાજાની એ વિશાળ યજ્ઞશાળામાં પહોચ્યા. ૭.

**વિશેષ**—ઉષસ્તિએ વિચાર કર્યો કે કંઈક ખાઇનેજ રાજાને ત્યાં જવું ઠીક છે, કારણ કે ત્યાં વિદ્વાનોની વચ્ચે રાજા સાથે બોલવું પડશે. કેટલાંક દિવસોથી પૌષ્ટિક અન્નતો શું સાધારણ અન્ન પણ મલ્યુ નથી. ક્ષુધાર્ત જો કંઈ સભામાં બોલી નહિ શકું તો અપમાન થશે. કદાચ અવક્તા સમજીને રાજા મારૂં વરણ પણ ન કરે, થોડું અન્ન મલી જાયતો સફલતા મલવાની આશા છે.

આ સંસારમાં વિદ્વાન્ મનુષ્ય સર્વ કાંઈ કરી શકે છે. જેની પાસે વિદ્યા નથી તે પશુ છે, વિદ્યાજ ઉન્નતિનાં સકળ સાધનોમાં શ્રેષ્ઠ છે, તેથી નીતિશાસ્ત્રને જાણનારાએ કહ્યું પણ છે કે "विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम्। पात्रत्वाद्धनमाप्नोति धनाद्धर्मं ततः सुखम्॥" ઉષસ્તિઋષિની વિદ્વત્તા ઘણી ગંભીર હતી, તેથી તે દ્વારા ધનની ઉપલબ્ધિની ઇચ્છાથી રાજાની યજ્ઞશાળામાં પહોચ્યા કે જ્યાં ઘણા ઋત્વિગ્ લોક ઉપસ્થિત હતા. ૭.

રાજાની યજ્ઞશાળામાં ઉષસ્તિ તથા ઋત્વિજોનો સંવાદ કહે છે યથા—

**तत्रोद्गातॄनास्तावे स्तोष्यमाणानुपोपविवेश स ह प्रस्तोतारमुवाच ॥ ८ ॥**

**ભાવાર્થ**—ત્યાં પહોચીને તે આસ્તાવકર્મમા સ્તુતિ કરનારાઓની સમીપ જઇને બેઠા, અને તેમણે પ્રસ્તોતાને સ્પષ્ટ કહ્યું. ૮.

**વિ૦ વિ૦ ભાષ્ય**—રાજાની એ વિશાળ યજ્ઞશાળામાં પહોચીને ઉષસ્તિ-ઋષિ આસ્તાવકર્મમાં ઉદ્ગીથનું ગાન કરનારા ઉદ્ગાતા પુરૂષોની પાસે જઇને બેઠા અને પ્રસ્તોતા ઋત્વિજને સ્પષ્ટ કહ્યું. ૮.

**વિશેષ**—જે સ્થાનમાં પ્રસ્તોતાગણ ઉદ્ગીથની સ્તુતિ એટલે કે ગાન કરે છે તેને આસ્તાવ કહેવામાં આવે છે. ત્યાં જઇને ઉષસ્તિએ પ્રસ્તોતાને નીચે લખેલી રીતે પૂછયુ. ૮.

**प्रस्तोतर्या देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रस्तोष्यसि मूर्धा ते विपतिष्यतीति ॥ ९ ॥**

**ભાવાર્થ**—એ પ્રમાણે પોતાના તરફ લક્ષ્ય ખેંચાય તેને સારૂ ઉષસ્તિ ઋષિ બોલ્યા કે—હે પ્રસ્તોતઃ ! જે દેવતા પ્રસ્તાવભક્તિમાં અનુગત છે તેમને જાણ્યા વગર જો તું ગાન કરીશ તો તારુ માથુ નીચુ પડશે. ૯.

**एवमेवोद्गातारमुवाचोद्गातर्या देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुद्गास्यसि मूर्धा ते विपतिष्यतीति ॥ १० ॥**

**ભાવાર્થ**—આ રીતે ઉષસ્તિઋષિએ ઉદ્ગાતાને પણ કહ્યું કે હે ઉદ્ગાતઃ ઉદ્ગીથ ભક્તિમાં અનુગત જે દેવતા છે તેમને જાણ્યા વગર જો તું ગાન કરશે તો તારૂ માથુ નીચે પડશે. ૧૦.

**एवमेव प्रतिहर्तारमुवाच प्रतिहर्तर्या देवता प्रतिहारमन्वायत्ता तां चेदविद्वान्प्रतिहरिष्यसि मूर्धा ते विपतिष्यतीति । ते ह समारतास्तूष्णीमासांचक्रिरे ॥ ११ ॥**

**ભાવાર્થ**—આ પ્રકારેજ ઉષસ્તિ ઋષિએ પ્રતિહર્તા પ્રતિ કહ્યું કે હે પ્રતિહર્તા ઋત્વિક્ ! પ્રતિહાર કર્મમાં અનુગત જે દેવતા છે અગર જો તું તેને ન જાણીને પ્રતિ

હર્તાકર્મ કરીશ તો તારૂ માથુ નીચે પડશે. ત્યારે એ સર્વ ઋત્વિજ સ્પષ્ટરીતે પોત પોતાના કર્મોથી ઉપરત થઇને ચુપચાપ બેસી ગયા. ૧૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—નવમા, દશમા અગિયારમા મંત્રનાં ભાષ્ય તથા વિશેષ આ ત્રણે મંત્રોના સમ હોવાથી સાથેજ લખવામાં આવે છે. ઉષસ્તિ ઋષિએ પ્રસ્તોતા, ઉદ્ગાતા તથા પ્રતિહર્તાને સબોધન કરીને કહ્યું કે—પ્રસ્તાવ, ઉદ્ગીથ તથા પ્રતિહાર કર્મમાં અન્વાયત્ત—અનુગત એટલે કે એ કર્મોમાં સંબંધ રાખનારા અર્થાત્ એ કર્મોના જે અધિષ્ઠાતૃ દેવ છે, તેમને જાણ્યા વગર, અગર જો તમે લોક, તેને જાણનારા જે હું તેની સામે યજ્ઞમાં પ્રસ્તવન, ઉદ્ગાન તથા પ્રતિહરણ કરશો તો તમારા લોકનાં મસ્તક ધડથી જરૂર જુદા થઈ જશે, એ સાંભળીને એ સર્વ ઋત્વિજોએ પોત પોતાનાં કર્મ, એ દેવતાઓને જાણવાને સારૂ બંધ કરી દીધાં તથા ઉષસ્તિની સામે શાંતભાવથી સ્થિત થઈ ગયા. ૯-૧૦-૧૧.

**વિશેષ**—'એ દેવતાઓને જાણનારા મારી સમીપ, તે દેવતાઓને ન જાણીને પ્રસ્તાવાદિ કર્મમાં પ્રવૃત્ત થવાથી તમારા લોકોનાં મસ્તકનાં પતન અવશ્યંભાવી છે.' આ ઉષસ્તિના કથનથી વિપરીત દેવતાજ્ઞાનિયોની પરોક્ષમાં પણ જો મસ્તકપતન માની લેવાય તો, કર્મમાત્રજ્ઞાતાઓના કર્મમાં અનધિકારજ સિદ્ધ થઈ જાય, એ બરાબર નથી. કારણ કે કર્મ તો અવિદ્વાનોને પણ કરતા જોવામાં આવે છે. એજ વાત દક્ષિણમાર્ગપ્રતિપાદિકા શ્રુતિથી પણ સિદ્ધ થાય છે, અન્યથા વેદમાં કેવળ ઉત્તરમાર્ગનુંજ પ્રતિપાદન કરવામાં આવ્યું હોત. પરતુ શ્રુતિમાં તો બંને માર્ગ પ્રતિપાદિત છે, કારણકે વેદમાં કેટલીક જગાએ અવિદ્વાનને સારૂ પણ કર્માનુષ્ઠાનની આજ્ઞા જોવામાં આવે છે. તેથી એ સિદ્ધ થાય છે કે વિદ્વાનની સામેજ તેને કર્મમાં અધિકાર નથી. તે કર્મના અધિષ્ઠાતૃદેવતા જ્ઞાનિયોની પરોક્ષમાં તો કેવળ કર્મમાત્ર જ્ઞાતાઓના કર્મમાં પણ તેને અધિકાર છે જેની પાસે ખાવાને અન્ન ન હોતુ, ઉચ્છિષ્ટ અગર વાસી ખાતો ફરતો હતો, તેણે રાજાના યજ્ઞમાં આવીને મોટા મોટા વિદ્વાનોને હેરાન કરી દીધા. એનું કારણ એ હતુ કે, પહેલા વિદ્વાન્ વિદ્યાને વેચતા ન હોતા. તેમની દષ્ટિમાં વેદવિદ્યા જ્ઞાનનું સાધન હતું તે વિદ્યા કેવળ રૂપીયા કમાવાને સારૂ ન હોતી દ્રવ્યપ્રાપ્તિનુ સાધન વ્યવસાય છે. વિદ્વાનને ક્યાં એવો અવકાશ હોય છે કે જ્યારે દ્રવ્ય કમાવાનાં કામો કરી શકે ? તેને ધનિકોના દરબાર શોભાવવાની ફુરસદ હોતી નથી તેમજ તેઓ તેમની હા માં હા મેળવી શકતા નથી. એજ કારણથી વિદ્વાન ઘણેભાગે અકિંચનજ રહે છે. એમ પણ સાંભળ્યુ છે કે લક્ષ્મી અને સરસ્વતી એકાધિકરણમાં રહી શકતાં નથી. વિદ્યા અર્થકરી હોઈ શકે છે, એટલે

કે, વિદ્યાર્થી સાધારણ નિર્વાહ પુરતું ધન મળી રહે છે, પરતુ કોઈ પણ શાસ્ત્રાચાર્ય એમ. એ. થઇને બિડલા કે ટાટા બની શકતો નથી. તેને સારૂ સ્વતંત્ર વ્યવસાય અપેક્ષિત છે. મનુષ્યની શક્તિ પરિમિત છે. તેને ધનના સમુદ્રમાં મેળવી દો કે ચાહે તો વિદ્યાના ઉત્તુંગ શૈલ શિખરારોહણ કરી દો. એકજ કામ પ્રધાનતયા થશે. ઉષસ્તિને પણ સ્વાધ્યાય આગળ કયાં અવકાશ મળ્યો હોય કે તે ધનસંગ્રહ કરી શકે. ૯-૧૦-૧૧.



## ખંડ અગિયારમો

હવે રાજા અને ઉષસ્તિના સવાદનો આરભ થાય છે, યથા—

**अथ हैनं यजमान उवाच भगवन्तं वा अहं विविदि-षाणीत्युषस्तिरस्मि चाक्रायण इति होवाच ॥ १ ॥**

**ભાવાર્થ**—ત્યાર પછી ઉષસ્તિ ઋષિએ યજમાનને કહ્યું કે—હું આપને જાણવાની ઇચ્છા રાખુ છુ. આ પ્રકારે તેણે કહ્યું—હું નિશ્ચય કરીને ચક્રનો પુત્ર ઉષસ્તિ છું. ૧

**વિ૦ વિ૦ ભાષ્ય**—સર્વ ઋત્વિજોના ચુપચાપ બેસી ગયા પછી યજમાન રાજાએ ઉષસ્તિ ઋષિને કહ્યુ કે—હું આપ પૂજ્યશ્રીને જાણવાની ઇચ્છા રાખુ છું. રાજાની એવી જીજ્ઞાસા પ્રગટ થતાં ઋષિએ કહ્યું કે—આપે સાંભળ્યુ હોય તો હું ચક્રર્ષિનો પુત્ર ઉષસ્તિ નામક ઋષિ છું. ૧.

**વિશેષ**—અનાદિકાળથી એવી શિષ્ટાચારપરપરા આજ સુધી ચાલી આવે છે કે, જ્યારે કોઈ કોઇને તેનો પરિચય પૂછે, ત્યારે તે પોતાનો વિશેષ પરિચય આપવાને સારૂ પોતાના પિતાનું નામ બતાવે છે એ પ્રાચીન પ્રણાલી અનુસાર ઉષસ્તિએ રાજાને પરિચય આપવાને સારૂ પિતાનું નામ કહ્યું. ૧.

**स होवाच भगवन्तं वा अहमेभिः सर्वैरार्त्विज्यैः पर्यैषिषं भगवतो वा अहमवित्याऽन्यानवृषि ॥ २ ॥**

**ભાવાર્થ**—એ યજમાને પૂજ્ય ઉષસ્તિને કહ્યું કે— મેં સંપૂર્ણ ઋત્વિક્કર્મોને

માટે આપનું અન્વેષણ ( શોધ ) કર્યું હતું. પૂજ્યપાદ ન મળવાથી મેં અન્ય ઋત્વિકોનું વરણ કર્યું. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ત્યારે યજમાન રાજાએ ચાક્રાયણ ઉષસ્તિને કહ્યું—કે મેં શ્રીમાનને ઘણા ગુણસંપન્ન સાંભળીને આ સમસ્ત ઋત્વિક્ કર્મોને સારૂ આપની ખોજ કરાવેલી હતી પરતુ આપ ન મળવાથી બીજાઓને આ કર્મોને સારૂ નિયુક્ત કરવા પડયા. ૨.

**વિશેષ**—સંસારમાં એવો નિયમ છે કે, પોતાની કાર્યપૂર્તિને માટે મનુષ્ય ગુણવાન પુરૂષની ચાહના રાખે છે. એવો ગુણી પુરૂષ ન મળે તો ન છુટકે તેને સાધારણ પુરૂષની નિયુક્તિ કરવી પડે છે. તેથી રાજાએ ઉષસ્તિની ખોળ તો કરી પતો ન લાગ્યો ત્યારે તેણે બીજાનું ઋત્વિકનાં કર્મોને સારૂ વરણ કર્યું. ૨.

**भगवाꣳस्त्वेव मे सर्वैरार्त्विज्यैरिति तथेत्यथ तर्ह्येत एव समतिसृष्टाः स्तुवतां यावत्त्वेभ्यो धनं दद्यास्तावन्मम दद्या इति तथेति ह यजमान उवाच ॥ ३ ॥**

**ભાવાર્થ**—મારા સપૂર્ણ ઋત્વિક્ કર્મોને સારૂ આપજ રહો. તે સાંભળીને ઋષિએ કહ્યું—ઠીક, એમજ કરીશ. તથા હર્ષથી કહ્યું કે ઠીક મારા આદેશ (કહ્યા) પ્રમાણે આલોક યજ્ઞમાં સ્તુતિ કરે, તથા તમે જેટલુ ધન તેમને આપો તેટલુંજ ધન મને પણ આપો. એ સાંભળીને યજમાને સ્પષ્ટ કહ્યું કે—ઠીક. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હવે આપજ મારા આ સમસ્ત કર્મોને સારૂ ઋત્વિગ્ રહો. ત્યારે ઉષસ્તિ ઋષિએ કહ્યું કે— ઠીક છે. પરતુ પ્રથમ આપે ઋત્વિજોનું વરણ કરી લીધું છે તેઓજ મારી આજ્ઞાનુસાર યજ્ઞમાં સ્તુતિ કરે તથા જેટલું ધન તે લોકોને આપો તેટલુ મને પણ આપો. એ વાતનો રાજાએ સહર્ષ સ્વીકાર કર્યો, અને કહ્યું કે તેજ પ્રમાણે કરીશ. ૩.

**વિશેષ**—પ્રથમના રાજાઓમાં અસીમ શિષ્ટતા હતી, એ લોક મહર્ષિયોની આજ્ઞાનું પાલન કરવું, એને પોતાનું કર્તવ્ય સમજતા હતા, તેથી એ લોકોની સદા ઉન્નતિજ થતી રહેલી હતી. જુવો કે રાજાએ ઉષસ્તિની આજ્ઞાનો કેવે પ્રકારે સહર્ષ સ્વીકાર કર્યો. આ સમયે પણ રાજાઓયે તેજ પ્રમાણે કરવુ જોઇએ. ૩.

હવે ઉષસ્તિ પ્રતિ પ્રસ્તોતા પ્રશ્ન કરેછે, યથા—

**अथ हैनं प्रस्तोतोपससाद प्रस्तोतर्या देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रस्तोष्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ४ ॥**

**ભાવાર્થ**—તે પછી પ્રસ્તોતા ઉષસ્તિની પાસે આવ્યા અને કહ્યું કે શ્રીમાને મને પ્રથમ કહ્યું હતું કે—'હે પ્રસ્તોતઃ! પ્રસ્તાવમાં અનુગત જે દેવતાઓ છે તેમને જાણ્યા વગર જો તમે પ્રસ્તવન કરશો તો તમારૂં માથું નીચે પડશે.' એ દેવતાઓ કોણ છે તે આપે બતાવ્યું નથી. માટે કૃપા કરીને બતાવો. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—યજમાનની વાત સાંભળ્યા પછી પ્રસ્તોતા ઋત્વિજે ઉષસ્તિની પાસે આવીને કહ્યું—આપે મને પ્રથમ કહ્યું હતું કે જે દેવતા પ્રસ્તાવ ભક્તિની સાથે સંબંધ રાખે છે એટલે કે જે તેના અધિષ્ઠાતા છે, તેમને જાણ્યા વગર જો તું યજ્ઞમાં સ્તુતિ કરીશ તો તારૂં માથુ ધડથી જુદુ થશે. તો હે ભગવન્! આપે એ કહ્યું નથી કે પ્રસ્તાવભક્તિમાં કયા દેવતા અનુગત છે,તે કહેવાની કૃપા કરો. ૪.

**વિશેષ**—કોઈ પણ અજ્ઞાત વિષયની, કોઈ જાણકાર આપ્તવ્યક્તિને પૂછ્યા વગર, સ્પષ્ટ સમજણ પડતી નથી. તેથી પ્રકૃતમાં પણ પ્રસ્તોતાને પ્રસ્તાવભક્તિમાં અનુગત દેવતાનું જ્ઞાન ન હોતુ, તે દેવતાને જાણવાને સારૂ પ્રસ્તોતા ઉષસ્તિ ઋષિને કહે છે કે—એ દેવતા કોણ છે તે આપ કૃપા કરીને બતાવો. ૪.

હવે ઉષસ્તિઋષિ ઉત્તર આપે છે, યથા—

**प्राण इति होवाच सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते सैषा देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रास्तोष्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति ॥ ५ ॥**

**ભાવાર્થ**—'નિશ્ચય તે દેવતા પ્રાણ છે' એવું ઉષસ્તિએ કહ્યું. કારણ કે સંપૂર્ણ ભૂત પ્રાણથીજ ઉત્પન્ન થાય છે તથા પ્રાણમાંજ લીન થાય છે, તેથી તે દેવતા પ્રસ્તાવભક્તિમાં અનુગત છે. અગર જો તું તેને જાણ્યા વગર સ્તુતિ કરત તો મારા તે કહેવાથી તમારૂં માથુ નીચે પડત. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જ્યારે પ્રસ્તોતાએ ઉષસ્તિઋષિને પૂછ્યું ત્યારે તેમણે જવાબ આપ્યો કે—જે દેવતાના વિષયમાં તમે મને પ્રશ્ન પૂછયો હતો,તે દેવતા પ્રાણુ છે. એજ પ્રાણુની સૃષ્ટિની આદિમાં આ સંપૂર્ણ સ્થાવર જંગમ ભૂતોની ઉત્પત્તિ થાય છે, તથા પ્રલયકાળમાં તેમનો એ પ્રાણુમાંજ લય થાય છે, તેથી પ્રસ્તાવકર્મનો અધિષ્ઠાતા દેવ પ્રાણુજ છે. તું જો તેને જાણ્યા વગરજ પ્રસ્તાવભક્તિ કરત તો તે સમયે મારા એ પ્રકારના કહેવાથી કે 'તારૂં માથું પડી જશે' તારૂં મસ્તક જરૂર નીચે પડી જાત. ૫.

**વિશેષ**—પ્રસ્તાવભક્તિમાં અનુગત દેવતાનું જ્ઞાન ન હોવાથી પ્રસ્તોતાનું પ્રસ્તવન કરવું એ તેના શિરપતનનું કારણુ જરૂર થાત. પરતુ ઘણી સારી વાત થઈ કે, ઉષસ્તિના કહેવાથી, પોતાનામાં વસ્તુતઃ એ દેવતાનું જ્ઞાન ન હોવાથી ભયભીત થઇને પ્રસ્તોતા પ્રસ્તવનકર્મથી ઉપરત થઈ ગયો. ૫.

હવે ઉદ્ગાતા પ્રશ્ન કરે છે, યથા—

**अथ हैनमुद्गातोपससादोद्गातर्या देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुद्गास्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ६ ॥**

**ભાવાર્થ**—તે પછી ઉદ્ગાતા ઉષસ્તિની પાસે આવ્યો અને કહ્યું કે—આપે મને પ્રથમ કહ્યું કે, હે ઉદ્ગાતઃ! ઉદ્ગીથમા અનુગત જે દેવતા છે તેને જાણ્યા વગર તમો ઉદ્ગાન કરશો તો તમારૂ માથુ નીચે પડશે. તે દેવતા કોણુ છે, તેતો તમે બતાવ્યુ નથી, માટે તે બતાવવાની કૃપા કરો. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—યજમાનની વાત સાભળ્યા પછી, ઉદ્ગાતા ઋત્વિજે ઉષસ્તિઋષિની પાસે આવીને કહ્યુ કે, આપે મને પ્રથમ કહ્યું હતુ કે, જે દેવતા ઉદ્ગીથભક્તિનો અધિષ્ઠાતા છે, તેને જાણ્યા વગર યજ્ઞમાં ઉદ્ગાન કરશો તો તમારૂ માથુ નીચે પડશે આપે તે કહ્યુ નથી કેઉદ્ગાન ભક્તિમાં કયા દેવતા અનુગત છે, તો તે કહેવાની જરૂર કૃપા કરો. ૬.

વિશેષ—વસ્તુતઃ ઉદ્ગીથભક્તિના અધિષ્ઠાતૃ દેવતાજ્ઞાન વગર કેવલ ઉદ્ગાન કરવાથી ફલોપલબ્ધિનો સભવ નથી કારણુ કે અચેતનમાં ફલદાતૃત્વશક્તિ હોતી નથી તેથી પત્થરની શિવાદિ મૂર્તિમાં મન્ત્રાદિ દ્વારા ચેતનનો આરોપ કરીને જ્યારે પૂજા કરવામાં આવે છે ત્યારેજ સફળતા પ્રાપ્ત થાય છે, અન્યથા નહી ૬.

પ્રકૃત પ્રશ્નનો ઉપસ્તિ ઉત્તર આપે છે, યથા—

**आदित्य इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्यादित्यमुच्चैः सन्तं गायन्ति सैषा देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुदगास्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति ॥ ७ ॥**

**ભાવાર્થ**—'એ દેવતા સૂર્ય છે' એમ ઉપસ્તિએ કહ્યું, કારણકે નિશ્ચય એ સમસ્ત ભૂત ઉપર સ્થિત સૂર્યનુંજ ગાન કરે છે. એજ સૂર્યદેવતા ઉદ્ગીથની સાથે સંબંધ રાખનાર છે. એ દેવતાને જાણ્યા વગર જો તું સ્તુતિ કરત તો, મારાથી એ પ્રકારે કહેવા પ્રમાણે તારી મૂર્ધા અલગ થઈ પડી જાત. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉપસ્તિઋષિએ 'ઉદ્ગીથાનુગત દેવતા કોણ છે' ? એ પ્રશ્નનો ઉત્તર આપ્યો કે—તે દેવતા આદિત્ય છે, જેમની સંપૂર્ણ સ્થાવર જંગમ પ્રાણી સ્તુતિ કરે છે. તેજ સૂર્યદેવતા ઉદ્ગીથનો અધિષ્ઠાતા છે, તેને જાણ્યા વગર જો તું ઉદ્ગાન કરત તો તે સમયે મારા 'તારૂ મસ્તક નીચે પડી જશે' એ પ્રમાણે કહેવાથી તારૂ માથુ ગરદનથી જુદુ જરૂર પડી જાત, પરંતુ સારૂ થયુ કે, તું તારા કર્મથી ઉપરત થઈ ગયો. ૭.

**વિશેષ**—જેવી રીતે પ્રસ્તાવમા 'પ્ર' છે, તથા પ્રાણમાં પણ 'પ્ર' છે, તેથી પ્રસ્તાવનાના એકદેશ 'પ્ર' માં સમાનતા હોવાથી 'પ્રાણ' પ્રસ્તાવનો દેવતા છે. તેમજ ઉદ્ગત આદિત્ય–ઉપર સ્થિત આદિત્યમાં 'ઉદ્' શબ્દ તથા ઉદ્ગીથમાં પણ 'ઉદ્' શબ્દ છે. તેથી ઉદ્ગીથના એકદેશ 'ઉદ્' શબ્દમાં સમાનતા હોવાથી આદિત્ય ઉદ્ગીથ દેવતા છે. ૭.

હવે પ્રતિહર્તા ઉપસ્તિને પ્રશ્ન કરે છે, યથા—

**अथ हैनं प्रतिहर्तोपससाद प्रतिहर्तर्या देवता प्रतिहारमन्वायत्ता तां चेदविद्वान्प्रतिहरिष्यसि मूर्धा ते विपतिष्यतीति सा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ८ ॥**

**ભાવાર્થ**— ફરી પ્રતિહર્તા પણ ઉપસ્તિ ઋષિની પાસે આવ્યો અને બોલ્યો કે, આપે મને પ્રથમ કહ્યું હતું કે હે પ્રતિહર્તા ! પ્રતિહારમાં અનુગત જે દેવતા છે, તેને જાણ્યા વગર તું જો પ્રતિહાર કર્મ કરીશ તો તારૂ માથુ નીચે પડશે. તે દેવતા

તે કોણુ છે એ આપે બતાવ્યું નથી. માટે તે બતાવાની કૃપા કરો. ૮.

**વિ૦ વિ૦ ભાષ્ય**—યજમાનની વાત સાંભળ્યા પછી પ્રતિહર્તા ઋત્વિજે ઉપસ્તિઋષિની પાસે આવીને કહ્યું—આપે મને પ્રથમ કહ્યું હતું કે, જે દેવતા પ્રતિહાર કર્મ સાથે સંબંધ રાખે છે, એટલે કે તેનો અધિષ્ઠાતા છે, તેને જાણ્યા વગર પ્રતિહરણુ કરીશ તો તારૂ માથુ ગર્દનથી અલગ થઇને જરૂર પડી જશે. હે ભગવન્! આપે કહ્યું નથી કે પ્રતિહારકર્મ સાથે સંબંધ રાખનાર દેવતા કયા છે, માટે તે કહેવાની કૃપા કરો. ૮.

**વિશેષ**—જેવી રીતે પૂર્વોક્ત મંત્રોમાં કહેવામાં આવ્યુ છે કે, ઉદ્ગીથાદિ દેવતાને જાણ્યા વગર કેવલ કર્મ કરવાથી સફલતા પ્રાપ્ત થઈ શક્તી નથી, તેમજ પ્રકૃતમાં પણુ પ્રતિહરણુ સાથે કર્મ સંબંધ રાખનારા દેવતાને જાણ્યા વગર કર્મ કરવુ વ્યર્થ છે, કારણુ કે તે કર્મમાં, તે કર્મના અધિષ્ઠાતા દેવનું જ્ઞાન હોવું એજ વસ્તુનું જ્ઞાન થવું છે તથા એ નિયમ છે કે કોઈ કર્મમાં જ્યાંસુધી પૂર્ણ પદાર્થનું જ્ઞાન થતું નથી ત્યાંસુધી તે કર્મમાં સફલતા પ્રાપ્ત થતી નથી, તેથી સંપૂર્ણ કર્મોના અધિષ્ઠાતૃ દેવનું જ્ઞાન હોવું પરમાવશ્યક છે. ૮.

હવે પ્રતિહર્તાના પ્રશ્નનો ઉત્તર ઉપસ્તિઋષિ આપે છે, યથા—

**अन्नमिति होवाच सर्वाणिह वा इमानि भूतान्यन्नमेव प्रतिहरमाणानि जीवन्ति सैषा देवता प्रतिहारमन्वायत्ता तां चेदविद्वान्प्रत्यहरिष्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति तथोक्तस्य मयेति ॥ ६ ॥**

**ભાવાર્થ**—'એ દેવતા અન્નજ છે' એમ ઉપસ્તિઋષિએ કહ્યું, કારણુ કે નિશ્ચય કરીને આ સંપૂર્ણ ભૂત અન્ન ખાઇનેજ જીવે છે, તેથી અન્નદેવતા પ્રતિહાર કર્મના અધિષ્ઠાતા છે. તેને જાણ્યા વગરજ પ્રતિહાર કર્મ કરત તો મારા એ પ્રમાણે કહેવાથી તારૂ માથુ જરૂર પડી જાત. ૯.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ પ્રકારના પ્રશ્નનો ઉપસ્તિઋષિએ ઉત્તર આપ્યો કે તે દેવતા અન્ન છે, કારણુ કે આ સકલ પ્રાણી અન્ન ખાઇનેજ જીવિત રહે છે, તેથી અન્ન દેવતાજ પ્રતિહરણુ કર્મ સાથે સંબંધ રાખવાવાળા છે. તું જો તેમને જાણ્યા વગરજ પ્રતિહાર કર્મ કરત, તો તે સમયે મારા 'તારૂ મસ્તક પડી જશે' એ પ્રમાણે કહેવાથી તારૂ મસ્તક ગર્દનથી અલગ થઈ જાત, પરંતુ સારૂ થયુ કે તું તારા

કર્મથી ઉપરત થઈ ગયો. ૯.

**વિશેષ**—'तां चेदविद्वान्' ત્યાંથી લઇને 'तथोक्तस्य मया' સૂધીના સંપૂર્ણ મંત્રોનું વાસ્તવિક તાત્પર્ય એ છે કે—પ્રસ્તાવ, ઉદ્ગીથ તથા પ્રતિહારભક્તિયોના ક્રમથી પ્રાણ, આદિત્ય તથા અન્ન દ્રષ્ટિથી ઉપાસના કરવી જોઇએ. પ્રાણાદિ રૂપતાની ઉપલબ્ધિ અગર કર્મમાં સમૃદ્ધિ પ્રાપ્ત થવી એ પૂર્વોક્ત ઉપાસનાનું ફલ છે. 'तथोक्तस्य मयेति' એ પદની દ્વિરૂક્તિ ખંડ સમાપ્તિ સૂચક છે.

ઉચ્છિષ્ટ ખાવામાં ધર્મશાસ્ત્રોમાં તો દોષ લખેલો છેજ, ઉપરાંત તેમાં સ્વભાવતઃ ઘૃણા થાય છે. ભોજન એજ પુષ્ટિકર હોય છે કે જેને જોઇને ચિત્ત પ્રસન્ન થાય. ઘૃણાથી પ્રતિકૂલ પરિણામ જોવામાં આવે છે. બીજાનું ઉચ્છિષ્ટ ખાવાથી રોગોનો સંચાર પણ થાય છે. વળી એ મનસ્વિતાની પણ વિપરીત છે કે શું હમે બીજાનું છાંડેલુ ખાઇએ ? ઉષસ્તિની આગળ, કાં તો મરવું કે કાં તો ઉચ્છિષ્ટ ખાવુ એ બે પ્રશ્ન હતા તેમાં તેણે પ્રાણ બચાવવાને સારૂ ઉચ્છિષ્ટ ભક્ષણ કરવાનુંજ ઉચિત ધાર્યું. પણ એ વિશેષ વાત છે કે તેને ઉચ્છિષ્ટ ખાવા છતાં પણ ઉચ્છિષ્ટ પાણી ન પીધું. તેણે પોતે પોતાને સભાળી લીધો.

ઘણે ભાગે એવું જોવામાં આવે છે કે જ્યારે કોઈ મનુષ્યથી કોઈ અનુચિત કર્મ થઈ જાય છે ત્યારે તેની ધારણા એવી થાય છે કે તે એમ સમજી બેસે છે કે હવે તો એ એક વખત થઈ ગયુ એટલે હવે બીજીવાર કરવામાં શી હરકત થવાની છે ? એક વાર માંસ ભક્ષણ કરનારો પોતાને સદાને સારૂ માંસાહારી માની બેસે છે. એક વાર કોઈ પણ કારણથી વ્યભિચાર કરનારની તે દોષમાં પ્રવૃત્તિ થઈ જાય છે કે, હવે શું રહ્યું ધર્મ તો ચાલ્યો ગયો છેજ.

પરંતુ એવું ધારવું એ ખોટું છે. મનુષ્યે સદાએ પાપથી બચવુંજ જોઇએ. એવો કોઈ સિદ્ધાંત કે શાસ્ત્રાજ્ઞા નથી કે, એક વાર કરેલુ પાપ સદૈવ કરવા યોગ્ય છે. વિશ્વામિત્ર, પારાશર આદિ મહાપુરૂષોએ એક વારના દોષને ફરી કર્યો નથી. ઉષસ્તિએ ઉચ્છિષ્ટ ખાવાનું એક અનિયમિત કામ તો કર્યું પણ તેના હાથના જળનું ગ્રહણ ન કર્યું. એમ સમજો કે દોષ શત્રુ છે, તેને કદી પણ નમતું આપશો નહી, ઘા ખાઓ તો પણ તેને મારી હઠાવો. એજ આ ઉપાખ્યાનથી પ્રાપ્ત કરવાની શિક્ષા છે. ૯.

---

# ખંડ બારમો

પાછળના ખડમા અન્ન ન મળવાથી ઉચ્છિષ્ટઅન્નભક્ષણરૂપ દુ ખમયી દશાનુ વર્ણન કરવામા આવ્યુ છે હવે કોઇની તેવી દશા ન થાય તેથી અન્નપ્રાપ્તિને સારૂ શૌવોદ્ગીથનો આરભ કરવામા આવે છે, યથા—

**अथातः शौव उद्गीथस्तद्धः वको दाल्भ्यो ग्लावो वा मैत्रेयः स्वाध्यायमुद्वव्राज ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી અન્નલાભની ઇચ્છાથી શૌવોદ્ગીથનો આરભ કરવામા આવે છે ત્યા એ વાત પ્રસિદ્ધ છે કે દલ્ભનો પુત્ર બક અગર મિત્રાનો પુત્ર ગ્લાવ એક વખત સ્વાધ્યાયને સારૂ કોઈ જળાશયની નજીક ગયા ૧

**વિ૦ વિ૦ ભાષ્ય**—તે પછી અન્ન પ્રાપ્તિની કામનાથી, શ્વાનોની સાથે સબધ રાખનારા ઉદ્ગીથ—ઉદ્ગાન સામનો આરભ કરવામ આવે છે ત્યા વ ત પ્રસિદ્ધ છે કે પૂર્વકાળમા દલ્ભઋષિના પુત્ર બક ઋષિ અગર મિત્રાના પુત્ર ગ્લાવઋષિ એક વખત ઉદ્ગીથનુ અધ્યયન કરવ ને સારૂ ગામની બહાર એક પવિત્ર નિર્જન દેશમા આવેલા જળાશય ઉપર ગયા ૧

**વિશેષ**—આ મત્રમા જે શ્વાનની સાથે સબધ રાખનારૂ ઉદ્ગીથ લખેલુ છે, તેનો અભિપ્રાય એ છે કે, અન્ન ન મળવાથી ભૂખ્યા શ્વાન જે સમયે ભૂસ્તા હતા તે સમયે તેમના શબ્દને સાભળીને અન્ન ન મળવાથી જે દુ ખ થાય છે તેનો અનુભવ કરીને, તે દુ ખની નિવૃત્તિને સારૂ તથા અન્નની ઉપલબ્ધિને સારુ બકઋષિ ઉદ્ગીથનુ ગાન કરવાનો આરભ કરી દેતા હતા, તેથી આ ઉદ્ગીથનું નામ ' શ્વ ઉદ્ગીથ ' પડી ગયુ બકઋષિ દલ્ભનો પુત્ર હતો તથા મિત્રા નામની ઋષિપત્નીએ તેને દત્તક લીધો હતો તેથી તે મૈત્રેય તથા દાલ્ભ્ય નામથી પણ વિખ્યાત થએલા છે ૧

**तस्मै श्वा श्वेतः प्रादुर्बभूव तमन्ये श्वान उपसमेत्यो- चुरन्नं नो भगवानागायत्वशनायाम वा इति ॥ २ ॥**

**ભાવાર્થ**—તેની સામે એક સફેદ કુતરો પ્રગટ થયો એ કુતરાની પાસે

બીજા કુતરાઓએ આવીને કહ્યું કે આપ હમારે નિમિત્ત અન્નોત્પત્તિને સારૂ ગાન કરો. ૨.



વિ૦ વિ૦ ભાષ્ય— બકઋષિના ગાનથી સતુષ્ટ થઇને, એ ઋષિનેઃનિમિત્તે તેમની ઉપર દયા કરવાને સારૂ કોઈ એક ઋષિ અગર દેવતા સફેદ કુતરાના રૂપમા તેમની સમીપ પ્રત્યક્ષ થયા તથા તે સફેદ કુતરાની આસપાસ ઘણા નાના નાના કુતરાઓએ પહોચીને, તેને કહ્યુ કે આપ શ્રીમાન્ હમારે લોકોને સારૂ અન્નની ઉત્પત્તિને નિમિત્તે ગાન કરો, કે જેથી હમો સર્વ અન્ન ખાઇને ક્ષુધાની નિવૃત્તિ કરીએ ૨.

વિશેષ—સ્વામી શંકરચાર્યજીએ પ્રકૃત મન્ત્રના અર્થનું પ્રતિપાદન એવે [illegible] કર્યું છે કે વા [illegible] ગૌણ પ્રા [illegible] ને તેના [illegible]

સંતુષ્ટ થઇને નાના નાના કુતરાના રૂપમાં પ્રગટ થઇને, કહ્યું કે હમો સર્વ ભૂખ્યા થયા છીએ તેથી હમારે માટે અન્ન પ્રાપ્તિને સારૂ આપ ગાન જરૂર કરો.

કોઇ લોક અહીં એવો પણ અર્થ કરે છે કે એ પરમપિતા પરમાત્માની પ્રાર્થના કરવાને સારૂ સાધનસંપન્ન શુદ્ધઅંતઃકરણ જીવ ઉપસ્થિત થયો. એ મુખ્ય જીવને અન્ય સાધારણ પ્રાણિયોએ કહ્યું કે આપ કૃપા કરીને હમારે સારૂ પણ પરમાત્માની પાસે અન્નની પ્રાર્થના કરો, કારણ હમો ભૂખ્યા છીએ. કોઇનું કહેવુ એવું પણ છે કે આ વિધિ જે લોકોએ કરી તેમની જાતિ 'શ્વા' હતી, તે કુતરા ન હોતા. એમ કહેનારા લોક તેમને રામચન્દ્રની સેનાના વાનર તથા ઋચ્છ જાતિના જંગલી મનુષ્ય માને છે. એમાં યુક્તાયુક્ત શું છે, તે માટે અધિક વિચારની આવશ્કતા છે. ૨.

## तान्होवाचेहैव मा प्रातरुपसमीयायेति तद्ध बको दाल्भ्यो ग्लावो मैत्रेयः प्रतिपालयांचकार ॥ ३ ॥

**ભાવાર્થ**—નાના નાના કુતરાને સફેદ કુતરાએ કહ્યું કે તમે લોકો સવારમાં અહીં મારી પાસે જરૂર આવજો. ત્યારે દાલ્ભ્ય, બક, અગર મૈત્રેય ગ્લાવ એ શ્વેત કુતરાની પ્રતીક્ષા કરવા લાગ્યો. ૩.

(વ૦ વિ૦ **ભાષ્ય**—એ સાંભળીને એ ઋષિ કે જે સફેદ કુતરાના રૂપમાં હતા તેણે નાના નાના કુતરાને કહ્યું કે કાલે સવારે તમારે બધાએ મારી પાસે આવવું, એ વાત સાંભળીને દાલ્ભ્ય બક ઋષિ પણ તેજ જગાએ સવારમાં એ સફેદ કુતરાની આવવાની વાટ જોવા લાગ્યા. ૩.

**વિશેષ**—એ શ્વેત કુતરાએ પ્રાતઃકાળમાં સર્વલોકોને બોલાવ્યા. તેનાથી તાત્પર્ય એ નિકળે છે કે, સવારમાંજ ઉદ્ગાન કરવુ જોઇએ, કારણ કે બપોર પછી અન્નને આપવાવાળો આદિત્ય ઉદ્ગાતાની સામે રહેતો નથી. ૩.

## ते ह यथैवेदं बहिष्पवमानेन स्तोष्यमाणाः सꣳरब्धाः सर्पन्तीत्येवमाससृपुस्ते ह समुपविश्य हिंचक्रुः ॥ ४ ॥

**ભાવાર્થ**—જેમ કર્મમાં બહિષ્પવમાન સ્તોત્રથી સ્તુતિ કરનાર ઉદ્ગાતા જરૂર એક બીજા સાથે મળીને સારી રીતે ભ્રમણ કરે છે, તેજ પ્રમાણે એ કુતરાઓએ ભ્રમણ કર્યું અને પછી ત્યાં બેસીને હિંકાર કરવા લાગ્યા. ૪.

- **વિ૦ વિ૦ ભાષ્ય**—જે પ્રમાણે યજ્ઞકર્મમાં બહિષ્પવમાન સ્તોત્રથી ગાન કરવાને સારૂ સ્તુતિ કરનારા અધ્વર્યુ આદિ ઋત્વિક્ પરસ્પર મળીને એક બીજાની

પાછળ ચાલે છે, તેજ પ્રમાણે એ નાના કુતરાઓએ પણ મુખથી એક બીજાની પૂછડી પકડીને પરિભ્રમણ કર્યું. તથા એ પ્રકારે પરિભ્રમણ કરીને પાછા તેજ સ્થાને બેસીને 'હિં હિં' એવો શબ્દ કરવા લગ્યાં. ૪.

**વિશેષ**—પ્રકૃત મંત્રમાં અન્યોક્તિ અલંકાર છે. જ્યાં એકના બહાનાથી બીજાનું કથન કરવામાં આવે તે અન્યોક્તિ અલકાર કહેવાય છે. અહીં સફેદ કુતરાનું તાત્પર્ય મુખ્ય પ્રાણ સાથે છે. નાના કુતરાએ વાગાદિ ગૌણ પ્રાણો છે. દાલ્ભ્ય બકઋષિ પોતાના વાગાદિ પ્રાણોને કહે છે કે, હે વાગાદિ પ્રાણો! તમેલોક ઉદ્દીથની ઉપાસના કરીને અન્નને ઉત્પન્ન કરો અને તે મારા મુખ્ય પ્રાણને સારૂ આપો, કે જેથી અન્નની પ્રાપ્તિ ન હોવાને કારણે હું ભૂખથી પીડાઉ નહીં. ૪.

**ओ३ मदा३ मों३ पिबा३ मों३ देवो वरुणः प्रजापतिः सविता २ न्नमिहा २ हरदन्नपते ३न्नमिहा २ हरा २ हरो३ मिति ॥ ५ ॥**

**ભાવાર્થ**—તે પછી સર્વ શ્વાનોએ કહ્યું કે હે ઓંકારદેવ વરૂણ પ્રજાપતિ સવિતા! હમારે સારૂ આ સંસારમાં અન્ન આપો. હે અન્નપતે! અહીં અન્ન આપો તથા પાણી પણ આપો કે જેથી કરીને હમેલોક 'ઓમ્' કહીને અન્ન ખાઇએ તથા 'ઓમ્' કહીને પાણી પીએ. પ્રકૃતમાં 'આહર' એ ક્રિયાની પુનરાવૃત્તિ આદરને સારૂ છે. 'ઓમિતિ' એ પદ ઉપાસનાની સમાપ્તિ સૂચિત કરવાને સારૂ છે. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—તે પછી સંપૂર્ણ શ્વાનોએ 'ઓમ્' એવું ઉચ્ચારણ કરીને સૂર્યને કહ્યું કે—હે પ્રકાશમાન, વૃષ્ટિકર્તા પાલનકર્તા, સવિતા—સૃષ્ટિકર્તા સૂર્ય! આ સંસારમાં હમારે સારૂ અન્નને ઉત્પન્ન કરો. કારણ કે તમે અન્નપતિ છો, તેથી હે અન્નસ્વામિન્ આ સંસારમાં હમારે સારૂ અન્ન તથા જળ આપો કે જેથી 'ઓમ્' કહીને અન્ન જળ લઈ શકીએ. ૫.

**વિશેષ**—આદિત્યજ સંપૂર્ણ અન્નને ઉત્પન્ન કરે છે, તેથી તે અન્નપતિ કહેવાય છે. કારણ કે જો સૂર્ય અન્નને ન પકવે તો ઉત્પન્ન થએલુ અન્ન પણ ઉપયોગમાં આવી શકે નહી. તેથી સૂર્યને 'અન્નપતે' સંબોધન કરીને તેની પ્રાર્થના કરી છે, એ ઠીકજ છે. ૫.

---

## ખંડ તેરમો

[illegible]

ઉપાસના કહે છે; યથા—

**अयं वाव लोको हाउकारो वायुर्हाइकारश्चन्द्रमा अथकार आत्मेहकारोऽग्निरीकारः ॥ १ ॥**

**ભાવાર્થ**—આ લોક નિશ્ચય કરીને હાઉકાર છે, પવન હાઈકાર છે, ચંદ્રમા અથકાર છે, આત્મા ઇહિકાર છે તથા અગ્નિ ઇકાર છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ સંસાર હાઉ શબ્દમાં આરોપિત છે, પવન હાઈ શબ્દમાં આરોપિત છે, અથમાં ઇંદુ આરોપિત છે તથા ઈમાં વહ્નિઆરોપિત છે. પૃથ્વી લોક પાર્થિવ ગુણોના વિજ્ઞાનાર્થે હાઉકર શબ્દનું ગાન થાય છે, અર્થાત્ એ શબ્દ દ્વારા ઋત્વિક્‌લોક પરમાત્માની પ્રાર્થના કરે છે કે—હે દયાનિધે ! આપની પરમ કૃપાથી હમોને એવું વિજ્ઞાન પ્રદાન કરો કે જેનાથી હમો પાર્થિવ ગુણોને જાણી શકીએ. એજ પ્રમાણે હાઈકાર શબ્દથી એવી પ્રાર્થના કરાય છે કે આપ આપની કૃપાથી વાયુ સંબંધી ગુણોનો વિકાસ હમારા હૃદયમાં કરો. અથકાર શબ્દથી ચન્દ્રમા સંબંધી ગુણોને સારૂ તથા ઇહિકાર શબ્દથી આત્મોદ્દેશ્ય સંબંધિની પ્રાર્થના કરવામાં આવે છે કે હે પરમાત્મન્ ! આપ આપની કૃપાથી હમારા આત્મા મહાન કરો. તથા ઈકાર શબ્દ દ્વારા અગ્નિ સંબંધી ગુણોની પ્રાર્થનાનું તાત્પર્ય છે. ૧.

**વિશેષ**—પ્રકૃત મંત્રમાં પૂર્વોક્તથી અન્ય રીતની ઉપસનાનું વર્ણન કરવામાં આવ્યુ છે. એ ઉપાસના સ્તોભ નામે વિખ્યાત છે. એ સ્તોભ સામવેદનો એક અવયવ છે, સામવેદી ગાનનો આ સ્તોભાક્ષર સાધક છે, હાઉ હાઈ, અથ, ઇહિ, ઈ આદિ સ્તોભાક્ષર જ્યારે આવે ત્યારે તેમના અભિમાની દેવતાનું ધ્યાન ગાન કરતી વખતે કરવુ જોઈએ. તાત્પર્ય એ છે કે ઉપાસક હાઉકાર સામની લોકદૃષ્ટિથી, હાઈકાર સામની વાયુ દૃષ્ટિથી, અથકારની ચન્દ્ર દૃષ્ટિથી, ઇહિકારની આત્મદૃષ્ટિથી તથા ઈકારની અગ્નિદૃષ્ટિથી ઉપાસના કરે. તાત્પર્ય એ છે કે સામવેદના મંત્રોનું ગાન પુરૂં કરવા-માટે વચ્ચે વચ્ચે અમુક અક્ષરો ગાવામાં આવે છે જે ઋચાની અંદર હોતા નથી. જેમકે હાઉ, હાઈ, ઔહો, હ્રાઈ ઈત્યાદિ; આ અક્ષરોને સ્તોભાક્ષર કહેવામાં આવે છે. અહિં પૂર્વે ઉદ્‌ગીથ પ્રસ્તાવ આદિ વિષય સમાપ્ત કરીને હવે તેનું ગાન કરવામાં જે સ્તોભાક્ષર આવે છે, પ્રપાઠકની સમાપ્તિમાં તેનું રહસ્ય બતાવીને આ વિષય સમાપ્ત કરે છે. ૧.

**आदित्य उकारो निहव एकारो विश्वेदेवा औहो-इकारः प्रजापतिर्हिंकारः प्राणः स्वरोऽन्नंया वाग्विराट् ॥ २ ॥**

ભાવાર્થ—સૂર્ય ઉકાર અક્ષર છે, નિહ્વ–આહ્વાન એકાર અક્ષર છે, વિશ્વેદેવ ઔહોઈકાર છે, પ્રજાપતિ હિંકાર છે, પ્રાણ સ્વર છે, અન્ન યા છે તથા વાણી વિરાટ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—દેવતા સંબંધી સામમાં ઊ સ્તોભ સૂર્ય છે, કારણ કે તે ઉષ્ણતા આપનારો છે. જ્યારે કોઈ વ્યક્તિને બોલાવવી હોય છે ત્યારે લોક 'એહિ' એમ કહીને બૂમ પાડે છે તેથી તે નિહ્વ–આહ્વાન એકાર સ્તોભ છે, વૈશ્વદેવ સામમાં ઔહોઈકાર સ્તોભ જોવામાં આવે છે, તેથી વિશ્વેદેવ ઔહોઈકાર છે, કારણ કે સામવેદીય ગાનમાં ઔહોઈકારનું ઉચ્ચારણ થતાંજ વિશ્વેદેવની આરાધનાનો અનુભવ થવા માંડે છે, હિંકાર અવર્ણનીય છે, એજ પ્રમાણે પ્રજાપતિ પણ અનિર્વચનીય છે તેથી અનિર્વચનીયત્વરૂપ સામ્યથી હિંકાર પ્રજાપતિ છે, પ્રાણ સ્વર છે, કારણ કે પ્રાણ સ્વરને નિકળવાનું સ્થાન છે. અન્નથીજ પ્રાણિયોમાં ગમન કરવાની શક્તિ આવે છે તેથી પ્રાણ 'યા' સ્વર છે તથા 'વાક્' એ સ્તોભ વિરાટ્ અન્ન દેવતાવિશેષ છે, કારણ કે વૈરાજસામમાં વિરાટની સ્તોભ વાણી છે. ૨.

વિશેષ—ઉપાસકે ઉકારની આદિત્યદૃષ્ટિથી ઉપાસના કરવી. એકાર અક્ષરની ઉપાસના નિહ્વ એટલે કે ઇંદ્રદૃષ્ટિથી કરવી કારણ કે એકાર શબ્દ ઇન્દ્રનો નિર્દેશ કરે છે. ઔહોઇકારની વિશ્વેદેવ દૃષ્ટિથી, હિંકારની પ્રજાપતિ દૃષ્ટિથી, સ્વરની પ્રાણ દૃષ્ટિથી, યા અક્ષરની અન્નદૃષ્ટિથી તથા વાણીની વિરાટદૃષ્ટિથી ઉપાસના કરવી. ૨.

## अनिरुक्तस्त्रयोदशः स्तोभः संचरो हुंकारः ॥ ३ ॥

ભાવાર્થ—વિશેષરૂપે અનિરૂપણીય તથા કાર્યરૂપથી સર્વમાં સંચાર તેરમો સ્તોભ હુંકાર છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—અનિરૂક્ત–અવ્યક્ત હોવાથી વિશેષરૂપથી જેનું નિરૂપણ કરી શકાય નહી, અગર કારણરૂપી આત્મા તથા સંચર–વિકલ્પ્યમાનસ્વરૂપ, અગર કાર્યરૂપથી આત્મા, એ તેરમાં સ્તોભ હુંકાર છે. આ ખંડમાં પાછળ પૃથ્વી, ચન્દ્રમા તથા સૂર્ય આદિ પદાર્થોના જ્ઞાનને અર્થે, (૧) હાઉકાર, (૨) હાઈકાર, (૩) અથકાર, (૪) ઈહિકાર, (૫) ઈકાર, (૬) ઉકાર, (૭) એકાર (૮) ઔહોઈકાર, (૯) હિંકાર, (૧૦) સ્વર, (૧૧) યા તથા વાક્ એ પ્રમાણે ચાર સ્તોભનું કથન કરવામાં આવ્યુ છે. જે સર્વ સ્તોભો સાથે સંબંધ રાખે છે, અર્થાત્ સર્વ પદાર્થોને જાણીને અંતમાં એજ અનિરૂક્ત ઉપાસનીય છે. કારણકે તેને જાણ્યા [illegible]

**વિશેષ**—સ્તોભાક્ષરના અર્થનું નિર્વચન કોઈ પણ રીતે થઈ શકતું નથી. આ તેરમો સ્તોભાક્ષર હુંકાર અનિરૂક્ત, વિશેષરૂપથી ઉપાસનીય છે, તેની ઉપાસના કરવાથી જે અર્થની સિદ્ધિ થાય છે, તે અર્થનું પણ નિર્વચન થઈ શકતું નથી, અર્થાત્ એ અંત્યંત ઉત્કૃષ્ટ છે તેથી તેની ઉપાસના અવશ્ય કરવી જોઇએ. ૩.

હવે સ્તોભાક્ષરસંબંધિની ઉપાસનાઓનું ફળ બતાવે છે, યથા—

**दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहोऽन्नवानन्नादो भवति य एतामेव ह्व साम्नामुपनिषदं वेदोपनिषदं वेद इति ॥ ४॥**

**ભાવાર્થ**—જે વાણીનું ફળ છે તે ફળને એ ઉપાસના ઉપાસકને આપે છે. જે સામવેદીય સ્તોભાક્ષરોના આ ઉપનિષદ્‌ને ઉપરોક્ત રીતે જાણે છે, તે અન્નવાન તથા ભોજ્યશક્તિવાળો થાય છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સ્તોભાક્ષરોની ઉપાસના, વાણીનાં જેટલાં ફળ છે, તે સંપૂર્ણ ફળોને ઉપાસના કરનારને આપે છે. જે ઉપાસક સામાવયવભૂત સ્તોભાક્ષર સંબંધી ઉપનિષદ્ અગર વિષયને ઉપર કહેલે પ્રકારે સારી રીતે જાણે છે, તે અન્ન સમ્પત્તિવાળો તથા અન્ન ભક્ષણ કરવાની શક્તિવાળો થાય છે. ૪.

**વિશેષ**—વાણી સ્વયં વાણીરૂપ દૂધ દોહીને તે સાધકને આપે છે, કે જે ઉપર બતાવેલા તેર સ્તોભોનો જ્ઞાતા છે, અર્થાત્ એ જ્ઞાતા પુરૂષની વાણીમાં એવી અમૃતરૂપ મિઠાશ આપી જાય છે કે સંપૂર્ણ સંસારના પ્રાણી તેની સાથે સ્નેહ કરે છે, સંસારમાં કોઈ તેનું અનિષ્ટ ચિંતન કરતું નથી. સંપૂર્ણ સંસાર તેનો સુહૃદ થઈ જાય છે. તે ચાહે તેટલુ અન્ન વ્યવહારનાં લાવી શકે છે, એટલે કે ચાહે તેટલું અન્ન આપવાની તથા પચાવવાની શક્તિ પ્રભુકૃપાથી તેને પ્રાપ્ત થઈ જાય છે. ‘ उपनिषदं वेद उपनिषदं वेद ’ આ પુનરૂક્તિ અધ્યાયસમાપ્તિસૂચક છે અથવા સામાવયવવિષયક ઉપાસનાવિશેષની સમાપ્તિસૂચક છે. ૪.

ઇતિ તેરમો ખંડ અને પ્રથમ અધ્યાય સમાપ્ત.





# અધ્યાય બીજો

## પ્રથમ ખંડ

પ્રથમ અધ્યાયમાં "ओमित्येतदक्षरम्" ઇત્યાદિ મંત્રો દ્વારા અનેક ફળને આપનારી સામાવયવસંબંધિની ઉપાસનાઓ બતાવ્યા પછી સ્તોભાક્ષર વિષયવાળી ઉપાસનાનું કથન કરવામાં આવેલું છે. હવે બીજા અધ્યાયમાં શ્રુતિ ભગવતી સંપૂર્ણ સામ સાથે સંબંધ રાખનારી ઉપાસનાનું વર્ણન કરે છે, યથા—

**ॐ समस्तस्य खलु साम्न उपासनꣳ साधु यत्खलु साधु तत्सामेत्याचक्षते यदसाधु तदसामेति ॥ १ ॥**

**ભાવાર્થ**—'ઓમ્ સપૂર્ણ સામની ઉપાસના અવશ્ય સાધુ છે, તથા જે સાધુ નથી તે સામ કહેવાતો નથી.' એ પ્રમાણે નિપુણ સામવેત્તાઓ કહે છે. ૧

**વિ૦ વિ૦ ભાષ્ય**—સંપૂર્ણ એટલે કે અખિલ અંગો સહિત અર્થાત્ પાંચ-ભક્તિક તથા સાતભક્તિક સામની ઉપાસના સાધુ-કરવા યોગ્ય છે, જે સામ, અંગોની સાથે છે તે સામવેદજ છે. તથા જે સામ અંગોની સાથે નથી તે સામ, સામવેદ નથી. સંસારનાં જે પદાર્થ સાધુ—શોભન યાને નિર્દોષરૂપથી વિખ્યાત છે તેને નિપુણજન 'સામ' કહે છે તેનાથી વિપરીત અસાધુને અસામ કહે છે. ૧.

**વિશેષ**—પ્રકૃત મત્રમાં 'સાધુ' શબ્દ પૂર્વોપાસનાની નિંદાને સારૂ નથી, પરંતુ 'સંપૂર્ણ સામમાં ઉપાસક સાધુદષ્ટિ કરીને ઉપાસના કરે' તેને સારૂ છે. કારણ કે 'સામ સાધુ છે એ પ્રકારે ઉપાસના કરે' એવું કહીને ઉપસંહાર કરવામાં આવ્યો છે. અખંડ સામની ઉપાસના અતિશ્રેષ્ઠ છે. તે કરવાથી ઉપાસકનું સંપૂર્ણ કલ્યાણ થાય છે. મંત્રમાં 'ખલુ' એ નિપાત વાકયની શોભા વધારવાને સારૂ છે. ૧.

तदुताप्याहुः साम्नैनमुपागादिति साधुनैनमुपागादित्येव तदाहुरसाम्नैनमुपागादित्यसाधुनैनमुपागादित्येव तदाहुः ॥ २ ॥

ભાવાર્થ—પૂર્વોક્ત કથન પછી બીજું ફળ પણ સ્પષ્ટ રીતે કહે છે કે જ્યારે કોઈ પુરૂષ રાજાની પાસે સામ દ્વારા જાય ત્યારે લોક એમ કહે છે કે, તે તેની પાસે સાધુભાવથી ગયો હતો તથા જ્યારે તે તેની પાસે અસામ દ્વારા જાય ત્યારે લોક કહે છે કે તે અસાધુભાવથી તેની પાસે ગયો હતો. ૨.

વિ૰ વિ૰ ભાષ્ય—પ્રકૃત મંત્રમાં પણ સાધુ તથા અસાધુનોજ વિચાર કરે છે. જેમકે—કોઈ પુરૂષ પ્રિયવચનો સાથે રાજા પાસે જાય ત્યારે દંડરહિત તેને જોઈને લોકો સદ્ભાવ–સાધુભાવવાળો કહે છે. અને જ્યારે કોઈ પુરૂષ રાજાની સાન્નિધ્યમાં બંધનાદિ દંડયુક્ત જોવામાં આવે ત્યારે લોક તેને અસામભાવ અસદ્ભાવ–અસાધુભાવવાળો કહે છે. ૨.

વિશેષ—પ્રકૃત મંત્રમાં રાજનૈતિક સામ શબ્દમાં એ ગુણ એટલા માટે છે કે એ સામ વેદોક્ત સામની સાથે અક્ષરમાં એકતા રાખે છે.' તાત્પર્ય એ છે કે, અહીં શ્લેષાલંકારથી વેદપ્રતિપાદિત સામની સ્તુતિ કરવામાં આવી છે. ૨.

अथोताप्याहुः साम नो बतेति यत्साधु भवति साधु बतेत्येव तदाहुरसाम नो बतेति यदसाधु भवत्यसाधु बतेत्येव तदाहुः ॥ ३ ॥

ભાવાર્થ—તે ઉપરાન્ત આ વિષયમાં લોક એમ પણ કહે છે કે હમારૂં સામ થયું. એટલે કે જ્યારે કાંઈ શુભ થાય છે, ત્યારે 'અહા! ઘણી સારી વાત થઈ' એમ કહે છે. તથા 'હમારૂં અસામ થયું' એવું જ્યારે કાંઈ અશુભ થયું હોય ત્યારે એદની સાથે 'અરે ઘણું ખરાબ થયું' એમ કહે છે. ૩.

વિ૰ વિ૰ ભાષ્ય—જે વખતે કોઈનું કાંઈ મંગલ સારૂં થાય છે ત્યારે તે પુરુષ પોતાના મિત્રાદિને કહે છે કે ઘણા હર્ષની વાત છે કે આજ મારૂં 'સામ' એટલે કે શુભ થયું. અને જ્યારે કાંઈ અમંગળ થાય છે ત્યારે કહે છે કે આજ મારૂં અસામ એટલે કે અશુભ થયું. ૩.

विशेष—પ્રકૃત ભાષ્યોક્તિથી એ વાત સિદ્ધ થાય છે કે 'સામ અને સાધુ' એ બંને પદાર્થ એકાર્થ પ્રતિપાદક છે તથા અસામ અને અસાધુ એ બંને પણ એકજ અર્થના છે. કારણ કે સામ શબ્દનો 'સા' તથા સાધુ શબ્દનો 'સા' એક બીજાની સાથે એકતા રાખે છે. ૩.

**स य एतदेवं विद्वान्साधु सामेत्युपास्तेऽभ्याशो ह यदेनꣳ साधवो धर्मा आ च गच्छेयुरुप च नमेयुः ॥ ४ ॥**

**ભાવાર્થ**—'સામ સાધુ છે' એ પ્રકારે જાણનારો જે પુરૂષ તેવી ઉપાસના કરે છે તેની પાસે સાધુ ધર્મ અતિ શીઘ્રતાથી આવી જાય છે તથા તેના પ્રતિ વિશેષ નમ્ર થઈ જાય છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સામ તથા અસામના ભેદને જાણીને જે ઉપાસક, આ સાધુ—શોભન અંગ સહિત, સામને 'સામ સાધુગુણ વિશિષ્ટ છે' એવી ઉપાસના કરે છે, તે ઉપાસકની પાસે શ્રુતિસ્મૃતિપ્રતિપાદિત ધર્મ શીઘ્રતાથી આવી જાય છે તથા તેના પ્રતિ વિનમ્ર થઈ જાય છે. ૪.

**વિશેષ**—પ્રકૃત મંત્રમાં 'યત્' પદ ક્રિયાવિશેષણ છે, તેનાથી તાત્પર્ય એ નિકળે છે કે શ્રુતિ સ્મૃતિથી અવિરૂદ્ધ શુભ ધર્મ કેવળ ઉપલબ્ધજ નહી પણ તે ઉપાસકની પાસે ભોગ્યરૂપથી પણ ઉપસ્થિત થઈ જાય છે.

## ખંડ બીજો

શ્રુતિ ભગવતી લોકદષ્ટિથી પચવિધ સામોપાસના બતાવે છે, યથા—

**लोकेषु पञ्चविधꣳ सामोपासीत पृथिवी हिंकारोऽग्निः प्रस्तावोऽन्तरिक्षमुद्गीथ आदित्यः प्रतिहारो द्यौर्निधन‑मित्यूर्ध्वेषु ॥ १ ॥**

**ભાવાર્થ**—ઉપાસક પૃથ્વ્યાદિ લોકોમાં પંચવિધ સામની ઉપાસના કરે. એ પંચવિધ સામ કયા કયા છે તે શ્રુતિ ભગવતી સ્વયં બતાવે છે, યથા—પૃથ્વી હિંકાર છે, અગ્નિ પ્રસ્તાવ છે, અંતરિક્ષ ઉદ્ગીથ છે, આદિત્ય પ્રતિહાર છે તથા દ્યુલોક નિધન છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પહેલીરૂપ સમાન ગુણ હોવાથી પૃથ્વી હિંકાર છે, એટલે કે હિંકારમાં પૃથ્વીની દષ્ટિ કરીને ઉપાસના કરવી. કર્મોનો પ્રસ્તાવ વહ્નિમાંજ કરવામાં આવે છે તેથી વહ્નિદષ્ટિથી પ્રસ્તાવની ઉપાસના કરવી. અન્તરિક્ષ ગગનનું વાચક છે તથા ગગનમાં ગકાર છે તેમજ ઉદ્ગીથમાં પણ ગકાર છે, તેથી બંનેમાં ગકાર રુપ એક વ્યજનની સત્તારૂપ સાદ્રશ્ય હોવાથી ઉદ્ગીથની અન્તરિક્ષદષ્ટિથી ઉપાસના કરવી. સૂર્ય પ્રત્યેક પ્રાણીની સમક્ષ છે તેથી પ્રતિહારની આદિત્યદષ્ટિથી ઉપાસના કરવી. અહીંથી દેહ છોડીને ગએલા ઉપાસકોનું સ્થાન સ્વર્ગ છે તેથી નિધનની સ્વર્ગદષ્ટિથી ઉપાસના કરવી. ૧.

વિશેષ—પ્રકૃત મંત્રાર્થના વિષયમાં વાદીનું કહેવુ એવું છે કે સામનો અર્થ સાધુ અર્થાત્ ધર્મ છે, જ્યારે પૃથ્વ્યાદિક અસામ છે તો પછી સામ તથા અસામનું સાદ્રષ્ય સંભવિત નથી. તેના ઉત્તરમાં ભગવાન્ શ્રીશંકરાચાર્ય પોતાના ભાષ્યમાં કહે છે કે વાદીનું એ કથન ઠીક નથી કારણ કે ધર્મરૂપ બ્રહ્મથી પૃથ્વ્યાદિક ઉત્પન્ન થાય છે, તેથી એ સંપૂર્ણ સામજ છે, અસામ નથી કેમકે કારણ અને કાર્યમાં ભેદ હોતો નથી. એ અભિપ્રાયથી મંત્રમાં સામની પાંચ પ્રકારની ઉપાસનાનો પૃથ્વ્યાદિકમાં આરોપ કરીને કહેલું છે. પૃથ્વી, અગ્નિ, અન્તરિક્ષ, આદિત્ય તથા દ્યૌ એ પાંચ લોકાંતરોમાં અનુક્રમે હિંકાર, પ્રસ્તાવ, ઉદ્ગીથ, પ્રતિહાર તથા નિધન એ પાંચ પ્રકારના સામનો વિચાર કરવો જોઇએ, અર્થાત્ સામગીતના જે એ પાંચ વિભાગ છે તેમનું સારી રીતે ચિંતન કરવું જોઇએ

બે અથવા અધિક ઉદ્ગાતા મળીને જે સામને ગાય છે તેનું નામ હિંકાર છે. એ સામગાનમાં ઉદ્ગાતા લોક હિં યા હું શબ્દનું અધિક ઉચ્ચારણ કરે છે તેથી પણ તેને હિંકાર કહે છે. પ્રસ્તોતા જે સામને ગાય છે તેનું નામ પ્રસ્તાવ છે. ઉદ્ગાતા જે સામને ગાય છે તેનું નામ ઉદ્ગીથ છે પ્રતિહર્તા જે સામનું ગાન કરે છે તેનું નામ પ્રતિહાર છે તથા જેને સર્વે મળીને ગાય છે તેનું નામ નિધન છે. પૃથ્વીલોકનો હિંકારરૂપથી વિચાર કરવાનું કહેલું છે એનું તાત્પર્ય એ છે કે આ પૃથ્વીલોકમાં પરમાત્માની વિચિત્ર રચનાનું સારી રીતે અનુસંધાન કરતો સાધક, તેની મહિમાને સામગાન દ્વારા જનતા આગળ પ્રગટ કરે તથા આ પૃથ્વીલોકની રચનાના તત્ત્વને વિચારતો સામગાનથી પોતાના ચિત્તને પ્રફુલ્લિત કરીને તેની ભક્તિમાં યોજે. એજ પ્રમાણે અગ્નિઆદિ બીજા તત્ત્વોના સામર્થ્યને જોઇને પ્રભુમહિમાનાં વખાણ કરે. એ પ્રમાણે ઉત્તરોત્તર વિચાર કરવાનો છે. ૧.

## अथावृत्तेषु द्यौर्हिंकार आदित्यः प्रस्तावोऽन्तरिक्षमुद्गीथोऽग्निः प्रतिहारः पृथिवी निधनम् ॥ २ ॥

**ભાવાર્થ**—પછી નીચેના લોકમાં સામની આ પ્રમાણે ઉપાસના કરવી—સ્વર્ગ હિંકાર છે, સૂર્ય પ્રસ્તાવ છે, અન્તરિક્ષ ઉદ્ગીથ છે, વહ્નિ પ્રતિહાર છે તથા પૃથ્વી નિધન છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—અધોમુખ લોકમાં સ્વર્ગ પ્રથમ છે, તેથી દ્યુલોક હિંકાર છે. સૂર્યને જ્યારે ઉદય થાય છે ત્યારેજ સંપૂર્ણ પ્રાણિયોના કર્મ પ્રસ્તુત થાય છે, તેથી આદિત્ય પ્રસ્તાવ છે. અન્તરિક્ષ–ગગન તથા ઉદ્ગીથ એ બંનેમાં ગકાર વ્યજન હોવારૂપ સાદ્રશ્ય છે તેથી અન્તરિક્ષ ઉદ્ગીથ છે. અગ્નિ સમસ્ત પ્રાણિયોનુ પ્રતિહરણ કરી લે છે તેથી પ્રતિહાર છે. ઉપરના લોકથી આવેલાનું સ્થાન પૃથ્વી છે તેથી નિધન છે. ૨.

**વિશેષ**—એ સ્વર્ગાદિ લોકમાં ગમનાગમન બે પ્રકારની વૃત્તિયોથી યુક્ત છે તેથી જે પ્રમાણે તેઓ સ્થિત છે, તેજ પ્રમાણે આવૃત્ત એટલે કે અધોમુખ લોકોમાં પચવિધ સામોપાસનાનું નિરૂપણ કરવામાં આવ્યુ છે. દ્યુલોકનો હિંકાર રૂપથી વિચાર કરવાનુ તાત્પર્ય એ છે કે જેમ ઉદ્ગાતા લોક હિંકારવિધિનુ સપાદન કરે છે, તેજ પ્રમાણે જાણે કે દ્યુલોકસ્થ તારાગણ તથા નક્ષત્રાદિ સર્વ મળીને એજ મહાન પરમાત્માના ઐશ્વર્યનુ ગાયન કરી રહ્યા છે. એ ભાવને વિચારતો પુરૂષ તેના મહિમાનુ સામગાન દ્વારા અનુસધાન કરે. તેજ પ્રમાણે આદિત્યાદિ લોકોનો ભાવ સમજવો જોઇએ. ગ્રન્થવિસ્તારના ભયથી સર્વને ન લખતાં માત્ર દિગ્દર્શન કરાવેલુ છે. ૩.

## कल्पन्ते हास्मै लोका ऊर्ध्वाश्चावृत्ताश्च य एतदेवं विद्वाँल्लोकेषु पञ्चविधꣳ सामोपास्ते ॥ ३ ॥

**ભાવાર્થ**—જે ઉપાસક આ પંચવિધ સામને પૂર્વોક્ત રીતે જાણીને તેમના ઉપાસના કરે છે, તેમને સારૂ ઉર્ધ્વ તથા અધોમુખ લોક અવશ્યજ ભોગરૂપથી ઉપસ્થિત રહે છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે ઉપાસક સ્તોભાક્ષર સહિત આ ઉપાસનાને સમસ્ત

ઉપાસક આગળ ગમનાગમનવિશિષ્ટ ઉપરના લોક તથા નીચેના લોક નિશ્ચયજ ભોગ્યરૂપથી ઉપલબ્ધ રહે છે. ૩.

**વિશેષ**—આ ખંડમાં ત્રણ મંત્ર છે, તેમાં પહેલો મંત્ર ઉત્તરોત્તર ઉપરના લોકોમાં, લોકદષ્ટિ કરવાની ઉપાસનાને બતાવે છે. બીજો મંત્ર નીચેના લોકોમાં લોકદષ્ટિ કરવાની ઉપાસનાને બતાવે છે તથા પ્રકૃત આ ત્રીજો મંત્ર પૂર્વ ઉભય-મંત્રોક્ત ઉપાસનાના ફળને બતાવે છે. આ પ્રકારના ઉત્કૃષ્ટ ફળને જોઇને જેના હૃદયમાં એવી ભાવના હોય કે મને એ લોક ભોગ્યરૂપથી મળે, તેમણે ઉક્ત પ્રકારની પંચવિધ સામની ઉપાસના જરૂર કરવી. પ્રાચીનલોક અનુષ્ઠાની થતા હતા તેથી તેઓ તત્ત્વ-વેત્તા થતા હતા, આજ એ પ્રથાનો લોપ થઈ જવાથી લોક ઈશ્વરીય રચનાનું અનુસંધાન કરતા નથી તેથી તત્ત્વજ્ઞાનથી વંચિત રહે છે. આ છાંદોગ્યમાં જે ઉપાસનાઓ આવેલી તે તે પાઠકોને વિચિત્ર લાગતી હશે. અનેક મહાશય આ પ્રકરણપાઠથી કંટાળીને તેના વિજ્ઞાનથી કોરા ( વંચિત ) રહી જાય છે. કારણ કે તેમની ઉપેક્ષાનો ભાવ, તેમને સમજવામાં બાધક થાય છે. ભારતવર્ષની આ વૈદિક ઉપાસનાવિજ્ઞાનની પરંપરાનો લોપ થવો એ ભારતીયોનો પરમ દુર્ભાગ્યનો વિષય છે. પૌરાણિક ઉપાસનાએ વૈદિક ઉપાસનાને દાબી દીધી તેનું કારણ એ છે કે વૈદિકોપાસના બ્રહ્મવિજ્ઞાન ઉપર નિર્ભર છે, તથા એવું વિજ્ઞાન એજ સંપાદન કરી શકે કે જેઓ સદાચારી હોય, તપસ્વી હોય. ભગવાને ગીતામાં અર્જુનને 'इदं ते नाऽतपस्काय' કહીને આજ્ઞા કરી છે કે આ ગીતાપ્રતિપાદ્ય પરતત્ત્વને એવા માણસ પાસે ન કહેવુ કે જેનુ જીવન તપો-મય ન હોય. અર્થાત્ આ જ્ઞાનના અધિકારી તપસ્વીજ હોઈ શકે. આ લોકથી દ્યૌલોક જતી વખતે ઉપર ઉપરના લોક તથા દ્યૌથી નીચે આવતી વખતે નીચે નીચેના લોક, જે ઉપાસક આ પાંચ પ્રકારની ઉપાસના કરે છે તેને પોતપોતાના ભોગ આપે છે. ૩



## ખંડ ત્રીજો



ઉપરના લોક તથા નીચેના લોકની સ્થિતિનું વૃષ્ટિનિમિત્તક હોવાથી વૃષ્ટિની દૃષ્ટિથી પંચવિધ સામોપાસના કહે છે, યથા—

वृष्टौ पञ्चविधᳪ सामोपासीत पुरोवातो हिंकारो मेघो

## जायते स प्रस्तावो वर्षति स उद्गीथो विद्योतते स्तनयति स प्रतिहारः ॥ १ ॥

**ભાવાર્થ**—વૃષ્ટિમાં પંચવિધ સામની ઉપાસના કરે. પૂર્વ વાયુ હિંકાર છે. મેઘ પેદા થાય છે તે પ્રસ્તાવ છે, વરસે છે તે ઉદ્ગીથ છે, ચમકે છે તથા શબ્દ કરે છે તે પ્રતિહાર છે. ૧.

**વિ૰ વિ૰ ભાષ્ય**—ઉપાસક વૃષ્ટિમાં પાંચ પ્રકારની સામોપાસના આ રીતે કરે,યથા—વરસાદ આવતા પહેલાં જે વાયુ ચાલે છે તે હિંકાર છે, કારણ કે વાયુ તથા હિંકાર એ બંને પહેલા છે. વર્ષા ઋતુમાં જ્યારે મેઘ ઉત્પન્ન થાય છે ત્યારેજ વૃષ્ટિ પ્રસ્તુત થાય છે તેથી જે મેઘ ઉત્પન્ન થાય છે એ પ્રસ્તાવ છે. વરસતાં વાદળાં શ્રેષ્ઠતાને કારણે ઉદ્ગીથ છે, તથા જે પ્રકાશની સાથે ચમકે છે તથા ગર્જે છે એટલે કે વિજળી તથા ગડગડાટ પ્રતિહાર છે. ૧.

**વિશેષ**—વૃષ્ટિદ્વારાજ સૃષ્ટિનું કલ્યાણ થાય છે. જ્યારે પૂર્વોક્ત રીતે વૃષ્ટિમાં પંચવિધ સામની ઉપાસના કરવામાં આવે છે ત્યારે તેનુ ફળ પ્રાણીમાત્રને સુખદાયક થાય છે. ૧.

## उद्गृह्णाति तन्निधनं वर्षति हास्मै वर्षयति ह य एत- देवं विद्वान्वृष्टौ पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥

**ભાવાર્થ**—જે પાણીને ગ્રહણ કરે છે તે નિધન છે. જે તેને આ પ્રકારે જાણીને વૃષ્ટિમાં પંચવિધ સામની ઉપાસના કરે છે, તેને સારૂ વૃષ્ટિ થાય છે તથા જો વૃષ્ટિ ન થતી હોય તો તે વૃષ્ટિ કરાવી પણ લે છે. ૨

**ભિ૰ વિ૰ ભાષ્ય**—જે પાણીને ગ્રહણ કરીને પોતાનામાં તે પાણીને સંગ્રહી રાખે છે તેજ નિધન છે. કારણ કે અન્તમાં એ બંનેની સમાનતા છે, એટલે કે જળ ગ્રહણ તથા નિધન એ બંને અન્તિમ કાર્ય છે. જે ઉપાસક એ પ્રમાણે જાણીને વૃષ્ટિમાં પાંચ પ્રકારની અગ સહિત સામની ઉપાસના કરે છે તેની ઇચ્છાનુસાર મેઘ વરસે છે તથા વૃષ્ટિ ન થતી હોય તો વૃષ્ટિ કરાવી લે છે. ૨.

**વિશેષ**—જે ઉપાસકવૃષ્ટિમાં પંચવિધ સામની ઉપાસના કરે છે, તેને સારૂ ઉપર તથા નીચેના સર્વ લોક ઉપલબ્ધ રહે છે અર્થાત્ એ સપૂર્ણ લોકોનો પ્રભુ થઈ જાય છે, તેથી વર્ષા ન થતી હોય તો કરાવી પણ લે છે

પ્રકૃત બન્ને મન્ત્રોમાં વૃષ્ટિ દ્વારા પચવિધ સામનો વિચાર તથા વિચારના ફળનું કથન કરવામાં આવ્યું છે. અર્થાત્ હિંકારદ્વારા પુરોવાત વાયુને વિચારે. આકાશમાં જે મેઘ ચારે બાજુએથી એકત્રિત થઈ ઉત્પન્ન થાય છે તે પ્રસ્તાવ છે અર્થાત્ ઉત્પન્ન થએલા મેઘને જોઈને જે વૃષ્ટિ થવાની આશા પ્રજાને થાય છે. એ મેઘોત્પત્તિ વૃષ્ટિનો પ્રસ્તાવ છે. વૃષ્ટિ ઉદ્ગીથ છે, જેમ મંદ મંદ સ્વરથી ઉદ્ગીથનું ગાન થાય છે એજ પ્રમાણે જાણે કે ઉદ્ગીથ કર્મનું વિધાન કરતી જળધારા ધીરે ધીરે વરસે છે. આકાશમાં વિજળીનો પ્રકાશ તથા ગર્જના એ બંને મળીને પ્રતિહાર છે તથા વરસાદની સમાપ્તિ થવી એટલે કે વૃષ્ટિનો જે ઉપસંહાર છે તે નિધન છે. જે મનુષ્ય આ ભાવને સારી રીતે જાણે છે એટલે કે વૃષ્ટિવિષયમાં પચવિધ સામનો વિચાર કરે છે તેનું કલ્યાણ થાય છે તેની સાથે બીજાનું પણ કલ્યાણ કરી શકે છે. ૨.



## ખંડ ચોથો

આ ખંડમા વૃષ્ટિના હેતુભૂત જે જળ છે તે જળદૃષ્ટિથી પચવિધ સામોપાસના બતાવે છે, યથા—

**सर्वास्वप्सु पञ्चविधꣳ सामोपासीत मेघो यत्संप्लवते स हिंकारो यद्वर्षति स प्रस्तावो याः प्राच्यः स्यन्दन्ते स उद्गीथो याः प्रतीच्यः स प्रतिहारः समुद्रो निधनम् ॥ १ ॥**

**ભાવાર્થ**—સપૂર્ણ જળોમા પચવિધ સામની ઉપાસના આ પ્રકારે કરે, યથા—જે મેઘ એકઠો થાય છે તે હિંકાર છે, જે વરસે છે તે પ્રસ્તાવ છે, જે પૂર્વ તરફ વહે છે તે ઉદ્ગીથ છે તથા જે પશ્ચિમ તરફ વહે છે તે પ્રતિહાર છે અને સમુદ્ર નિધન છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉપાસક નદી સમુદ્રાદિકોના સર્વ જળોમાં પાંચ પ્રકારની ઉપાસના આ પ્રમાણે કરે, યથા—જ્યારે મેઘ પરસ્પર ભેગા થઈને ઘની ભૂત થાય છે ત્યારેજ વરસાદના જળનો પ્રારભ થાય છે, તેથી સપ્લવનજ હિંકાર છે. જે વરસે છે તે પ્રસ્તાવ છે, કારણ કે તેજ સમયે સર્વ જગાએ જળના પ્રસાર શરૂ થાય છે જે જળ પૂર્વ બાજુએથી આવીને ગંગા આદિ નદીયોમા વહે છે તે ઉત્કૃષ્ટ

હોવાથી ઉદ્ગીથ છે. જે પૂર્વથી પશ્ચિમ તરફ નર્મદાદિ નદીયોના રૂપમાં વહે છે તે પ્રતિહાર છે, કારણ 'પ્રતીચી તથા પ્રતિહાર' એ બંનેમાં એક બીજા પ્રતિ શબ્દમાં સમાનતા છે. સમુદ્ર નિધન છે અર્થાત્ પાણીને રહેવાનું ઘર છે એટલે કે પાણીનું પર્યવસાન તેમાંજ થાય છે. ૧.

**વિશેષ**—વૃષ્ટિદષ્ટિથી પંચવિધ સામોપાસનાનું નિરૂપણ કર્યા પછી જળદષ્ટિથી પંચવિધ સામોપાસનાનું નિરૂપણ કરવું એ બરાબર છે કારણ કે વૃષ્ટિપૂર્વકજ સંપૂર્ણ જળ થાય છે. ૧.

**न हाप्सु प्रैत्यप्सुमान्भवति य एतदेवं विद्वान्सर्वास्वप्सु पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥**

**ભાવાર્થ**—જે સર્વ જળોમાં, આવી રીતે પંચવિધ સામને જાણીને ઉપાસના કરે છે તેનું જળમાં મૃત્યુ થતુ નથી તથા જળવાન એટલે કે પોતાની ઇચ્છાનુકૂળ જળથી સપન્ન થાય છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે ઉપાસક વ્યક્તિ ઉક્ત રીતિથી સંપૂર્ણ જળોમાં પાંચ પ્રકારવાળા સામને જાણીને તેની ઉપાસના કરે છે તેનું જળમાં ડુબીને મૃત્યુ થતું નથી તથા તે જળનો સ્વામી થાય છે. ૨.

**વિશેષ**—'તે ઉપાસક જળનો સ્વામી થાય છે' તેનું તાત્પર્ય એ છે કે કોઈ પણ વખતે કોઈ પણ જગાએ તેને સારૂ જળ ઉત્પન્ન થાય છે તથા સમુદ્રાદિકમાં જે મોતી આદિ પેદા થાય છે તે સર્વની ઉપલબ્ધિ તે ઉપાસકને સુગમ રીતે થાય છે. કારણ કે જે જેનો સ્વામી હોય છે તેને સારૂ તે સર્વ ચીજો હાજર કરે છે. માટે જ્યારે ઉપાસક ઉપાસનાના બલથી જળનો પ્રભુ થઈ જાય છે ત્યારે તેને જળ અન્દરની સર્વ વસ્તુઓની પ્રાપ્તિ વિના પ્રયાસે થઈ જાય છે. ૨



## ખંડ પાંચમો



આ ખંડમાં ઋતુદષ્ટિથી પંચવિધ સામોપાસના તથા તેના ફળનું પ્રતિપાદન કરવામાં આવે છે, યથા—

**ऋतुषु पञ्चविधꣳ सामोपासीत वसन्तो हिंकारो ग्रीष्म प्रस्तावो वर्षा उद्गीथः शरत्प्रतिहारो हेमन्तो निधनम् ॥ १ ॥**

**ભાવાર્થ**—ઉપાસક ઋતુઓમા પચવિધ સામની આ પ્રકારે ઉપાસના કરે—વસન્ત હિંકાર છે, ગ્રીષ્મ પ્રસ્તાવ છે, વર્ષા ઉદ્ગીથ છે, શરદ પ્રતિહાર છે તથા વસત નિધન છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પાચ પ્રકારની જે ઋતુઓ છે તેમા ઉપાસક પાંચ અગો સહિત સામની ઉપાસના આ પ્રમાણે કરે, યથા—વસન્ત ઋતુ હિંકાર છે કારણ કે એજ સર્વથી પહેલી છે, ગ્રીષ્મ ઋતુ પ્રસ્તાવ છે, કારણ કે એ ઋતુમા વર્ષાને સારૂ અન્નના સગ્રહનો પ્રસ્તાવ કરવામા આવે છે. મુખ્ય હોવાને કારણે વર્ષા ઋતુ ઉદ્ગીથ છે. રોગીનુ મૃત્યુ પ્રતિહરણ છે તેથી શરદ ઋતુ પ્રતિહાર છે તથા હેમન્ત ઋતુ નિધન છે, કારણ કે એ ઋતુમા ઘણા જીવોનું મૃત્યુ થાય છે ૧

**વિશેષ**—પ્રથમ કહેલા જળરુપ નિમિત્તથીજ ઋતુઓની વ્યવસ્થા થાય છે, તેથી પહેલી જળદષ્ટિથી ઉપાસનાને કહ્યા પછી ઋતુદષ્ટિથી પચવિધ સામની ઉપાસના બતાવવામા આવી છે ૧.

**कल्पन्ते हास्मा ऋतव ऋतुमानभवति य एतदेवं विद्वानृतुषु पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥**

**ભાવાર્થ**—જે ઉપાસક ઋતુઓમા આ પ્રમાણે પચવિધ સામને જાણીને તેની ઉપાસના કરે છે,તેને સારૂ સર્વ ઋતુઓ સ્વાનુરૂપ ફળ આપવાને તૈયાર રહે છે, તથા તે ઋતુમાન્ થાય છે ૨

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે ઉપાસક પાચ ઋતુઓમા આ પ્રકારે પાચે અંગો સહિત સામની ઉક્ત રીતિને જાણીને ઉપાસના કરે છે, તેને સારૂ પોતપોતાના સમયના સર્વ ઋતુઓના ફળ, ભોગ્યરૂપથી ઉપસ્થિત થાય છે, તથા તે ઉપાસક સર્વ ઋતુઓના ભોગોથી સપન્ન થાય છે

**વિશેષ**—પ્રકૃત મન્ત્રનું તાત્પર્ય એ છે કે, જે જે ઋતુમાં જે જે ચીજ પેદા થાય છે તે સર્વ ઉક્ત ઉપાસકને,સારૂ અનાયાસ નિરતર ભોગ્યરૂપથી ઉપલબ્ધ રહે છે, એવું ઉત્કૃષ્ટ ફળ દેખાડવાનો અભિપ્રાય એ છે કે, જેને સર્વ ઋતુના ફળોને સદાએ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે આ ઉપાસનાથી સફળ મનોરથ થવામાં પૂર્ણ વિશ્વાસ રાખવો. ૨.

# ખંડ છઠ્ઠો

આ ખંડમાં પશુદષ્ટિથી પંચવિધ સામોપાસના તથા તેનું ફળ બતાવવામાં આવે છે, યથા—

**पशुषु पञ्चविधꣳ सामोपासीताजा हिंकारोऽवयः प्रस्तावो गाव उद्गीथोऽश्वाः प्रतिहारः पुरुषो निधनम् ॥ १ ॥**

**ભાવાર્થ**—ઉપાસક પશુઓમાં પંચવિધ સામની ઉપાસના આ પ્રકારે કરે—બકરાં હિંકાર છે, ઘેટાં પ્રસ્તાવ છે, ગાયો ઉદ્ગીથ છે, ઘોડા પ્રતિહાર છે તથા પુરૂષ નિધન છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—" अजः पशूनां प्रथमः " એ શ્રુતિ અનુસાર પશુઓમાં સર્વ પ્રથમ બકરૂ છે એ સર્વમાં પ્રધાન છે તેથી બકરો હિંકાર છે, લોકમાં બકરાં અને ઘેટાંનું સાહચર્ય છે તેથી ઘેટાં પ્રસ્તાવ છે. ગાયો ઉદ્ગીથ છે, કારણ કે એ સર્વશ્રેષ્ઠ છે, ઘોડા પ્રતિહાર છે કારણ કે પુરૂષોનું તે વહન કરે છે. પશુઓ પુરૂષોના આશ્રિત હોવાથી પુરૂષ નિધન છે. ૧.

**વિશેષ**—પ્રથમ ઋતુદષ્ટિથી પંચવિધ સામોપાસના કહેવામાં આવી, પછી પશુદષ્ટિથી સામોપાસના કહી તેમાં કારણ એ છે કે ઋતુઓની સમુચિત વ્યવસ્થા કહેવાથી પશુઓને સારૂ અનુકૂળ સમય રહે છે, તેથી ઋતુદષ્ટિથી ઉપાસના પછી પશુદષ્ટિથી ઉપાસનાનું પ્રતિપાદન થયું એ ઠીકજ છે. ૧.

**भवन्ति हास्य पशवः पशुमान्भवति य एतदेवं विद्वान्पशुषु पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥**

**ભાવાર્થ**—જે ઉપાસક પશુઓમાં આ પ્રકારના પંચવિધ સામને જાણીને ઉપાસના કરે છે તેને પશુ ઉપલબ્ધ થાય છે તથા તે પશુમાન્ થાય છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે ઉપાસક પશુઓમાં આ પ્રકારે પાંચ અંગો સહિત સામને ઉક્ત રીતિથી જાણે છે તથા ઉપાસના કરે છે તે ઉપાસકના ઘરમાં ઘણાં પશુ થઈ જાય છે તથા જરૂર પશુઓનો સ્વામી થઈ જાય છે. ૨.

વિશેષ—પ્રાચીન સમયમાં પશુનેજ ધન ગણવામાં આવતું હતું તેથી પશુઓની વૃધ્ધિ એ ધનની વૃધ્ધિ ગણાતી હતી. આજકાલ પણ ગામડામા પશુઓને લોકો સંપત્તિ માને છે. એ વાત બરાબર પણ છે, કારણ કે તેનાથી ઘી દૂધ પુરતા પ્રમાણમાં મળી રહે છે તથા તેમના દાનાદિથી સ્વર્ગાદિની પ્રાપ્તિ પણ થઈ શકે છે. ૨.

## ખંડ સાતમો

આ ખંડમાં પ્રાણદૃષ્ટિથી પચવિધ સામોપાસનાનું તથા તેના ફળનું પ્રતિપાદન કરવામાં આવે છે, યથા—

**प्राणेषु पञ्चविधं परोवरीयः सामोपासीत प्राणो हिंकारो वाक्प्रस्तावश्चक्षुरुद्गीथः श्रोत्रं प्रतिहारो मनो निधनं परोवरीयाꣳसि वैतानि ॥ १ ॥**

ભાવાર્થ—ઉપાસક અત્યન્ત શ્રેષ્ઠ પંચવિધ સામની આ પ્રકારે ઉપાસના કરે. પ્રાણ ( નાસિકા ) હિંકાર છે, વાણી પ્રસ્તાવ છે, નેત્ર ઉદ્ગીથ છે, કર્ણ પ્રતિહાર છે તથા મન નિધન છે. આ ઇંદ્રિયો અવશ્યે કરીને પરોવરીયાંસિ—ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે ૧.

વિ૦ (વિ૦ ભાષ્ય--ઉપાસક પ્રાણાદિકોમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠત્વ ગુણવિશિષ્ઠ પાંચે અંગો સહિત સામની આ પ્રકારે ઉપાસના કરે—ઇંદ્રિયોમાં સર્વ પ્રથમ પ્રાણ છે, તેથી તે હિંકાર છે. વાણીથી સર્વનો પ્રસ્તાવ થાય છે તેથી તે પ્રસ્તાવ છે. ચક્ષુ વાણીથી ઉત્કૃષ્ટ છે તેથી તે ઉદ્ગીથ છે શ્રોત્ર સર્વ બાજુથી શબ્દને પ્રતિહરણ—શ્રવણ કરે છે તેથી તે પ્રતિહાર છે. મન નિધન છે કારણ કે મન વિના કોઈ ઇંદ્રિય કામ કરી શકતી નથી. એ રીતે એકના કરતાં બીજી ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. ૧.

વિશેષ—'ઉત્તરોત્તર શ્રેષ્ઠ' એ કથનનું સ્પષ્ટ પ્રતિપાદન આ પ્રમાણે છે—પ્રાણથી વાણી શ્રેષ્ઠ છે, વાણીથી નેત્ર, નેત્રથી કર્ણ તથા કર્ણથી મન શ્રેષ્ઠ છે. એજ પ્રમાણે હિંકારથી પ્રસ્તાવ, પ્રસ્તાવથી ઉદ્ગીથ, ઉદ્ગીથથી પ્રતિહાર તથા પ્રતિહારથી નિધન શ્રેષ્ઠ છે. ઇંદ્રિયો પરસ્પરમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ શામાટે ? તેનો ઉત્તર એ છે કે પ્રાણથી કેવળ પ્રાપ્ત ગંધનું ગ્રહણ થાય છે, તથા વાગિન્દ્રિયથી ગંધ સ્પર્શ આદિનું વર્ણન પણ થાય છે તેથી પ્રાણથી વાણી શ્રેષ્ઠ છે. વાણીથી નેત્ર એટલા માટે શ્રેષ્ઠ છે

કે વાણી તો માત્ર વિષયોનું વર્ણન કરે છે જ્યારે નેત્રથી એ વિષયો પ્રત્યક્ષ દેખાય છે, નેત્રથી કર્ણ એવા કારણથી શ્રેષ્ઠ છે કે નેત્ર કેવળ સામેના પદાર્થ પ્રત્યક્ષ કરે છે, પરંતુ કર્ણ અપ્રત્યક્ષ અર્થાત્ દૂરના શબ્દોને પણ પ્રત્યક્ષ કરે છે. મનની સહાયતા વિના કોઈ પણ ઇન્દ્રિય પોતાના યોગ્ય વિષયને ગ્રહણ કરી શક્તી નથી તેથી મન કર્ણથી પણ શ્રેષ્ઠ છે. ૧.

**परोवरीयो हास्य भवति परोवरीयसो ह लोकाञ्जयति य एतदेवं विद्वान्प्राणेषु पञ्चविधं परोवरीयः सामोपास्त इति तु पञ्चविधस्य ॥ २ ॥**

ભાવાર્થ—જે ઉપાસક ઇન્દ્રિયોમાં આ પ્રમાણે પંચવિધ ઉત્તરોત્તર અત્યંત ઉત્કૃષ્ટ સામની ઉપાસના કરે છે તે ઉપાસકનું જીવન અતિશ્રેષ્ઠ થાય છે તથા તે ઉત્કૃષ્ટતર લોકોને પ્રાપ્ત થાય છે, જરૂરજ એવી પંચવિધ સામની ઉપાસના છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ઉપાસક પ્રાણદૃષ્ટિથી વિશિષ્ટ ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ સામની ઉપાસના કરે છે તેનું જીવન અત્યંત ઉન્નતિશીલ તથા ઉત્કૃષ્ટ લોકોને પ્રાપ્ત થાય છે. ૨.

વિશેષ—આ પ્રમાણે આ પંચવિધ સામની ઉપાસના આગળ કહેવાનારી સપ્તવિધ સામોપાસનામાં બુદ્ધિને સમાહિત કરવાને સારૂ કહેવામાં આવેલી છે, તેનું કારણ એ છે કે જ્યાંસુધી પંચવિધ સામોપાસનામાં ઉપાસકની બુદ્ધિ પરિપકવ ન થાય ત્યાંસુધી તે સપ્તવિધ સામોપાસનામાં સમાહિત ચિત્ત રાખી શકે નહી. ૨.



## ખંડ આઠમો



હવે વાણી વિષયક સપ્તવિધ સામોપાસનાને કહે છે, યથા—

**अथ सप्तविधस्य वाचि सप्तविधꣳ सामोपासीत यत्किंच वाचो हुमिति स हिंकारो यत्प्रेति स प्रस्तावो यदेति स आदिः ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી સપ્તવિધ સામની ઉપાસના આ પ્રમાણે કહેવામાં આવે છે—ઉપાસક વાણીમાં સપ્તવિધ સામની ઉપાસના આ પ્રકારે કરે—વાણીમાં જે કાંઈ 'હું' એવું સ્વરૂપ દ્દષ્ટ છે તે હિંકાર છે જે આ 'પ્ર' ઉપસર્ગ છે તે પ્રસ્તાવ છે તથા જે 'આ' ઉપસર્ગ છે તે આદિત્ય છે. ૧.

**यदुदिति स उद्गीथो यत्प्रतीति स प्रतिहारो यदुपेति स उपद्रवो यन्नीति तन्निधनम् ॥ २ ॥**

**ભાવાર્થ**—જે 'ઉત્' એવો ઉપસર્ગ છે તે ઉદ્ગીથ છે. જે 'પ્રતિ' એવો ઉપસર્ગ છે તે પ્રતિહાર છે, તથા જે 'નિ' એવો ઉપસર્ગ છે તે નિધન છે. ૨.

(**વિ૦ વિ૦ ભાષ્ય**—પહેલા મંત્રમાં સામનાં ત્રણ અગનું તથા બીજા મંત્રમાં ચાર અંગોનું પ્રતિપાદન કરવામાં આવ્યુ છે. તેથી સાતે અંગોને એકત્ર કરીને, બન્ને મંત્રોનાં ભાષ્ય, વિશેષ સાથેજ લખવામાં આવે છે—

ઉપાસકને સારૂ એ ઉચિત છે કે વાગદૃષ્ટિવિશિષ્ટ સાત અંગો સહિત સામની ઉપાસના આ પ્રમાણે કરે— હુંકાર તથા હિંકારમાં હકારરૂપ વ્યંજનની સમાનતા હોવાથી, શબ્દોમાં 'હું' આ શબ્દ હિંકાર છે. 'પ્ર' શબ્દ પ્રસ્તાવ છે કારણ કે એ બંનેમાં 'પ્ર' શબ્દ સાદ્રશ્ય છે. આકાર તથા આદિત્યમાં આકારની સમતા હોવાથી 'આ' આદિત્ય છે. ઉત્ ઉપસર્ગ ઉદ્ગીથ છે કારણકે બંનેમાં ઉત્‌ની સમતા છે. 'ઉપ' ઉપસર્ગ ઉપદ્રવ છે કારણ એ છે કે બંનેમાં ઉપ શબ્દનું સાદ્રશ્ય છે. 'નિ' તથા નિધનમાં 'નિ' શબ્દની સમાનતા હોવાથી 'નિ' ઉપસર્ગ નિધન છે. ૧ ૨.

(**વિશેષ**—'આ' ઉપસર્ગ આદિ છે તેને સામનું ત્રીજુ' અંગ બતાવેલુ છે. તેનું તાત્પર્ય એ છે કે આદિ એટલે આરંભ, તેથી સર્વનો આરંભ ૐકારજ છે એટલે આ મંત્રમાં આદિ એટલે ૐકારજ સમજવો જોઇએ. પ્રથમ સામભાગનાં જે પાંચ અંગ બતાવવામાં આવ્યા છે તેની સાથે બે ભાગ મેળવવાથી સાત થાય છે. બે છે— 'આદિ તથા ઉપદ્રવ.' આદિ એટલે સર્વથી પહેલો અર્થાત્ ૐ. આ સાત ભાગોથી સામ સાપ્તભક્તિક કહેવાય છે. પાંચભક્તિક સામની ઉપાસનાની સાથે હવે આ સાપ્તભક્તિક ઉપાસના કહેવામાં આવે છે. અર્થાત્ આ બન્ને મંત્રોમાં જે સપ્તવિધ સામની ઉપાસના લખી છે, તે સાત ભાગમાં છે, યથા—હું, પ્ર, આ, ઉત્, પ્રતિ, ઉપ તથા નિ એમાં સાત પ્રકારનાં સામ છે. અને એજ ઘણે લાગે સંપૂર્ણ ગાનમા આવે તેમની સૂક્ષ્મતાનું ચિંતન કરે. ભાવ એ થયો કે તેમનો સારી રીતે વિચાર કરીને સામગાન દ્વારા ભગવાનના મહિમાને સમજે. ૧-૨

**दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहोऽन्नवानन्नादो भवति य एतदेवं विद्वान्वाचो सप्तविध सामोपास्ते ॥ ३ ॥**

ભાવાર્થ—જે પુરૂષ વાણીમાં સપ્તવિધ સામને આ પ્રકારે ઉક્ત રીતિથી જાણે છે તથા ઉપાસના કરે છે, તેની ઉપાસના વાણીના ફળને પૂર્ણ કરે છે અને તે અન્નવાન્ તથા અન્નભોક્તા થાય છે. ૩.

[વિ૦ વિ૦ ભાષ્ય—વાણીનાં જે જે ફળ છે તે સર્વને, ઉપાસના, એ ઉપાસકને પહોંચાડે છે. જે ઉપાસક વાણીમાં સાત અંગો સહિત સામને જાણીને ઉપાસના કરે છે તે પ્રચુર અન્નથી સંપન્ન તથા ભોજનશક્તિવાળો થાય છે. જે ઉક્ત સપ્તવિધ સામને વાણીમાં વિચારે છે તેને સ્વય વાણી પોતાનું દૂધ આપે છે અર્થાત્ તેની વાણીમાં દૂધ જેવો એવો મીઠો રસ આવે છે કે, સંસારમાં સર્વ તેની સાથે સ્નેહ કરે છે. એવો મનુષ્ય અન્ન આદિ ધન—ધાન્યથી પરિપૂર્ણ થઈ જાય છે. તથા એ મધુર તથા સત્ય બોલનારાનું આત્મિક બળ એટલું વધી જાય છે કે તેના શરીર તથા મન ઉપર રોગ—શોકનું આક્રમણ થવા પામતું નથી. એવો પુરૂષ જે ખાશે તેને પચાવી લેશે તેનાથી તેનું બળ વધશે બુધ્ધિ વિકસિત થશે. ભાવ એ છે કે, એવા મનુષ્યની બળ—વીર્ય—બુધ્ધિ આદિ શક્તિયો દેશ તથા ધર્મની સેવામાં કામ લાગી શકશે. ૩.

વિશેષ—તાત્પર્ય એ છે કે તે ઉપાસકનું ઘર અન્નથી પરિપૂર્ણ થઈ જશે તેના જઠરાગ્નિમાં એવી શક્તિ આવશે કે તે જે ખાય તે પચી જાય અને તેથી તેને કોઈ રોગ ન થાય. ૩.



## ખંડ નવમો



આ ખંડમાં સાત સ્તોભાક્ષરો સહિત સામની ઉપાસના કહેવામાં આવે છે, યથા—

**अथ खल्वमुमादित्यꣳ सप्तविधꣳ सामोपासीत सर्वदा समस्तेन साम मां प्रति मां प्रतीति सर्वेण समस्तेन साम ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી અવશ્યેજ આ સૂર્યદૃષ્ટિથી સપ્તવિધ સામની ઉપાસના કરે. સૂર્ય સદાએ સમ છે તેથી તે સામ છે. 'મારા પ્રતિ મારા પ્રતિ' એ પ્રકારે હોવાથી તે સર્વના પ્રતિ સમ છે, તેથી તે સામ છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—વાણીમાં સામની ઉપાસનાના કથન પછી, એ આદિત્ય-ને, સંપૂર્ણ સામમાં તેના અવયવવિભાગ અનુસાર આરોપિત કરીને સામ પ્રકારના સામની પ્રકૃત ખંડમાં ઉક્તરીતિથી ઉપાસના કરે. વૃદ્ધિ તથા ક્ષયનો અભાવ હોવાથી સૂર્ય નિરંતર સામ એટલે કે એકરૂપ છે તથા સર્વને સારૂ સમાન છે, કારણ કે તે આદિત્ય સર્વની સામે સમાનરૂપથી પ્રત્યક્ષ છે. તથા સર્વમાં સમાન બુદ્ધિની ઉત્પત્તિ કરવાવાળો છે. આ સમતાને કારણે સૂર્ય સામ છે. ૧.

**વિશેષ**—'જેમ ઉદ્ગી ની સાથે સૂર્યનું ઉર્ધ્વત્વરૂપ સાદશ્ય હોવાથી સૂય ઉદ્ગીય છે,' એમ કહેવામાં આવ્યુ છે, તેમજ જ્યાંસુધી સામ તથા સૂર્યના સાદ્રશ્યનું પ્રતિપાદન કરવામાં ન આવે ત્યાંસુધી 'સૂર્ય સામ છે' એ વાતને સુગમતાથી સમજ-માં આવવી કઠણ છે તેથી તેના સ ધમાં સમતા એટલે કે એકરૂપતારૂપ કારણ બતાવવું એ જરૂરનું છે. આ મંત્રમાં સૂર્યની સાથે સપ્તવિધ સામની સમાનતાનું વર્ણન કરવામાં આવ્યુ છે. જે પ્રમાણે આદિત્યરૂપ સૂર્ય મનુષ્યથી લઇને કીડી પર્યંત સર્વ જીવોને સમાનજ ભાસે છે, તથા સર્વ પ્રાણી તેને 'મારો મારો' કહીને પ્રસન્ન થાય છે, તેજ પ્રમાણે જ્ઞાની તથા અજ્ઞાની સર્વ સામગાન શ્રવણ કરીને તેમાં નિમગ્ન થઈ જાય છે. તેથી જેમ સામગાન સર્વપ્રિય છે તેમજ આદિ (ઓમ્–સૂર્ય) પણ સર્વપ્રિય હોવાથી સમાન છે–બન્ને સમાન છે. એ સર્વાનુભવસિદ્ધ વાત છે કે ગાયન સાંભળીને સર્વ વિભોર–આનન્દચિત્ત થઈ જાય છે. એ વાત બીજી છે કે, આજકાલ આપણે સામ ગાયનને સમજતા નથી, તેથી પ્રસન્નતા પણ પ્રાપ્ત થતી નથી, પરંતુ જે સમયે આ મંત્રનો અવતાર થયો હતો તે સમયે વિદ્વાનોના સંમિલિત સામગાનને શ્રવણ કરીને મનુષ્ય તો શું પણ જંગલી હરણ આદિ તિર્યગ્યોનિ-ના જીવ પોતાના ચરવા આદિના વ્યાપાર ભૂલી જતા હતા. આજકાલ તો સિનેમાનાં કંગરા ગાયનોને સાંભળીને જનતાના કાનજ ભ્રષ્ટ થઈ ગયા છે. જે હોય ત હોય, પરંતુ ગાયનવિદ્યા—ગાનતત્ત્વ ભલે નષ્ટ જેવું થઈ ગયુ હોય, પરંતુ ગાયનના પ્રભાવમાં તો સર્વ આવી જાય છે. ૧.

**तस्मिन्निमानि सर्वाणि भूतान्यन्वायत्तानीति विद्या·**

**त्तस्य यत्पुरोदयात्स हिङ्कारस्तदस्य पशवोन्वायत्तास्यस्मात्ते हि कुर्वन्ति हिंकारभाजिनो ह्येतस्य साम्नः ॥ २ ॥**

**ભાવાર્થ**—એ સૂર્યમાં સમસ્ત ભૂત અનુગત છે, એ પ્રમાણે જાણે. જે સૂર્યના ઉદય થતા પહેલાં છે તે હિંકાર છે. આદિત્યનું જે હિંકારરૂપ છે તેના પશુ અનુગત છે. તેથી તેઓ હિંકાર છે, તેથી તેઓ નિશ્ચય કરીને આ સૂર્યરૂપ સામના હિંકાર ભાજન છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ સૂર્યમાં વક્ષ્યમાણ સંપૂર્ણ ભૂત અવયવ વિભાગ અનુસાર, તેના ઉપજીવ્યરૂપથી અન્વાયત્ત એટલે કે અનુગત છે. આ પ્રકારે આદિત્યને જાણે. એ આદિત્યના ઉદય થતા પહેલાં સૂર્યનું જે સ્વરૂપ છે તે હિંકાર છે, તેની સાથે ગાયો આદિ પશુ સંબંધ રાખે છે, તેથી એ આદિત્યરૂપ સામના હિંકારની ઉપાસના કરનારા ગાયો આદિ પશુ નિશ્ચયે કરીને 'હિં હિં' એવો શબ્દ કર્યા કરે છે. ૨.

**વિશેષ**—આ સૂર્યરૂપ સામનાં, ગાયો આદિ પશુ અનુગત છે, એટલે કે હિંકારરૂપથી તેના ઉપજીવી છે, અર્થાત્ ગાયો આદિ પશુ આદિત્યના ઉદય થતા પહેલાં 'હિં' એવો શબ્દ કરે છે તેથી તેઓ સૂર્યસંજ્ઞક સામનાં હિંકારપાત્ર છે. એ હિંકારના સેવનમાં લીન રહીનેજ તેઓ આદિત્યના ઉદય પહેલાં હિંકાર કરે છે. ૨.

**अथ यत्प्रथमोदिते स प्रस्तावस्तदस्य मनुष्या अन्वायत्तास्तस्मात्ते प्रस्तुतिकामाः प्रशंसाकामाः प्रस्तावभाजिनो ह्येतस्य साम्नः ॥ ३ ॥**

**ભાવાર્થ**—તે પછી હવે બીજી રીતે ઉપાસનાનું પ્રતિપાદન કરે છે. પ્રથમ ઉદય થતાં આદિત્યનું જે રૂપ છે તે રૂપ 'પ્રસ્તાવ' છે તેમાં મનુષ્ય અનુગત છે. તે કારણથી તે સામની પ્રસ્તાવશક્તિનું સંચન કરનારો મનુષ્ય પ્રકૃષ્ટ સ્તુતિની ઈચ્છાવાળો તથા પ્રશંસાની ઈચ્છાવાળો થાય છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—તે પછી હવે બીજા પ્રકારની ઉપાસના કહે છે—આદિત્ય જે સૂર્યના રૂપથી ઉદિત થાય છે, તે સામનો પ્રસ્તાવ છે. મનુષ્ય એ પ્રસ્તાવમાં અનુગત એટલે કે શરણને પ્રાપ્ત છે, તેથી આદિત્યરૂપ સામના પ્રસ્તાવની ઉપાસના કરનાર મનુષ્ય પરોક્ષ પ્રશંસા પ્રત્યક્ષ પ્રશંસાનો ઈચ્છુક થાય છે. ૩.

વિશેષ—પ્રકૃત મંત્રનો અભિપ્રાય એ છે કે જેમ ઉદય થવાના પહેલાં આદિત્યના હિંકાર સ્વરૂપમાં અનુગત, આદિત્યરૂપ સામના હિંકારની ઉપાસના કરનારા ગાયો આદિ પશુઓ હિં હિં શબ્દ કરે છે, તેમજ ઉદયકાલીન સૂર્યના પ્રસ્તાવ સ્વરૂપમાં અનુગત સૂર્યરૂપ સામના પ્રસ્તાવની ઉપાસના કરનાર મનુષ્ય પરોક્ષ તેમજ અપરોક્ષ પ્રશંસાને ચાહનારો હોય છે. ૩.

**अथ यत्सङ्गववेलाया ँ न आदिरतदस्य वया ँ स्यन्वायत्तानि तस्मात्तान्यन्तरिक्षेऽनारम्भणान्यादायात्मानं परिपतन्त्यादिभाजोनि ह्येतस्य साम्नः ॥ ४ ॥**

ભાવાર્થ—તે પછી સંધિકાળમાં જે સૂર્યનું રૂપ છે તે આદિ છે તેમાં પક્ષીગણ અનુગત છે, તેથી આ સામની આદિનું સેવન કરનારા પક્ષીગણ પોતાને આકાશમાં કોઈ પણ આધાર વગર ચારે પાસ લઈ જાય છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રથમ ઉદિત સૂર્યનું રૂપ પ્રસ્તાવ છે. એ કથન પછી સૂર્યોદયનાં ત્રણ મુહૂર્ત પછીના કાળમાં જે આદિત્યનું રૂપ છે તે સામવેદની ઉક્તિ વિશેષ આદિ એટલે કે ઓંકાર છે. પક્ષીગણ આ ઓંકારમાં અનુગત–અવિષ્ટ અર્થાત્ સંબંધ રાખનારા છે. તેથી સંગમકાલીન સૂર્યના રૂપ જેવી સામવેદીય ભક્તિ વિશેષ ઓંકારની ઉપાસના કરનારા પક્ષીગણ આકાશમાં કોઈની સહાયતા વગર પોતાના બલ ઉપર ભરોસો રાખીને ચારે તરફ ઉડયા કરે છે. ૪.

વિશેષ –સંગમ વેળા એ કાળ છે કે જેમાં ગો અર્થાત્ આદિત્યના કિરણોનો સંગમ થાય અથવા જેમાં ગાયોનો પોતાના વાછરડા જોડે સંગમ થાય છે, તાત્પર્ય એ છે કે, ધર્મશાસ્ત્ર અનુસાર દિવસના પાંચ ભાગ થાય છે તેમાં બીજા ભાગને સંગમકાળ કહે છે. તે સમયે સૂર્યનું રૂપ આદિ એટલે કે ઓંકાર છે. કારણ કે *'आदायात्मानम्'* એની શરૂમાં, આકાર રૂપ સાદ્રષ્ય જોવામાં આવે છે. ૪.

**अथ यत्संप्रति मध्यन्दिने स उद्गीथस्तदस्य देवा अन्वायत्तास्तस्मात्ते सत्तमाः प्राजापत्यानामुद्गीथभाजिनो ह्येतस्य साम्नः ॥ ५ ॥**

ભાવાર્થ—તે પછી બરાબર મધ્યાહ્ન સમયમાં સૂર્યનું જે રૂપ છે, તે ઉદ્ગીથ છે તેમાં દેવતા અનુગત છે, તેથી એ સામના ઉદ્ગીથનું ભજન કરનારા દેવતા પ્રજાપત્યોમાં અત્યન્ત શ્રેષ્ઠ છે. ૫.

વિ૦ વિં૦ ભાષ્ય—બરાબર બપોરને સમયે જે આદિત્યનું રૂપ છે તે ઉદ્ગીથ છે, તેમાં દેવતાલોક પ્રવિષ્ટ છે એટલે કે દેવગણ આદિત્યના એ રૂપના અનુગામી છે. તેથી મધ્યકાલીન આદિત્યરૂપના સ્વરૂપભૂત, સામવેદીય ઉદ્ગીથભક્તિની ઉપાસના કરનારા એ દેવગણ પ્રજાપતિથી ઉત્પન્ન થએલા સંતાનોમાં સર્વશ્રેષ્ઠ છે. ૫.

વિશેષ—મધ્યકાલીન આદિત્યોપાસક દેવગણ પ્રજાપતિથી પેદા થએલાં પ્રાણિયોમાં સર્વશ્રેષ્ઠ છે. એની મતલબ એ છે કે શ્રેષ્ઠના ઉપાસક શ્રેષ્ઠજ થાય છે. તેથી તેની ઉપાસના કરનાર શ્રેષ્ઠ થાય એ ઉચિતજ છે. ૫.

**अथयदूर्ध्वं मध्यंदिनात्प्रागपराह्णात्स प्रतिहारस्तदस्य गर्भा अन्वायत्तास्तस्मात्ते प्रतिहृता नावपद्यन्ते प्रतिहारभाजिनो ह्येतस्य साम्नः ॥ ६ ॥**

ભાવાર્થ—તે પછી મધ્યાહ્નકાળ બાદ અને અપરાહ્નની પહેલાં સૂર્યનું જે રૂપ છે તે પ્રતિહાર છે, તેમાં ગર્ભ અનુગત છે; તેથી એ સામવેદીય પ્રતિહારને ભજવાવાળા એ ગર્ભ પ્રતિહૃત કરવા છતાં પણ પડતા નથી. ૬.

વિ૦ વિં૦ ભાષ્ય—મધ્યાહ્ન કાળ અને અપરાહ્નકાળની વચ્ચેનું જે આદિત્યનું રૂપ છે તે પ્રતિહાર છે. એ પ્રતિહારના રૂપનો અનુગામી ગર્ભ છે, તેથી ગર્ભાશયમાં સ્થાપિત કરેલો યોનિની ઉપર જઠર પ્રતિ આકૃષ્ટ થયેલો હોવાથી યોનિરૂપ પતનનું દ્વાર રહેતા છતાં પણ નીચે પડી જતો નથી. કારણ કે એ ગર્ભ આ સામવેદીય પ્રતિહારની ઉપાસના કરે છે. ૬.

વિશેષ—ઉપર્યુક્ત કાલીન આદિત્યનું રૂપ, પ્રતિહાર કેવા પ્રકારની સમાનતાથી છે ? એ પ્રશ્નનું સમાધાન એ છે કે તે સમયે આદિત્યનું અસ્તાચળ પ્રતિ હરણ એટલે કે ગમન થાય છે તેથી પ્રતિ શબ્દ સામાન્ય રૂપ હેતુના હોવાથી એ કાળના સૂર્યનું રૂપ પ્રતિહાર છે. ૬.

**अथ यदूर्ध्वमपराह्णात्प्रागस्तमयात्स उपद्रवस्तदस्यारण्या अन्वायत्तास्तस्मात्ते पुरुषं दृष्ट्वा कक्षं श्वभ्रमित्युपद्रवन्त्युपद्रवभाजिनो ह्येतस्य साम्नः ॥ ७ ॥**

**ભાવાર્થ**—હવે અપરાહ્નની પછી તથા અસ્તકાળથી પહેલાનુ જે સૂર્યનુ રૂ છે તે ઉપદ્રવ છે તેમાં વનના પશુ અનુગત છે, તે એ સામના ઉપદ્રવ સ્તોભના ઉપાસક વનપશુ મનુષ્યને જોઈને ભયભીત થઈ સ્વભ્રમ્—ભયરહિત, કક્ષવનના ભાગમ નાસી જાય છે. ૭

**વિ૦ વિ૦ ભાષ્ય**—અપરાહ્નની પછી તથા સૂર્યાસ્તની પહેલાનુ જે આદિત્યનુ રૂપ છે તે ઉપદ્રવ છે. અરણ્યમા રહેનારા પશુ એ રૂપના અનુગામી છે એટલે કે એ ઉપદ્રવ સ્તોભના આશ્રયે, વનનાં પશુ પોતાના જીવન ગળે છે તેજ કારણથી આ સામવેદીય ઉપદ્રવ સ્તોભની ઉપાસના કરનારા વનપશુ પુરૂષને દેખીને ભયયુક્ત થઈ ભયશૂન્ય વન અગર ગુહામા દોડી જાય છે ૭

**વિશેષ**—તે સમયે સૂર્ય અસ્તાચળ પ્રતિ ઉપદ્રવણ અર્થાત્ ગમન કરે છે તેથી 'ઉપ' એ ઉપસર્ગરૂપ સામ્ય હોવાથી તત્કાલીન આદિત્યનુ રૂપ ઉપદ્રવ છે તેથી ઉપદ્રવની તત્કાલીન આદિત્યદૃષ્ટિથી ઉપાસના કરે ૭.

**अथ यत्प्रथमास्तमिते तन्निधनं तदस्य पितरोऽन्वायत्तास्तस्मात्तान्निदधति निधनभाजिनो ह्येतस्य साम्न एवं खल्वमुमादित्यꣳ सप्तविधꣳ सामोपास्ते ॥ ८ ॥**

**ભાવાર્થ**—તે પછી સૂર્યાસ્તની પૂર્વે જે આદિત્યનું રૂપ છે, તે નિધન છે તેમાં પિતર પ્રવિષ્ટ છે એ કારણથી સામની નિધન ભક્તિના ઉપાસક એ પિતરોને કુશો ઉપર સ્થાપિત કરે છે એ પ્રકારે નિશ્ચય કરીને ઉપાસક આ આદિત્યરૂપ સપ્તવિધ સામની ઉપાસના કરે છે. ૮.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે સમયે સૂર્ય આથમવાની તયારીમા હોય છે, તે કાળમાં તેનુ જે રૂપ છે તે નિધન છે. તેમાં પિતૃગણ અનુગત છે એ કારણથી શ્રાદ્ધકાળમાં તેમને પિતા, પિતામહ તથા પ્રપિતામહરૂપે કુશો ઉપર સ્થાપિત કરવામાં આવે છે એટલે કે તેમને નિમિત્તે પિંડ મુકવામા આવે છે, કારણ કે એ પિતા આદિક આ સામવેદની નિધનભક્તિની ઉપાસના કરવાવાળા હતા આ પ્રકારે જે ઉપાસક અવયવરૂપથી સાતભાગમા વિભક્ત થએલા સાત પ્રકારના સામની ઉપાસના કરે છે તેને સૂર્યની પ્રાપ્તિરૂપ ફળ થાય છે ૮

**વિશેષ**—આ ખંડમાં આદિત્યદૃષ્ટિથી સપ્તવિધ સામની ઉપાસના તથા તેનુ ફળ બતાવવામા આવ્યું એ સપ્તવિધ સામ ક્રમશઃ આ છે, યથા—(૧) સૂર્યોદયની

પહેલાં સૂર્યનું રૂપ હિંકાર છે, ( ૨ ) પ્રથમ ઉદિત થતી વખતનું આદિત્યનું રૂપ પ્રસ્તાવ છે, ( ૩) સૂર્યોદયથી ત્રણ મુહૂર્ત પછીના કાળમાં સૂર્યનું રૂપ આદિ એટલે કે ઓંકાર છે, ( ૪ ) મધ્યાહ્નકાલીન સૂર્યનું રૂપ ઊદ્ગીથ છે, ( ૫ ) મધ્યાહ્નકાળ પછી તથા અપરાહ્નના પહેલાં સૂર્યનું રૂપ પ્રતિહાર છે, ( ૬ ) અપરાહ્ન પછી અને સૂર્યાસ્ત પહેલાં સૂર્યનુ રૂપ ઉપદ્રવ છે, (૭ ) સૂર્યાસ્ત પહેલાં સૂર્યનું રૂપ નિધન છે. ૮.



## ખંડ દશમો



આદિત્ય મૃત્યુ છે, કારણ કે દિન રાત દ્વારા તે સંસારનો વધ કરે છે, તેથી પાર નિકળી જવાને સારૂ આ સાત પ્રકારની સામોપાસનાનો ઉપદેશ કરે છે યથા—

**अथ खल्वात्मसंमितमतिमृत्यु सप्तविधꣳसामोपासीत हिंकार इति त्र्यक्षरं प्रस्ताव इति त्र्यक्षरं तत्समम् ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી અવશ્ય કરીને પરમાત્મા તુલ્ય તથા મૃત્યુને જીતનારા સપ્તવિધ સામની ઉપાસના કરે. 'હિંકાર' એ ત્રણ અક્ષરોવાળો છે તથા 'પ્રસ્તાવ' પણ ત્રણ અક્ષરોવાળો છે, તેથી હિંકાર તથા પ્રસ્તાવ એ બંને પરસ્પર સમાન છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સૂર્યરૂપ મૃત્યુવિષયક સામની ઉપાસના પછી પરમાત્મારૂપ મૃત્યુને જીતનારો જે સામની વક્ષ્યમાણ રીતે સાત અંગોવાળો છે, તે સામની પહેલી ભક્તિનુ નામાક્ષર હિંકાર છે એના ત્રણ અક્ષરો છે તથા બીજી પ્રસ્તાવભક્તિનું પ્રસ્તાવ એ નામ પણ ત્રણ અક્ષરોનું છે, તેથી એ ત્રણ ત્રણ અક્ષરો દ્વારા સમ હોવાને કારણે સામ છે. તેથી હિંકાર તથા તથા પ્રસ્તાવ એ બંનેની સામ બુદ્ધિથી ઉપાસના કરે. ૧.

**વિશેષ**—શ્રુતિમાં અતિમૃત્યુ સપ્તવિધ સામની ઉપાસના કરે. એમ કહેવામા આવ્યુ છે. ત્યાં શંકા થાય છે કે, સપ્તવિધ સામ અતિમૃત્યુ કેવી રીતે છે ? તેનુ સમાધાન એવું છે કે—મૃત્યુવિષયક અક્ષરોની સંખ્યા જે એકવીસ છે તેનાથી અતિરિક્ત અક્ષર સંખ્યા બાવીસમી દ્વારા મૃત્યુનું અતિક્રમણ કરવાને કારણે સામ અતિમૃત્યુ છે, ૧.

**आदिरिति द्व्यक्षरं प्रतिहार इति चतुरक्षरं तत इहैकं तत्समम् ॥ १ ॥**

**ભાવાર્થ**—'આદિ' એ બે અક્ષરવાળો છે તથા 'પ્રતિહાર' એ ચાર અક્ષરો વાળો છે તેમાંથી એક અક્ષર કહાઢીને આદિમાં જોડી દેવાંથી એ આદિ પ્રતિહારના સમાન થઈ જશે ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આદિ યાને ઓકાર સ્તોભ બે અક્ષરોવાળુ નામ છે, તથા પ્રતિહાર સ્તોભ ચાર અક્ષરોવાળુ નામ છે. જો પ્રતિહાર સ્તોભમાથી એક અક્ષર કહાડીને આદિ સ્તોભમા જોડી દેવામાં આવે તો બને ત્રણ ત્રણ અક્ષરના સમાન થઈ જાય છે ઉપાસક આ પ્રકારે અનુભવ કરીને સામમાં આદિ તથા પ્રતિહારની ઉપાસના કરે. ૨

**વિશેષ**—સાત પ્રકારના સામની સખ્યાને પૂરી કરવામાં બે અક્ષરવાળુ આદિ પહેલુ નામ છે તથા ચાર અક્ષરવાળુ પ્રતિહાર બીજું નામ છે. ૧.

**उद्गीथ इति त्र्यक्षरमुपद्रव इति चतुरक्षरं त्रिभिस्त्रिभिः समं भवत्यक्षरमतिशिष्यते त्र्यक्षरं तत्समम् ॥ २ ॥**

**ભાવાર્થ**—'ઉદ્ગીથ' એ ત્રણ અક્ષરવાળુ છે તથા ઉપદ્રવ એ ચાર અક્ષરવાળુ છે ત્રણ ત્રણ અક્ષરો કરીને એ બને બરાબર છે તથા જે એક અક્ષર શેષ રહે છે તે પણ ત્રણ અક્ષરોવાળો હોવાથી તેમના બરોબરજ છે. ૩

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉદ્ગીથ સ્તોભમા ત્રણ અક્ષરો છે ઉપદ્રવ સ્તોભમા ચાર અક્ષરો છે, તેમાથી એક અક્ષર વધારાનો કહાડી લેતા ઉદ્ગીથ તથા ઉપદ્રવ ત્રણ ત્રણ સમાન થાય છે પરતુ ઉપદ્રવ સ્તોભમાથી જે એક અક્ષર બચી જાય છે તે પણ ત્રણ અક્ષરના સમાન હોવાથી ઉપાસના કરવા યોગ્ય છે એ અક્ષરનો ઉપાસક બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. ૩

**વિશેષ** ઉદ્ગીથ નામ કરતા ઉપદ્રવ સ્તોભમા એક અક્ષર અધિક હોવાથી સામની સમાનતામાં હાનિ જોઇને તે સમતાની રક્ષા કરવાને સારૂ સ્વય શ્રુતિ ભગવતી કહે છે કે તે એક હોવા છતા પણ અક્ષર છે તેથી તે નામ પણ ત્રણ અક્ષરો વાળુ છે તેથી તે એક પણ તેમના સમાનજ છે ૩

**निधनमिति त्र्यक्षरं तत्सममेव भवति तानि ह वा एतानि द्वाविंशतिरक्षराणि ॥ ४ ॥**

ભાવાર્થ— 'નિધન' એ નામ ત્રણે અક્ષરોનું છે, તેથી તે પણ તેમની બરાબરજ છે. બાવીસમો અક્ષર તેજ છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—આ રીતે નિધન જે ત્રણ અક્ષરોવાળો સ્તોભ છે તે પ્રથમ મંત્રમાં કહેલા આદિત્યના ત્રણ અક્ષરો સમાનજ છે. આ પ્રકારે તેઓ અર્થાત્ પૂર્વોક્ત ઓગણીસ અક્ષર તથા આ ત્રણ અક્ષર એ બંને મળીને બાવીસ અક્ષર થયા. ૪.

વિશેષ—સ્પષ્ટ રૂપથી બાવીસ અક્ષરોનું પરિગણન આ પ્રકારે છે—હિંકાર, પ્રસ્તાવ, આદિ, પ્રતિહાર, ઉદ્ગીથ તથા ઉપદ્રવ; કે જે પ્રથમ કહેલા ઓગણીસ અક્ષરો થયા તથા ત્રણ અક્ષર નિધનના મળી બાવીસ અક્ષરો થાય છે. ૪.

**एकविꣳशत्यादित्यमाप्नोत्येकविꣳशो वा इतोऽसावादित्यो द्वाविꣳशेन परमादित्याज्जयति तन्नाकं तद्विशोकम् ॥ ५ ॥**

ભાવાર્થ—ઉપાસક એકવીસ અક્ષરો કરીને સૂર્યલોકને પ્રાપ્ત થાયછે. એ સૂર્યલોક અવશ્યે કરીને આ લોકથી એકવીસમો છે. એ બાવીસમો અક્ષર કરીને સૂર્યથી ઉપર, એ દુઃખ રહિત એટલે કે શોકશૂન્ય લોકને જીતી લે છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉપાસક હિંકારાદિ એકવીસ અક્ષરો દ્વારા સૂર્યલોકરૂપ મૃત્યુને પ્રાપ્ત થાય છે. કારણ એ છે કે, આ લોકથી સૂર્યલોક સંખ્યામાં એકવીસમો છે. બાવીસમા અક્ષર દ્વારા, અર્થાત્ એ અક્ષર કે જે ઉપદ્રવ સ્તોભમાં બચી જાય છે કે જે મૃત્યુનું અતિક્રમણ કરવાથી અતિમૃત્યુ કહેવાય છે, તેના દ્વારા સાધક પુરૂષ બ્રહ્મલોકને જીતી લે છે, એટલે કે પ્રાપ્ત કરે છે. એ બ્રહ્મલોક સુખ સ્વરૂપ છે તથા માનસિક દુઃખથી રહિત છે. ૫.

વિશેષ—આદિત્યલોક આ લોકથી એકવીસમો શી રીતે છે? તેને કહે છે, "द्वादश मासाः पञ्चर्तवस्त्रय इमे लोकाः" બાર માસ, પાંચ ઋતુ, ત્રણ લોક તથા એકવીસમો સૂર્યલોક ઈત્યાદિ શ્રુતિથી સિદ્ધ થાય છે. વસ્તુતઃ ઋતુ તો છ થાય છે. પરંતુ અહીં શિશિર ઋતુ હેમન્ત ઋતુની અંતર્ગત હોવાથી પાંચજ કહેવામાં આવેલી છે, કે જેમ વેદો ચાર હોવા છતાં પણ વેદત્રયી વ્યવહાર કરવામાં આવે છે. ૫.

**आप्नोतीहादित्यस्य जयं परो हास्यादित्यजयाज्जयो**

**भवति य एतदेवं विद्वानात्मसंमितमतिमृत्यु सप्तविधꣳ सामोपास्ते सामोपास्ते ॥ ६ ॥**

ભાવાર્થ—જે વિદ્વાન્ આ પ્રકારે પરમાત્મા તુલ્ય મૃત્યુને જીતનારા સપ્તવિધ સામની ઉપાસના કરે છે, ને સૂર્યના જયને પ્રાપ્ત કરે છે તથા સૂર્યના જય પછી તે ઉપાસકને બ્રહ્મલોકની ઉપલબ્ધિ અવશ્યજ થાય છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ઉપાસક પૂર્વોક્ત રીતિથી માહિતગાર થઇને પરમાત્મા તુલ્ય તથા મૃત્યુથી અતીત સાત અંગો સહિત સામની ઉપાસના કરે છે તે આદિત્યલોકને જીતીને બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે તથા તે લોકમાં જઇને, બ્રહ્માજી પાસેથી ઉપદેશ લઇને મોક્ષને પ્રાપ્ત થઈ જાય છે. ૬.

વિશેષ—એકવીસ અક્ષરોની ઉપાસના કરવાથી મૃત્યુરૂપ આદિત્યલોકની પ્રાપ્તિ થાય છે તથા બાવીસમી અક્ષરની ઉપાસના કરવાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. પ્રકૃત મન્ત્રમાં "सामोपास्ते सामोपास्ते" સામની ઉપાસના કરે છે, એ દ્વિરૂક્તિ ઉપાસના સમાપ્તિનું સૂચન કરવાને સારુ છે ૬.

---

## ખંડ અગિયારમો

---

પાછલા ખંડોમા પાંચ તથા સાત પ્રકારના સામની ઉપાસના કહેવામાં આવી, હવે આ ખંડમાં અન્ય પ્રકારથી સામની ઉપાસના કહેવામાં આવે છે, યથા—

**मनो हिंकारो वाक्प्रस्तावश्चक्षुरुद्गीथः श्रोत्रं प्रतिहारः प्राणो निधनमेतद्गायत्रं प्राणेषु प्रोतम् ॥ १ ॥**

ભાવાર્થ—મન હિંકાર છે, વાણી પ્રસ્તાવ છે, નેત્ર ઉદ્ગીથ છે, કર્ણ પ્રતિહાર છે તથા પ્રાણ નિધન છે. એ ગાયત્ર નામનો સામ પ્રાણોમાં પ્રતિષ્ઠિત છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—સમસ્ત ઇંદ્રિયવૃત્તિયોમા મન પ્રથમ છે તેથી તે હિંકાર છે. વાણી પ્રસ્તાવ છે કારણ કે તે મનની પછી વર્તનારી છે નેત્ર બીજી ઇંદ્રિયો કરતા તે ઉત્કૃષ્ટ છે, તેથી તે ઉદ્ગીથ છે. કર્ણ વિષયોથી પ્રતિહૃત છે માટે તે પ્રતિહાર છે તથા સુષુપ્તિમાં પૂર્વોક્ત સમસ્ત ઇંદ્રિયોનો પ્રાણમાં લય થઈ જાય છે તેથી તે

નિધન છે. ગાયત્ર નામક સામ પ્રાણોમાં અનુગત છે અર્થાત્ રહે છે. ૧.

(**વિશેષ**—પ્રકૃત મંત્રનો અભિપ્રાય એ છે કે ઉપાસક મનમાં હિંકારની ઉપાસના કરે, વાણીમાં પ્રસ્તાવની, નેત્રમાં ઉદ્ગીથની, કર્ણમાં પ્રતિહારની, તથા પ્રાણમાં નિધનની ઉપાસના કરે. એ પ્રમાણે ઇંદ્રિયવિશિષ્ટ પ્રાણમાં ગાયત્ર સંજ્ઞક સામની ઉપાસના અનુગત છે કારણ કે ગાયત્રીની સ્તુતિ પ્રાણરૂપથી કરવામાં આવેલી છે. ૧.

**स य एतमेतद्गायत्रं प्राणेषु प्रोतं वेद प्राणी भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या महामनाः स्यात्तद्व्रतम् ॥ २**

'**ભાવાર્થ**—જે આ રીતે ગાયત્ર નામક સામને પ્રાણોમાં પ્રવિષ્ટ થએલો જાણે છે તે પ્રાણવાન્ થાય છે, સર્વ આયુને પ્રાપ્ત થાય છે, ઉજ્વલ જીવનવાળો થાય છે, પ્રજા તથા પશુઓથી મહાન્ થાય છે તથા કીર્તિથી પણ મહાન્ થાય છે. તે મહામના થાય—એજ એનું વ્રત છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉપર કહ્યા પ્રમાણે ઇંદ્રિયવિશિષ્ટ પ્રાણોમાં ગાયત્ર નામક સામની ઉપાસના કરે છે તે ઉપાસક ઇંદ્રિયોની શક્તિથી સંપન્ન થાય છે. પૂર્ણ આયુનો ઉપભોગ કરે છે, તેનું અન્તઃકરણ શુદ્ધ થઈ જાય છે. સંતાન તથા પશુઓના સંબંધમાં શ્રેષ્ઠ થાય છે તથા મહાન્ યશસ્વી થાય છે. તે ઉદાર ચિત્તવાળો થાય છે. ગાયત્ર સામની ઉપાસનાનું એજ વ્રત છે. ૨.

(**વિશેષ**—પુરૂષ શુદ્ધ ચિત્તથી જો ગાયત્રસંજ્ઞક સામની ઉપાસના કરે તો અખિલ સંપત્તિથી યુક્ત થઈને સો વર્ષ સુધી અવશ્ય જીવિત રહે છે. ૨.



## ખંડ બારમો

આ ખંડમાં રથન્તર સામની ઉપાસના તથા તેનું ફળ કહે છે, યથા—

**अभिमन्थति स हिंकारो धूमो जायते स प्रस्तावो**

ज्वलति स उद्गीथोऽङ्गारा भवन्ति स प्रतिहार उपशाम्यति तन्निधनꣳ संꣳशाम्यति तन्निधनमेतद्रथंतरमग्नौ प्रोतम् ॥ १ ॥

**ભાવાર્થ**—અગ્નિમન્થન કરે છે તે હિંકાર છે. જે ધૂમાડો પેદા થાય છે તે પ્રસ્તાવ છે. જે જ્વાલા નિકળે છે તે ઉદ્ગીથ છે. જે અંગારા પડે છે ત પ્રતિહાર છે. જે શાંત થાય છે તે નિધન છે તથા જે સર્વથા હોલવાઈ જાય છે તે પણ નિધન છે. એ રથન્તરસંજ્ઞક સામ અગ્નિમાં અનુગત છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—યજ્ઞમા બે લાકડાને જે અરણિનાં હોય છે તેના મંથનથી જે પ્રથમ વહ્નિ પેદા થાય છે, તે સર્વ પ્રથમ હોવાથી પ્રસ્તાવ છે. એ વહ્નિથી જે ધૂમાડો પેદા થાય છે તે પછીથી થતો હોવાથી પ્રસ્તાવ છે અગ્નિથી જે જ્વાલા નિકળે છે તે ઉદ્ગીથ છે. કારણ કે તે જ્વાલા અગ્નિની શ્રેષ્ઠતા બતાવે છે. અંગારાને જ્યાં ત્યાં લઈ જવાથી અંગારા પ્રતિહાર છે. જે વહ્નિ થોડે થોડે હોલવા ઈન્વા માંડે છે, તેમજ જે બિલકુલ હોલવાઈ જાય છે તે પણ નિધન છે, કારણ કે અન્ત થવા સાથે તેનું સાદ્રશ્ય છે. એ રથન્તર નામક સામ, અગ્નિમાં અનુસ્યૂત એટલે કે અનુગત છે. ૧.

**વિશેષ**—ઉપાસના કરનાર યજ્ઞમાં જે સમયે અગ્નિને ઉત્પન્ન કરવાને સારૂ અરણિયોનું મંથન કરવા માંડે તે સમયે આ મંત્રને બોલતાં તેમાં જે પ્રમાણે લખ્યું છે તે પ્રમાણે ધ્યાન કરવું ઉચિત છે. ૧.

स य एवमेतद्रथन्तरमग्नौ प्रोतं वेद ब्रह्मवर्चस्यन्नादो भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या न प्रत्यङ्ङग्निमाचामेन्न निष्ठीवेत्तद्व्रतम् ॥ २ ॥

**ભાવાર્થ**—જે આ પ્રમાણે આ રથન્તર સામને વહ્નિમાં અનુગત જાણે છે તે બ્રહ્મતેજથી યુક્ત તથા અન્નનો ભોક્તા થાય છે. પૂર્ણ આયુને પ્રાપ્ત કરે છે, ઉજ્જ્વલ જીવન વ્યતીત કરે છે. સંતાન તથા પશુઓ દ્વારા મહાન્ થાય છે તથા મહાન્ યશસ્વી થાય છે. વહ્નિની સામે ભોજન ન કરે ન થુંકે. રથન્તર સામોપાસકનું એજ મત છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે ઉપાસક વહ્નિમાં અનુગત રથન્તર સામની ઉપાસના કરે છે તે વિદ્વાન્ તથા બ્રહ્મપ્રકાશવાળો થાય છે, તેની જઠરાગ્નિ તેજ થાય છે

એટલે કે તે ભોજન શક્તિવાળો થાય છે, પૂર્ણ જીવનનો ઉપભોગ કરે છે, જ્યારે પોતાનું તથા બીજાનુ કલ્યાણ કરનારા થાય છે, પ્રજા, તથા પશુઓ તેમની કીર્તિથી શ્રેષ્ઠ થાય છે, અગ્નિના તરફ મ્હોં રાખીને આચમન અર્થાત્ કાંઈ પણ ખાય નહી તથા કફનો ત્યાગ ન કરે. રથન્તર સામોપાસક પુરૂષનુ એજ વ્રત (નિયમ) છે. એટલે કે, એવા ઉપાસકોએ પૂર્વોક્ત નિયમનું જરૂર પાલન કરવુ જોઇએ. ૨.

વિશેષ—પવિત્ર આચરણ તથા સ્વાધ્યાયથી ઉપલબ્ધ તેજને બ્રહ્મવર્ચસ કહે છે, કેવળ તેજ તો ત્વિડ્ભાવ અર્થાત્ કાન્તિની સંજ્ઞા છે. ૨.



# ખંડ તેરમો



આ ખંડમાં વામદેવ્ય સામની ઉપાસના તથા તેનુ ફળ કહે છે, યથા—

**उपमन्त्रयते स हिंकारो ज्ञपयते स प्रस्तावः स्त्रिया सह शेते स उद्गीथः प्रति स्त्रीं सह शेते स प्रतिहारः कालं गच्छति तन्निधनं पारं गच्छति तन्निधनमेतद्वामदेव्यं मिथुने प्रोतम् ॥ १ ॥**

**ભાવાર્થ**—જે સ્ત્રીના સંકેતનુ ધ્યાન કરવામા આવે છે તે હિંકાર છે. જે સ્ત્રીની સાથે વાતચિત કરવામાં આવે છે તે પ્રસ્તાવ છે, જે સ્ત્રીની સાથે સુવામાં આવે છે તે ઉદ્ગીથ છે, જે સ્ત્રીની સાથે એક શૈય્યા ઉપર અભિમુખ સુવામાં આવે છે તે પ્રતિહાર છે, જે સ્ત્રીની સાથે મૈથુન દ્વારા સમય વ્યતીત કરવામાં આવે છે તે નિધન છે તથા જે મૈથુનની સમાપ્તિને પ્રાપ્ત થાય છે તે પણ નિધન છે. એ વામદેવ્ય-સંજ્ઞક સામ મિથુનમાં પ્રવિષ્ટ છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સ્ત્રીનું ધ્યાન કરવુ એ સર્વ પ્રથમ હોવાથી હિંકાર છે ધ્યાન પછી વાર્તાલાપ કરવો એ પ્રસ્તાવ છે. સ્ત્રીની સાથે સુવું એ શ્રેષ્ઠ હોવાથી ઉદ્ગીથ છે. સ્ત્રીની સાથે એક આસન ઉપર તેના મુખ તરફ પોતાનુ મુખ રાખી

સુવું એ અતિહરણ હોવાથી અતિહાર છે. સમાપ્તિરૂપ સામ્ય તેની સાથે ભોગ કરવે એ નિધન છે, એજ સામ્યથી મૈથુનની સમાપ્તિ કરવી એ પણ નિધન છે. એ વામદેવ્ય નામક સામ પૂર્વોક્ત પવનરૂપી પુરૂષ તથા જળરૂપી સ્ત્રીના મિથુનની સાથે સંબંધ રાખે છે. ૧.

વિશેષ—ઉપર તથા નીચેના અરણિસ્થાનીય જે જળરૂપી સ્ત્રી તથા પવનરૂપ પુરૂષ એ બનેમાં મન્થન સામાન્ય હોવાથી મન્થનાદિ દૃષ્ટિ પછી વામદેવ્યસંજ્ઞક સામમાં મૈથુન્યદૃષ્ટિનુ વિધાન પ્રકૃત મન્ત્રમાં બતાવવા આવ્યુ છે. ૧.

स य एवमेतद्वामदेव्यं मिथुने प्रोतं वेद मिथुनीभवति मिथुनान्मिथुनात्प्रजायते सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या न कांचन परिहरेत्तद्व्रतम् ॥ २ ॥

ભાવાર્થ—જે એ પ્રકારે આ વામદેવ્ય સામને મિથુનમાં અનુગત જાણે છે તે સદા સ્ત્રીયુક્ત થાય છે, તથા મિથુનોપાસનાથી અમોઘ વીર્યવાળા થાય છે, પૂર્ણ આયુને પ્રાપ્ત કરે છે, ઉજ્વલ જીવન વ્યતીત કરે છે, સતાન તથા પશુઓએ કરીને મહાન્ થાય છે. 'કોઈ સ્ત્રીનો ત્યાગ ન કરે' એ વામદેવ્ય સામોપાસકનો નિયમ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ઉપાસક પવનરૂપી પુરૂષ તથા જળરૂપી સ્ત્રીના મિથુનમાં અનુગત આ વામદેવ્યસંજ્ઞક સામની પૂર્વોક્ત રીતિથી ઉપાસના કરે છે તે સ્ત્રી વિયોગ જન્ય દુઃખથી કદી પણ દુઃખી થતો નથી અર્થાત્ હમેશા સ્ત્રીયુક્ત હોય છે. આ મિથુનની ઉપાસના કરવાથી તે ઉપાસક અમોઘ વીર્યવાળો થાય છે, પૂર્ણ જીવનનો ઉપભોગ કરે છે. પોતાનું તથા બીજાનું ભલુ કરનારો થાય છે. પ્રજા, પશુ તથા કીર્તિથી શ્રેષ્ઠ થાય છે. પોતાની શૈયા ઉપર પ્રાપ્ત, સમાગમ પ્રાર્થિની કોઈ સ્ત્રીનો ત્યાગ ન કરે. વામદેવ્ય મિથુન સામના ઉપાસકનો એજ નિયમ છે. ૨.

વિશેષ—પુરૂષ જ્યાંસુધી પ્રકૃત ઉપાસના કરે છે ત્યાંસુધીને સારૂ એ નિયમ છે કે કોઈ સમાગમ પ્રાર્થિની સ્ત્રીનો ત્યાગ ન કરે. જોકે સ્મૃતિયોમાં કોઈ સ્ત્રીની સાથેના સંગમનો નિષેધ જોવામાં આવે છે તોપણ શાસ્ત્રાવગત હોવાથી અવાચ્ય કર્મ પણ ધર્મ થાય છે. વસ્તુતઃ સમાગમ પ્રાર્થિની પોતાની વિવાહિતા સ્ત્રીનો ત્યાગ

ન કરે, એમાંજ શ્રુતિનું તાત્પર્ય છે તથા તેમ માનવાથી સ્મૃત્યાદિનો વિરોધ પણ થતો નથી. કોઈ એ આ મંત્રનો અર્થ એવો કરેલો છે કે જે પુરૂષ ઉક્ત વામદેવ્ય સામને સારી રીતે જાણે છે, અર્થાત્ વિવાહમાં કરેલી પ્રતિજ્ઞાઓનુ પૂર્ણ પણે પાલન કરે છે એ દૃઢ પ્રતિજ્ઞ તથા ઘણો બલવાન્ થાય છે. મિથુન–મિથુનથી સંતતિવાળો થાય છે, અગર એમ કહો કે તેનું વીર્ય વ્યર્થ જતુ નથી. સંપૂર્ણ આયુને ભોગવે છે, પવિત્ર જીવનવાળો તથા પ્રજા અને પશુઓથી મહાન્ થાય છે. એવા પુરૂષનું એ વ્રત છે કે તે યાવદાયુષ પોતાની સ્ત્રીનો ત્યાગ ન કરે. અહીં સ્ત્રીને ન છોડવી એ ઉપલક્ષણ માત્ર છે તેનો આશય એ છે કે પુરૂષ સ્ત્રીનો તથા સ્ત્રી પુરૂષનો ત્યાગ ન કરે. બંને પરસ્પર મળીને રહે. ૨.



# ખંડ ચૌદમો



આ ખંડમા બૃહત્ સામની ઉપાસના તથા તેનુ ફળ કહે છે, યથા—

**उद्यन् हिंकार उदितः प्रस्तावो मध्यन्दिन उद्गीथोऽप-राह्णः प्रतिहारोऽस्तं यन्निधनमेतद् बृहदादित्ये प्रोतम् ॥ १॥**

ભાવાર્થ—ઉદયને પ્રાપ્ત થતો આદિત્ય હિંકાર છે, ઉદિત થએલો પ્રસ્તાવ છે, બપોરનો આદિત્ય ઉદ્દીથ છે, અપરાહ્ણ કાળનો આદિત્ય પ્રતિહાર છે, જે અસ્તને પ્રાપ્ત થએલા આદિત્ય છે તે નિધન છે. એ બૃહત્ સામ આદિત્યમાં અનુગત છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉદિત થતો આદિત્ય સર્વ પ્રથમ દર્શન હોવાને કારણે હિંકાર છે ઉદયને પૂર્ણ રીતે પ્રાપ્ત થએલો આદિત્ય કર્મોનું પ્રસ્તવન હોવાથી પ્રસ્તાવ છે, બપોરનો આદિત્ય ઉત્કૃષ્ટ હોવાથી ઉદ્દીથ છે, બપોર પછીનો આદિત્ય પશુ આદિકોને ઘરની બાજુ પ્રતિહરણ કરતો હોવાથી પ્રતિહાર છે, તથા અસ્તને પ્રાપ્ત થએલો સૂર્ય નિધન છે, કારણ કે તે સમયનો સૂર્ય સર્વ પ્રાણિઓને પોત પોતાને ઘેર નિહિત કરે છે 'આ બૃહત્સંજ્ઞક સામનો અધિપતિ સૂર્ય છે. ૧.

વિશેષ—આદિત્ય પ્રજાઓની ઉત્પત્તિનું કારણ છે તેથી પ્રથમ-પ્રજોત્પત્તિનું

હેતુરૂપ મૈથુન્ય દષ્ટિનું વિધાન્ કરવામાં આવ્યું છે તે પછી પ્રકૃત મંત્રથી બૃહત્ સંજ્ઞક સામમાં આદિત્ય દષ્ટિનું વિધાન બતાવવામાં આવ્યુ છે, તાત્પર્ય એ છે કે ઉપાસક આદિત્યદષ્ટિથી બૃહત્ સામની ઉપાસના કરે

**स य एवमेतद् बृहदादित्ये प्रोतं वेद तेजस्व्यन्नादो भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या तपन्तं न निन्देत्तद्व्रतम् ॥ २ ॥**

**ભાવાર્થ**—જે આ પ્રમાણે આ બૃહત્સામને આદિત્યમાં અનુગત જાણે છે, તે તેજયુક્ત તથા અન્નનો ભોક્તા થાય છે, પૂર્ણ આયુને પ્રાપ્ત કરે છે, ઉજ્વલ જીવન વીતાડે છે સંતાન તથા પશુઓએ કરીને મહાન્ થાય છે તથા મહાન્ યશસ્વી થાય છે. તપતાની નિંદા ન કરે, બૃહત્સામોપાસકનો એજ નિયમ છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે ઉપરોક્ત પ્રકારે બૃહત્સંજ્ઞક સામની ઉપાસના આદિત્યદષ્ટિથી કરે છે તે તેજસ્વી, ભોજન-શક્તિવાળો થાય છે. પૂર્ણ જીવનનો ઉપભોગ કરે છે. પોતાનું તથા બીજાનું ભલુ કરનારો થાય છે, પ્રજા પશુઓ તથા કીર્તિથી શ્રેષ્ઠ થાય છે. તપતા આદિત્યની નિંદા ન કરે, બૃહત્ નામક સામની ઉપાસના કરનારનો એજ નિયમ છે. ૨.

વિશેષ—પ્રકૃત મંત્રમાં " तपन्तं न निन्देत् तद् व्रतम् " એ વાક્ય આવેલુ છે. એક અર્થ તો એનો તેજ છે કે જે ભાવાર્થ તથા ભાષ્યમાં સ્પષ્ટ કરવામાં આવેલો છે. કોઈ કોઈ તેનો બીજો અર્થ પણ કરે છે, યથા—બૃહત્સંજ્ઞક સામોપાસકનો નિયમ એવો હોય છે કે કોઈ તપસ્વીની નિંદા ન કરે, પરતુ પ્રકરણને અનુસરી ભાષ્યોક્ત અર્થજ સમુચિત પ્રતીત થાય છે. ૨.



## ખંડ પંદરમો

આ ખંડમાં વૈરૂપ સામની ઉપાસના તથા તેના ફળનું વર્ણન કરવામાં આવે છે, યથા—

**अभ्राणि संप्लवन्ते स हिंकारो मेघो जायते स प्रस्तावो वर्षति स उद्गीथो विद्योतते स्तनयति स प्रति**

हार उद्‌गृह्णाति तन्निधनमेतद्‌ वैरूपं पर्जन्ये प्रोतम्‌ ॥ १ ॥

ભાવાર્થ—જે વાદળ એકઠાં થાય છે તે હિંકાર છે, મેઘ પેદા થાય છે તે પ્રસ્તાવ છે, વરસે છે તે ઉદ્ગીથ છે, ચમકે છે તે તથા ગાજે છે તે પ્રતિહાર છે તથા જે જળ ગ્રહણ કરે છે તે નિધન છે. આ વૈરૂપસામ મેઘમાં અનુગત છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—જે હલકાં વાદળ એકત્રિત થાય છે તે સર્વ પ્રથમ હોવાથી હિંકાર છે. વર્ષાઋતુમાં જે સમયે ઘણાં વાદળ ઉત્પન્ન થાય છે તે સમયે વૃષ્ટિ પ્રસ્તુત થાય છે તેથી મેઘ ઉત્પન્ન થાય તે પ્રસ્તાવ છે. વરસતો મેઘ ઉત્કૃષ્ટ હોવાથી તે ઉદ્ગીથ છે તથા જે પ્રકાશની સાથે ચમકે છે તથા ગાજે છે તે વિજળી પ્રતિહાર છે તથા જે જળને ગ્રહણ કરીને પોતાનામાં તે જળને જમા રાખે છે તેજ નિધન છે, કારણ કે સમાપ્તિમાં એ બન્નેની સમાનતા છે અર્થાત્ જળગ્રહણ અને નિધન એ બન્ને અંતિમ કાર્ય છે. આ વૈરૂપસંજ્ઞક સામ મેઘમાં સ્થિત છે એટલે કે મેઘ અધિષ્ઠાતૃદેવ છે, તેથી ઉપાસક મેઘદૃષ્ટિથી વૈરૂપ સામની ઉપાસના કરે. ૧.

વિશેષ—વાદળ જળને ધારણ કરે છે તેથી તેનું નામ અભ્ર છે તથા જળનું સેવન કરે છે, તેથી તેને મેઘ કહે છે. અભ્રાદિ રૂપથી વિવિધ રૂપ હોવાને કારણે મેઘની અનેકરૂપતા છે. ૧.

स य एवमेतद्‌ वैरूपं पर्जन्ये प्रोतं वेद विरूपांश्च सुरूपांश्च पशूनवरुन्धे सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या वर्षन्तं न निन्देत्तद्‌ व्रतम्‌ ॥२॥

*ભાવાર્થ—જે આ પ્રમાણે આ વૈરૂપ સામને પર્જન્યમાં અનુગત જાણે છે* તે વૈરૂપ તથા સુરૂપ પશુઓને પ્રાપ્ત કરે છે, સંપૂર્ણ આયુને પ્રાપ્ત થાય છે. ઉપકારી થઇને જીવે છે, સંતતિ તથા પશુઓએ કરીને મહાન્ થાય છે તથા યશથી પણ મહાન્ થાય છે. વરસતા મેઘની નિંદા ન કરે, એજ એનું વ્રત છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ઉપરોક્ત રીતે વૈરૂપ સંજ્ઞક સામની ઉપાસના પર્જન્યદૃષ્ટિથી કરે છે, તે કુરૂપ તથા સુરૂપ પશુઓએ કરીને યુક્ત થાય છે, પૂર્ણ જીવનનો ઉપભોગ કરે છે, પોતાનું તથા બીજાનું ભલુ કરવાને યોગ્ય થઇને જીવે છે, સંતાનોથી, પશુઓથી તથા કીર્તિથી આ લોકમાં વિશિષ્ટ પુરૂષ થાય છે, જે વૈરૂપસંજ્ઞક સામની ઉપાસના કરે, તેને માટે એવો ખાસ નિયમ હોવા જોઇએ કે પોતે-

વરસતા વરસાદની નિંદા ન કરે. ૨.

વિશેષ—જે ઉપાસક પર્જન્યમાં અનુગત વૈરૂપ સંજ્ઞક સામની ઉપાસના કરે છે, તેને પૂર્વોક્ત સર્વ ચીજો અનાયાસે ઉપલબ્ધ થઈ જાય છે તથા એ સંપૂર્ણ વસ્તુઓથી યુક્ત થઈ પોતાનું ભલુ કરે તેમાં તા કોઈ મોટી વાત નથી પણ સર્વ સસારનું ભલુ કરવાને તે સમર્થ થઈ જાય છે તથા એવા થઇને સર્વના ઉપર ઉપકાર કરવા માડે છે. એ પ્રમાણે પૂર્ણ આયુને ભોગવતો સુખમય જીવન ગાળે છે. આ મન્ત્રમાં 'તે વિરૂપ તથા સુરૂપ પશુઓ વાળો થાય છે' એ વાક્ય આવેલું છે તેનો સર્વે એ ઉપર્યુક્ત અર્થજ કરેલો છે. પરતુ એ નથી બતાવ્યુ કે 'વિરૂપ તથા સુરૂપ' શબ્દો નો ખરો અર્થ શું છે. ઠીક, સુરૂપ એટલે દેખવામાં સુંદર વસ્તુને તો સર્વ ચાહે છે, પરંતુ 'વિરૂપ' અર્થાત્ કુરૂપ, બદસુરત જે વૃદ્ધાવસ્થા, રોગ તથા અધિક શ્રમના કારણથી અગર સ્વરૂપત જ જે જોવામાં ખરાબ લાગે છે કાંઈ એવા પદાર્થની પ્રાપ્તિ સર્વને અસ્વીકૃત છે. તેથી અમારી સમજ પ્રમાણે 'વિરૂપ' શબ્દનો અર્થ વિભિન્ન રૂપવાળાં પશુઓ છે. જેમ કોઈની પાસે અજા, હાથી, ઘોડા, બળદ, ગાય ભેંસ આદિ સર્વ પ્રકારનાં પશુઓ હોય. 'સુરૂપ' શબ્દનો અભિપ્રાય સમાન રૂપવાળાં પશુઓ છે. જેમ કે કોઈ પાસે ગાયો હોય તો એકથી એક ચઢિયાતી અનેક પ્રકારની તથા અનેક દેશોની હોય, ઘોડા હોય તો સારા સારા હોય, હથી હોય તો હાથીજ હાથી, અર્થાત્ આ ઉપાસના કરનારની પાસે સર્વ પ્રકારના પશુઓની તથા એકજ પ્રકારના અનેક પશુઓની કમી રહેવા પામતી ન્હોતી ૨.



## ખંડ સોળમો



આ ખંડમાં વૈરાજ નામક સામની ઉપાસના તથા તેના ફળનું વર્ણન કરવામાં આવેલ છે, યથા—

**वसन्तो हिंकारो ग्रीष्मः प्रस्तावो वर्षा उद्गीथः शरत्प्रतिहारो हेमन्तो निधनमेतद्वैराजमृतुषु प्रोतम् ॥ १ ॥**

ભાવાર્થ – વસન્ત હિંકાર છે, ગ્રીષ્મ પ્રસ્તાવ છે, વર્ષા ઉદ્ગીથ છે, સરદ પ્રતિહાર છે તથા હેમન્ત નિધન છે, એ વૈરાજ સામ ઋતુઓમાં અનુગત છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પાંચ ઋતુઓમાં વસન્ત ઋતુ સર્વથી પહેલી હોવાથી હિંકાર છે. ગ્રીષ્મ ઋતુ પ્રસ્તાવ છે કારણ કે એજ ઋતુમાં આખા વર્ષને સારૂ અન્નોના સંગ્રહનો પ્રસ્તાવ કરવામાં આવે છે. મુખ્ય હોવાને કારણે વર્ષા ઋતુ ઉદ્ગીથ છે. રોગી તથા મૃત પ્રાણિયોનું પ્રતિહરણ કરતી હોવાથી શરદ ઋતુ પ્રતિહાર, તથા હેમન્ત ઋતુ નિધન છે, કારણ કે આ ઋતુમાં ઘણા જીવોનું મૃત્યુ થાય છે. એ વૈરાજસંજ્ઞક સામ ઋતુઓમાં સ્થિત છે, તે ઉપાસક ઋતુદષ્ટિથી વૈરાજ સામની ઉપાસના કરવી જોઇએ. ૧,

(વિશેષ – પૂર્વોક્ત પર્યન્તરૂપ નિમિત્તથીજ ઋતુઓની વ્યવસ્થા કાયમ રહે છે, તેથી પ્રથમ પર્યન્ત દૃષ્ટિથી વૈરૂપ સામની ઉપાસના વર્ણન પછી ઋતુદષ્ટિથી વૈરાજ સામની ઉપાસનાનું વર્ણન પ્રકૃત મંત્રમાં કરવામાં આવેલુ છે. ૧.

**स य एवमेतद् वैराजमृतुषु प्रोतं वेद विराजति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्यर्तून्न निन्देत्तद् व्रतम् ॥ २ ॥**

ભાવાર્થ—જે આ વૈરાજ સામને આ પ્રકારે ઋતુઓમાં અનુગત જાણે છે તે પ્રજા, પશુ તથા બ્રહ્મ તેજે કરીને શોભિત થાય છે, સપૂર્ણ આયુને પ્રાપ્ત કરે છે, ઉજ્વલ જીવન વાળો થાય છે, પ્રજા, પશુઓએ કરીને મહાન્ થાય છે તથા યશથી પણ મહાન્ થાય છે. ઋતુઓની નિંદા ન કરે એજ એ ઉપાસકનુ વ્રત છે. ૨.

(વિ૦ (વ૦ ભાષ્ય—જે પુરૂષ પૂર્વોક્ત રીતિથી ઋતુદષ્ટિથી વૈરાજ સામની ઉપાસના કરે છે, તે સંતાનોથી, પશુઓથી તથા બ્રહ્મતેજથી સુશોભિત થાય છે, પૂર્ણ જીવનનો ઉપભોગ કરે છે. પોતાને તથા બીજાને ઉપકાર કરવાને સમર્થ થઇને જીવે છે. પ્રજાઓ, પશુઓ તથા કીર્તિથી આ સસારમાં એક મહાન્ પુરૂષ થાય છે. એ ઉપાસકનો એ વિશેષ નિયમ છે કે ઋતુઓની નિંદા ન કરે. ૨.

વિશેષ—આ પ્રમાણે ઋતુઓમા ઋતુ સબધીના અખિલ ધર્મો હોવાથી ઋતુઓ સુશોભિત થાય છે, એજ રીતે ઉપાસક ઋતુ દષ્ટિથી વૈરાજસંજ્ઞક સામોપાસના દ્વારા ઉપલબ્ધ જે પ્રજા આદિ છે તે સર્વ ઋતુઓથી યુક્ત હોવાને કારણે આ સસારમાં વિશિષ્ટ શોભાને પ્રાપ્ત કરે છે. ૨.

——※※——

# ખંડ સત્તરમો

આ ખંડમાં શક્વરી સામની ઉપાસના તથા તેના ફળનું વર્ણન કરવામાં આવે છે, યથા—

**पृथिवी हिंकारोऽन्तरिक्षं प्रस्तावो द्यौरुद्गीथो दिशः प्रतिहारः समुद्रो निधनमेताः शक्वर्यो लोकेषु प्रोताः ॥ १ ॥**

**ભાવાર્થ**—પૃથ્વી હિંકાર છે, અન્તરિક્ષ પ્રસ્તાવ છે, દ્યુલોક ઉદ્ગીથ છે, દિશાઓ પ્રતિહાર છે તથા સમુદ્ર નિધન છે. આ શક્વરી સામ લોકોમાં અનુગત છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**--પ્રથમત્વરૂપ સાદ્રશ્યતાથી પૃથ્વી હિંકાર છે, અન્તરિક્ષ અર્થાત્ આકાશ પ્રસ્તાવ છે કારણ કે તેમાંથી સર્વનું પ્રસ્તવન થાય છે. દ્યુલોક–સ્વર્ગ તથા ઉદ્ગીથ એ બંનેમાં ગકાર છે તેથી ગકારરૂપ સમાનતાથી સ્વર્ગ ઉદ્ગીથ છે, દિશાઓ પ્રતિહાર છે કારણ કે તેમાં સર્વનું પ્રતિહરણ થાય છે, તથા સમુદ્રમાંજ સર્વનો અન્ત થાય છે, તેથી સમાપ્તિરૂપ સામ્યથી સમુદ્ર નિધન છે. શક્વરી સંજ્ઞક સામ લોકોમાં પ્રોત એટલે કે સ્થિત છે અર્થાત્ લોકદૃષ્ટિથી સક્વરી સામની ઉપાસના કરવી જોઇએ. ૧

**વિશેષ**—જેવી રીતે 'રેવત્ય' એ પદ સદા બહુવચનને અન્તે રહે છે, તે પ્રમાણે શક્વર્ય એ પદ પણ સર્વદા બહુવચનને અન્તેજ રહે છે. ૧.

**स य एवमेताः शक्वर्यो लोकेषु प्रोता वेद लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या लोकान्न निन्देत्तद् व्रतम् ॥ २ ॥**

**ભાવાર્થ**—જે આ પ્રમાણે શક્વરી સામને લોકોમાં અનુગત જાણે છે તે લોક હિતકારી થાય છે, પૂર્ણ આયુને પ્રાપ્ત થાય છે. ઉપકારી થઇને જીવે છે, સન્તતિ તથા પશુએ કરીને મહાન્ થાય છે તથા કીર્તિથી પણ મહાન થાય છે. લોકોની નિંદા ન કરે એજ એનું વ્રત છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ઉપર કહેલી રીતે શક્વરી સામની લોકદ્રષ્ટિથી ઉપાસના કરે છે તે લોકી એટલે કે લોકોનો સ્વામી થાય છે. પૂર્ણ જીવનનો ઉપભોગ કરે છે. લોકો ઉપર ઉપકાર કરવામાં સમર્થ થાય છે, સંતતિ, પશુ, તથા કીર્તિથી ઐશ્વર્યયુક્ત થાય છે. શક્વરી સામના ઉપાસકનો ખાસ નિયમ છે કે પોતે લોકોની નિંદા ન કરે. ૨.

વિશેષ—અખિલ સંપત્તિની સાથે પૂરી આયુને ભોગવતો લોકોનો સ્વામી થવાની જેની ઈચ્છા હોય તે આ પ્રકૃત ઉપાસના કરે જરૂર તેની અભિલાષા પૂર્ણ થશે તેમાં સંદેહ નથી. ૨.

## ખંડ અઢારમો

આ ખંડમાં રેવતી સામોપાસના તથા તેના ફળનું વર્ણન કરવામાં આવે છે, યથા—

**अजा हिंकारोऽवयः प्रस्तावो गाव उद्गीथोऽश्वाः प्रतिहारः पुरुषो निधनमेता रेवत्यः पशुषु प्रोताः ॥ १ ॥**

ભાવાર્થ—બકરાં હિંકાર છે, ઘેટાં પ્રસ્તાવ છે, ગાયો ઉદ્ગીથ છે, ઘોડા પ્રતિહાર છે તથા પુરૂષ નિધન છે. એ રેવતી સામ પશુઓમાં પ્રોત એટલે કે અનુગત છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—આ મંત્રનું ભાષ્ય તથા વિશેષ બીજા અધ્યાયના છઠ્ઠા ખંડમાં વર્ણિત છે. ૧.

**स य एवमेता रेवत्यः पशुषु प्रोता वेद पशुमान्भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या पशून्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥**

ભાવાર્થ—જે આ પ્રકારે આ રેવતી સામને પશુઓમાં અનુગત જાણે છે એટલે કે ઉપાસના કરે છે તે પ્રજા આદિ વસ્તુઓથી યુક્ત થઈને સંસારમાં એક મહાન્ પુરૂષ થાય છે. રેવતી સામોપાસકનો એ નિયમ છે કે તે પશુઓની નિંદા ન કરે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—આ મંત્રનો ભાવાર્થ, ભાષ્ય તથા વિશેષ, આ અધ્યાયના પૂર્વોક્ત ખંડોમાં વર્ણિત છે. ૨.

## ખંડ ઓગણીસમો

આ ખંડમાં યજ્ઞાયજ્ઞીય સાગોપાસના તથા તેનું ફલ બતાવવામાં આવ્યું છે, યથા—

**लोम हिंकारस्त्वक्प्रस्तावो माꣳसमुद्गीथोऽस्थि प्रतिहारो मज्जा निधनमेतद्यज्ञायज्ञीयमङ्गेषु प्रोतम् ॥ १ ॥**

ભાવાર્થ—રૂવાં હિંકાર છે ત્વક્ પ્રસ્તાવ છે, માંસ ઉદ્ગીથ છે, હાડકા પ્રતિહાર છે તથા મજ્જા નિધન છે, આ યજ્ઞાયજ્ઞીય સામ, અંગોમાં અનુગત છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—શરીરાવયવોમાં પ્રથમ હોવાથી રૂવાં હિંકાર છે, રૂવાંની પછી થવાથી ત્વક્ પ્રસ્તાવ છે, ઉત્કૃષ્ટ હોવાથી માંસ ઇદ્ગીથ છે, પ્રતિહૃત હોવાથી હાડ પ્રતિહાર છે તથા એ સર્વમાં સત્તા હોવાથી મજ્જા નિધન છે, આ યજ્ઞાયજ્ઞિય નામક સામ, શરીરાવયવોમાં સ્થિત છે. ૧.

વિશેષ – આ ખંડની પૂર્વે અષ્ટાદશ ખંડમાં અગ્ન ઇત્યાદિ શરીરિયોમાં અનુગત રેવતી સામનું વર્ણન કરવામાં આવેલું છે, તેનાપછી ક્રમપ્રાપ્ત શરીરાવયવો અનુગત સામની ઉપાસનાનું કથન સમુચિત છે તેથી તેને બતાવવામાં આવેલું છે. ૧.

**स य एवमेतद्यज्ञायज्ञीयमङ्गेषु प्रोतं वेदाऽङ्गी भवति नाङ्गेन विमूर्च्छति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या संवत्सरं मज्ज्ञो नाश्नीयात्तद्व्रतं मज्ज्ञो नाश्नीयादिति वा ॥ २ ॥**

ભાવાર્થ—જે આ યજ્ઞાયજ્ઞિયસંજ્ઞક સામને અંગોમાં ઉક્ત રીતિથી અનુગત જાણે છે તે અંગવાળો થાય છે, અંગથી હીન થતો નથી. ઉક્તોપાસકનો નિશ્ચય કરીને એવો નિયમ છે કે માંસ ભક્ષણ ન કરે. શેષ મંત્રનો ભાવાર્થ ભાષ્ય તથા વિશેષ ગત ખંડોમાં વર્ણિત છે, ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—અંગી 'અર્થાત્ પૂર્ણ અંગી થાય છે તથા તે અંગોથી લંગડા લુલો તથા શ્મશ્રુરહિત થતો નથી ઉપાસક એક વર્ષ સુધી માંસભક્ષણ ન કરે એવો એનો ખાસ નિયમ છે, .૨.

વિશેષ—'मत्स्याः' એ પદમાં બહુવચનનો પ્રયોગ એટલા માટે કરેલો છે કે ઉપલક્ષણથી માછલીયોનું પણ ગ્રહણ થાય. એટલેકે માંસમત્સ્યાદિ ન ખાય. ૨.



## ખંડ વીસમો

**अग्निर्हिङ्कारो वायुः प्रस्ताव आदित्य उद्गीथो नक्षत्राणि प्रतिहारश्चन्द्रमा निधनमेतद्राजनं देवतासु प्रोतम् ॥१॥**

**ભાવાર્થ**—વહ્નિ હિંકાર છે, પવન પ્રસ્તાવ છે, સૂર્ય ઉદ્ગીથ છે, નક્ષત્ર પ્રતિહાર છે, ચંદ્રમા નિધન છે. એ રાજા સામ દેવતાઓમાં અનુગત છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સર્વ પ્રથમ હોવાથી વહ્નિ હિંકાર છે, આનન્તર્ય રૂપ સામ્ય હોવાથી પવન પ્રસ્તાવ છે, ઉત્કૃષ્ટ હોવાથી સૂર્ય ઉદ્ગીથ છે, પ્રતિહૃત હોવાથી નક્ષત્ર પ્રતિહાર છે તથા ચન્દ્રમા નિધન છે. કારણ એ છે કે કર્મકાંડિયોનું તેમાંજ નિધન થાયછે, એ રાજાસંજ્ઞક સામ દેવતાઓમાં સ્થિત છે. ૧.

**વિશેષ**—પ્રકૃત સામનું નામ રાજા છે, કારણકે એ દીપ્તિમાન્ છે અને દેવગણ દીપ્તિમાન છે, તેથી એ રાજાસંજ્ઞક સામ સ્વસદ્રશ દીપ્તિમાન્ દેવતાઓમાં અનુસ્યૂત અનુગત એટલે કે સ્થિત છે, તાત્પર્ય એ છે કે ઉપાસકે દેવદૃષ્ટિથી રાજા સામની ઉપાસના કરવી જોઇએ. ૧.

**स य एवमेतद्राजनं देवतासु प्रोतं वेदैतासामेव देवतानाꣳ सलोकताꣳ सार्ष्टिताꣳ सायुज्यं गच्छति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति, महान्कीर्त्या ब्राह्मणान्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥**

**ભાવાર્થ**—જે આ પ્રકારે આ રાજા નામક સામને દેવતાઓમાં અનુગત જાણે છે તે આ દેવતાઓના સાલોક્યતુલ્ય ઐશ્વર્ય તથા સાયુજ્યને પ્રાપ્ત થાય છે, ઉપાસકનો એ નિયમ હોય છે કે તે બ્રાહ્મણોની નિન્દા ન કરે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉક્ત ઉપાસક પૂર્વ મંત્રોક્ત અગ્નિ આદિ દેવતાઓના લોકને ઐશ્વર્યને તથા સાયુજ્ય—પરસ્પર મળી જવાના ભાવને એટલે કે એકરૂપતાને પ્રાપ્ત

થાય છે. ઉપાસક બ્રાહ્મણની નિંદા ન કરે એવો તેનો ખાસ નિયમ છે, ભગવતી શ્રુતિ કહે છે કે "एते वै देवाः प्रत्यक्ष यद् ब्राह्मणा." એ જે બ્રાહ્મણ છે તે પ્રત્યક્ષ દેવતાજ છે, આ કથનથી તાત્પર્ય એ નિકળે છે કે બ્રાહ્મણની નિંદા એ દેવનીજ નિંદા છે. તેથી ઉપાસક બ્રાહ્મણની નિંદા ન કરે. ૨.

વિશેષ—આ 'મંત્રમાં' અથવા નો વાચક 'વા' શબ્દને લુપ્ત સમજવો જોઇએ કારણ કે ભાવનાવિશેષથી રૂપવિશેષની ઉત્પત્તિ થાય છે તથા એકજ ઉપાસકને સર્વ રૂપોની પ્રાપ્તિ થવી સભવિત નથી .૨.



## ખંડ એકવીસમો.

હવે સર્વવિષયક સામોપાસના તથા તેના ફળને કહે છે યથા—

**त्रयी विद्या हिंकारस्त्रय इमे लोकाः स प्रस्तावोऽग्नि-र्वायुरादित्यः स उद्गीथो नक्षत्राणि वया ᳦सि मरीचयः स प्रतिहारः सर्पा गन्धर्वाः पितरस्तन्निधनमेतत्साम सर्वास्मिन्प्रोतम् ॥ १ ॥**

ભાવાર્થ—ત્રયી વિદ્યા હિંકાર છે, એ ત્રણે લોક પ્રસ્તાવ છે અગ્નિ, પવન તથા સૂર્ય એ ત્રણે ઉદ્ગીથ છે નક્ષત્ર, પક્ષી અને કિરણો એ ત્રણે પ્રતિહાર છે સર્પ, ગધર્વ તથા પિતૃગણ એ ત્રણે નિધન છે આ સામોપાસના સર્વમા અનુગત છે ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—સર્વ કર્તવ્યોમા પ્રથમ હોવાથી ત્રણે વેદ હિંકાર છે આ જે ત્રણે લોક છે તેમાં આનંતર્યરૂપ સામ્ય હોવાથી તે પ્રસ્તાવ છે જે આ અગ્નિ પવન અને સૂર્ય છે તે ઉત્કૃષ્ટ હોવાથી ઉદ્ગીથ છે પ્રતિહૃત હોવાથી નક્ષત્રાદિ પ્રતિહાર છે ધકાર એ વ્યજનરૂપ સાદ્રશ્ય હોવાથી વિષધરાદિ નિધન છે આ સામ સર્વમા અનુગત છે એ પ્રમાણે અનુભવ કરીને ઉપાસક ઉપર કહેલી રીતિથી ઉપાસના કરે ૧

વિશેષ—'पत्न्यावेक्षितमाज्यं भवति' અર્થાત્ જેવી રીતે પત્નીથી અવેક્ષિત આજ્ય સસ્કૃત થઈ જાય છે તેવીરીતે સપૂર્ણ કર્માંગ, દૃષ્ટિવિશેષથી સસ્કૃત થઈ

જાય છે. તેથી પ્રકૃતમાં ત્રયી વિદ્યાદિ દૃષ્ટિથી સંસ્કૃત હિંકારાદિ સામ ભક્તિયોની ઉપાસના કહી છે ૧.

**स य एवमेतत्साम सर्वस्मिन्प्रोतं वेद सर्वं ह भवति ॥ २ ॥**

ભાવાર્થ—જે આ પ્રકારે આ સામને સર્વમાં અનુગત જાણે છે તે અવશ્ય જ સર્વેશ્વર થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ઉપાસક ઉપર કહેલી રીતે સર્વ જગોએ સામને અનુસ્યૂત એટલે કે સ્થિત જાણે છે નિશ્ચયે કરીને સર્વનો પ્રભુ થઈ જાય છે અર્થાત્ પ્રકૃતિ તથા પ્રકૃતિના સંપૂર્ણ કાર્ય તે ઉપાસકના વશમાં થઈ જાય છે. ૨.

વિશેષ—સર્વ થઈ જાય છે એટલે કે સર્વેશ્વર થઈ જાય છે. કારણ એ છે કે જ્યાંસુધી સર્વ ભાવનો ઉપચાર નહીં થાય ત્યાંસુધી સંપૂર્ણ દિશાઓમાં સ્થિત પુરૂષોથી બલિ ( ભોગ્ય પદાર્થ ) પ્રાપ્ત થાય એ સંભવિત નથી. ૨.

હવે સર્વવિષયક સામોપાસનાનો ઉત્કર્ષ બતાવે છે, યથા—

**तदेषः श्लोकः । यानि पञ्चधा त्रीणि त्रीणि तेभ्यो न ज्यायः परमन्यदस्ति ॥ ३ ॥**

ભાવાર્થ—જે પાંચ પ્રકારનાં ત્રણ ત્રણ ત્રિક કહેવામાં આવેલા છે તેમનાથી શ્રેષ્ઠતર બીજો કોઈ પદાર્થ નથી એ વિષયમાં આ મંત્ર પ્રમાણ છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—જે આ ખંડમાં પાંચ પાંચ હિંકાર આદિ અંગો સહિત ત્રણ ત્રણ રૂપવાળા સામ બતાવવામાં આવ્યા છે તેમના કરતાં વધારે મહત્વનો તથા તેમનાથી ભિન્ન બીજો કોઈ પદાર્થ નથી. એટલે કે તેમનામાં સર્વ પદાર્થોનો અંતર્ભાવ થઈ જાય છે. ૩.

વિશેષ—જે પાંચ અંગ કહેવામાં આવેલાં છે, તે અંગોના નામ આ છે, હિંકાર, પ્રસ્તાવ, ઉદ્ગીથ, પ્રતિહાર તથા નિધન. તેમનામાંનો પ્રત્યેક ત્રણ રૂપવાળો છે, યથા—હિંકાર વેદત્રયી રૂપવાળો છે. પ્રસ્તાવ ત્રણ લોકરૂપ છે. ઉદ્ગીથ ત્રણ દેવતારૂપ છે. પ્રતિહાર ત્રણ, નક્ષત્ર પક્ષી અને કિરણરૂપ છે. તથા નિધન ત્રણ, સર્પ-ગંધર્વ તથા પિતૃરૂપ છે. ૩

**यस्तद्वेद स वेद सर्वं सर्वा दिशो बलिमस्मै हरन्ति सर्वमस्मीत्युपासीत तद्व्रतम् तद्व्रतम् ॥ ४ ॥**

**ભાવાર્થ**—જે તેને જાણે છે. તે બધું જાણે છે તેને સર્વ દિશાઓ બલિ આપે છે. 'હું જ સર્વ છું' એવી ઉપાસના કરે; એ નિયમ છે, એ નિયમ છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે પુરૂષ આ સર્વાત્મક સામને જાણે છે તે સર્વને એટલે કે પ્રત્યેક પદાર્થને જાણે છે. સંપૂર્ણ દિશાઓ એ ઉપાસકને ભોગ્ય વસ્તુઓ અર્પણ કરે છે. 'હું સર્વ કાંઈ છું' મારાથી બીજો કોઈ પદાર્થ નથી, એ પ્રકારે આ સામની ઉપાસના કરે. તે ઉપાસકે હમેશાં આ નિયમનું પાલન કરવું જોઇએ. 'એ નિયમ છે' એ વાકયની દ્વિરૂક્તિ સામોપાસનાની સમાપ્તિને સારૂ છે. ૪.

**વિશેષ**—'એ ઉપાસકને સારૂ દિશાઓ બલિ સમર્પિત કરે છે' આમાં સંદેહ થાય છે કે બલિનું સમર્પણ કરવાનું કામ તો ચેતનનું છે. દિશાઓ બલિ સમર્પણ શી રીતે કરી શકે ? એ વાક્યનું તાત્પર્ય એ છે કે દિશાઓમાં સ્થિત પુરૂષ એ ઉપાસકને બલિ અર્પણ કરે છે. ૪.

## ખંડ બાવીસમો

હવે વિનર્દિગુણથી યુક્ત સામની ઉપાસનાનું કથન કરે છે, યથા—

**विनर्दि साम्नो वृणे पशव्यमित्यग्नेरुद्गीथोऽनिरुक्तः प्रजापतेर्निरुक्तः सोमस्य मृदु श्लक्ष्णं वायोः श्लक्ष्णं बलवदिन्द्रस्य क्रौञ्चं बृहस्पतेरपध्वान्तं वरुणस्य तान्सर्वानेवोपसेवेत वारुणं त्वेव वर्जयेत् ॥ १ ॥**

**ભાવાર્થ**—સામના એ વિનર્દિસંજ્ઞક ગાનનું વરૂણ કરૂં છું, જે પશુઓને સારૂ હિતકારી તથા ઉદ્ગીથરૂપ છે, જેનો અધિષ્ઠાતૃદેવ અગ્નિ છે. પ્રજાપતિનું એ ઉદ્ગીથ અનિરૂક્ત છે, ચંદ્રમાનું નિરૂક્ત છે, પવનનું મૃદુ તથા શ્લક્ષ્ણ=કર્ણમનોહર છે, ઇદ્રનું પ્રિય તથા ઉચ્ચસ્વરવાળુ છે. બૃહસ્પતિનું ક્રૌંચ પક્ષીના શબ્દ જેવું છે તથા વરૂણદેવતાનું અપધ્વાન્ત ભ્રષ્ટ છે. આ સર્વે ગાનોની ઉપાસના કરે પરંતુ વરૂણ ગાનને અવશ્ય ત્યાગી દે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જો કોઈ ઉદ્ગાતાને પશુ વધારવાની કામના હોય તો તે બળદના શબ્દ સમાન સ્વરથી અગ્નિ દેવતા સંબંધી સામનું ઉદ્ગીથરૂપ ગાન કરે. જે સામનો અધિષ્ઠાતૃ દેવ બ્રહ્મા છે તેનું ગાન અનિરૂક્ત (અમુકના જેવું છે, એવી રીતે વિશેષરૂપથી જેનું નિરૂપણ થઈ શકે નહીં) સ્વરથી કરે. ચંદ્ર દેવતા સંબંધી ઉદ્ગીથનું નિરૂક્ત (સ્પષ્ટ) સ્વરથી કરે. પવન દેવસંબંધી સામનું ગાન કોમળ, કર્ણમનોહર સ્વરથી કરે. ઇંદ્રદેવ સંબંધી સામનું ગાન પ્રિય તથા ઉચ્ચ સ્વરથી કરે. બૃહસ્પતિ દેવ સંબંધી સામનું ગાન સારસ પક્ષીના શબ્દ જેવા સ્વરથી કરે તથા વરૂણદેવ સંબંધી સામનું ગાન ન કરે, કારણ કે તેમનું ગાન ફુટેલા કાંસાના ઘંટના શબ્દ સમાન છે, માટે તે અપ્રિય છે. ૧.

**વિશેષ**—પ્રકૃત પ્રકરણમાં સામોપાસનાનો પ્રસંગ છે, તેથી ઉદ્ગાતાને આ મંત્રથી ગાન વિશેષાદિ સંપત્તિનો ઉપદેશ કરવામાં આવેલો છે, કારણ એ છે કે તેમાં ફળ વિશેષનો સંબધ છે.

જે સામગાનમાં પશુઓના નાદ જેવા સ્વર હોય તેનું નામ વિનર્દી છે. અથવા જે ગાનમાં વિશેષ નાદ હોય તે વિનર્દી છે. આ પશવ્ય પશુઓ માટે સામગાન અગ્નિદેવતાનું છે. અનિરૂક્ત અનુપમ જે અકથનીય છે અથવા જેનું વર્ણન કરવું અતિકઠણ છે તે સામ પ્રજાપતિ દેવતાવાળો છે. જેને સાંભળીને મનુષ્ય ગદગદ થઈ જાય છે તે નિરૂક્ત સામગાયનનો દેવતા સોમ છે. મનોહર તથા રસીલા અથવા જેનુ સુગમતાથી ઉચ્ચારણ થઈ શકે એવા મૃદુ શ્લક્ષ્ણ સામનો દેવતા વાયુ છે. શ્લક્ષ્ણ=બલવાન અર્થાત્ જે રસયુક્ત છે અને જેના ગાયનથી આત્મિક બલ પ્રાપ્ત થાય તેનો દેવતા ઇન્દ્ર છે. જેનું ક્રૌંચ પક્ષીના નાદના જેવું ગાયન હોય તે ક્રૌંચ સામગાનનો દેવતા બૃહસ્પતિ છે. જેવી રીતે ફુટેલ કાંસાનું પાત્ર અથવા ઘંટા અવાજ કરે છે અથવા ફુટેલ વાંસ ભૂમિ ઉપર પડીને જેવો શબ્દ કરે છે એવા અપધ્વાન્ત નામક સામગાનનો દેવતા વરૂણ છે. આ વારૂણ સામગાનને છોડીને શેષ બધું સામગાન અર્થાત્ વિનર્દિ અનિરૂક્ત, નિરૂક્ત, મૃદુ શ્લક્ષ્ણ, શ્લક્ષ્ણ બળવાન તથા ક્રૌંચ બધા સામગાનોનું યજ્ઞમાં ગાન કરે. ૧.

સ્તુતિકાળમાં ધ્યાનની રીતિનું વર્ણન કરે છે, યથા—

**अमृतत्वं देवेभ्य आगायानीत्यागायेत्स्वधां पितृभ्य**

**आशां मनुष्येभ्यस्तृणोदकं पशुभ्यः स्वर्गं लोकं यजमानायान्नमात्मन आगायानीत्येतानि मनसा ध्यायन्नप्रमत्तः स्तुवीत ॥ २ ॥**

**ભાવાર્થ**—હું દેવગણોને સારૂ અમૃતત્વનું આગાન કરૂં, એ પ્રમાણે ધ્યાન કરતાં આગાન કરે. પિતૃઓને સારૂ સ્વધાનું, મનુષ્યોને સારૂ આશાનું, પશુઓને સારૂ જળ તથા તૃણનું, યજમાનને સારૂ સ્વર્ગનું તથા પોતાને સારૂ અન્નનું આગાન કરૂં, એ પ્રમાણે એ વાતોનું મનમાં ધ્યાન કરતા સાવધાનતાથી સ્તુતિ કરે. ૨.

**વ૦ વિ૦ ભાષ્ય**—આગાન કરૂં અર્થાત્ સાધન કરૂં. મનુષ્યોને સારૂ આશા એટલે કે તેમની ઇષ્ટ વસ્તુઓનું સાધન કરૂં. શેષ અર્થ ભાવાર્થમાં સ્પષ્ટ છે.

આ મંત્રમાં સામગાનના ઉદ્દેશનું કથન કરવામાં આવ્યું છે કે–ઉદ્ગાતા અમુક અમુક ઉદ્દેશથી સામગાન કરે. અર્થાત્ દેવગણ દીર્ઘકાળ પર્યંત અમૃત રસાસ્વાદન કરતા તત્પર રહે. દેવતાઓને સારૂ પરમાત્મા પાસે એવું ગાય, અર્થાત્ પ્રાર્થના કરે. અગ્નિ આદિ પિતૃગણ સદા તૃપ્તિને પ્રાપ્ત થાય યજમાન સદા પરમ સુખદાયક પ્રતિષ્ઠિત પદનો લાભ કરે, તથા પોતાને સારૂ સદા અન્ન વસ્ત્રને માટે પરમાત્માને પ્રસન્ન કરવાને સારૂ સામગાન કરે. પરંતુ આ પ્રકારે તેણે પ્રસન્નતા પૂર્વક સાવધાન ચિત્તથી કરવું જોઇએ. ૨.

**વિશેષ**—'अप्रमत्तः स्तुवीत' એનું તાત્પર્ય એ છે કે સ્વર, ઉષ્મ તથા વ્યંજનાદિના ઉચ્ચારણમાં પ્રમાદરહિત થઇને સ્તુતિ કરે.

હવે, સંપૂર્ણ વર્ણ, દેવતાઓ સાથે સંબંધ રાખનારા છે તેનું વર્ણન કરે છે, યથા—

**सर्वे स्वरा इन्द्रस्यात्मानः सर्व ऊष्माणः प्रजापतेरात्मानः सर्वे स्पर्शा मृत्योरात्मानस्तं यदि स्वरेषूपालभेतेन्द्रꣳ शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रति वक्ष्यतीत्येनं ब्रूयात् ॥ ३ ॥**

**ભાવાર્થ**—સમસ્ત સ્વર ઇંદ્રના આત્મા છે, સંપૂર્ણ ઉષ્મવર્ણ પ્રજાપતિના

આત્મા છે, સર્વ સ્પર્શ વર્ણ મૃત્યુના આત્મા છે. જો કોઈ પુરૂષ, ઉદ્‌ગાતાને સ્વરોના ઉચ્ચારણમાં અશુદ્ધિ દેખાડે તો તે ઉદ્‌ગાતા, તે પુરૂષને કહે કે હું ઇંદ્રના શરણને પ્રાપ્ત છું, તે ઇંદ્રજ તને તેનો ઉત્તર આપશે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—સંપૂર્ણ અકારાદિસ્વર ઇંદ્રદેવ છે, ઉષ્મ વર્ણ એટલે કે શ, ષ, સ, હ, વિશદ્ અગર કશ્યપ ઋષિ સાથે તથા કકારાદિ વ્યંજન મૃત્યુ સાથે સંબંધ રાખનારા છે. શેષ અર્થ ભાવાર્થવત્ સમજવો જોઇએ. ૩.

વિશેષ—પ્રકૃત મંત્રમાં ઇંદ્ર શબ્દ પ્રાણનો વાચક છે તેથી અકારાદિ સ્વર ઇંદ્રનો આત્મા છે, એનું તાત્પર્ય એ છે કે—સ્વર પ્રાણનો આત્મા અર્થાત્ દેહાવયવ-સ્થાનીય છે. ૩.

**अथ यद्येनमूष्मसूपमालभेत प्रजापतिꣳ शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रतिपेक्ष्यतीत्येनं ब्रूयादथ यद्येनꣳ स्पर्शेषूपालभेत मृत्युꣳ शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रतिधक्ष्यतीत्येनं ब्रूयात् ॥ ४ ॥**

ભાવાર્થ—તે પછી તે ઉદ્‌ગાતાનો, ઉષ્મ વર્ણોમાં અશુદ્ધ ઉચ્ચારણનો દોષ કહાડે તો, તે તેને કહે કે—હુ પ્રજાપતિના શરણને પ્રાપ્ત હતો તેજ તને ચૂર્ણ કરશે. પછી જો કોઈ તેનો વ્યંજન અક્ષરોના ઉચ્ચારણમાં દોષ કહાડે તો તેને કહે કે—હું મૃત્યુના શરણમાં હતો. તેજ તને ભસ્મ કરશે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—જો કોઈ પુરૂષ ઉદ્‌ગાતાને શ, ષ, સ, હ, વર્ણોમાં અશુદ્ધ ઉચ્ચારણ કરતો જુવે અને તેનો દોષ કહાડે તો તે ઉદ્‌ગાતા તે પુરૂષને કહે કે—હું પ્રજાપતિને શરણે હતો તેજ તારૂં માન મર્દન કરશે. વળી જો ઉદ્‌ગાતાનો વ્યંજનોના ઉચ્ચારણમાં દોષ કહાડે તો ઉદ્‌ગાતા એ દોષ કહાડનારને કહે કે—હું મૃત્યુના શરણમાં હતો તે તને ભસ્મીભૂત કરશે. ૪.

વિશેષ—વસ્તુતઃ વર્ણોના ઉચ્ચારણમાં ઉદ્‌ગાતાની જો કોઈ ભૂલ હોય તો, દોષ કહાડનારને પ્રજાપતિ આદિ દેવતાઓ દંડ આપી શકે નહીં પરંતુ જો તે વ્યર્થજ ઉદ્‌ગાતા ઉપર દોષારોપણ કરે તો, ઉદ્‌ગાતા તેને કહે કે, તું મારા ઉપર જુઠો દોષારોપણ કરે છે તેથી હું જેના શરણમાં હતો તે મારો સ્વામી તને જરૂર દંડ આપશે.

અભિપ્રાય એ છે કે—જે પોતાના ઇષ્ટદેવની ભક્તિમાં તેની સાથે એક રસ

થઈ રહ્યો હોય, તેનું ઈર્ષાથી અનિષ્ટ ચાહનાર પોતાના ઉપરજ અનિષ્ટ વોહોરી લે છે, તેથી અહીં ત્રણે જગોએ 'પ્રતિ' શબ્દનો પ્રયોગ છે. જેમકે 'प्रतिवदयति' ( ઉલટુ કહેશે એટલેકે પ્રત્યુત્તર દેશે ). 'प्रति-पेद्यति' ( ઉલટ ચૂર્ણ કરશે ), 'प्रति-घद्यति' ( ઉલટ ભસ્મ કરશે ). જેમનું બધું ઘમંડ ઉચ્ચારણ ઉપર જ છે અને પરમાત્મા ઉપર કાંઈ ભક્તિ નથી તેમને એ શિક્ષા કહેલી છે.

એવું જણાય છે કે ભણેલાઓમાં બીજાનામાં દોષ કહાડવાની અગર તેમના અનુષ્ઠાનમાં અનુચિત હસ્તક્ષેપ કરવાની ચાલ ઘણી જુની છે, કારણકે ઉપનિષદ્ કાળમાં પણ તેનું વર્ણન મળે છે. જેમ અહીં કોઈ ભક્તિમા મસ્ત થઈ પરમાત્માની સ્તુતિમાં એકચિત્ત થઈ રહ્યો હોય, ત્યાં આવીને જેનું તપોમય જીવન નથી, એટલેકે જેણે વેદમંત્રોને માત્ર કંઠસ્થજ કરી લીધા છે તે ભક્ત ઉદ્ગાતાના ઉચ્ચારણકાળમા ટોકીને કહે છે કે—'અરે ! તમે સ્વરોનુ ઉચ્ચારણ યથાયોગ્ય નથી કરતા, અશુદ્ધ કરો છો, એવું કરવાથી તો ઉલટા તમે દોષના ભાગી થશો અને સાથે યજમાનનું પણ અનિષ્ટ થશે. તેને એ આરાધ્ય દેવતા જ દંડ આપે છે, કે જેવો કોઈ પંડિતને દેવીએ આપેલો હતો. ( કોઈ સાધારણ ભણેલો મનુષ્ય ભગવતીની અત્યત પ્રેમથી શ્રદ્ધાથી ઉપાસના કરતો હતો, પાઠ પણ કરતો હતો, વ્યાકરણના અજ્ઞાનને કારણે 'या देवी सर्वभूतेषु निद्रारूपेण सस्थिता। नमसनस्य नमस्तस्य नमतस्य नमो नम.' એવું ઉચ્ચારણ કરતો હતો એક પડિતે તેને બહુ-ધમકાવ્યો તેથી તે બિચારાએ પાઠ કરવો છોડી દીધો. તેથી દેવીએ રાતમાં તેમ કરનાર પડિતની છાતી ઉપર ચડીને કહ્યું કે—તેં તે ભક્તને મૂર્ખ કહીને પાઠ કરતો રોકી દીધો, તારે તેનો પાઠ શુદ્ધ કરાવી દેવો જોઈતો હતો જાણતો નથી કે "હું સર્વરૂપા છું—સર્વલિંગા છુ." ૪.

વર્ણોચ્ચારણ કાળમા ધ્યેય વિષયને બતાવે છે, યથા—

**सर्वे स्वरा घोषवन्तो बलवन्तो वक्तव्या इन्द्रे बलं ददानीति सर्व ऊष्माणोऽग्रस्ता अनिरस्ता विवृता वक्तव्याः प्रजापतेरात्मानं परिददानीति सर्वे स्पर्शा लेशेनानभिनिहिता वक्तव्या मृत्योरात्मानं परिहराणीति ॥ ५ ॥**

ભાવાર્થ—સમસ્ત સ્વર ઘોષયુક્ત તથા બળયુક્ત ઉચ્ચારિત થવા જોઇએ તેથી સ્વરોચ્ચારણ કરતી વખતે 'હું ઇંદ્રિમા બળને આપું છું' એવું ધ્યાન કરે. સર્વ

ઉષ્મ વર્ણ અગ્રસ્ત, અનિરસ્ત તથા વિવૃતરૂપથી ઉચ્ચારિત થાય છે તેથી તેમનું ઉચ્ચારણ કરતી વખતે 'હું પ્રજાપતિને અર્પણ થાઉં છું' એવું ચિંતન કરે. સર્વ સ્પર્શી વર્ણ લેશમાત્ર પણ પરસ્પર મળ્યા વગર બોલાવા જોઈએ તેથી તે સમયે 'હું પોતાને મૃત્યુથી બચાવું છું'. એવું ધ્યાન કરે. ૫.

(વિ૦ વિ૦ ભાષ્ય—'હું ઇંદ્રને બળ આપું છું' એ પ્રકારની ધારણા કરીને અકારાદિ સ્વર અક્ષરોનું બળથી તથા ઉચ્ચસ્વરથી ઉચ્ચારણ કરવું જોઇએ. 'હું પ્રજાપતિને નિમિત્તે મારૂં અર્પણ કરૂં છું' એવું ચિંતન કરીને અગ્રસ્ત-અંદર પ્રવેશ કર્યા વગર, અનિરસ્ત-બહાર કહાડ્યા વગર, તથાવિવૃત-પ્રયત્નપૂર્વક સમસ્ત ઉષ્મ-વર્ણોનું ઉચ્ચારણ કરવું યોગ્ય છે. જેમ લોક બાળકને ધીરે રહીને ઉપાડે છે તેમજ 'હું મને ધીરે-ધીરે મૃત્યુથી બચાવું છું' એવું વિચારીને ધીરે ધીરે સ્પષ્ટ ઉચ્ચારણ કરતાં કકારાદિ અક્ષરોનું ઉચ્ચારણ કરવું સમુચિત છે. ૫.

વિશેષ—'હું ઇંદ્રને બળ આપુ છુ, પ્રજાપતિને નિમિત્તે મને અર્પણ કરૂ છુ, તથા મૃત્યુથી મને બચાવુ છુ' એવી ધારણા કરીને તે તે વર્ણોનુ ઉચ્ચારણ શામાટે કરવું ? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે—અકારાદિ સમસ્ત સ્વર ઇંદ્ર ( પ્રાણ ) સ્વરૂપ છે. સર્વ ઉષ્મવર્ણ પ્રજાપતિસ્વરૂપ છે તથા સંપૂર્ણ સ્પર્શસંજ્ઞક વર્ણ મૃત્યુસ્વરૂપ છે. તેથી ઉક્તરીતે ધ્યાન કરીનેજ તે વર્ણોનું ઉચ્ચારણ કરવું શ્રેયસ્કર છે. ૫.

——⁂——

## ખંડ તેવીસમો.

હવે ત્રણ ધર્મસ્કંધને બતાવે છે, યથા—

**त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति प्रथमस्तप एव द्वितीयो ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयोऽत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादयन्सर्व एते पुण्यलोका भवन्ति ब्रह्मसꣳस्थोऽमृतत्वमेति ॥ १ ॥**

**ભાવાર્થ**—ધર્મના ત્રણ ભાગ છે. યજ્ઞ, અધ્યયન, તથા દાન એ પહેલો ભાગ છે. તપ બીજો ભાગ છે. આચાર્ય કુળમાં રહેનારો બ્રહ્મચારી, જે આચાર્ય

કુળમાં પોતાના દેહને બિલકુલ ક્ષીણ કરી નાખે છે એ ત્રીજો ભાગ છે. એ સર્વ પુન્ય લોકને પ્રાપ્ત થાય છે. તથા બ્રહ્મજ્ઞાની મોક્ષને પ્રાપ્ત થાય છે.

વિ૦ વિ૦ ભાષ્ય—ધર્મના ત્રણ સ્કંધ ( આધાર સ્તંભ ) એટલેકે ભાગ છે. યજ્ઞ—અગ્નિહોત્રાદિ, અધ્યયન—નિયમપૂર્વક ઋગ્વેદાદિનો અભ્યાસ તથા દાન—વેદીની બહાર ભિક્ષા માગનારાઓને શક્તિ અનુસાર ધન આપવું; એ પહેલો સ્કંધ છે. કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપ બીજો સ્કંધ છે. જેની પ્રકૃતિ આચાર્યકુળમાં નિવાસ કરવાની છે તે આચાર્યકુળમાં રહેનારો બ્રહ્મચારી, જે યાવજ્જીવન નિયમો દ્વારા આચાર્યકુળમાંજ પોતાના શરીરને ક્ષીણ કરતો રહે છે તે ત્રીજો ધર્મસ્કંધ છે. ઈત્યાદિ વિશેષણોથી પ્રકૃતમાં નૈષ્ઠિક બ્રહ્મચારી અભિપ્રેત છે. એ સર્વ એટલેકે ત્રણે આશ્રમોવાળા પુન્યલોકને પ્રાપ્ત થાય છે. તથા બ્રહ્મસંસ્થ—બ્રહ્મમાં સમ્યક્ પ્રકારે સ્થિત ચતુર્થાશ્રમી સંન્યાસી અમૃતત્વને—પુન્યલોકોથી ભિન્ન આત્યંતિક અમરણભાવને એટલેકે મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧.

વિશેષ—ઓંકારોપાસનાનું વિધાન કરવાને સારૂ 'त्रयो धर्मस्कन्धा' ઈત્યાદિ પ્રકરણનો આરંભ કરવામાં આવ્યો છે. કારણકે જે મોક્ષરૂપ ફળ સર્વે સામોપાસનાઓ તથા કર્મોથી, દુષ્પ્રાપ્ય છે તે અમૃતત્વ ફળ કેવળ ઓંકારોપાસનાથીજ પ્રાપ્ત થાય છે. તેથી આ મંત્ર સ્મૃતિપ્રતિપાદિત આશ્રમ ફળના અનુવાદ દ્વારા 'પ્રણવ સેવાનું ફળ અમૃતત્વ છે' એ બતાવીને પ્રણવોપાસનાની જ સ્તુતિ કરે છે. પ્રણવજ સત્ય પરબ્રહ્મ છે. કારણકે તે તેનું પ્રતિક છે. કઠોપનિષદ્‌માં 'એ અક્ષરજ બ્રહ્મ છે, એ અક્ષરજ બ્રહ્મ છે' ઈત્યાદિ શ્રુતિ હોવાથી તેની સેવાદ્વારા અમૃતત્વની પ્રાપ્તિનું કથન ઠીકજ છે

યજ્ઞ, દાન તથા તપ એ ત્રણે ગૃહસ્થના ધર્મ છે. તપ, વાનપ્રસ્થનો ધર્મ છે તથા સદાએ ગુરૂના ઘરમાં રહીને તપથી પોતે પોતાને ક્ષીણ કરી દે એ નૈષ્ઠિક બ્રહ્મચારીનો ધર્મ છે. બ્રહ્મચારી બે પ્રકારના છે, એક ઉપકુર્વાણ તથા બીજો નૈષ્ઠિક. ઉપકુર્વાણ બ્રહ્મચારી એ છે કે જે સમય ઉપર બ્રહ્મચર્યને સમાપ્ત કરી ગુરૂદક્ષિણા આપીને ગૃહસ્થમાં પ્રવેશ કરે છે. તથા જે સમસ્ત આયુ બ્રહ્મચર્યવ્રત પાલનમાં વિતાડે છે તે નૈષ્ઠિક છે.

આ મંત્રમાં જે બ્રહ્મસંસ્થ પદ આવેલું છે, તેનાથી અહીં ચતુર્થાશ્રમી સન્યાસી અભિપ્રેત છે. બ્રહ્મસંસ્થ એટલે બ્રહ્મમાં દ્રઢનિષ્ઠાવાળો. બ્રહ્મથી અહીં ઓંકાર અભિપ્રેત છે. જેમકે તેનેજ આગલા પ્રકરણમાં સર્વનો નિચોડ ( સાર ) બતાવવામાં આવ્યો છે. પહેલા ત્રણ આશ્રમી જે વૈદિક કર્મોમાં રત છે તથા જેનું



धर्म के तीन स्कन्ध—१—यज्ञ, अध्ययन, दान। २—तपस्या। ३—ब्रह्मचारी की गुरुसेवा।
[अ. २ ख २३]

ફળ પુન્યલોક છે, તે કર્મોથી પર થઇને સંન્યાસી સમસ્ત વેદોના સાર ઓંકારમાં નિષ્ઠાવાળો થઇને અમૃતત્વને મેળવે છે. ૧.

ત્રયી વિદ્યા તથા વ્યાહૃતિયોની ઉત્પત્તિ કહે છે, યથા—

**प्रजापतिर्लोकानभ्यतपत्तेभ्योऽभितप्तेभ्यस्त्रयी विद्या संप्रास्रवत्तामभ्यतपत्तस्या अभितप्ताया एतान्यक्षराणि संप्रास्रवन्त भूर्भुवः स्वरिति ॥ २ ॥**

ભાવાર્થ—પ્રજાપતિએ લોકોને નિમિત્તે તપ કર્યું. એ અભિતપ્ત લોકોથી ત્રણે વેદ પ્રગટ થયા તથા એ ત્રયી વિદ્યાને નિમિત્તે ફરી અભિતાપ કર્યો. એ અભિતપ્તત્રયી વિદ્યાથી 'ભૂઃ ભુવઃ, સ્વઃ' એ ત્રણ અક્ષર ઉત્પન્ન થયા. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રજાપતિ અર્થાત્ વિરાટ એટલેકે કશ્યપજીએ, લોકોના ઉદ્દેશથી—તેમાંથી સાર ગ્રહણ કરવાની ઇચ્છાથી અભિતાપ—ધ્યાનરૂપ તપ—કર્યું. એ પ્રમાણે અભિતપ્ત થએલા એ લોકોથી સારભૂત ત્રણે વેદો ( ઋગ્, યજુ, સામ )-ની ઉત્પત્તિ થઈ. અર્થાત કશ્યપના મનમાં ત્રયી વિદ્યા પ્રતિભાસિત થઈ. પછી પ્રજાપતિએ ત્રયી વિદ્યાનો સાર ગ્રહણ કરવાની ઇચ્છાથી ધ્યાનરૂપ તપ કર્યું, ત્યારે અભિતપ્તત્રયી વિદ્યાથી ભૂઃ ભુવઃ તથા સ્વઃ એ ત્રણ વ્યાહૃતિ ઉત્પન્ન થઈ. ૨.

વિશેષ—પ્રકૃત મન્ત્રમા અભિતાપનો અર્થ છે વિચાર તે વિચારથી પ્રજા પતિના મનમા લોકોના સારભૂત ત્રણે વેદોનુ ભાન થયુ તથા ત્રણે વેદોના સારભૂત ઉક્ત ત્રણ વ્યાહૃતિયોનું ભાન થયુ. ૨.

હવે ઓંકારની ઉત્પત્તિ કહે છે, યથા—

**तान्यभ्यतपत्तेभ्योऽभितप्तेभ्य ओंकारः संप्रास्रवत्तद्यथा शङ्कुना सर्वाणि पर्णानि संतृण्णान्येवमोंकारेण सर्वा वाक् संतृण्णोंकार एवेदꣳ सर्वमोंकार एवेदꣳ सर्वम् ॥३॥**

ભાવાર્થ—પછી પ્રજાપતિએ એ વ્યાહૃતિયોના ઉદ્દેશથી ધ્યાનરૂપ તપ કર્યું. ત્યારે એ અભિતપ્ત વ્યાહૃતિયોથી ઓંકાર ઉત્પન્ન થયો. જેમ શંકુઓ ( અંકુરો—પાદડાંની નસો ) માં સર્વ પાંદડા વ્યાપ્ત રહે છે તેમજ ઓંકારથી સર્વ-વાણી વ્યાપ્ત છે. ઓંકારજ આ સર્વ કાંઈ છે—ઓંકારજ સર્વ કાંઈ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—પછી તેણે સાર ગ્રહણ કરવાની ઇચ્છાથી, એ અક્ષરોનો

અનુભવ કર્યો. એ અનુભવ કરેલા અક્ષરોમાંથી ઓંકારની ઉત્પત્તિ થઈ. જેવી રીતે શંકુ—પાંદડાંની નસોમાં સમસ્ત પાંદડુ—પાંદડાનો અવયવસમૂહ અનુવિદ્ધ એટલેકે વ્યાપ્ત થાય છે, તેજ પ્રકારે પરમાત્માના પ્રતીકભૂત ઓંકારરૂપ બ્રહ્મ દ્વારા સંપૂર્ણ વાણી—શબ્દસમૂહ વ્યાપ્ત છે. જેમકે "અકારજ સંપૂર્ણ વાણી છે' ઈત્યાદિ શ્રુતિયોથી સિદ્ધ થાય છે. ૩.

વિશેષ—જેટલાં નામમાત્ર છે એ સર્વ પરમાત્માનોજ વિકાર છે તેથી આ સર્વ ઓંકારજ છે. પ્રકૃત મંત્રમાં 'इदं सर्वम्, इदं सर्वम्' એ દ્વિરૂક્તિ પ્રણવ સમાપ્ત્યર્થે તેમજ આદરાર્થે છે. ૩.

અહીં 'अभ्यतपत्' છે. એ તપવાના બે અભિપ્રાય છે. એક તો જેમ કોઈ દ્રવ્યને તપાવવાથી તેમાંનો સાર ભાગ ચુવે-ટપકે છે. તે પ્રમાણે આ લોકોમાંથી ત્રયી વિદ્યા સાર છે, તેના સારભૂત ભુર્ ભુવર્ સ્વર્ તથા તેમનો સાર ઓમ્ છે.

બીજો અભિપ્રાય એ છે કે જ્યારે કોઈ વસ્તુ તપે છે ત્યારે તે ચમકી ઉઠે છે પ્રદીપ્ત થઈ જાય છે. એ રીતે પ્રજાપતિને સારૂ ત્રણે લોક પ્રદીપ્ત થયા એટલે કે એ લોકોમાં તેમને સારૂ કોઈ વાત છુપી રહી નહીં, સર્વાંશે જોઈ અને તેમનામાંથી ત્રયી વિદ્યાનો સાર કહાડ્યો. ૨.



## ખંડ ચોવીસમો

સામના સંબંધમાં પ્રથમ કર્મની પ્રતિષ્ઠા કરવામાં આવી, પછી ઓંકારની પ્રતિષ્ઠા કરી. હવે હવન તથા મંત્રની પ્રતિષ્ઠા કરવામાં આવે છે, યથા—

**ब्रह्मवादिनो वदन्ति यद्वसूनां प्रातःसवनꣳ रुद्राणां माध्यन्दिनꣳ सवनमादित्यानां च विश्वेषां च देवानां तृतीयसवनम् ॥ १ ॥**

**ભાવાર્થ**—બ્રહ્મવાદી કહે છે કે જે સવારનું સાવન ( હવ્ય ) છે તે વસુઓનું છે. બપોરનું હવ્ય રૂદ્રોનુ છે. તથા ત્રીજું સવન સૂર્ય તથા વિશ્વેદેવોનું છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—બ્રહ્મવાદી લોક કહે છે કે પ્રાતઃકાળનું હવ્ય વસુઓને

નિમિત્તે છે. બપોરનું હવ્ય રૂદ્રોને નિમિત્તે તથા ત્રીજું સાયંકાળનું હવ્ય આદિત્ય તથા વિશ્વેદેવોને નિમિત્તે છે.

ત્રણવાર સોમરસ નિચોવવામાં આવે છે અને તેની આહુતિ આપવામાં આવે છે. પ્રાતઃ બપોર તથા સાયંકાળ. એ ત્રણે ને ક્રમશઃ પ્રાતઃ સવન, માધ્યન્દિન સવન તથા તૃતીય સવન કહે છે. એ ત્રણે સવનોના દેવતા વસુ, રૂદ્ર તથા આદિત્ય છે તથા ગાયત્રી, ત્રિષ્ટુપ્ તથા જગતી એ છંદ છે. ૧.

[વિશેષ—પ્રકૃત મંત્રનું તાત્પર્ય એ છે કે એ સવનના અધીશ્વરો દ્વારા તત્તત્ કાલીન સવન સંબંધી લોક પોતપોતાને અધિન કરી લેવાએલા છે. અર્થાત ભૂઃ લોક વસુઓને વશીભૂત છે, તથા એ વસુ પ્રાતઃકાળના હવ્યભાગના અધિકારી છે. ભુવઃ લોક રૂદ્રોને વશીભૂત છે તથા મધ્યાહનના હવ્ય ભાગના અધિકારી છે તથા સ્વઃ લોક આદિત્ય તથા વિશ્વેદેવોને વશીભૂત છે અને તેઓ સાયંકાળના હવ્ય ભાગના અધિકારી છે. ૧.

સામાદિના જ્ઞાતાજ યજ્ઞાનુષ્ઠાનના અધિકારી થઈ શકે છે, એ વાતને મંત્ર દ્વારા કહે છે, યથા—

**क तर्हि यजमानस्य लोक इति स यस्तं न विद्यात् कथं कुर्यादथ विद्वान्कुर्यात् ॥ २ ॥**

**ભાવાર્થ**—ઉક્ત દેવતાઓના અધિકારથી અવશિષ્ટ જ્યારે બીજા કોઈ લોકજ નથી તો પછી યજમાનનો લક્ષ્ય લોક ક્યાં છે ? જો યજમાન તેને ન જાણે તો યજ્ઞ કેવે પ્રકારે કરે ? તેથી તેને જાણવાવાળો પુરૂષજ યજ્ઞ કરવાનો અધિકારી થઈ શકે છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**— જ્યારે ત્રણે લોક ઉપર કહ્યા પ્રમાણે વસુ આદિ દેવતાના થઈ ગયા ત્યારે યજ્ઞકર્તાનો લોક ક્યાં રહ્યો ? શરીરના ત્યાગ પછી જે લોકની પ્રાપ્તિને સારૂ યજ્ઞકર્તા યજ્ઞાનુષ્ઠાન કરે, તે પોતાના યજ્ઞથી ઉત્પન્ન લોકને ન જાણે તો એ યજ્ઞ શામાટે કરે ? અભિપ્રાય એ છે કે, તે લોક ક્યાંઈ પણ નથી. પરંતુ 'लोकाय वै यजते यो यजते' "જો કોઈ પણ યજ્ઞ કરે છે તે પુન્યલોકને સારૂજ કરે છે"—એ શ્રુતિથી લોકનો અભાવ હોવાથી જે યજ્ઞકર્તા સામ, હોમ, મંત્ર તથા ઉત્થાનરૂપ લોકને સ્વીકારીને યજ્ઞ કરવાનું નથી જાણતા, તે અજ્ઞાની કેવી રીતે અનુષ્ઠાન કરી શકે ? અર્થાત્ તેનુ કર્તૃત્વ કોઈ પણ રીતે સંભવિત નથી. તેથી વક્ષ્યમાણ ઉપાયને જાણીનેજ યજ્ઞાનુષ્ઠાનનો અધિકારી થઈ શકે છે. ૨.

વિશેષ—પ્રકૃત વાક્ય સામાદિ વિજ્ઞાનની સ્તુતિપરત્વે છે, તેનાથી આ મન્ત્રથી, કેવળ કર્મમાત્રના જ્ઞાતા અજ્ઞાનીના કર્તૃત્વનો પ્રતિષેધ કરવામા આવતો નથી. જો સ્તુતિપરક તથા કર્તૃત્વપ્રતિષેધપરક પણ માની લેવામાં આવે તો વાક્યભેદની પ્રસક્તિ થઈ જશે. કારણ એ છે કે, પ્રથમ અધ્યાયના ઔષસ્ત્ય કાંડમાં ( દશમા ખંડમાં ) કર્મ અવિદ્વાનને સારૂ પણ કહેવામા આવેલું છે તેથી વક્ષ્યમાણોક્ત સામાદિ ઉપાયોના જ્ઞાતા થઈનેજ યજમાન યજ્ઞને કરે ૨.

પ્રાતઃકાલીન હવ્યમાં વસુદેવતા સબંધી સામગાન કરવું જોઈએ—

**पुरा प्रातरनुवाकस्योपाकरणाज्जघनेन गार्हपत्यस्यो-दङ्मुख उपविश्य स वासवꣳ सामाभिगायति ॥ ३ ॥**

ભાવાર્થ—પ્રાતઃકાળ અનુવાકના આરંભ પહેલાં તથા ગાર્હપત્યાગ્નિની પછી ઉત્તરાભિમુખ થઈને વસુદેવતા સબંધી સામનું ગાન કરે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રાતઃ અનુવાકથી પૂર્વે સવારમાં ભણવાને યોગ્ય શસ્ત્ર નામક સ્તોત્ર પાઠના પહેલા ગાર્હપત્યાગ્નિની પાછળ ઉત્તરાભિમુખ બેસીને વસુદેવતા સબંધી સામનું ગાન કરે ૩.

વિશેષ—જે ઋક્ મન્ત્રોનું ગાન થઈ શકતુ નથી તેમને શસ્ત્ર કહે છે, તથા જે શસ્ત્રોનો પ્રાતઃકાળમાં પાઠ કરવામા આવે છે તેમનુ નામ 'પ્રાતરનુવાક' છે. ૩.

**लो३कद्वारमपावा ३ णू ३ ३ पश्येम त्वा वयꣳ रा ३ ३ ३ ३ ३ हुं ३ आ ३३ज्या ३ यो ३ आ ३२१११ इति ॥४॥**

ભાવાર્થ—હે અગ્ને ! તમે આ લોકનાં દ્વાર ઉઘાડી દો કે જેથી રાજ્ય પ્રાપ્તિને સારૂ હમે તમને દેખીએ. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—હે અગ્નિદેવ ! તમે પૃથ્વી લોકનાં દ્વાર ઉઘાડી નાંખો કે જેથી હમો રાજ્ય પ્રાપ્તિને સારૂ તમારાં દર્શન કરી લઈએ ૪.

વિશેષ—પ્રકૃત મન્ત્રથી એ વાત સ્પષ્ટ પ્રતીત થાય છે કે અગ્નિદર્શન વિના રાજ્ય પ્રાપ્તિ થઈ શકતી નથી તથા જ્યાંસુધી પૃથ્વીલોકનાં દ્વાર ખુલશે નહીં ત્યાંસુધી પૃથ્વીલોકમાં રહેનારા અગ્નિના દર્શન કરી શકશે નહીં. યજ્ઞકર્તા રાજ્ય પ્રાપ્તિના ઇચ્છુક છે તેથી તે અગ્નિદેવની પ્રાર્થના કરે છે કે, હે અગ્નિદેવ ? લોક દ્વાર ખોલીને આપનાં દર્શન કરાવો કે જેનાથી હમો રાજ્ય પ્રાપ્તિ કરી શકીએ.

**अथ जुहोति नमोऽग्नये पृथिवीक्षिते लोकक्षिते लोकं मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एतास्मि ॥५॥**

**ભાવાર્થ**—ત્યાર બાદ આ મંત્રથી યજમાન એવું કહેતો કહેતો યજ્ઞ કરે છે કે—પૃથ્વીમાં રહેનારા ઇહલોકવાસી અગ્નિને મારા પ્રણામ છે. તું મને યજ્ઞકર્તાને માટે લોકને આપ એ અવશ્ય જ યજમાનનો લોક છે, હું તેને પ્રાપ્ત કરનારો થાઉં. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—તે પછી યજમાન પ્રકૃત મંત્ર દ્વારા હવન કરે છે અને કહે છે કે—હે અગ્નિદેવ ! આપને મારા નમસ્કાર છે. અમે પૃથ્વીમાં રહેનારા તથા પૃથ્વીલોક નિવાસી તમારા પ્રતિ વિનમ્ર થઈએ છીએ મને યજ્ઞકર્તાને આપ પુણ્યલોકની પ્રાપ્તિ કરાવો. જરૂરજ એ યજમાનનો લોક છે તેથી હે દેવ ! આપ દયા કરો કે જેથી આપે આપેલા એ લોકને હું પ્રાપ્ત થાઉં. ૫.

**વિશેષ**—એ નિયમ સ્વભાવસિદ્ધ છે કે જે વસ્તુ જેના અધિકારમાં હોય તે વસ્તુની પ્રાપ્તિ તે અધિકારીના પ્રસન્ન થયા વગર થતી નથી. પુણ્ય લોક અગ્નિદેવના અધિકારમાં છે. તેથી યજમાન તે લોકની પ્રાપ્તિની ઇચ્છાથી અગ્નિદેવને પ્રસન્ન કરવાને સારૂ વારંવાર તેમની પ્રાર્થના કરે છે. ૫

**अथ यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वोत्तिष्ठति तस्मै वसवः प्रातःसवनꣳ संप्रयच्छन्ति ॥ ६ ॥**

**ભાવાર્થ**—હું યજમાન આ દેહ છોડ્યા પછી એ લોકમાં જઈશ. તેથી હે અગ્નિદેવ ! એ લોકદ્વારના અડંગાને આગળાને નષ્ટ કરો તથા આ હવ્યને લો. એ પ્રમાણે કહીને તે યજમાન ઉભો થઈ જાય છે. ત્યારે તે પછી વસુ દેવતાલોક એ યજમાનને સારૂ પ્રાતઃકાલીન યજ્ઞ સંબંધી ફલ આપે છે. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—યજમાનને એ વાતનો નિશ્ચય છે કે—શરીરના ત્યાગ પછી મને આ ભૂલોકની પ્રાપ્તિ થશે. તેથી તે અગ્નિદેવને નિવેદન કરે છે કે—હે અગ્નિદેવ ! મારે સારૂ એ લોકના દ્વારનો અર્ગલા-આગળો-દૂર કરો તથા 'મારા આપેલા આ હવ્યને લો' એવું કહીને તે હવ્યને આપે છે, અને પછી ઉભો થઈ જાય છે. જ્યારે તે મરી જાય છે ત્યારે વસુ દેવતાલોક તેને પ્રાતઃકાલીન યજ્ઞના ફળને આપે છે અર્થાત્ તેને ભૂલોકની પ્રાપ્તિ કરાવે છે. ૬.

વિશેષ—યજ્ઞકર્તા આ પ્રમાણે આ સામ, મંત્ર, હોમ તથા ઉત્થાન દ્વારા વસુઓ પાસેથી પ્રાતઃસવનથી સબદ્ધ લોક ખરીદી લે છે ત્યારે એ વસુગણ યજમાનને પ્રાતઃસવન પ્રદાન કરે છે ૬

તે પછી અંતરિક્ષલોકના જયનો ઉપાય બતાવે છે સાતમાથી દશમા મંત્ર સુધીનું વ્યાખ્યાન એક સાથેજ કરવામા આવે છે—

पुरा माध्यन्दिनस्य सवनस्योपाकरणाज्जघनेनाग्नीध्रीयस्योदङ्मुख उपविश्य स रौद्रꣳ सामाभिगायति ॥ ७ ॥

**ભાવાર્થ**—મધ્યાહ્ન કાળના સવનના આરંભ પહેલા તથા દક્ષિણાગ્નિની પછી બેસીને ઉત્તરાભિમુખ થઈ યજમાન રૂદ્ર દેવતા સબધી સામનુ ગાન કરે છે

लो३कद्वारमपावा३र्णू ३३ पश्येम त्वा वयं वैरा ३ ३३३ ३ हुं ३ आ ३३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥८॥

**ભાવાર્થ**—હે વાયુદેવ ! તમે અતરિક્ષ લોકના દ્વાર ઉઘાડી નાખો કે જેથી અમે વૈરાજ્ય પદની પ્રાપ્તિને સારૂ તમારૂ દર્શન કરી શકીએ ૮

अथ जुहोति नमो वायवेऽन्तरिक्षक्षिते लोकक्षिते लोकं मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एतास्मि ॥ ९ ॥

**ભાવાર્થ**—ને પછી આ મંત્રથી યજમાન એવુ કહીને હવન કરે છે કે—અતરિક્ષમા રહેનારા અતરિક્ષલોકનિવાસી વાયુદેવને મારા નમસ્કાર છે તમે હું યજમાનને સારૂ અતરિક્ષ લોક આપો એ અવશ્યજ યજમાનનો લોક છે હું એને પ્રાપ્ત કરનાર છુ ૯

अत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वोत्तिष्ठति तस्मै रुद्रा माध्यन्दिनꣳ सवनꣳ संप्रयच्छन्ति ॥ १० ॥

**ભાવાર્થ**—હું યજમાન મરણ પછી અતરિક્ષ લોકમા જઈશ તેથી હે વાયુદેવ ! એ લોકના દ્વારના અડગાને નષ્ટ કરો તથા આ હવ્યને લો, આ પ્રમાણે કહીને

એ યજમાન ઉભો થઈ જાય છે ત્યારે તે પછી રૂદ્રગણુ તે યજમાનને સારૂ મધ્યાહ્ન કાલીન યજ્ઞ સંબંધી ફલને આપે છે. ૧૦.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સાતમાંથી દશમા મંત્રો સુધીનાં ભાષ્ય તથા વિશેષ ક્રમશઃ બીજાથી છઠ્ઠા સુધીના મંત્રોના ભાષ્ય વિશેષ સમાન સમજી લેવા' જોઇએ.

હવે દ્યુલોકના જયનો ઉપાય બતાવે છે.

**पुरा तृतीयसवनस्योपाकरणाज्जघनेनाहवनीयस्योदङ्मुख उपविश्य स आदित्यꣳ स वैश्वदेवꣳ सामाभिगायति ॥ ११ ॥**

**ભાવાર્થ**—તૃતીય સવનના અર્થાત્ સાયંકાલીન યજ્ઞના આરંભ પહેલાં તથા આહવનીયાગ્નિની પછી એ યજમાન ઉત્તરાભિમુખ બેસીને સૂર્ય તથા વિશ્વેદેવ સબંધી સામનું ગાન કરે છે. ૧૧.

**लो ३ कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा वयꣳ स्वारा ३३३३३ हुं ३ आ ३ ३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥१२॥**

ભાવાર્થ—હે દેવ ! તમે સ્વર્ગલોકનાં દ્વાર ઉઘાડી દો કે જેથી કરીને અમે સ્વારાજ્ય પ્રાપ્તિને સારૂ તમારાં દર્શન કરી શકીએ. ૧૨.

**आदित्यमथ वैश्वदेवं लो३कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा वयꣳ साम्रा ३३३३३ हुं ३ आ ३३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥ १३ ॥**

ભાવાર્થ—દ્વાદશ મંત્રોક્ત જે છે તે આદિત્ય સંબધી સામ છે, હવે વિશ્વેદેવ સબંધી સામ કહે છે—હે દેવ ! સ્વર્ગલોકના દ્વાર ઉઘાડી દો જેનાથી હમે સામ્રાજ્ય પ્રાપ્તિને સારૂ તમારા દર્શન કરી શકીએ. ૧૩.

**अथ जुहोति नम आदित्येभ्यश्च विश्वेभ्यश्च देवेभ्यो दिविक्षिद्भ्यो लोकक्षिद्भ्यो लोकं मे यजमानाय विन्दत ।१४।**

ભાવાર્થ—તે પછી આ મંત્રથી યજમાન એવુ કહીને હવન કરે છે કે—

સ્વર્ગમાં રહેનારા દ્યુલોક નિવાસી આદિત્યોને તથા વિશ્વેદેવોને નમસ્કાર છે તમે હું યજમાનને સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવો ૧૪.

एष वै यजमानस्य लोक एताऽस्म्यत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपहत परिघमित्युक्त्वोत्तिष्ठति ॥ १५॥

ભાવાર્થ—એ અવશ્યજ યજમાનનો લોક છે હું તેને પ્રાપ્ત કરનારો છુ હું યજમાન મરણ બાદ સ્વર્ગલોકમા જઈશ, તેથી હે દેવ ! એ સ્વર્ગલોકના દ્વારના અડંગાને નષ્ટ કરો તથા આ હવ્યને લો એવુ કહીને યજમાન ઉભો થઈ જાય છે ૧૫

વિ૦ વિ૦ ભાષ્ય—અગિયારથી પદર સુધીના મત્રોના ભાષ્ય તથા વિશેષ પૂર્વવ સમજ વા જોઈએ

तस्मा आदित्याश्च विश्वे च देवास्तृतीयꣳ सवनꣳ संप्रयच्छन्त्येष ह वै यज्ञस्य मात्रां वेद य एवं वेद य एवं वेद ॥ १६ ॥

ભાવાર્થ—ત્યારે તે પછી આદિત્ય તથા વિશ્વેદેવ તે યજમાનને સારૂ તૃતીય સવન અર્થાત્ સાયંકાલીન યજ્ઞબધી ફલ આપે છે જે એ પ્રકારે જાણે છે તે જરૂર યજ્ઞની માત્રાને એટલે કે યજ્ઞના યથાર્થ રૂપને સારી રીતે જાણે છે ૧૬

વિ૦ વિ૦ ભાષ્ય—જે યજમાન આ યજ્ઞને યથાર્થ રૂપે સારી રીતે જાણે છે તેને સારૂ સૂર્યદેવતા તથા વિશ્વેદેવ સાયંકાલીન યજ્ઞના ફળને આપે છે ૧૬

વિશેષ—પ્રકૃત મત્રનુ તાત્પર્ય એ છે કે જે લોક, સાયકાલીન યજ્ઞ કરવાથી પ્રાપ્ત થાય છે, તે લોકને, સૂર્યદેવતા તથા વિશ્વેદેવદેવતા, એ યજ્ઞના યથાર્થ સ્વરૂપને જાણનારા યજમાનને, આપે છે ય एवं वेद य एवं वेद' એ દ્વિરુક્તિ અધ્યાય સમાપ્તિસૂચક છે ૧૬

ઇતિ ચોવીસમો ખડ અને બીજો અધ્યાય સમાપ્ત

——



# અધ્યાય ત્રીજો

## ખંડ પહેલો

કર્મોની આશ્રિત ઉપાસનાઓને સમાપ્ત કરીને તેના ફલભૂત આદિત્યાદિ વિષયક સ્વતન્ત્ર ઉપાસનાને કહે છે, યથા—

**ॐ असौ वा आदित्यो देवमधु तस्य द्यौरेव तिरश्चीनवꣳशोऽन्तरिक्षमपूपो मरीचयः पुत्राः ॥ १ ॥**

**ભાવાર્થ**—ઓમ્ એ સૂર્ય, દેવગણોનું મધુ (મદ્ય) છે. સ્વર્ગલોકજ તેનો તિરછો વાંસ છે (જેના ઉપર મધપુડો બાઝે છે તે આધાર સ્થાન). આકાશ તેની છતરી છે, તથા કિરણો પુત્ર છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સૂર્ય દેવગણોને આનન્દિત કરે છે, કારણકે તે મધના સમાન મધુર છે. સ્વર્ગલોકજ એ દેવમધુ સૂર્યનો તિરશ્ચીન વંશ—તીરછો વાંસ (આધાર સ્થાન) છે, કારણકે સ્વર્ગલોક તિરછોજ જોવામાં આવે છે. તથા આકાશ પૂર્વોક્ત મધુની અપૂપ એટલેકે છત્રી છે, તે છતરીનાં નાનાં નાનાં છિદ્રો પુત્રના સમાન આદિત્યનાં કિરણો છે. અર્થાત્ જેવી રીતે નાનાં નાનાં છિદ્રોમાં મધ રહે છે તેજ પ્રમાણે આદિત્યનાં કિરણોમાં સુખને આપનારા યશ, તેજ આદિ રસ ભરાએલા રહે છે. ૧.

**વિશેષ**—જે પ્રમાણે મધથી આનંદની પ્રાપ્તિ થાય છે, તે પ્રમાણે આદિત્યના ધ્યાનથી સુખની ઉપલબ્ધિ થાય છે, કારણકે યજ્ઞમાં કર્મ કરવાથી જે ફલ ઉત્પન્ન થાય છે તે પૂર્ણપણે આદિત્યમાં સ્થિત રહે છે તેથી સૂર્ય ઘણા પ્રકાશથી ચમકે છે, તથા સર્વને પ્રકાશ આપે છે. તેથી મધુ દૃષ્ટિથી આદિત્યની ઉપાસના કરનારા પુરૂષને સર્વ પ્રકારના ફળની પ્રાપ્તિ થાય છે. ૧.

હવે સૂર્યના પૂર્વ દિશા સાથે સબંધ રાખનારાં કિરણોમાં મધુનાડ્યાદિ (જે છિદ્રોમાં મધ રહે છે તે) દૃષ્ટિને બતાવે છે, યથા—

**तस्य ये प्राञ्चो रश्मयस्ता एवास्य प्राच्यो मधुनाडयः । ऋच एव मधुकृत ऋग्वेद एव पुष्पं ता अमृता आपस्ता वा एता ऋचः ॥ २ ॥ एतमृग्वेदमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳ रसोऽजायत ॥ ३ ॥**

**ભાવાર્થ**—એ સૂર્યના જે પૂર્વ દિશાના કિરણો છે તેજ તેના પૂર્વ દિશા ભણીના (મધુનાડિયો) મધ ભરેલા છિદ્રો છે. ઋચાઓજ મધુકર (ભમરા) છે. ઋગ્વેદ પુષ્પ છે, સોમ આદિ અમૃતજ તેમાં આપ (રસ) છે. એ ઋચારૂપ મધુકરો એજ, ઋગ્વેદને તપાવ્યો એટલેકે તેનું અન્વેષણ કર્યું, વિચાર્યો. તથા તે અભિતપ્ત (વિચારએલા) ઋગ્વેદથી યશ, તેજ, ઇંદ્રિય, વીર્ય તથા અન્નાદિ રૂપ રસ પેદા થયો. ૨-૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—મધુના આધારભૂત એ આદિત્યરૂપ મધપુડાના જે પૂર્વદિશા ભણીના કિરણો છે, તેજ પૂર્વ દિશા તરફ જવાથી તેની પૂર્વ મધુનાડિયો છે, મધપુડાના છિદ્રો સમાન છે અર્થાત્ મધુનુ ઉત્પત્તિસ્થાન છે. તથા ઋગ્વેદના મંત્રો મધમાખિયો છે, તે આદિત્યમાં લોહિના જેવા રૂપરંગવાળુ મધ પેદા કરે છે. ઋગ્વેદ પુષ્પ સમાન છે તેમાં બતાવેલાં કર્મોદ્વારા અગ્નિમાં સોમ, ઘૃત, તથા દૂધ આદિ રસરૂપ દ્રવ્યનો હોમ કરવાથી જે રસની ઉત્પત્તિ થાય છે તે અમૃતત્વ (મોક્ષ)નો હેતુ હોવાથી અમૃતરૂપ જલ છે. જે પ્રમાણે મધમાખિયો ફૂલોમાંથી રસ લાવીને મધ બનાવે છે, તે પ્રમાણે ઋગ્વેદના મન્ત્ર કર્મ કરીને વન્હિમાં સોમ ઘૃતાદિ દ્રવ્યનો હોમ કરીને મધ બનાવે છે પુષ્પોમાથી રસ ગ્રહણ કરનારી મધ માખિયોની પેઠે આ ઋચાઓએ પુષ્પસ્થાનીય ઋગ્વેદવિહિત કર્મને અભિતપ્ત કર્યા એટલેકે એ કર્મરૂપી પુષ્પોનુ ધ્યાન કર્યું. વિચાર કર્યો. એ ધ્યાન કરેલા યજ્ઞ કર્મરૂપી પુષ્પોથી યશવિખ્યાતિ, તેજ—શરીર દીપ્તિ, ઇદ્રિય શક્તિ એટલેકે સામર્થ્ય યુક્ત ઇંદ્રિયોથી અવિકલતા, વીર્ય, બળ, તથા અન્નાદિક શરીરને પુષ્ટ કરનારા પદાર્થ રૂપ રસ પેદા થયો. ૨-૩

**વિશેષ**—પ્રકૃત મન્ત્રમા "ઋગ્વેદજ પુષ્પ છે" એમ કહેવામાં આવ્યુ છે. તેમાં શંકા થાય છે કે—ઋગ્વેદ તો ઋગ્બ્રાહ્મણ સમુદાયનુ જ નામ છે અને તે શબ્દ

રૂપ છે, તો કેવળ શબ્દથીજ ભોગ્યરૂપ રસની ઉત્પત્તિ કેવી રીતે થઈ શકે ? તેનું સમાધાન એવુ છે કે—ઋગ્વેદથી અહીં ઋગ્વેદવિહિત કર્મ સમજવાં જોઈએ. કારણકે કર્મથીજ કર્મ ફલભૂત મધુરૂપ રસની ઉત્પત્તિ થાય છે. ૨-૩.

**तदुव्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य रोहितꣳ रूपम् ॥ ४ ॥**

**ભાવાર્થ**—એ (યશ આદિ) રસ નિકળ્યો, તેણે સૂર્યના પૂર્વભાગને આશ્રિત કર્યો તથા જે એ સૂર્યનું લાલ રૂપ છે તેજ એ રસ છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—યજ્ઞમાં કર્મ કરવાથી જે યશથી લઈને અન્ન આદિ પર્યંત રસ પેદા થયો તેણે જઈને સૂર્યના પૂર્વ ભાગમા આશ્રય લીધો, અર્થાત્ સૂર્યમાં પ્રવેશ કરીને સ્થિત થઈ ગયો, એજ કારણથી આદિત્યનુ જે લાલ રૂપ દેખાય છે તે યજ્ઞ કર્મોના ફળ રૂપ યશ આદિ રસજ છે. ૪.

**વિશેષ**—જેમ ગૃહસ્થ લોક અન્ન આદિની પ્રાપ્તિને સારૂ ખેતરોમાં ક્યારિયો બનાવે છે તેમજ મનુષ્ય 'કર્મોનુ ફળ યશ આદિની પ્રાપ્તિ થશે' એવો મનમાં વિચાર કરીને કર્મને કરે છે. કર્મ કર્તાના હૃદયમા શ્રદ્ધાની ઉત્પત્તિને સારૂ શ્રુતિભગવતીએ આ વાતને સ્પષ્ટ બતાવી છે કે—એ કર્મ ફળ યશ આદિ રસજ આદિત્યમાં લાલ રૂપે જોવામાં આવે છે. ૪.



## ખંડ બીજો

હવે સૂર્યની દક્ષિણ દિશા સંબંધીના કિરણોમાં મધુનાડ્યાદિ દૃષ્ટિને બતાવે છે. યથા—

**अथ येऽस्य दक्षिणा रश्मयस्ता एवास्य दक्षिणा मधुनाड्यो यजूꣳष्येव मधुकृतो यजुर्वेद एव पुष्पं ता अमृता आपः ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી આદિત્યની દક્ષિણ દિશાના જે કિરણો છે તેજ આદિત્યની દક્ષિણ દિશાવર્તી મધુનાડિયો—છિદ્રો છે, યજુર્વેદના મંત્રજ મધુ—મક્ષિકાઓ છે, સમસ્ત યજુર્વેદજ રસને આપનારૂં પુષ્પ છે, તથા યજુર્વેદના મંત્રો દ્વારા યજ્ઞ કર્મમાં જે હવ્ય આપવામાં આવે છે તે અમૃતરૂપી જલ છે. આ મંત્રનુ તાત્પર્ય એ છે કે—યજ્ઞ કર્મમાં યજુર્વેદીય મંત્રોથી ઘૃતાદિ જે દ્રવ્યનો હોમ કરવામાં આવે છે તેનો રસ ધુમ્ર ( ધુમાડો ) થઇને આદિત્યની પાસે પહોંચી મધુરૂપે એકઠો થાય છે. જે પુરૂષ આદિત્યની ઉપાસના કરે છે તેને આદિત્ય તે મધુ આપે છે. ૧.

**तानि वा एतानि यजूꣳष्येतꣳ यजुर्वेदमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳ रसोऽजायत ॥ २ ॥**

ભાવાર્થ—તેમણે, એ યજુર્વેદની ઋચાઓએ રસ આપનારાએ પુષ્પ રૂપી યજુર્વેદને તપાવ્યો ( અન્વેશણ કર્યું ) તે અભિતપ્ત પુષ્પથી ઉજ્વલ કીર્તિ, પ્રતાપ, બલ, તેજ તથા અન્નાદિ મહત્વરૂપ રસ પેદા થયો. ૨.

**तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य परं शुक्लꣳ रूपम् ॥ ३ ॥**

ભાવાર્થ—એ યશ આદિરસ, જે આદિત્યમાં એકત્રિત થએલો હતો તેણે આદિત્યમાંથી નિકળી આદિત્યની ચારે બાજુએ આશ્રય લીધો. આદિત્યની જે શ્વેત પ્રભા છે તેજ એ યશ આદિક રસ છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પ્રથમ ખંડમાં રૂપકાલંકારથી પ્રાચી દિશાસ્થ મધુનાલિયો દ્વારા ઋગ્વેદરૂપ પુષ્પોનુ મધુરૂપ અમૃત તથા તેના પાનનું વર્ણન કરીને આ દ્વિતીય ખંડમાં એવું કથન કરવામાં આવ્યું છે—આદિત્યરૂપ બ્રહ્મની જે દક્ષિણ દિશાવાળી મધુરૂપ નાલીયો છે તેમાં રસ પ્રવાહ કરનારી યજુર્વેદની ઋચાઓ છે, યજુર્વેદ પુષ્પરૂપ છે તથા તે પુષ્પ જલરૂપ અમૃત છે, યજુર્વેદના જ્ઞાનજ મક્ષિકારૂપ ભ્રમર છે, જે ઉક્ત રૂચાઓથી જ્ઞાનરૂપ રસનું પાન કરે છે, આ રીતે યજુર્વેદનું મંથન કરીને જે જ્ઞાનરૂપ રસનુ પાન કરે છે તે યશસ્વી, તેજસ્વી, પ્રાણોવાળા, પરાક્રમી, અન્નવાન તથા અન્નનો ભોક્તા તથા રસરૂપ અમૃતનું પાન કરનારો થાય છે. ૧.૨.૩

**વિશેષ**—એ મધુપાન કરનારા જીજ્ઞાસુને જે યશ, તેજતથા પરાક્રમાદિ મલે છે તે સર્વત્ર ફેલાઈ જાયછે તથા તેની ચારેબાજુ રક્ષા કરે છે. જે પુરૂષ પરમાત્માની આજ્ઞાનું પાલન કરેછે, અર્થાત વેદોમાં કહેલા નિયમો અનુસાર શ્રવણ, મનન, નિદિધ્યાસન આદિ કરતાં જીવન વ્યતીત કરે છે તેમને યશ આદિની પ્રાપ્તિ થાય છે. એવા પુરૂષજ સંસારમાં અમર રહે છે તથા સૂર્યના સમાન ચમકે છે. એજ પરમાત્માનું મહત્વ છે, જે શુભ્ર દીપ્તિમાન ચારે દિશાઓમાં ભાસમાન થઈ રહેલો છે. ૧.૨૩



## ખંડ ત્રીજો



હવે સૂર્યની પશ્ચિમ દિશા સંબધવાળા કિરણોમાં મધુનાડ્યાદિ દૃષ્ટિને જણાવે છે. યથા—

**अथ येऽस्य प्रत्यञ्चो रश्मयस्ता एवास्य प्रतीच्यो मधुनाड्यः सामान्येव मधुकृतः सामवेद एव पुष्पं ता अमृता आपः ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી આ આદિત્યની જે પશ્ચિમ દિશાનાં કિરણો છે તેજ આદિત્યની પશ્ચિમ દિગ્વર્તી મધુનાડિયો-છિદ્રો છે, સામવેદના મંત્રજ મધુમક્ષિકાઓ છે, સમસ્ત સામવેદ રસને આપનારૂ ફૂલ છે તથા સામવેદીય મંત્રોથી અગ્નિમાં

જે ઘૃતાદિ હવ્યોંનો હોમ કરવામાં આવે છે તે અતિ ઉત્તમ સ્વાદિષ્ટ અમૃતરૂપ જલ છે. ૧.

तानि वा एतानि सामान्येतँ सामवेदमभ्यतपꣳस्त-स्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳ रसो-ऽजायत ॥ २ ॥

ભાવાર્થ—એ સામવેદની ઋચાઓએ રસ આપનારા આ પુષ્પરૂપી સામવેદને તપાવ્યો, એ અભિતપ્ત પુષ્પથીજ શુભ કીર્તિ પ્રતાપ બલ તેજ તથા અન્ન આદિરૂપ રસ ઉત્પન્ન થયા.૨.

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदा-दित्यस्य परं कृष्णꣳ रूपम् ॥ ३ ॥

ભાવાર્થ—એ યશ આદિ રસ, જે આદિત્યમાં એકઠા થયેલા હતા તે આદિત્યમાંથી નિકળીને તેની ચારે બાજુએ તેમણે આશ્રય લીધો. જે આ સૂર્યનું કૃષ્ણ તેજ છે તે યશ આદિક રસજ છે.

વ૦ વિ૦ ભાષ્ય—આ બ્રહ્મરૂપ મધુની જે સામઋચારૂપ પશ્ચિમ દિશાની નલિયો છે, અર્થાત્ પશ્ચિમ દિશામાં જે તેનું જ્ઞાન વિજ્ઞાન વિસ્તૃત થઈ રહેલું છે તેજ ઋચારૂપ મધુમક્ષિકા છે. સામવેદ પુષ્પ છે તથા એજ પુષ્પ અમૃતરૂપ જળ છે, જેનું જીજ્ઞાસુ પાન કરીને અમૃત થઈ જાય છે. અર્થાત્ જ્યારે ઋચારૂપ માખિયો સામવેદરૂપ પુષ્પનું મંથન કરે છે ત્યારે તેમાંથી ઉક્ત અમૃતરૂપ જળ નિકળે છે, જેને ઋચાઓ ગ્રહણ કરે છે તથા ઋચાઓમાં જીજ્ઞાસુ જ્ઞાનરૂપ રસનું પાન કરીને યશસ્વી, તેજસ્વી આદિ ગુણ સંપન્ન થાય છે. ૧-૨-૩.

વિશેષ—આ વિષયમાં એમ સમજવું જોઇએ કે—સામવેદના મનનશીલ પુરૂષને ઉક્ત પદાર્થ ઉપલબ્ધ થાય છે. તેથી સર્વનું કર્તવ્ય છે કે વેદરૂપ જ્ઞાનની ઘણા પ્રયત્નથી પ્રાપ્તિ કરવી જોઇએ કે જેનાથી પરમાત્માની પ્રસન્નતાથી ઉત્તમોત્તમ પદાર્થ પ્રાપ્ત થઈ શકે. એ સ્મરણમાં રાખવું જોઇએ—કે ઉપર્યુક્ત યશ આદિ બ્રહ્મનાજ આશ્રિત છે. એ પ્રભુની જેના ઉપર કૃપા થશે તેને તે પ્રાપ્ત થશે. ૧-૨-૩.

———

# ખંડ ચોથો

હવે સૂર્યની ઉત્તરદિશાસબંધવાળા કિરણોમા મધુનાડ્યાદિ દૃષ્ટિને બતાવે છે.

**अथ येऽस्योदञ्चो रश्मयस्ता एवास्योदीच्यो मधुनाड्योऽथर्वाङ्गिरस एव मधुकृत इतिहासपुराणं पुष्पं ता अमृता आपः ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી એ આદિત્યના જે ઉત્તર દિશાના કિરણો છે, તે આદિત્યની ઉત્તર દિગ્વર્તી મધુ નાડિયો–છિદ્રો છે અથર્વા તથા અગિગ ઋષિયો એ પ્રત્યક્ષ કરેલા મત્રજ મધુમક્ષિકા છે, ઇતિહાસ પુરાણજ પુષ્પ છે અને અથર્વાંગિરસ મત્રોથી યજ્ઞકર્મમા જે હવ્યનો હોમ કરવામા આવે છે તેજ અમૃતરૂપી જળ છે. ૧.

**ते वा एतेऽथर्वाङ्गिरस एतदितिहासपुराणमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳ रसोऽजायत ॥ २ ॥**

**ભાવાર્થ**—એ અથર્વવેદની ઋચાઓએ રસ આપનારા પુષ્પરૂપી ઇતિહાસ અને પુરાણને તપાવ્યા, તે અભિતપ્ત પુષ્પથીજ શુભ કીર્તિ, પ્રતાપ, બળ, તેજ અને અન્ન આદિરૂપ રસ ઉત્પન્ન થયા. ૨.

**तद् व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य परं कृष्णꣳ रूपम् ॥ ३ ॥**

**ભાવાર્થ**—એ યશ આદિ રસ જે આદિત્યમાં જામી ગએલા હતા તેમણે આદિત્યમાંથી નિકળી આદિત્યની ચારે તરફ આશ્રય લીધો. જે આ સૂર્યનુ કૃષ્ણ રૂપ છે તે યશ આદિક રસજ છે. ૩

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ ખડના મત્રોનો અભિપ્રાય પણ પૂર્વવત્ છે. અર્થાત્ મંત્રમાં કહેવામા આવ્યુ છે કે—ઇતિહાસ પુરાણજ પુષ્પ છે. એ ઇતિહાસ પુરાણોનો અશ્વમેધ યજ્ઞમા પારિપ્લવા રાત્રિયોમાં કર્માગરૂપથી વિનિયોગ પ્રસિદ્ધ છે.

અથર્વવેદનું મંથન કરનારા જીજ્ઞાસુઓને યશ, તેજ પ્રાણાદિ પ્રાપ્ત થાય છે અને એવોજ મનુષ્ય મધુરૂપ અમૃતનો અધિકારી છે. ભાવ એ છે કે-જે પુરૂષ અંગ ઉપાંગોસહિત એક એક વેદનું પણ શ્રવણ, મનન, નિદિધ્યાસન કરે છે તેનું જીવન પવિત્ર થઈ જાય છે. તેથી જીજ્ઞાસુઓએ બ્રહ્મચર્યપૂર્વક વેદાધ્યયન કરવું ઉચિત છે. ૧-૨-૩.

**વિશેષ**—અશ્વમેધ યજ્ઞની સમાપ્તિ ઘણા દિવસો પછી થાય છે. તેના અનુષ્ઠાનમાં શાંતિપૂર્વક સ્થિત રહેવાથી યજ્ઞ કરનારને આળસ આવવા માંડે છે, એ આળસને દૂર કરવાને સારૂ વેદે, રાત્રિને સમયે ઇતિહાસ-પુરાણાદિનું શ્રવણ કરવાનું વિધાન કરેલું છે. અનેકવિધ ઉપાખ્યાનાદિના સમૂહનું નામ 'પારિપ્લવ' છે. જે જે રાત્રિયોમાં તેમનું શ્રવણ કરવાનું વિધાન છે તે રાત્રિયોને પારિપ્લવા રાત્રિ કહે છે. ૧-૨-૩.



## ખંડ પાંચમો



હવે સૂર્યની ઉર્ધ્વદિશા સંબંધી કિરણોમાં મધુનાડ્યાદિ દ્રષ્ટિને બતાવે છે.

**अथ येऽस्योर्ध्वा रश्मयस्ता एवास्योर्ध्वा मधुनाड्यो गुह्या एवादेशा मधुकृतो ब्रह्मैव पुष्पं ता अमृता आपः॥१॥**

**ભાવાર્થ**—તે પછી એ આદિત્યના જે ઉપરની બાજુના કિરણો છે તેજ સૂર્યનું ઉપરની બાજુએ મધુ નિકળવાનું સ્થાન છે. ગુહ્ય ઉપદેશજ મધુમક્ષિકા છે, રસને આપનાર પ્રણવરૂપ બ્રહ્મજ પુષ્પ છે, અને જે ઘૃતાદિરૂપ દ્રવ્યનો અગ્નિમાં હોમ કરવામાં આવે છે તેજ અમૃતરૂપી જળ છે. ૧.

**ते वा एते गुह्या आदेशा एतद् ब्रह्माभ्यतꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳ रसोऽजायत॥२॥**

**ભાવાર્થ**—એ ગોપ્ય આદેશોએજ રસ આપનારા પુષ્પરૂપી પ્રણવસંજ્ઞક બ્રહ્મને તપાવ્યા. એ અભિતપ્ત પુષ્પથીજ શુભ કીર્તિ, પ્રતાપ, બલ, તેજ તથા અન્ન આદિરૂપ રસ ઊત્પન્ન થયા. ૨.

**तद् व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य मध्ये क्षोभत इव ॥ ३ ॥**

**ભાવાર્થ**—એ યશ આદિ રસ જે સૂર્યમાં એકઠા થએલા હતા તેમણે આદિત્યનાં કિરણરૂપી છિદ્રોમાંથી નિકલી આદિત્યની ચારે તરફ આશ્રય લીધો. આ જે સૂર્યની વચમાં ક્ષુબ્ધ જેવુ, જલ ઝલાટ જેવુ, ઉપાસકોને જણાય છે તેજ નિશ્ચયે કરીને ઊપર કહેલા યશ આદિકનો રસ છે. ૩.

**વિ० વિ० ભાષ્ય**—આ લણે મત્રોનાં ભાષ્ય પૂર્વવત્ છે.

**વિશેષ**—પહેલા મંત્રમાં ગુહ્ય આદેશજ મધુમક્ષિકા છે એમ કહેવામાં આવ્યુ છે, તેનુ તાત્પર્ય એ છે કે ગુહ્ય–ગોપનીય અર્થાત્ રહસ્યભૂત જે આદેશ એટલે કે "लोकद्वारमपावृणु पश्येम त्वा वयम्=લોકના દ્વારને ઉઘાડી નાખો કે ચેથી હમે તમને દેખિયે" ઇત્યાદિ વિધિયો તથા કર્માંગ સંબંધિની ઉપાસનાઓ છે તેજ મધુમક્ષિકા છે. ૩.

**ते वा एते रसाना ७ रसा वेदा हि रसास्तेषामेते रसास्तानि वा एतान्यमृतानामसृतानि वेदा ह्यमृतास्तेषामेतान्यमृतानि ॥ ४ ॥**

**ભાવાર્થ**—એ લાલ સ્વેતાદિ આદિત્યની પ્રભા નિશ્ચયે કરીને રસોનો રસ છે કારણ કે વેદજ રસ છે તથા લાલ સ્વેતાદિ તેમનો પણ રસ છે. તેજ એ અમૃતોનું અમૃત છે, કારણ કે વેદજ અમૃત છે તથા એ તેમનુ પણ અમૃત છે. ૪.

**વિ०વિ०ભાષ્ય**—એ પૂર્વોક્ત લોહિતાદિરૂપ રસોનો રસ–વિશેષ રસ અત્યન્ત સારભૂત છે. કારણ કે સમસ્ત લોકોનો સારભૂત હોવાથી વેદજ સાર એટલેકે રસ છે તથા એ લોહિતાદિરૂપ એ રસોનો પણ રસ છે તથા એજ અમૃતોનુ અમૃત છે. કારણ કે નિત્ય હોવાને કારણે વેદજ અમૃત છે, તથા લાલ સ્વેતાદિ સૂર્યની પ્રભા એ વેદનું પણ અમૃત છે ૪.

**વિશેષ**—ઉપર્યુક્ત પાંચ ખડોમાં રૂપકાલકારથી મધુવિદ્યાનુ વર્ણન કરવામાં આવ્યુ છે. એટલે કે બ્રહ્મજ મધુછે અને તેની પૂર્વ, પશ્ચિમ, ઉત્તર તથા દક્ષિણ તથા ઊપર–નીચે સર્વ બાજુએ મધુની નલિયો વહિ રહેલી છે. ચારે વેદોની ઋચાઓ મધુમક્ષિકારૂપ છે, જેમનાથી જીજ્ઞાસુ મધુપાન કરીને અમૃત થાય છે. કારણ કે એ મધુ અમૃતરૂપ છે તથા એ અમૃત નામ મોક્ષનું છે, તેથી એ મોક્ષસ્વરૂપ પરમાનંદ

સ્વરૂપ ધામ નિખિલ દુઃખરહિત છે. તેજ કારણથી અંતિમ મંત્રમાં કહેવામાં આવ્યું છે કે–યશ આદિક અમૃતોનું અમૃત છે, કારણ કે વેદ અમૃત છે તથા એ વેદોનો રસ હોવાથી અમૃતોનું પણ અમૃત છે. અને अमृतादप्यधिकम् अमृतम् જે બ્રહ્મચિંતનપરાયણ થશે તેનેજ તે પ્રાપ્ત થશે. ૪.



## ખંડ છઠ્ઠો



(૧) વસુગણ (૨) રૂદ્રગણ, (૬) આદિત્ય, (૪) મરૂદ્ગણ તથા (૫) સાધ્ય ગણોનાં ઉપજીવી પાંચ અમૃતોની ઉપાસનાનાં વર્ણન ક્રમશઃ પાંચ ખંડોમાં કરેલાં છે, પ્રત્યેક ખંડમાં ચાર ચાર મંત્રો છે. છઠ્ઠા ખંડના ચાર મંત્રોના જેવાં ભાષ્ય તથા વિશેષ થશે તેવાંજ ભાષ્ય તથા વિશેષ શેષ ચાર ખંડોના મંત્રોનાં પણ થશે, તેથી તે મંત્રોના કેવલ ભાવાર્થ માત્રજ લખવામાં આવશે. વસુગણોના જીવનના આધારભૂત પ્રથમ અમૃતની ઉપાસનાને બતાવે છે, યથા–

**तद्यत्प्रथमममृतं तद्वसव उपजीवन्त्यग्निना मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥१॥**

**ભાવાર્થ**—પાંચે અમૃતોમાં પ્રથમ જે આદિત્યની લાલ પ્રભા છે, તેનાથી વસુ દેવગણ અગ્નિમુખ થઇને જીવન ધારણ કરે છે. વાસ્તવમાં દેવતા ખાતા કે પીતા નથી. પરન્તુ તેઓ આ અમૃતરૂપી રસને દેખીનેજ તૃપ્ત થઈ જાય છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પ્રાત.હવ્યના અધિકારી જે વસુ દેવગણ છે તેઓ અગ્નિપ્રધાન થઇને રોહિત રૂપવાલા પ્રથમ અમૃતના ઉપજીવી થાય છે. જેમ લોક એક એક ગ્રાસ લઇને ખાય છે તેમ દેવતાના વિષયમાં જે ગ્રાસભક્ષણ છે તેનો શ્રુતિ નિષેધ કરે છે કે દેવગણ ન તો ખાય છે કે ન તો પીએ છે. તો પછી તેઓ અમૃતના ઉપજીવી કેવી રીતે થાય છે ? એવી શંકાનું શ્રુતિ સમાધાન કરે છે કે એ દેવગણ આદિત્યના રોહિતરૂપ રસ અમૃતને દેખીને ઉપલબ્ધ કરીને એટલે કે સંપૂર્ણ ઈન્દ્રિયોથી તેનો અનુભવ કરીને સતુષ્ટ થઈ જાય છે, કારણ કે ભાષ્યમાં દૃશ ધાતુનો એવોજ અર્થ કરવામાં આવેલો છે. તથા સૂર્યના આશ્રિત હોવાથી તેઓ દુર્ગંધ આદિ દેહ તથા ઇંદ્રિયોના દોષોથી રહિત પણ છે. ૧.

વિશેષ—'દેવગણ સમ્પૂર્ણ ઇંદ્રિયોથી રોહિત રૂપનો અનુભવ કરી તૃપ્ત થઈ જાય છે' એ કથનને સાંભળીને શંકા થાય છે કે, કેવલ ચક્ષુ ઇંદ્રિયગ્રાહ્ય રૂપ શ્રોત્રેંદ્રિયનો વિષય કેવી રીતે થઈ શકે? એ શંકાનુ સમાધાન એવુ છે કે–તે તે ઇંદ્રિયોના જે જે વિષય છે તે સર્વે રસજ છે, તેથી દેવગણ તે તે વિષયોનો તે તે ઇંદ્રિયોથી અનુભવ કરી તૃપ્ત થઈ જાય છે. ૧.

તો શું દેવગણ કાંઈ પણ કર્યા વિનાજ આ અમૃતના ઉપજીવી થાય છે? જો નહિ, તો પછી કેવી રીતે થાય છે, તે બતાવે છે, યથા—

**त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २॥**

ભાવાર્થ—એ વસુ દેવગણ આજ સૂર્યની લાલ પ્રભાને લક્ષિત કરી ઉદાસીન થઈ જાય છે, અને પછી તેનાથીજ ઉત્સાહિત થઈ જાય છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—દેવગણ આદિત્યના રોહિત રૂપને દેખીને જ્યારે સંતુષ્ટ થઈ જાય છે, ત્યારે ઉદાસીનતાપૂર્વક તેમાંજ પડી રહે છે, અને પછી જ્યારે એ અમૃતના ભોગનો સમય ઉપસ્થિત થાય છે ત્યારે તેમાંથી તેઓ નિકલે છે. અર્થાત્ જ્યારે ભોગ કરી રહે છે ત્યારે સુખથી તેજ રસમાં લીન થઈ પડી રહે છે. અને ફરી જ્યારે ભોગનો સમય આવે છે ત્યારે ઉદ્યોગ કરવાને સારૂં તેઓ તૈયાર થઈ જાય છે. કારણ કે જે નિરૂદ્યોગી, અનુષ્ઠાનહીન તથા આળસુ છે તેમને સંસારમાં ભોગોની પ્રાપ્તિ થતી નથી. ૨.

**વિશેષ**—જે પ્રમાણે સંસારમાં જ્યારે મનુષ્ય ભોગ કરી ચુકે છે ત્યારે સુખથી ઉદ્યોગશૂન્ય થઈ પડી રહે છે, અને જ્યારે ભોગનો સમય થાય છે, ત્યારે ઉદ્યોગ કરવા માંડે છે, તેજ પ્રમાણે દેવગણ હજી અમારે ભોગનો સમય થયો નથી એવુ જાણીને ઉદાસીન રહે છે તથા જ્યારે અમૃતના ભોગનો સમય આવે છે ત્યારે ઉત્સાહયુક્ત થઈ જાય છે. ૨.

**स य एतदेवममृतं वेद वसूनामेवैको भूत्वाऽग्निनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स य एतदेवरूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥**

ભાવાર્થ—જે ઉક્ત પ્રકારે એ અમૃતની ઉપાસના કરે છે, તે વસુઓમાંથી

એક વસુ થઇને અગ્નિની પ્રધાનતાથી તેને દેખીને તૃપ્ત થઈ જાય છે, તે તેજ રૂપમાં પ્રવેશ કરી જાય છે, અને પછી તેમાંથીજ બહાર નિકળી આવે છે, ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—જે પુરૂષ ઊપરોક્ત રીતે આદિત્યના રોહિતરૂપ એ અમૃતની ઉપાસના કરે છે, તે વસુઓમાંથી એક વસુ થઇને અગ્નિ દેવતાને અગ્રેસર કરીને તે અમૃતને દેખીને–અનુભવ કરીને–સંતુષ્ટ થઈ જાય છે, તથા આદિત્યના એ લાલરૂપ રસનો ભોગ કરીને તેમાંજ લીન થઈ પડી રહે છે, અને જ્યારે ફરી ભોગનો સમય ઉપસ્થિત થાય છે, ત્યારે પાછા તે અમૃતના ભોગની ઇચ્છાથીજ ઉત્સાહિત થાય છે. ૩.

વિશેષ—જે પુરૂષ આ યથોક્ત અમૃતને આ પ્રમાણે જાણે છે, એટલે કે "ઋગ્વેદવિહિત કર્મ પુષ્પમાંથી ઋક્–શ્રુતિરૂપ મધુમક્ષિકાઓના અભિતાપ દ્વારા તેનું રક્ષણ થવું, લાલરૂપ થવું, અમૃતની પૂર્વ દિગ્વર્તિ રશ્મિ નાડિયોમાં સ્થિત થવું, વસુસંજ્ઞક દેવગણોને સારૂં ભોગ્ય થવું, તેને જાણનારાનું વસુગણ સાથે એકતાને પ્રાપ્ત થઈ અગ્નિ પ્રધાનતાથી તેને આશ્રયે જીવન ધારણ કરવું, તેનાં દર્શન માત્રથી જાણનારાનું તૃપ્ત થવું, પોતાના ભોગને સમયે તેમનુ તેનાથી ઉત્સાહિત થવું, તથા ભોગ કરી ચુકયા પછી ઉદાસીન થઈ જવુ" ઇત્યાદિ જાણે છે તે વસુઓની સમાન આ સર્વ બાતોનો તેમના જેવોજ અનુભવ કરે છે. ૩.

ઉપાસક કેટલા સમય સુધી એ અમૃતના આશ્રયથી જીવન ધારણ કરે છે તે વાતનું હવે શ્રુતિ સ્પષ્ટ પ્રતિપાદન કરે છે, યથા—

**स यावदादित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता वसूनामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥**

ભાવાર્થ—જ્યાં સુધી પૂર્વ દિશામાં સૂર્યનો ઉદય થયા કરશે, તથા જ્યાં સુધી પશ્ચિમ દિશામાં તેનો અસ્ત થયા કરશે ત્યાં સુધી નિશ્ચયે કરીને વસુઓના સ્વામિત્વને તથા સ્વર્ગના રાજ્યને તે ઉપાસક પ્રાપ્ત થતો રહેશે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય— પૂર્વોક્ત અમૃતની ઉપાસના કરનાર પુરૂષ, ત્યાં સુધી વસુઓના આધિપત્યને તથા સ્વારાજ્યને પ્રાપ્ત થતો રહેશે, કે જ્યાં સુધી સૂર્યનું પૂર્વ દિશામાં ઉદય થવું તથા પશ્ચિમ દિશામાં અસ્ત થવું ચાલુ રહેશે, ૪.

વિશેષ—જે પ્રમાણે ચન્દ્રમંડલમાં સ્થિત કેવલ કર્મોમાં રત પુરૂષ દેવગણોના ભોગ્ય થઇને પરાધીન રહે છે, તે પ્રમાણે આ અમૃતોપાસકને પરાધીન રહેવું પડતું નથી; પરંતુ તે આધિપત્ય તથા સ્વારાજ્યને પ્રાપ્ત થઈ સ્વતન્ત્ર રહે છે. ૪.

# ખંડ સાતમો.

રૂદ્રગણોના જીવનના આધારભૂત દ્વિતીય અમૃતની ઉપાસનાનું વર્ણન કરે છે, યથા—

**अथ यद् द्वितीयममृतं तद्रुद्रा उपजीवन्तीन्द्रेण मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥१॥**

**ભાવાર્થ**—તે પછી બીજા અમૃત સૂર્યનું શુક્લ રૂપ છે, તેનાથી રૂદ્રગણ ઇંદ્રપ્રધાન થઇને જીવન ધારણ કરે છે. વાસ્તવમાં દેવતા ખાતા કે પીતા નથી, કિંતુ તેઓ અમૃતરૂપી રસને દેખીનેજ તૃપ્ત થઈ જાય છે. ૧.

**त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥२॥**

**ભાવાર્થ**—એ રૂદ્રગણ સૂર્યના શુક્લરૂપને દેખીનેજ ઉદાસીન થઈ જાય છે તથા પાછા તેનાથીજ ઉત્સાહિત થાય છે. ૨.

**स य एतदेवममृतं वेद रुद्राणामेवैको भूत्वेन्द्रेणैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥**

**ભાવાર્થ**—જે ઉક્ત રીતિથી આ શ્વેત રૂપ અમૃતને જાણે છે તે અવશ્ય રૂદ્રમાનો એક રૂદ્ર થઇને, ઇંદ્રદેવતાને અગ્રસર કરીને શ્વેત પ્રભારૂપ અમૃતને દેખીને તૃપ્ત થઈ જાય છે. ૩.

**स यावदादित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता द्विस्तावद्दक्षिणत उदेतोत्तरतोऽस्तमेता रुद्राणामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥**

**ભાવાર્થ**—જેટલા સમય સુધી સૂર્ય પૂર્વદિશામાં ઉદય તથા પશ્ચિમદિશામાં અસ્તને પ્રાપ્ત થતો રહેશે તેના બમણા સમય સુધી દક્ષિણ દિશામાં ઉદયને

તથા ઉત્તર દિશામાં અસ્તને પ્રાપ્ત થતો રહેશે. અર્થાત્ વસુઓની અપેક્ષાએ રૂદ્રોનો ભોગ કાળ બમણો છે. ૪.

પ્રકૃત ચારોં મન્ત્રોંના ભાષ્ય તથા વિશેષ પૂર્વવત્ છે.



## ખંડ આઠમો

હવે આદિત્યોના જીવનના આધાર ભૂત ત્રીજા અમૃતની ઉપાસનાનુ વર્ણન કરે છે, યથા—

**अथ यत्तृतीयममृतं तदादित्या उपजीवन्ति वरुणेन मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥**

ભાવાર્થ—ને પછી જે ત્રીજા અમૃત સૂર્યનુ કૃષ્ણ રૂપ છે તેનાથી આદિત્યગણ વરૂણ પ્રધાન થઇને જીવન ધારણ કરે છે. વાસ્તવમાં દેવગણ ખાતા કે પીતા નથી. પરતુ એ અમૃતરૂપી રસને દેખીનેજ તૃપ્ત થઈ જાય છે. ૧.

**त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥**

ભાવાર્થ—એ આદિત્યગણ આદિત્યના કૃષ્ણરૂપને જોઇને જ ઉદાસીન થઈ જાય છે તથા પછી તેનાથીજ ઉત્સાહિત થઈ જાય છે. ૨.

**स य एतदेवममृतं वेदादित्यानामेवैको भूत्वा वरुणेनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥**

ભાવાર્થ—જે ઉક્ત રીતિથી એ કૃષ્ણ રૂપ અમૃતને જાણે છે તે અવશ્ય આદિત્યોમંનો એક આદિત્ય થઇને વરૂણ દેવતાને અગ્રેસર કરીને કૃષ્ણપ્રભારૂપ અમૃતને દેખીને તૃપ્ત થઈ જાય છે તથા તેજ રૂપમાં પ્રવેશ કરે છે અને પછી તેમાંથી બહાર નિકળી આવે છે. ૩.

स यावदादित्यो दक्षिणत उदेतोत्तरतोऽस्तमेता द्विस्तावत्पश्चादुदेता पुरस्तादस्तमेताऽऽदित्यानामेव ताव-दाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥

ભાવાર્થ—જ્યાં સુધી આદિત્ય દક્ષિણમાં ઉદય થઈને ઉત્તરદિશામાં અસ્ત થતો રહેશે અને તેનાથી બમણા સમય સુધી તે પશ્ચિમદિશામાંથી ઉદય થઈ પૂર્વ દિશામાં અસ્ત થતો રહેશે ત્યાં સુધી ઉપાસક આદિત્યોના આધિપત્યને તથા સ્વારાજ્યને પ્રાપ્ત થતો રહેશે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય – ખંડ ૭ પ્રમાણે. ૪.

વિશેષ—આજ પ્રમાણે પશ્ચિમ ઉત્તર તથા ઉપરની બાજુએ સૂર્ય ઉદયને પ્રાપ્ત થાય છે તથા તેનાથી વિપરીત દિશાઓમાં અસ્ત થઈ જાય છે. પરંતુ પૂર્વ-પૂર્વની અપેક્ષાએ ઉત્તરોત્તર ઉદય તથા અસ્તનો કાળ બમણો છે. એ પુરાણુ દ્રષ્ટિથી વિરૂદ્ધ છે. કારણકે પૌરાણિકોએ ચારે દિશાઓમાં ઇંદ્ર, યમ, વરૂણ તથા સોમના પુરીમાં આદિત્યના ઉદય તથા અસ્તનો કાળ સમાનજ બતાવેલો છે, કારણકે માનસોત્તર પર્વતના શિખર ઉપર જે સૂર્યનો, સુમેરૂની ચારે બાજુએ ભ્રમણનો માર્ગ છે તે સર્વત્ર સમાન છે.

અહીં શ્રી દ્રવિડાચાર્યે એ આક્ષેપનું એવી રીતે સમાધાન કરેલું છે કે— અમરાવતી આદિ પુરિયોનો ઉત્તરોત્તર બમણા સમયમાં નાશ થાય છે. આ પુરિયોના નિવાસિયોની દ્રષ્ટિમાં આવે એજ સૂર્યનો ઉદય છે તથા તેમની દ્રષ્ટિથી છુપાઈ જાય એ સૂર્યનો અસ્ત છે. વસ્તુતઃ સૂર્યનો ઉદય કે અસ્ત છે જ નહીં. એ પુરિયોમાં નિવાસ કરનારા પ્રાણિયોનો અભાવ થતાં તેમને સારૂ, સૂર્યદેવ એ જ માર્ગે જતા હોવા છતાં પણ ન તો તેનો ઉદય છે કે નતો અસ્ત છે. કારણકે તે સમયે સૂર્યનું કોઇની દ્રષ્ટિનો વિષય થવાનું કે ન થવાનું સમાપ્ત થઈ જાય છે.

અમરાવતી પુરીની અપેક્ષાએ બમણો સમય સંયમની પુરી રહે છે. તેથી તેમાં રહેનારા પ્રાણિયોને સારૂ સૂર્ય જાણે દક્ષિણ તરફથી ઉદિત થાય છે તથા ઉત્તરમાં અસ્ત થાય છે—આ વાત આપણા લોકોની દ્રષ્ટિથી કહેવામાં આવી છે. એજ પ્રમાણે અન્ય પુરિયોમાં પણ યોજના કરી લેવી જોઇએ. મેરૂ પર્વત આ સર્વની ઉત્તર તરફ છે. જે સમયે અમરાવતી પુરીમાં સૂર્ય મધ્યાહ્નનમાં સ્થિત હોય છે તે સમયે સંયમની પુરીમાં તે ઉદિત થતો જોવામાં આવે છે, તથા ત્યાં

મધ્યાહ્નમાં સ્થિત થતાં વરૂણની પુરીમાં ઉદિત થતો જોવામાં આવે છે. એજ પ્રમાણે ઉત્તર દિગ્વર્તિની પુરીના વિષયમાં સમજવું જોઇએ. કારણકે તેની પ્રદક્ષિણાનું ચક્ર સર્વત્ર સમાન છે. આદિત્યના કિરણોના ચારે તરફ પર્વત રૂપ અંતરાય દ્વારા રોકાઈ જવાથી ઈલાવૃત્ત ખંડમાં રહેનારાને જાણેકે તે ઉપરની બાજુએ ઉદિત થાય છે તથા નીચેની બાજુએ અસ્ત થતો દેખાય છે કારણકે ત્યાં સૂર્યનો પ્રકાશ પર્વતોના ઉપરના ભાગમાંથી પ્રવેશ કરે છે.

આ પ્રમાણે ઋગાદિ અમૃતને આશ્રયે જીવન વ્યતીત કરનારા દેવતાઓના પરાક્રમની ઉત્તરોત્તર દ્વિગુણતાનું તેમના ભોગકાળનું દ્વિગુણત્વ રૂપ લિંગથી અનુમાન કરવામાં આવે છે. રૂદ્રાદિ દેવતાઓ તથા વિદ્વાનોના ઉદ્યમન તથા સંવેશન સમાનજ છે. ૧-૪.



## ખંડ નવમો

હવે મરૂતગણના જીવનના આધારભૂત ચતુર્થ અમૃતની ઉપાસનાનું વર્ણન કરે છે, યથા—

**अथ यच्चतुर्थममृतं तन्मरुत उपजीवन्ति सोमेन मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી જે ચતુર્થ અમૃત સૂર્યનું અતિ કૃષ્ણ રૂપ છે તેનાથી - મરૂદ્‌ગણ ચંદ્રમાને અગ્રેસર કરીને જીવન ધારણ કરે છે વાસ્તવમાં દેવગણ ખાતાકે પીતા નથી, પરંતુ તેઓ એ અમૃતરૂપી રસને દેખીને જ તૃપ્ત થઈ જાય છે.

**त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥२॥**

ભાવાર્થ—એ મરૂદ્‌ગણ, સૂર્યના અતિકૃષ્ણ રૂપને જોઈનેજ ઉદાસીન થઈ જાય છે તથા પાછા તેનાથીજ ઉત્સાહિત થાય છે. ૨.

**स य एतदेवामृतं वेद मरुतामेवैको भूत्वा सोमेनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥**

ભાવાર્થ—જે આ પ્રમાણે સૂર્યના અતિ કૃષ્ણરૂપ આ ચતુર્થ અમૃતને જાણે છે તે અવશ્ય મરૂદ્દગણોમાં કોઈ એક થઇને ચંદ્રમાને અગ્રેસર કરીને સૂર્યની અતિ કૃષ્ણ પ્રભારૂપ અમૃતને જોઇને તૃપ્ત થઈ જાય છે તથા તેજ રૂપમાં પ્રવેશ કરે છે તથા પાછા તેમાંથીજ બહાર નિકળી આવે છે. ૩.

**स यावदादित्यः पश्चादुदेता पुरस्तादस्तमेता द्विस्तावदुत्तरत उदेता दक्षिणतोऽस्तमेता मरुतामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥**

ભાવાર્થ—જ્યાં સુધી આદિત્ય પશ્ચિમમાં ઉદય થઈ પૂર્વમાં અસ્ત થતો રહેશે તથા તેનાથી બમણા સમય સુધી ઉત્તરની બાજુએથી ઉદય થઈ દક્ષિણ દિશા તરફ અસ્ત થતો રહેશે ત્યાં સુધી તે ઉપાસક મરૂદ્દગણોના આધિપત્યને તથા સ્વારાજ્યને પ્રાપ્ત થતો રહેશે. ૪.

આ ખંડના ચારો મન્ત્રોંના ભાષ્ય, વિશેષ પૂર્વવત્ છે.



## ખંડ દશમો



સાધ્યોના જીવનાધાર ભૂત પંચમ અમૃતની ઉપાસનાનું વર્ણન કરે છે, યથા—

**अथ यत्पञ्चमममृतं तत्साध्या उपजीवन्ति ब्रह्मणा मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી જે પાંચમુ અમૃત આદિત્ય મંડળ મધ્યવર્તી છે તેનાથી સાધ્ય જાતિના દેવતા બ્રહ્માને અગ્રેસર કરીને જીવન ધારણ કરે છે. વાસ્તવમાં દેવગણ ખાતા કે પીતા નથી પરંતુ તેઓ આ અમૃતરૂપી રસને દેખીનેજ તૃપ્ત થઈ જાય છે. ૧.

**त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥**

ભાવાર્થ—એ સાધ્ય જાતિના દેવગણ આદિત્ય મંડળ મધ્યવર્તી રૂપને દેખીનેજ ઉદાસીન થઈ જાય છે. પછી પાછા તેનાથીજ ઉત્સાહિત થઈ જાય છે. ૨.

स य एतदेवममृतं वेद साध्यानामेवैको भूत्वा ब्रह्मणैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

ભાવાર્થ—જે આ પ્રમાણે આદિત્ય મડળ મધ્યવર્તી પાંચમા અમૃતને જાણે છે તે અવશ્ય સાધ્ય જાતિના દેવતા પૈકી કોઈ એક થઈને બ્રહ્માને અગ્રેસર કરીને આદિત્ય મડળ મધ્યવર્તી પાચમા અમૃતને દેખીનેજ તૃપ્ત થઈ જાય છે તથા તેજ રૂપમા પ્રવેશ કરે છે અને પછી પાછા તેમ થી જ બહાર નિકળી આવે છે. ૩.

स यावदादित्य उत्तरत उदेता दक्षिणतोऽस्तमेता द्विस्तावदूर्ध्वं उदेताऽर्वाङस्तमेता साध्यानामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥

ભાવાર્થ—જ્યા સુધી આદિત્ય ઉત્તર દિશામાં ઉદિત થઇને દક્ષિણ દિશામાં અસ્ત થતો રહેશે તથા તેનાથી બમણા સમય સુધી ઉપરની બાજુએ ઉદિત થઈને નીચેની બાજુ અસ્ત થતો રહેશે ત્યાં સુધી તે ઉપાસક, સાધ્ય જાતિના દેવતાઓના આધિપત્યને તથા સ્વારાજ્યને પ્રાપ્ત થતો રહેશે. ૪.

આ ખડના પણ ચારો મન્ત્રોના ભાષ્ય, વિશેષ પ્રથમ પ્રમાણે છે, કારણકે સજ્ઞાના શિવાય પૂર્વે મત્રોથી આ મન્ત્રોમા કાંઈ વિશેષતા નથી.

——※——

## ખંડ અગિયારમો

પૂર્વોક્ત મધુવિદ્યા ક્રમથી મુક્તિપર્યવસાયિની છે તેજવાત દેખાડવાને સારૂ કહે છે, યથા—

अथ तत ऊर्ध्वं उदेत्य नैवोदेता नास्तमेतैकल एव मध्ये स्थाता तदेष श्लोकः ॥ १ ॥

ભાવાર્થ—ફરી તેના પછી સૂર્ય, ઉપરનો પ્રકાશ કરીને ફરીથી, નથી તો તેનો ઉદય થતો કે નથી તે અસ્તને પ્રાપ્ત થતો, કેવળ પોતાનામાંજ સ્થિત રહે છે. એ વિષયમાં આગળનો મત્ર પ્રમાણ છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—સંપૂર્ણ દિશાઓમાં આદિત્યના ઉદય અને અસ્ત પછી ફરીથી સૂર્યનો ઉદય કે અસ્ત યતો નથી. કેવળ નિશ્ચયવ સ્વયં પ્રકાશમાં સ્થિર રહે છે તથા પોતાનામાં સર્વે જીવોને લીન કરીલે છે, કારણ કે સૂર્યનો ઉદય તથા અસ્ત પ્રાણિયોના કર્મફળ ભોગને અર્થે થાય છે. તથા જ્યારે જીવોના કર્મફળની સમાપ્તિ થઈ જાય છે ત્યારે આદિત્યના ઉદય અસ્તની આવશ્યકતા રહેતી નથી. એ વિષયમાં આગળનો મંત્ર પ્રમાણ છે. ૧.

વિશેષ—એક આદિત્યોપાસક જે વસુ દેવપદને પ્રાપ્ત થઈ ચુકેલો હતો તથા રોહિતાદિક પ્રભારૂપી અમૃતનું પાન કરી ચુકેલો હતો, તેણે એક જ્ઞાનીના પૂછવાથી કહ્યુંકે બ્રહ્મલોકમાં, હું જ્યાંથી આવ્યો છું ત્યાં આદિત્યનો ઉદય કે અસ્ત યતો નથી, તેથી ત્યાં દિવસકે રાત નથી, કેવળ પ્રકાશ જ પ્રકાશ છે. તેથી જે જીવ ત્યાં નિવાસ કરે છે તે અમર રહે છે. એ વિષયમાં 'વક્ષ્યમાણોક્ત મંત્ર પ્રમાણ છે. ૧.

બ્રહ્મલોકના વિષયમાં વિદ્વાનના અનુભવનું શ્રુતિ વર્ણન કરે છે, યથા—

**न वै तत्र न निम्लोच नोदियाय कदाचन ॥**

**देवास्तेनाहꣳ सत्येन मा विराधिषि ब्रह्मणेति ॥ २ ॥**

ભાવાર્થ—ત્યાં અવશ્ય એવું નથી. ત્યાં ન કદી સૂર્ય અસ્તને પ્રાપ્ત થાય છે કે ન કદી ઉદયને પ્રાપ્ત થાય છે. હે દેવતાઓ ! એ સત્ય દ્વારા હું બ્રહ્મથી વિરુદ્ધ ન હોઉં. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે પુરુષ બ્રહ્મલોકથી આવ્યો હતો તેને કોઈ બીજાએ પૂછ્યું કે—શું; બ્રહ્મલોકમાં પણ સૂર્ય દિન રાત વિચરતો પ્રાણિયોના આયુને ક્ષિણ કરે છે ? કે જેવો તે અહીં અમારા આયુનો ક્ષય કરે છે. એ વાત બતાવવાની કૃપા કરો, કારણકે આપ બ્રહ્મલોકમાંથી આવ્યા છો તેથી ત્યાંની સર્વ વાતોને સારી રીતે જાણતા હશો. તેના સમાધાનમાં તે પુરૂષે ખુલાસો કર્યો કે—જરૂર ! જે બ્રહ્મલોકમાંથી હું આવ્યો છું ત્યાં તમે જે પૂછો છો તેવું કાંઈ નથી. ત્યાં નથી તો સૂર્યાસ્ત યતો કે ન કોઈ પણ સમયે કહીંથી ઉદિત યતો. બ્રહ્મલોક આદિત્યના ઉદય તથા અસ્તથી શૂન્ય છે. હે દેવગણ ! મારા આ સત્ય વચન ઉપર વિશ્વાસ રાખો. એ સત્ય દ્વારા હું બ્રહ્મના સ્વરૂપથી વિરુદ્ધ ન હોઉં, અર્થાત્ મને બ્રહ્મની અપ્રાપ્તિ ન થાઓ. ૨.

વિશેષ—વસુપદવીને પ્રાપ્ત થએલો પુરુષ દેવતા સમક્ષ પ્રતિજ્ઞા પૂર્વક કહે છે કે—બ્રહ્મલોકમાં સૂર્યનો ઉદય અસ્ત થતો નથી. જો મારૂ આ વચન સત્ય ન હોય તો હું મોક્ષ ધર્મથી પતિત થઈ જાઉં. ૨.

મધુવિદ્યાના ફલને શ્રુતિ સ્વયં બતાવે છે, યથા—

**न ह वा अस्मा उदेति न निम्लोचति सकृद्दिवा हैवास्मै भवति य एतामेवं ब्रह्मोपनिषदं वेद ॥ ३ ॥**

**ભાવાર્થ**—જે આ પ્રમાણે આ બ્રહ્મવિદ્યાને જાણે છે, તેને માટે નિશ્ચયજ ન તો સૂર્યનો ઉદય થાય છે કે ન તો અસ્ત થાય છે તેને સારૂ સદાએ દિવસજ રહે છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે ઉપાસક આ પ્રકારે એ વેદરહસ્યને જાણે છે તે બ્રહ્મવેત્તાને સારૂં સૂર્ય ઉદિત થતો નથી તેમ અસ્ત પણ થતો નથી. કિન્તુ એ બ્રહ્મવેત્તાને માટે હમેશાં દિવસજ બન્યો રહે છે. કારણકે તે સ્વય પ્રકાશ રૂપ થાય છે. ૩.

**વિશેષ**—જે ઉપાસક વેદ રહસ્યને અર્થાત્ તિરશ્ચીન વંશ, મધુછત્ર તથા મધુનાડી-એ ત્રણેને સારી રીતે જાણે છે તેને સારૂ સૂર્યનો ઉદયાસ્ત થતો નથી. પરંતુ એ બ્રહ્મજ્ઞાનીને સારૂં એ સૂર્ય સદા એક રસ પ્રકાશમાન રહે છે, ત્યાં સુધી કે તે સ્વયં પ્રકાશમાન થઈ જાય છે અર્થાત્ ઉપાસ્ય ઉપાસક એક થઈ જાય છે. ૩.

પૂર્વોક્ત મધુવિદ્યાની ગુરુશિષ્યાદિ કથનથી સ્તુતિ કરે છે, યથા—

**तद्धैतद् ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यस्तद्धैतदुद्दालकायारुणये ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रोवाच ॥ ४ ॥**

**ભાવાર્થ**—પૂર્વોક્ત એ મધુવિદ્યાને બ્રહ્માએ પ્રજાપતિને કહી હતી પ્રજાપતિએ મનુને શ્રવણ કરાવી તથા મનુએ પ્રજા વર્ગને કથન કરી. તથા આ બ્રહ્મ વિજ્ઞાનને પોતાના જ્યેષ્ઠ પુત્ર અરૂણકુમાર ઉદ્દાલક પ્રતિ તેના પિતાએ સભળાવી હતી. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પૂર્વોક્ત આ મધુવિદ્યાને બ્રહ્મા—હિરણ્યગર્ભે વિરાટ

પ્રજાપતિને સંભળાવી હતી, તેમણે પણ તે મનુને કહી; તથા મનુએ ઇક્ષ્વાકુ આદિ પોતાના સંતાનને સંભળાવી. તથા એજ બ્રહ્મવિદ્યાને અરૂણ ઋષિએ પોતાના જ્યેષ્ઠપુત્ર ઉદ્દાલકને કહી. ૪.

વિશેષ—ઉપર કહેલી રીતે 'એ વિદ્યા બ્રહ્માદિ વિશિષ્ઠ પરંપરાથી આવેલી છે' એ પ્રમાણે કહીને શ્રુતિ આ વિદ્યાની સ્તુતિ કરે છે કે એટલુંજ નહી, પણ એ મધુજ્ઞાન આરૂણ પિતાએ તેના પુત્ર ઉદ્દાલકને સંભળાવી હતી. ૪.

**इदं वाव तज्ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रब्रूयात्प्रणाय्याय वाऽन्तेवासिने ॥ ५ ॥**

ભાવાર્થ—તેથી આ બ્રહ્મવિદ્યા પિતા પોતાના જ્યેષ્ઠ પુત્રને કહે અગર પોતાના પ્રિય શિષ્યને કહે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—તેથી કોઈ બીજો વિદ્વાન્ પણ પૂર્વોક્ત બ્રહ્મ વિદ્યાને સર્વથી પ્રિય પોતાના જ્યેષ્ઠ પુત્રનેજ બતાવે અથવા જે શિષ્ય સુયોગ્ય હોય તેને કહે. ૫.

વિશેષ—'પોતાના પ્રિય પુત્ર અગર યોગ્ય શિષ્યનેજ આ વિદ્યાનો ઉપદેશ કરે' આ કથનનું તાત્પર્ય એ છે કે—યોગ્ય પાત્રમાંજ દાન આપવું ઉચિત છે. તેથી આ પ્રકૃત વિદ્યાને ગ્રહણ કરવાને સારૂ જે યોગ્ય પાત્ર હોય તેને જ આ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે ૫.

**नान्यस्मै कस्मै चन यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यादेतदेव ततो भूय इत्येतदेव ततो भूय इति ॥ ६ ॥**

ભાવાર્થ—આ બ્રહ્મવિદ્યા બીજા કોઈને કહેવી નહીં. ગમે તો તે ધનથી પરિપૂર્ણ તથા સમુદ્રથી ઘેરાએલી આ પૃથ્વી આચાર્યને આપે. કારણકે અવશ્ય જ આ બ્રહ્મવિદ્યા આ પૃથ્વીથી ઘણીજ શ્રેષ્ઠ છે—ઘણીજ શ્રેષ્ઠ છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—ગમે તો કોઈ પુરૂષ આચાર્યને સમુદ્રથી ઘેરાએલી, ભોગ સામગ્રીથી ભરપુર આ સમસ્ત પૃથ્વી પણ આપી દે તો પણ કોઈ બીજાને આ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ન કરે. કારણ એ છે કે એનાથી અધિક ફળ આપનારી

છે—એજ એનાથી અધિક ફળ આપનારી છે. એ દ્વિરૂક્તિ વિદ્યાના આદરને સારૂ છે. ૬.

વિશય – અનેક વિદ્યાદાનના પાત્રોમાંથી કેવળ બે તીર્થ ( જ્યેષ્ઠ પુત્ર તથા યોગ્ય શિષ્ય ) નેજ સારૂ શું બ્રહ્મવિદ્યાના ઉપદેશની આજ્ઞા અપાએલી છે ? શ્રુતિ તેનું સ્વયં સમાધાન કરે છે કે—જો આ વિદ્યાના બદલામાં કોઈ પુરૂષ ધનથી સંપૂર્ણ સમુદ્ર સુધી ફેલાએલું રાજ્ય આચાર્યને આપે તો પણ તેનો બદલો વળી શકે નહી, કારણકે તે દાનથી પણ આ મધુવિદ્યાનું દાન અનેક ઘણા ફળવાળું છે

આ ખંડમાં એવું કથન કરવામાં આવ્યુ છે કે—બ્રહ્મજ્ઞાનના ઉપદેષ્ટા આચાર્ય અધિકારી પ્રતિ બ્રહ્મનો ઉપદેશ કરે, અનધિકારીને કદાપિ નહીં અર્થાત્ સાધનસંપન્ન પુરૂષ જેણે યમ નિયમ આદિ દ્વારા તપશ્ચરણ કરીને પોતાના અંતઃકરણને નિર્મળ બનાવેલું છે તેજ બ્રહ્મવિદ્યાનો અધિકારી છે. તેથી સર્વે પિતાઓ તથા આચાર્યોને માટે એ ઉચિત છે કે તેઓ પોતાના જ્યેષ્ઠ પુત્ર તથા પરમપ્રિય શિષ્ય પ્રતિ આ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરતા રહે કે જેનાથી ગુરૂશિષ્ય પરંપરા દ્વારા આ વિજ્ઞાનનો પ્રચાર થાય.

બ્રહ્મવિદ્યા અમૂલ્ય વસ્તુ છે. સર્વોત્તમ વસ્તુ ઉચ્ચ અધિકારીનેજ આપવી ઉચિત છે; કારણકે તેજ તેનો સદુપયોગ કરી શકે છે. અનધિકારી કોઈ પણ શક્તિનો દુરૂપયોગ કરીને તેની લપેટમાં આવી જઈ સ્વયં નષ્ટ થઈ જાય છે.

આચાર્યને ગમે તો ધન-ધાન્યાદિ ભોગપૂર્ણ સમુદ્ર પર્યંત સંપૂર્ણ પૃથ્વી પ્રાપ્ત થતી હોય તો પણ તેમણે અનધિકારીને બ્રહ્મોપદેશ ન કરવો જોઇએ; કારણકે બ્રહ્મવિદ્યાના દાનની સરખામણીમાં પૃથ્વીનું દાન પણ તુચ્છ છે.

જે પુરૂષ આ બ્રહ્મજ્ઞાનપ્રદ ઉપનિષદ્‌ને ઉક્ત પ્રકારે જાણે છે તેને સારૂ સૂર્યનો અસ્ત કે ઉદય થતો નથી અર્થાત્ તેના હૃદયમાં જ્ઞાનરૂપ પ્રકાશ હોવાથી સદાએ દિવસજ રહે છે, અજ્ઞાન-અંધકાર લેશમાત્ર પણ રહેતો નથી.

બ્રહ્મા, મનુ, ઉદ્દાલકની પરંપરાથી પ્રકરણમાં એ દેખાડવામાં આવ્યું છે કે—સર્વે અંગ ઉપાંગ સહિત વેદોનું અધ્યયન કરીને તેના આદેશ અનુસાર જેણે પરબ્રહ્મ રૂપ તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે તે કૃતકૃત્ય થઇને બ્રહ્મમાં લીન થઈ જાય છે, ફરી જન્મ થતો નથી. તે આનંદ રૂપ થઈ જાય છે.

આ અગિયાર ખંડોનું રહસ્ય સર્વ સાધારણની પહોંચથી પર છે—અમારી પહોંચથી તો વળી વધારે દૂર છે ખરે ખર ! આ આટલો મોંઘો રહસ્યાર્થ અમારી પહોંચથી પર છે એજ ઠીક છે નહીં તો અમે તેને ઘણા થોડામાં વેચી નાખત. અહીં

અમે સ્પષ્ટ પણે બતાવ. છે કે—તેના પાત્ર એજ છે કે જે સાર્વભૌમ રાજ્યને તેની આગળ તુચ્છ સમજે. તેથી અમને તો કોઈ શક નથી. જો કે અમે તેના પૂરા રહસ્યને નથી પહોંચી શકયા તો પણ જે જે વાત સમજણમાં આવી છે તેને અમે વિવૃત કરીએ છીએ અમે મનુષ્ય છીએ, અમારે સારૂ આ લોક છે. આ લોકમાં અમારી પાસે જે સાર વસ્તુ છે તે વેદ છે. વૈદિક જીવન દ્વારા અમે આ લોકમાં યશ, તેજ, ઇંદ્રિય-નિગ્રહ, વીર્ય તથા સ્વાસ્થ્યને ભોગવીએ છીએ. પછી આ જીવનના સારરૂપ એક બીજું જીવન છે જેને અમે સૂર્યલોકમાં ભોગવીએ છીએ.

વસુ, રૂદ્ર, આદિત્ય, મરૂત તથા સાધ્ય એ દેવગણ છે. વૈદિક કર્મો કરનારા તથા આ રહસ્યોના ( જે અહીં કહેવામાં આવેલાં છે તે ) જાણનારા દેવતા બનીને તેમનામાંજ સંમિલિત થઈ જાય છે તથા તે તેમની સાથે એજ અમૃતનો ભોગ કરે છે કે જેને દેવતાઓ ભોગવે છે. તેમનામાથી પ્રત્યેક વિદ્યાનું ફળ એક બીજાથી ચઢિયાતુ બમણુ ત્રણગણુ છે. સૂર્યની અંદર જે જે પરિવર્તન થાય છે તેનો તેઓ ઉપભોગ કરે છે. તેનાથી પર ( ઉપર ) એક બીજો સૂર્ય છે કે જેનાથી આ સૂર્ય તપી રહ્યો છે. તે શુદ્ધ બ્રહ્મ, પરબ્રહ્મ છે. આ સૂર્ય ઉપર ચઢિને જ્યારે તે શુદ્ધ બ્રહ્મના દર્શન કરે છે ત્યારે ઉદય અસ્ત થવું એકદમ મટી જાય છે. અને તે વખતે જે દિવસ થાય છે તે સદાને સારૂ દિવસજ રહે છે.

આ વિષયમા વિદ્વાનોનુ એવું કથન છે કે—અહીં વેદોનો, દિશાઓનો, સૂર્યના રંગોનો, દેવતાઓનો તથા તેમનામાથી એક પ્રધાન દેવતાનો તેમની સાથે કોઈ નિયત સબંધ છે. જેમકે—

( ક ) ઋચા, ઋગ્વેદ, પૂર્વ, લાલ રૂપ, વસુ, અગ્નિ, ( ખ ) યજુઃ, યજુર્વેદ, શુકલ રૂપ, દક્ષિણ, રૂદ્ર. ઇંદ્ર. ( ગ ) સામ, સામવેદ, પશ્ચિમ, કાળો રંગ, આદિત્ય, વરૂણ. ( ઘ ) અથર્વાંગિરસ, ઇતિહાસ પુરાણ, ઉત્તર, ઘણો કાળો રંગ, મરૂત, સોમ. ( ઙ ) ગુહ્ય આદેશ, ઓમ્, ઉપર, મધ્ય કેન્દ્ર, સાધ્ય તથા બ્રહ્મા. ૬.



## ખંડ બારમો

હવે ગાયત્રી દ્વારા બ્રહ્મની ઉપાસનાનુ વર્ણન કરે છે, યથા—

**गायत्री वा इदꣳ सर्वभूतं यदिदं किंच वाग्वै गायत्री वाग्वा इदꣳ सर्वं भूतं गायति च त्रायते च ॥ १ ॥**

**ભાવાર્થ**—આ સર્વ જે કાંઈ પ્રાણીસમૂહ છે, તે સર્વ ગાયત્રીરૂપજ છે શબ્દ માત્ર નિશ્ચયે કરીને ગાયત્રી છે. તથા આ સર્વભૂત શબ્દજ છે શબ્દજ સર્વ જીવોને બનાવે છે, રક્ષા કરે છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ સંપૂર્ણ જે કાંઈ સ્થાવર જંગમાત્મક ચરાચર જગત છે, તે સમસ્ત ગાયત્રી સ્વરૂપજ છે, શબ્દ માત્ર ગાયત્રી છે, સપૂર્ણ જગત શબ્દજ છે. ગાયત્રી શબ્દની રચના બે પદોથી થએલી છે, ગાન તથા ત્રાણ, ગાનનો અર્થ ગાવુ છે તથા ત્રાણનો અર્થ રક્ષા છે, ( गायन्तं त्रायते इति गायत्री ) જે પુરૂષ ગાયત્રીનો જપ કરે છે તેની રક્ષા ગાયત્રી કરે છે તથા જે પ્રમાણે પૃથ્વી પ્રાણીમાત્રની રક્ષા કરે છે તથા પાલન પોષણ કરે છે, તેજ પ્રમાણે ગાયત્રી પણ સમસ્ત પ્રાણિયોની રક્ષા તથા પાલન પોષણ કરે છે કારણ એ છે કે ગાયત્રી શબ્દ છે, શબ્દ વિના કોઈપણ વસ્તુની સિદ્ધિ થઈ શક્તી નથી કે કોઈ પ્રાણીની રક્ષા થઈ શક્તી નથી. 'આ અમુક જીવ છે તેને અન્નપાન આપો' એવા શબ્દ નિકળે ત્યારેજ તેને અન્ન પાન અપાય અને તેનાથી તે પ્રાણીની રક્ષા થાય જો શબ્દ ન હોત તો અન્નપાન કઈ રીતે અપાત તથા તે પ્રાણીની રક્ષા કેવી રીતે થાત તેવીજ રીતે જો શબ્દ ન હોત તો નિષેધનો આદેશ કે 'કોઈ જીવને મારશો નહી' કેવી રીતે અપાત ? ૧.

**વિશેષ**—ગત ખંડામા "બ્રહ્મવિદ્યા અતિશય ફળવાળી છે" એમ કહેવા મા આવ્યુ છે તેથી તેનું બીજી રીતે પણ વર્ણન કરવું જોઇએ, તેથી 'ગાયત્રી વા' ઇત્યાદિ મંત્રનો આરંભ કરવામા આવે છે કારણકે 'નેતિ નેતિ' ઇત્યાદિ પ્રકારથી વિશેષોના પ્રતિષેધ દ્વારા અનુભૂત થનારા, અખિલ વિશેષ રહિત બ્રહ્મ કઠિનતાથી સમજમા આવી શકે છે અનેક છંદો હોવા છતા પણ સર્વમા પ્રધાન હોવાથી ગાયત્રીનુંજ, બ્રહ્મજ્ઞાનના દ્વાર રૂપે ગ્રહણ કરવામા આવે છે

( ક ) એક વાર સોમાભિલાષી દેવતાઓએ સોમ લાવવાને સારૂ ગાયત્રી, ત્રિષ્ટુપ તથા જગતી એ ત્રણ છંદોને નિયુક્ત કર્યા પરતુ અસમર્થ હોવાથી જગતી તથા ત્રિષ્ટુપ એ બે છંદો તો માર્ગમાંજ થાકી જઈ બેસી ગયા, કેવળ એક ગાયત્રી છંદજ સોમની પાસે જઈ શક્યો તથા તેણેજ સોમના રક્ષકોને પરાસ્ત કરીને સોમને દેવતાની પાસે આણ્યો એ કથા ઐતરેય બ્રાહ્મણમા 'सोमो वै राजा-मुष्मिंल्लोक आसीत्' એ પ્રસંગમા આવેલી છે.

( ખ ) ગાયત્રી સિવાય બીજા છંદો સોમ લેવાને ગયા હતા તે માર્ગમાજ થાકી જવાથી પોતાના કેટલાક અક્ષરો મુકી આવેલા હતા જગતીના ત્રણ અક્ષર

તથા ત્રિષ્ટુપનો એક અક્ષર — એ માર્ગમાં રહી ગએલા હતા, તેમને લાવીને તે છંદોની ગાયત્રીએ પૂર્તિ કરી.

( ગ ) ઉષ્ણિક તથા અનુષ્ટુપ આદિ અન્ય છંદોના પ્રત્યેક પાદમાં સાત અગર આઠ અક્ષરો હોય છે અને ગાયત્રીના એક પાદમાં છ અક્ષરો હોય છે, તેથી તે છંદોમાં પણ વ્યાપ્ત છે, કારણકે અધિક સંખ્યાની સત્તા ન્યૂન સંખ્યાવિના હોઈ શક્તી નથી.

( ઘ ) પ્રાતઃસવન ગાયત્રી છે, મધ્યાહ્નસવન ત્રૈષ્ટુપ છે તથા તૃતીય સવન જગતી છે. અર્થાત્ ગાયત્રી, ત્રિષ્ટુપ તથા જગતી એ ક્રમશઃ તેમના છંદ છે. ગાયત્રી ત્રિષ્ટુપ તથા જગતી છંદમાં વ્યાપ્ત છે તેથી એ સવનોમાં પણ વ્યાપક છે. કખ ગ તથા ઘમાં ઉક્ત એ ચારે વાતોથી, યજ્ઞમાં ગાયત્રીની પ્રધાનતા છે. કારણ બ્રાહ્મણનો સાર ગાયત્રીજ છે. તેથી ઉપરોક્ત બ્રહ્મ પણ માતાના સમાન ગુરૂતરા ગાયત્રીને છોડીને તેનાથી વધારે ઉત્કૃષ્ટ કોઈ અન્ય અવલંબન દ્વારા પ્રાપ્ત નથી, તેથી ગાયત્રી દ્વારાજ બ્રહ્મનું નિરૂપણ કરવામાં આવ્યુ છે.

આ મંત્રમાં ગાયત્રી છંદના માહાત્મ્યનું વર્ણન કરવામાં આવ્યું છે. ચારે વેદોમાં જેટલા છંદ છે તેમાં ગાયત્રીને પ્રધાનતા આપવામાં આવેલી છે, કારણકે તેમાં ઘણાજ સારગર્ભિત શબ્દોથી બ્રહ્મની સ્તુતિ કરવામાં આવી છે તથા તેની સાથેજ સંસારના એવા સર્વોત્તમ પદાર્થની પ્રાપ્તિને સારૂ પ્રાર્થના કરવામાં આવી છે, કે જેની પ્રાપ્તિ થવાથી એટલેકે જે સાધનથી કાંઈપણ અસાધ્ય રહેતું નથી.

આ મંત્રમાં કહેવામાં આવ્યું છે કે—ગાયત્રીજ સર્વભૂત છે. આ જે કાંઈ સ્થાવર જંગમ જગત છે તે સર્વ ગાયત્રી છે, કારણ કે ગાયત્રીના જ્ઞાનથીજ બુદ્ધિની વૃદ્ધિ થઈને સર્વ પદાર્થોનો બોધ થાય છે. પદાર્થોના બોધથી પ્રકૃતિનો બોધ અને તેનાથી બ્રહ્મનો બોધ થાય છે. ગાયત્રી છંદમાં 'અમારી બુદ્ધિ સારાં કામોમાં લાગો' એવી પ્રાર્થના કરવામાં આવી છે, તેનાથી બુદ્ધિ પ્રાપ્ત થાય છે, તેને સારૂ કાંઈ પણ દુર્લભ રહેતું નથી. ગાયત્રીજ વાણી છે, કારણ કે વાણીજ આ સર્વભૂતોને ગાય છે તથા પરમાત્માની પ્રાર્થના દ્વારા રક્ષા કરે છે.

ગાયત્રી મંત્ર સર્વોપરિ બુદ્ધિવિષયક પ્રાર્થનાનો અભિધાયક હોવાથી સર્વ પદાર્થોનો આત્મભૂત છે તથા વાણીને ગાયત્રીનું એવા અભિપ્રાયથી કથન કરવામાં આવ્યું છે કે—જે પ્રમાણે સુપ્રયુક્ત વાક્ વક્તાની રક્ષા કરે છે તેજ પ્રમાણે ગાયત્રી છંદ વક્તાનો રક્ષક થાય છે.

અભિપ્રાય એ છે કે—ગાયત્રી મંત્રમાં પરમાત્મા પાસે એકમાત્ર બુદ્ધિની

એવી પ્રાર્થના કરવામાં આવી છે—'હે પરમ પિતા પરમાત્મન્! આપ અમારી બુદ્ધિને પવિત્ર કરો તથા ઉત્તમ કામોમાં પ્રેરો' બુદ્ધિજ મનુષ્યનું સર્વોપરિ ધન તથા એજ સર્વોપરિ રક્ષક છે, તેની પવિત્રતાથી પુરૂષ અમૃત પદને પ્રાપ્ત થાય છે જે ઉંચામાં ઉંચુ પદ છે. એજ અભિપ્રાયનું બોધક 'बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेस्तु कुतो बलम्' એ નીતિવચન છે કે જે સર્વજનવિદિત છે. ૧.

**या वै सा गायत्रीयं वाव सा येयं पृथिव्यस्याꣳ हीदꣳ सर्वं भूतं प्रतिष्ठितमेतामेव नातिशीयते ॥ २ ॥**

ભાવાર્થ—જે નિશ્ચયે કરીને આ પૃથ્વી છે તેજ ગાયત્રી છે. જે આ ગાયત્રી છે તેજ નિશ્ચયે કરીને પૃથ્વી છે, કારણકે આ પૃથ્વીમાં આ સંપૂર્ણ ભૂત સ્થિત છે. તથા આ જગત તેનું કદી અતિક્રમણ કરતુ નથી. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—ગાયત્રી પૃથ્વીરૂપ છે અને પૃથ્વી ગાયત્રીરૂપ છે. જે પ્રમાણે પૃથ્વીમાં સંપૂર્ણ સ્થાવર જંગમ ભૂત રહે છે, તેજ પ્રમાણે ગાયત્રીમાં પણ સંપૂર્ણ જગત સ્થિત છે આ પૃથ્વી ગાયત્રીથી પૃથક્ સત્તા રાખતી નથી. ૨.

વિશેષ—જેમ ગાન અને ત્રાણની કારણભૂત ગાયત્રીનો સમસ્ત પ્રાણિયો સાથે સંબંધ છે તેમજ સંપૂર્ણ ભૂતોની પ્રતિષ્ઠા હોવાથી પૃથ્વીનો ભૂતો સાથે સંબંધ છે, તેથી 'પૃથ્વી ગાયત્રી રૂપ છે' એ કહેવું ઠીક જ છે. ૨.

**या वै सा पृथिवीयं वाव सा यदिदमस्मिन्पुरुषे शरीरमस्मिन्हीमे प्राणाः प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥ ३ ॥**

ભાવાર્થ—જે પણ આ પૃથ્વી છે તે એજ છે કે જે આ પુરૂષમાં શરીર છે. કારણકે તેમાજ આ પ્રાણ સ્થિત છે તથા તેનું તે નિશ્ચયે કરીને કદી ઉલ્લંઘન કરતો નથી. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—પુરૂષનુ આ શરીર ગાયત્રીરૂપ છે તથા જે તેની અંદર હૃદયકમળ છે તે પણ ગાયત્રીરૂપ છે. કારણ કે હૃદયકમળમાં સંપૂર્ણ પ્રાણ સ્થિત છે, તથા તે પ્રાણ હૃદયકમળનું અતિક્રમણ કરી શકતી નથી. ૩.

વિશેષ—પ્રકૃત મન્ત્રનો અભિપ્રાય એ છે કે—જે પ્રમાણે પૃથ્વીમાં પંચતત્વ સ્થિત છે તેજ પ્રમાણે પુરૂષના શરીરમા પણ ૫ તત્વ સ્થિત છે, તથા જેમ પૃથ્વી ગાયત્રીરૂપ છે તેમ આ શરીર પણ ગાયત્રીરૂપ છે તથા જેમ ગાયત્રીમાં સંપૂર્ણ જીવ રહે છે તેમ આ શરીરના હૃદયકમળમા પાંચે પ્રાણોથી વિશિષ્ટ જીવ સ્થિત રહે છે. ૩.

**यद्वै तत्पुरुषे शरीरमिदं वाव तद्यदिदमस्मिन्नन्तः पुरुषे हृदयमस्मिन्हीमे प्राणाः प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥ ४ ॥**

**ભાવાર્થ**—પુરૂષમાં જે આ શરીર છે તેજ નિશ્ચયે કરીને આ ગાયત્રી છે તથા આ પુરૂષમાં જે આ અંદર હૃદયકમળ છે તે પણ ગાયત્રી છે, કારણકે એજ હૃદયકમળમાં એ પ્રાણ સ્થિત છે. એ પ્રાણ આ હૃદયકમળનું ઉલ્લઘન કરી શકતો નથી ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે આ પુરૂષમાં શરીરરૂપ ગાયત્રી છે તે એજ છે કે આ અંતઃપુરૂષ—મધ્યવર્તી પુરૂષમાં પુંડરીકસંજ્ઞક હૃદય છે. તે ગાયત્રી છે કારણ કે તેમાં પ્રાણ પ્રતિષ્ઠિત છે. તેથી શરીરના સમાન હૃદય જ ગાયત્રી છે કારણકે પ્રાણ તેનું પણ ઉલંઘન કરી શકતો નથી. ૪.

**વિશેષ**—એ પ્રાણજ માતા છે, પ્રાણજ પિતા છે. પ્રાણની દયાથીજ સર્વે ઇંદ્રિયો જીવે છે. શરીરમાં પ્રાણજ મુખ્ય દેવતા છે. "સંપૂર્ણ પ્રાણિયોની હિંસા ન કરવી" ઇત્યાદિ શ્રુતિયો હોવાથી પ્રાણ 'ભૂત' શબ્દવાચ્ય છે. તથા પ્રાણજ ગાયત્રી રૂપ છે. ૪.

**सैषा चतुष्पदा षड्विधा गायत्री तदेतदृचाभ्यनूक्तम् ॥ ५ ॥**

**ભાવાર્થ**—તે આ ગાયત્રી ચાર ચરણેવાળી તથા છ પ્રકારની છે. તે આ ગાયત્રી નામક બ્રહ્મ મંત્રો દ્વારા પ્રકાશિત કરવામાં આવેલુ છે. ૫

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે ગાયત્રી કહેવામા આવેલી છે તે ચાર પાદવાળી છે, તથા ષડ્વિધા—છ પ્રકારની છે. અર્થાત્ તે એક મંત્ર છે, તેના છ પ્રકાર છે, ચાર પાદ છે. એ છ પ્રકાર આ છે—વાણી, પ્રાણી, પૃથ્વી, શરીર, હૃદય, પ્રાણ. આ ગાયત્રી બ્રહ્મરૂપ છે. તેને એવો મંત્ર કહે છે. ૫

**વિશેષ**—વાક્ તથા પ્રાણનો જોકે અન્ય અર્થમાં નિર્દેશ કરવામાં આવ્યો છે, તો પણ તેમનો ગાયત્રીના પ્રકાર રૂપમાં સ્વીકાર કરવામાં આવ્યો છે. અન્યથા ગાયત્રીના છ પ્રકારોની સંખ્યાપૂર્ણ થઈ શકતી નથી. એજ અર્થમાં આ ગાયત્રીસંજ્ઞક બ્રહ્મ, જે ગાયત્રીમાં અનુગત તથા ગાયત્રી દ્વારાજ પ્રતિપાદિત છે. મંત્રથી પણ એજ વાત પ્રકાશિત કરવામાં આવેલી છે. ૫.

હવે કાર્ય બ્રહ્મ તથા શુદ્ધ બ્રહ્મના ભેદનું વર્ણન કરે છે, યથા—

तावानस्य महिमा ततो ज्यायाꣳश्च पूरुषः ।

पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवीति ॥६॥

**ભાવાર્થ**— જેટલું આ બ્રહ્મના એક ચરણરૂપ સંપૂર્ણ ભૂત—સ્થાવર જંગમાત્મક જગત છે તેટલો આ ગાયત્રીનો વિસ્તાર છે, તથા એ બ્રહ્મના ત્રણ ચરણવાળું અમૃત—અવિનાશી બ્રહ્મરૂપ પુરૂષ દિવિ—પ્રકાશિત બુદ્ધિમાં સ્થિત છે. તેથી ગાયત્રીથી પુરૂષ શ્રેષ્ઠતર છે ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જેટલી ચાર પાદવાળી તથા ષડ્વિધ બ્રહ્મના વિકારભૂત એક પાદ ગાયત્રી છે, તેટલોજ વિસ્તાર આ ગાયત્રીસંજ્ઞક સંપૂર્ણ પાદવિભાગ વિશિષ્ટ બ્રહ્મનો છે. સંપૂર્ણ સ્થાવર જંગમ ભૂત એ પુરૂષનો એક પાદ છે તથા સમસ્ત ગાયત્રીરૂપ પુરૂષનું પુરૂષસંજ્ઞક ત્રિપાદ અમૃત પ્રકાશસ્વરૂપ સ્વાત્મામાં સ્થિત છે, તેથી એ વિકારભૂત વાચાના આરંભમાત્ર ગાયત્રીસંજ્ઞક બ્રહ્મથી પરમાર્થ સત્યસ્વરૂપ નિર્વિકાર પુરૂષ ઉત્કૃષ્ટ છે. ૬.

**વિશેષ**—જે સંપૂર્ણ જગતની પૂર્તિ કરનારો છે તથા શરીરરૂપ પુરમાં શયન કરનારો છે તેને પુરૂષ કહે છે ૬

હવેના ત્રણ મંત્રોથી ભૂતાકાશ, દેહાકાશ તથા હૃદયાકાશનો અભેદ દેખાડે છે તથા એ ત્રણેનું વ્યાખ્યાન પણ એક સાથેજ કરીએ છીએ, યથા—

यद्वै तद् ब्रह्मेतीदं वाव तद्योऽयं बहिर्धा पुरुषादाकाशो यो वै स बहिर्धा पुरुषादाकाशः ॥ ७ ॥ अयं वाव स योऽयमन्तः पुरुष आकाशो यो वै सोऽन्तः पुरुष आकाशः ॥८॥ अयं वाव स योऽयमन्तर्हृदय आकाशस्तदेतत्पूर्णमप्रवर्ति पूर्णमप्रवर्तिनीꣳ श्रियं लभते य एवं वेद ॥ ६ ॥

**ભાવાર્થ**—જે તે એ ત્રણ પાદવાળો બ્રહ્મરૂપ પુરૂષ છે તે એજ છે કે જે એ પુરૂષથી બહાર આકાશ છે, તથા જે એ પુરૂષથી બહાર આકાશ છે તે એજ છે કે જે એ પુરૂષની અંદર આકાશ છે, તથા જે પણ એ પુરૂષની અંદર આકાશ છે તે એ જ છે કે જે હૃદયની અંદર આકાશ છે તે એ હૃદયાકાશ

પૂર્ણ અને કહીં પણ પ્રવૃત્ત ન થવાવાલુ છે, જે પુરૂષ એવુ જાણે છે તે પૂર્ણ તથા કહીં પણ પ્રવૃત્ત ન થનારી સંપત્તિને પ્રાપ્ત કરે છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—જે આકાશ પુરૂષની અન્દર છે, તેજ પુરૂષના હૃદયમાં છે તેથી આકાશ વ્યાપક છે, સંપૂર્ણ નાની મોટી વસ્તુઓમાં આકાશ એકરસ સ્થિત છે, કોઈ સ્થાન અગર વસ્તુ અગર પ્રાણી એવાં નથી કે જેમાં આકાશ વ્યાપક ન હોય. આકાશ ત્રણ પ્રકારના છે, પહેલું બાહ્યાકાશ, બીજુ શરીરાકાશ તથા ત્રીજુ હૃદયાકાશ. જાગ્રત અવસ્થામાં બહારનું આકાશ જીવને સહાયતા આપે છે, એ આકાશ વગર ઈન્દ્રિયો કામ આપતી નથી. અર્થાત્ પદાર્થના જ્ઞાનમાં સમર્થ થતી નથી. એ અવસ્થા દુઃખરૂપ છે, સ્વપ્નાવસ્થામાં શરીરાકાશ જીવને સહાયતા આપે છે. અર્થાત્ એજ આકાશ દ્વારા પુરૂષ અનેક સૃષ્ટિની રચના કરીને વિલાસ કરે છે. એ અવસ્થા પણ દુઃખદ છે એ સુષુપ્તિ અવસ્થામાં હૃદયાકાશ દ્વારા પુરૂષ આનંદને પ્રાપ્ત કરે છે, એ અવસ્થા આનદ આપનારી છે. કારણ કે તેમાં મન, બુદ્ધિ તથા અહંકારનો લય કરે છે. જેમ અન્ય પરિછિન્ન ભૂત વિનાશ ધર્મવાલા છે, તેમ એ હૃદયાકાશ વિનાશી નથી—જે પુરૂષ આ પ્રકારે ઉપરોક્ત પૂર્ણ અને અવિનાશી બ્રહ્મને જાણે છે તે પૂર્ણ અને કહીં પણ નષ્ટ ન થવા વાલી શ્રી ને પ્રાપ્ત કરે છે, એટલે કે આજ લોકમાં જીવિત રહેવા છતાં તદ્રૂપતાને પ્રાપ્ત થઈ જાય છે. ૭. ૮. ૯.

વિશેષ—જેમ સ્થાનની સ્તુતિ કરવાને સારૂં એવુ કહેવામાં આવે છે કે "ત્રણે લોકમાં કુરૂક્ષેત્ર ઉત્કૃષ્ટ છે" તેમજ પુરૂષની બહાર સ્થિત આકાશથી લઈને જે હૃદયદેશમાં આકાશનો સંકોચ કરવામાં આવેલો છે, તે ચિત્તની એકાગ્રતાના સ્થાનની સ્તુતિને સારૂં કહેવામાં આવેલુ છે ૭. ૮. ૯.



## ખંડ તેરમો

હૃદયાન્તર્ગત પૂર્વ સુષિ ભૂત પ્રાણની ઉપાસનાનુ વર્ણન કરે છે—

**तस्य ह वा एतस्य हृदयस्य पञ्च देवसुषयः स योऽस्य प्राङ् सुषिः स प्राणस्तच्चक्षुः स आदित्यस्तत्तेजोऽन्नाद्यमित्युपासीत तेजस्व्यन्नादो भवति य एवं वेद ॥ १ ॥**

ભાવાર્થ—આ પ્રસિદ્ધ હૃદયકમલના પાંચ દેવસુષિ–દેવદ્વાર છે. આ હૃદય કમલના જે એ પૂર્વ તરફના દ્વારનો અધિષ્ઠાતૃ દેવ છે તે પ્રાણદેવ છે. એજ ચક્ષુ છે. એજ આદિત્ય છે. એજ એ તેજ તથા અન્નાદ્ય–ખલને આપનારો છે. એ પ્રકારની ઉપાસના કરે. જે આ પ્રકારની ઉપાસના કરે છે તે તેજસ્વી તથા અન્નનો ભોક્તા થાય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—તે આ પ્રકૃત હૃદયનુ અવ્યવહિત પૂર્વમાં જ વર્ણન કરવામાં આવ્યુ છે. પાંચ પાંચ સંખ્યાવાલા દેવસુષિ–દેવતાઓના સુષિ અર્થાત્ સ્વર્ગ લોકની પ્રાપ્તિના દ્વારભૂત પાંચ છિદ્ર છે, તે પ્રાણ તથા સૂર્ય આદિ દેવતાઓથી સુરક્ષિત છે, તેથી તે દેવ સુષી કહેવાય છે. તે આ પૂર્વાભિમુખ હૃદયનું જે પૂર્વ દિશાવર્તી છિદ્ર દ્વાર છે, તે પ્રાણ છે, કે જે એ હૃદયમાં સ્થિત છે. એ પ્રાણથીજ સંબધ્ધ તથા અભિન્ન ચક્ષુ તથા સૂર્ય છે. તે એ પ્રાણાખ્ય બ્રહ્મ સ્વર્ગલોકનો દ્વારપાલ છે. તેથી સ્વર્ગ પ્રાપ્તિનો ઇચ્છુક પુરૂષ, આ ચક્ષુ તથા સૂર્ય રૂપમાં, તથા અન્નાદ્ય રૂપમાં, આદિત્યનું તેજ તથા અન્નાદ્ય છે, આ પ્રકારે એ બે ગુણોથી તેની ઉપાસના કરે. તેનાથી તે તેજસ્વી તથા રોગાદિથી રહિત થાય છે. ઉપાસકને સારૂ એ ગૌણ ફલ બતાવેલુ છે, તેનું પ્રધાન ફલ તો એ છે કે–ઉપાસના દ્વારા પોતાના વશમાં કરેલો એ દ્વારપાલ સ્વર્ગ લોકની પ્રાપ્તિનો હેતુ થાય છે. ૧.

વિશેષ—પ્રાણવાયુરૂપ એકજ દેવતા એકજ આશ્રયમાં સ્થિત હોવાથી ચક્ષુ તથા સૂર્ય નામથી ઓલખવામાં આવે છે. ' प्राणाय स्वाहा' એવુ કહીને આપેલો હવિ નેત્રાદિ સમસ્ત ઇન્દ્રિયોની તૃપ્તિ કરે છે. ૧.

હવે હૃદયાન્તર્ગત દક્ષિણ સુષિભૂત વ્યાનની ઉપાસનાનું વર્ણન કરે છે, યથા—

**अथ योऽस्य दक्षिणः सुषिः स व्यानस्तच्छ्रोत्रꣳ स चन्द्रमास्तदेतच्छ्रीश्च यशश्चेत्युपासीत श्रीमान्यशस्वी भवति य एवं वेद ॥ २ ॥**

ભાવાર્થ—આ હૃદયકમલનો જે દક્ષિણ તરફના દ્વારનો અધિષ્ઠાતૃ દેવ છે તે વ્યાન વાયુ છે. એજ કર્ણ છે, તેજ એ ચન્દ્રમા છે કે જે શ્રી અને કીર્તિ છે. એ પ્રકારે ઉપાસના કરે. જે આ પ્રકારની ઉપાસના કરે છે તે શ્રીમાન્ તથા કીર્તિમાન્ થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—આ હૃદયકમલનું જે દક્ષિણ છિદ્ર છે તેનો અધિષ્ઠાતૃ દેવ વ્યાન વાયુ છે, તેના સંબધ જે કર્ણ ઇન્દ્રિય છે તથા તેનાથી સંબધ્ધ

ચંદ્રમા છે. જે "( વિરાટના ) શ્રોત્રદ્વારા દિશા તથા ચંદ્રમા રચાએલા છે" એ શ્રુતિથી એ સિધ્ધ થાય છે. પૂર્વવત્ ( નેત્ર તથા સૂર્યના સમાન ) એ પણ એકજ આશ્રયવાલો છે. તે એ વ્યાનસંજ્ઞક બ્રહ્મ શ્રી અર્થાત્ વિભૂતિ છે. કર્ણ તથા ચંદ્રમા ક્રમશઃ જ્ઞાન તથા અન્નનાં કારણ છે તેથી તેમના દ્વારા વ્યાન વાયુનુ શ્રીત્વ છે. જ્ઞાનવાન અને અન્નવાનની કીર્તિ એટલે કે પ્રસિધ્ધિ થાય છે, તેથી કીર્તિનું કારણ હોવાથી તેની કીર્તિરૂપતા છે, તેથી "શ્રીત્વ તથા કીર્તિરૂપત્વ" એ બે ગુણોથી યુક્ત વ્યાન વાયુની ઉપાસના કરે. જે આ પ્રકારે જાણીને ઉપાસના કરે છે તે શ્રીમાન્ તથા યશસ્વી થાય છે. ૨.

વિશેષ—આ હૃદયકમલના દક્ષિણ છિદ્રમાં સ્થિત જે વાયુવિશેષ છે તે વીર્યવાન્ કર્મ કરતો ગમન કરે છે. અથવા પ્રાણ તથા અપાનનો વિરોધ કરીને ગમન કરે છે. અથવા પ્રાણ તથા અપાનનો વિરોધ કરીને નાના પ્રકારે ગમન કરે છે. તેથી તેને વ્યાન કહે છે. ૨.

હવે હૃદયાન્તર્ગત પશ્ચિમ સુષિભૂત અપાનની ઉપાસનાનું વર્ણન કરે છે, યથા—

**अथ योऽस्य प्रत्यङ् सुषिः सोऽपानः सा वाक् सोऽग्निस्तदेतद् ब्रह्मवर्चसमन्नाद्यमित्युपासीत ब्रह्मवर्चस्व्यन्नादो भवति य एवं वेद ॥ ३ ॥**

ભાવાર્થ—આ હૃદયકમલની પશ્ચિમ તરફનું જે દ્વાર છે તેનો અધિષ્ઠાતૃ દેવ અપાન વાયુ છે. એજ વાણી છે, એજ અગ્નિ છે, એજ બ્રહ્મતેજ છે તથા એજ બલ છે. એ પ્રકારે ઉપાસના કરે. જે એ પ્રકારે ઉપાસના કરે છે તે બ્રહ્મ તેજસ્વી તથા ભોજન શક્તિવાલો થાય છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—આ મંત્રનુ ભાષ્ય પૂર્વ મંત્રના સમાન છે. ૩.

વિશેષ—આ હૃદયકમલના પશ્ચિમ છિદ્રમાં સ્થિત જે વાયુવિશેષ છે, તે મલ મૂત્રાદિને દૂર કરતો નીચે તરફ લઈ જાય છે. તેથી તેને અપાન કહે છે. એજ વાણી તથા અગ્નિ છે, કારણ એ છે કે તેમનો એ ( સમષ્ટિ અપાન ) ની સાથે સંબંધ છે તે એ બ્રહ્મતેજ છે. સદાચાર તથા સ્વાધ્યાયના હેતુ થનારા તેજનું નામ બ્રહ્મવર્ચસ છે, કારણ કે સદાચાર તથા સ્વાધ્યાય અગ્નિની સાથે સંબંધ રાખે છે. અન્ન ને ગલે ઉતારવામાં કારણ હોવાથી અપાનનું અન્નભોક્તૃત્વ માનવામાં આવ્યુ છે. ૩.

હવે હૃદયાન્તર્ગત ઉત્તર સુષિભૂત સમાનની ઉપાસનાનુ વર્ણન કરવામાં આવે છે, યથા—

**अथ योऽस्योदङ् सुषिः स समानस्तन्मनः स पर्जन्यस्देतत्कीर्तिश्च व्युष्टिश्चेत्युपासीत कीर्तिमान्व्युष्टिमान्भवति य एवं वेद ॥ ४ ॥**

**ભાવાર્થ**—હવે આ હૃદયકમલનું ઉત્તર તરફનુ જે દ્વાર છે તેના અધિષ્ઠાતૃ દેવ સમાન વાયુ છે, એજ મન છે, મેઘ છે, તેજ આ યશ તથા વ્યુષ્ટિ–શરીરની સુંદરતા છે. એ પ્રકારે ઉપાસના કરે. જે એ પ્રકારની ઉપાસના કરે છે તે કીર્તિમાન્ તથા કાંતિવાળો થાય છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સમાન વાયુ સાથે સંબંધ રાખનારા અંતઃકરણ તથા વૃષ્ટિદેવ છે. કારણ કે "વિરાટ્ પુરુષના મનથી જળ તથા વરૂણ રચાએલા છે" એ શ્રુતિ અનુસાર 'જલ' મેઘથીજ થાય છે. એ સમાનસંજ્ઞક બ્રહ્મજ યશ છે કારણ કે મન અર્થાત્ જ્ઞાનજ યશનુ કારણ છે. આપણી પાછળ જે પ્રસિદ્ધિ થાય છે તેને યશ કહે છે. જે પ્રસિદ્ધિ આપણી ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય તેને કીર્તિ કહે છે વ્યુષ્ટિ–કાંતિ અર્થાત્ શરીરગત લાવણ્યને કહે છે. તેનાથી પણ યશ ઉત્પન્ન થાય છે, તેથી તે પણ યશજ છે શેષ અર્થ પૂર્વવત્ સમજવો જોઇએ. ૪.

વિશેષ—આ હૃદયકમળના ઉત્તર છિદ્રમા સ્થિત જે વાયુવિશેષ છે તે ખાધેલા પીધેલા અન્ન જલને સમાન રૂપથી સંપૂર્ણ દેહમા લઈ જાય છે તેથી તેને સમાન કહે છે ૪.

હવે હૃદયાંતર્ગત ઉર્ધ્વ સુષિભૂત ઉદાનની ઉપાસનાનુ વર્ણન કરે છે, યથા—

**अथ योऽस्योर्ध्वः सुषिः स उदानः स वायुः स आकाशस्तदेतदोजश्च महश्चेत्युपासीतौजस्वी महस्वान्भवति य एवं वेद ॥ ५ ॥**

**ભાવાર્થ**—આ હૃદયકમળની ઉપરનું જે દ્વાર છે તેના અધિષ્ઠાતૃદેવ ઉદાન વાયુ છે તેજ મુખ્ય પ્રાણ છે તેજ આકાશ છે, તેજ ઓજ–બળ છે તથા મહાતેજ છે એ પ્રકારની ઉપાસના કરે, જે એ પ્રકારની ઉપાસના કરે છે તે બલવાન તથા તેજસ્વી થાય છે. ૫

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉદાન વાયુ તથા તેના આધારભૂત આકાશ એ બંને ઓજના કારણ છે તેથી તે ઉદાનસંજ્ઞક બ્રહ્મજ બળ છે તથા મહત્તાનો હેતુ હોવાથી મહ પણ છે. શેષ અર્થ પૂર્વવત્ છે.

વિશેષ—આ હૃદયકમળના ઉર્ધ્વ છિદ્રમાં સ્થિત જે વાયુવિશેષ છે તે પગના તળિયાંથી લઈને ઉપરની બાજુએ ઉત્ક્રમણ કરે છે તેથી તથા ઉત્કર્ષને સારૂ કર્મ કરતો ચેષ્ટા કરે છે તેથી તેને ઉદાન કહે છે. ૫.

હવે ઉપરોક્ત પ્રાણાદિ દ્વારપાળોની ઉપાસનાનું ફલ કહે છે, યથા—

**ते वा एते पञ्च ब्रह्मपुरुषाः स्वर्गस्य लोकस्य द्वारपाः स य एतानेवं पञ्च ब्रह्मपुरुषान् स्वर्गस्य लोकस्य द्वारपान् वेदास्य कुले वीरो जायते प्रतिपद्यते स्वर्गं लोकं य एतानेवं पञ्च ब्रह्मपुरुषान्स्वर्गस्य लोकस्य द्वारपान् वेद ॥ ६ ॥**

ભાવાર્થ—તે એ પાંચે બ્રહ્મ પુરૂષ નિશ્ચયે કરીને સ્વર્ગલોકના દ્વારપાળ છે. જે પુરૂષ સ્વર્ગલોકના દ્વારપાળ એ પાચે બ્રહ્મ પુરૂષોને ઉપર કહેલી રીતે જાણે છે તેના કુળમાં વીર પુરૂષ પેદા થાય છે તથા જે આ પ્રકારે સ્વર્ગલોકના દ્વારપાળ આ પાંચ પુરૂષોને જાણે છે તે સ્વય સ્વર્ગલોકને પ્રાપ્ત થાય છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—દ્વારસ્થ રાજપુરૂષોના સમાન એ પાંચે બ્રહ્મરૂપ પ્રાણાદિ પુરૂષ સ્વર્ગલોકના દ્વારપાળ છે. જેમ મનુષ્ય સેવાદિકોથી રાજપુરૂષને પ્રસન્ન કરીને તેમના દ્વારા રાજાને પ્રાપ્ત થાય છે તેજ પ્રમાણે જે કોઈ પુરૂષ ઉપરોક્ત દ્વારપાળોની ઉપાસના કરે છે, અર્થાત્ ઉપાસના દ્વારા વશ કરીલે છે તે તેમના દ્વારા સ્વર્ગલોક અર્થાત્ હૃદયસ્થિત બ્રહ્મને પ્રાપ્ત થાય છે તથા વીર પુરૂષની ઉપાસના કરવાથી ઉપાસકના કુળમાં વીરપુત્ર પેદા થાય છે. તે પુત્ર પિતૃઋણની નિવૃત્તિ કરીને તે તેને બ્રહ્મની ઉપાસનામાં પ્રવૃત્ત કરવાનું કારણ થાય છે. તેથી પરંપરયા તેની સ્વર્ગે લોકોપલબ્ધિનુ પણ કારણ થાય છે. તેથી સ્વર્ગ લોકોની ઉપલબ્ધિજ તેનું એકમાત્ર ફલ છે. ૬.

વિશેષ—પાંચ ઇન્દ્રિયોના સબંધથી હૃદયસ્થ બ્રહ્મના પાંચ પુરૂષ છે. એટલે કે દ્વારસ્થ રાજપુરૂષોને સમાન હૃદયસ્થ સ્વર્ગલોકના દ્વારપાળ છે. ચક્ષુ શ્રોત્ર, વાક્, મન તથા પ્રાણ દ્વારા બહારની બાજુએ પ્રવૃત્ત થયા છે તેમણેજ હૃદયસ્થિત બ્રહ્મની પ્રાપ્તિના દ્વાર રોકેલા છે. એ વાત પ્રત્યક્ષ છે કે અજીતેન્દ્રિયતાથી બાહ્ય વિષયોની આસક્તિરૂપ અનૃતથી વ્યાપ્ત રહેવાને કારણે મન હૃદયસ્થિત બ્રહ્મમાં સ્થિત રહેતું નથી. તેથી એ ઠીકજ કહ્યુ છે કે—એ પાંચ બ્રહ્મ પુરૂષ સ્વર્ગ લોકના દ્વારપાળ છે. ૬.

એ ઉપાસક 'વીર પુરૂષની' ઉપાસના કરવાથી જે સ્વર્ગલોકને પ્રાપ્ત થાય છે, તથા જે સ્વર્ગનું 'તેના ત્રણ પાદરૂપ અમૃત દ્યુલોકમાં છે' એ પ્રકારનું વર્ણન કરવામાં આવ્યુ છે, તેને હવે અનુમાપક લિંગથી નેત્ર તથા કર્ણેન્દ્રિયનો વિષય બનાવવો છે, જેમ કે ધૂમાદિ લિંગથી વન્હિ આદિનું અનુમાન કરવામાં આવે છે. તેમ થતાંજ ઉપરોક્ત વસ્તુના વિષયમાં "એ એવોજ છે" એવી દ્રઢ પ્રતીતિ થઈ શકે છે. તથા તેજ પ્રકારે તેના અભેદરૂપનો નિશ્ચય પણ થઈ શકે છે તેથી હવે ભગવતી શ્રુતિ હૃદયસ્થિત મુખ્ય બ્રહ્મની ઉપાસનાનું વર્ણન કરે છે, યથા—

**अथ यदतः परो दिवो ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेपु सर्वतः पृष्ठेष्वनुत्तमेपूत्तमेषु लोकेष्विदं वाव तद्यदिदमस्मिन्नन्तः पुरुषे ज्योतिस्तस्य ॥ ७ ॥**

**ભાવાર્થ**—તે પછી જે એ અંતર જ્યોતિ છે તે સંસારથી ઉપર સ્વર્ગથી આગળ અર્થાત્ સર્વના ઉપર અનુત્તમ–અતિ ઉત્તમ શ્રેષ્ઠથી શ્રેષ્ઠ લોક સત્ય લોકાદિકોમાં છે, તેજ નિશ્ચયે કરીને પુરૂષના હૃદયકમળમાં છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—મંત્રોક્ત 'विश्वतः पृष्ठेपु' એ પદની વ્યાખ્યા 'सर्वतः पृष्ठेपु' એ પદ છે, એટલે કે સંસારથી ઉપર, કારણ કે સંસારજ સર્વ છે, અસંસારી બ્રહ્મ તો એક અને ભેદરહિત છે. તેથી અંતિમ તાત્પર્ય એ થયુ કે–નિત્ય પ્રકાશમાન હોવાથી સ્વય પ્રકાશ જે જ્યોતિ સ્વર્ગથી ઉપર ચમકે છે તથા જે સર્વની ઉપર છે તથા જે અતિ ઉત્તમ શ્રેષ્ઠાતિશ્રેષ્ઠ લોકમાં સ્થિત છે, જે ક્રમશઃ ચક્ષુ તથા શ્રોત્રથી ગ્રહણ કરવા યોગ્ય ઉષ્ણતા તથા શબ્દરૂપ લિંગથી જાણી શકાય છે, ત્વચા દ્વારા સ્પર્શરૂપથી જેનું ગ્રહણ કરી શકાય છે, એ વસ્તુનું નેત્રથીજ ગ્રહણ કરી શકાય છે. કારણ કે ત્વચા તો કેવળ તેની દ્રઢ પ્રતીતિજ કરાવે છે, તથા રૂપ અને સ્પર્શ એક બીજા વગર રહી શક્તાં પણ નથી. એજ પૂર્વોક્ત વર્ણિત જ્યોતિ આ પુરૂષના હૃદયકમળમાં બિરાજમાન છે. ૭.

વિશેષ—પ્રકૃત મંત્રોક્ત 'अनुत्तमेषु' એ પદમાં જે ઉત્તમ ન હોય એવો અર્થ કરીને થનારી તત્પુરૂષ સમાસની શંકાનું નિવારણ કરવાને સારૂ 'उत्तमेपु लोकेपु' એ પ્રમાણે કહેલું છે. સત્યલોકાદિમાં હિરણ્યગર્ભાદિ કાર્યરૂપ બ્રહ્મ સમીપ રહે છે તેથી તેમના વિષયમાં 'उत्तमेपु लोकेपु' એવું કહેવામાં આવ્યું છે. ૭.

એ જ્યોતિનું અનુમાપક લિંગ ત્વગિન્દ્રિયની વિષયતાને કેવી રીતે પ્રાપ્ત થાય છે? એ વિષયમાં શ્રુતિ ભગવતી કહે છે, યથા—

एषा दृष्टिर्यत्रैतदस्मिञ्छरीरे संस्पर्शेनोष्णिमानं विजानाति तस्यैषा श्रुतिर्यत्रैतत्कर्णावपिगृह्य निनदमिव नदथुरिवाग्नेरिव ज्वलत उपश्रृणोति तदेतद्दृष्टं च श्रुतं चेत्युपासीत चक्षुष्यः श्रुतो भवति य एवं वेद य एवं वेद ॥८॥

ભાવાર્થ—તે આ હૃદયસ્થિત પુરૂષ ) ના દર્શનનો એજ ઉપાય છે કે જ્યારે મનુષ્ય આ શરીરમાં સ્પર્શ કરીને ઉષ્ણતાને જાણે છે. તથા એજ એના શ્રવણનો ઉપાય છે કે જ્યારે મનુષ્ય બંને કાનને હાથથી દબાવીને રથના શબ્દ સમાન, બળદના શબ્દ સમાન તથા બળતા અગ્નિના શબ્દ સમાન શબ્દને સાંભળે છે. એજ આ દ્રષ્ટ તથા શ્રુત પુરૂષની ઉપાસના કરે. જે પુરૂષ તેની આ પ્રકારે ઉપાસના કરે છે તે દર્શનીય તથા વિશ્રુત વિખ્યાત થાય છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ચૈતન્યાત્મજ્યોતિ આ પુરૂષના હૃદયકમલમાં સ્થિત છે તેજ નેત્રમાં પણ સ્થિત છે. મનુષ્ય, શરીરના ઉષ્ણ સ્પર્શજ દ્વારા તેને જાણે છે, તેથી કરીને જે ઉષ્ણતાનું જ્ઞાન થાય છે તેથી જ્યાંસુધી મનુષ્યના શરીરમાં ઉષ્ણતા રહે છે ત્યાંસુધી તે જીવિત રહે છે. જ્યારે આ શરીરમાં સ્થિત પુરૂષ સાંભળવાની ઈચ્છા કરે છે ત્યારે બન્ને કાનને હાથથી હલાવીને તે રથશબ્દ, જલદનો શબ્દ તથા અગ્નિના શબ્દ જેવો, તેને સાંભળે છે. આ પ્રમાણે સાંભળનારા તથા દેખનારા પુરૂષની ઉપાસના કરે—જે પુરૂષ આ પ્રકારે જાણીને ઉપાસના કરે છે. તે દર્શનીય તથા પ્રસિદ્ધ થાય છે. ૮.

વિશેષ—આ શરીરમાં હાથથી સ્પર્શ કરીને, એ સ્પર્શ દ્વારા રૂપની સાથે રહેનારી ઉષ્ણતાને જાણે છે, તે ઉષ્ણતામાંજ નામરૂપનો વિભાગ કરવાને સારૂ શરીરમાં અનુપ્રવિષ્ટ થએલી ચૈતન્યાત્મજ્યોતિનુ અનુમાન કરાવનાર લિંગ છે. કારણ કે તેનો વ્યભિચાર કદી પણ થતો નથી, જીવિત શરીરને ઉષ્ણતા કદીપણ છોડતી નથી. જીવિત રહેનારો ઉષ્ણજ હોય છે, તથા મરણવાળો શીત હોય છે, મરણ કાલમાં તેજ પરદેવતામાં લીન થઈ જાય છે. તેથી ધુમાડો જેમ વહ્નિનો અનુમાપક છે, તેમજ ઉષ્ણતા જીવનનું અસાધારણ લિંગ છે. તેથી તે પરદેવતાની એ દૃષ્ટિ અર્થાત્ સાક્ષાત્ દર્શનના સમાન તેના દર્શનનુ સાધન છે.

વિદ્વજ્જનોએ આ પ્રકરણના ભાવનુ આ પ્રકારે વર્ણન કરેલુ છે—

સૌર જગતમાં સૂર્ય આ સમગ્ર જંગમ તથા સ્થાવરનુ જીવન છે, પરંતુ વાસ્તવમાં સૂર્ય પણ પોતાની અંદર એક બીજો સૂર્ય રાખે છે કે જેનાથી તેનુ જીવન છે

તથા જેની જ્યોતિથી તે ચમકે છે. એ જ્યોતિ સકલ વિશ્વથી ઉંચી છે તથા તેણે અખિલ વિશ્વને ઘેરેલુ છે. વાસ્તવમાં તેજ આખા વિશ્વનું જીવન છે. જીવન રૂપમાં તે સર્વત્ર પ્રલીન થાય છે "પ્રાણો હ્યેષ યઃ સર્વભૂતૈર્વિભાતિ" કે જેનો મહિમા આ સમ્પૂર્ણ વિશ્વ ઉપર ચમકી રહ્યો છે. અમારૂ જીવન પણ તે મહિમાથી ભરેલુ છે. આપણે બહાર શા માટે જોઈએ, આપણા જીવનમાં જ શુ એનો કઇ ઓછો મહિમા છે. જો સૂર્યમાં એ મહતી સત્તાનું ચિહ્ન વિદ્યમાન છે તો આપણી અંદર પણ, આપણી બનાવટમાં પણ, આપણા જીવનમાં પણ તેનુ ચિન્હ સ્પષ્ટ પ્રગટ છે. કારણ કે તે જીવનનું પણ જીવન છે. આપણા શરીરમાં જીવનનું ચિન્હ જે ગરમી છે તથા કાન બંધ કરવાથી જે અંદરથી ધ્વનિ સંભલાય છે તથા જે મૃત્યુ નિકટ આવતાં સંભલાતી નથી તે એજ જ્યોતિનું ચિહ્ન છે કે જે આ યંત્રાલય ને ચલાવે છે.

આપણી અંદરના કારખાનામાં આપણું જીવન બનતુ રહે છે, પણ તેના સંબંધમાં આપણે બિલકુલ અનભિજ્ઞ છીએ. બનાવવાવાલો કોઈ બીજોજ છે. એ એનાજ સુપ્રબંધનું ફલ છે કે જેમ કારખાનાને ને ઇંધનની આવશ્યકતા હોય છે, તેમ આપણે ભૂખ લાગી જાય છે.

આ સુપ્રબધ ક્યાંથી થઈ રહેલો છે ? એ કારખાનાને કોણ ચલાવી રહ્યો છે ? તે એજ જ્યોતિની જ્યોતિ છે કે જે સર્વના ઊપર વિરાજે છે અને તેજ અમારા તમારા હૃદયમાં પણ વિરાજમાન છે. તેથી ચાલતા રહેલા કારખાનાનો અવાજ જે અનાહત શબ્દ થઈ રહેલોં છે, તથા અનવરત જારી છે, તે એવોજ શબ્દ છે, તથા આ ગર્મી જે આપણા જીવિત રહેવાનુ ચિહ્ન છે, તે ચિહ્ન તેનુંજ છે. આપણા અસ્તિત્વની અંદર તેની હસ્તી સિદ્ધ કરવામાં એ અકાટ્ય પ્રમાણ છે. ૮.

## ખંડ ચૌદમો

પ્રતિક દ્વારા બ્રહ્મની ઉપાસનાને કહીને હવે પ્રતિકને છોડીને સગુણ બ્રહ્મની ઉપાસનાને કહે છે. યથા—

**सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत । अथ खलु क्रतुमयः पुरुषो यथाक्रतुरस्मिंल्लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति स क्रतुं कुर्वीत ॥ १ ॥**

**ભાવાર્થ**—આ સંપૂર્ણ જગત્ અવશ્ય બ્રહ્મજ છે તે જેનાથી પેદા થએલુ છે, તેમાંજ લીન થનારૂ તથા તેમાં ચેષ્ટા કરવાવાલુ છે. આ પ્રકારે શાંત થઈને ઉપાસના કરે, કારણુ કે પુરૂષ અવશ્યજ ક્રતુમય ( કર્મમય ) છે, આ સંસારમાં મનુષ્ય જેવા નિશ્ચય વાલો હોય છે, તેવોજ અહીથી મરણુ પછી થાય છે, તેથી તેણે નિશ્ચય કરવો જોઈએ. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જેનાથી જગતની ઉત્પત્તિ થાય છે, જેનામાં જગતનો લય થાય છે, તથા જેના દ્વારા જગતનું પાલન પોષણુ થાય છે, એવા આ સંપૂર્ણુ નામ રૂપાત્મક, પ્રત્યક્ષાદિ પ્રમાણોનું વિષયભૂત જગત્ 'બ્રહ્મ' છે. વૃધ્ધતમ ( સર્વથી મોટો ) હોવાથી તે ( જગતનુ કારણુ ) બ્રહ્મ કહેવાય છે. એવુ જાણીને શાંત–રાગદ્વેષ રહિત–થઈને પુરૂષ બ્રહ્મની ઉપાસના કરે, અથ ખલુકારણુ કે બુદ્ધિ વિશિષ્ટ પુરૂષ યથાક્રતુ—જે પ્રકારના અધ્યવસાયવાલો—જેવા નિશ્ચયવાલો—હોય છે, તેવોજ અહીંથી–આ દેહથી પ્રેત્ય–મરીને પાછો આ લોકમાં પેદા થાય છે, એવો ક્રતુ–વિશ્વાસ–નિશ્ચય] ઉપાસક કરે. ૧.

**વિશેષ**—મનુષ્ય પોતાની વાસના અનુસાર આ લોકમાં જીવે છે, તથા તેવીજ રીતે પોતાની ઇચ્છાનુસાર પુરૂષ મરીને પણુ આ લોકમાં ઉત્પન્ન થાય છે એજ વાર્તા કૃષ્ણુચન્દ્રે ગીતામાં અર્જુનને ઉપદેશ રૂપે કહેલી છે—

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते क्लेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥

અર્થાત્ મનુષ્ય જે જે ભાવનું સ્મરણુ કરતો અંતમાં શરીરનો ત્યાગ કરે છે, હે અર્જુન ! તે ભાવથી ભાવિત મનુષ્ય તે તે ભાવને પ્રાપ્ત થાય છે.

આ ધ્યાનમાં રાખવા જેવુ છે કે મનુષ્ય જ્યારે બ્રહ્મની ઉપાસના કરે, ત્યારે એ ભાવને દૃષ્ટિમાં રાખે કે–તેજ બ્રહ્મથી આ સર્વ પદાર્થ ઉત્પન્ન થાય છે, તેનામાંજ ચેષ્ટા કરે છે તથા તેમાંજ લયને પામે છે. એ પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણુ બ્રહ્મને જાણીને ઉપાસના કરે, એ અભેદોપાસનાનો પ્રકાર છે.

ભાવ એ છે કે, ઉપાસના કાલમાં જીજ્ઞાસુને સારૂ એ ઉચિત છે કે, તે બ્રહ્મથી ભિન્ન કોઈ દૃષ્ટિ કરે નહી–કારણકે એકમાત્ર બ્રહ્માકાર વૃત્તિથી જ્યારે જીવ ઉપાસના કરે છે, ત્યારે તેનુ ચિત્ત આમ તેમ ન જતાં એકમાત્ર બ્રહ્મમાંજ સ્થિત રહે છે. એ અભિપ્રાયથી અહી શમ વિધિરૂપથી ઉપાસનાનું કથન કરવામાં આવેલુ છે. મનને એકમાત્ર પરમાત્મપરાયણ કરવુ એ 'શમ વિધિ' છે.

આ સંપૂર્ણ જગત ત્રણેકાલમાં બ્રહ્મથી ભિન્ન નથી, તેથી મુખ્યસમાનાધિ–

કરણથી આ સર્વ કાંઈ બ્રહ્મ રૂપજ છે. ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશવાળુ હોવાથી બ્રહ્મ વિકારી થઈ જશે એવી શંકાને સ્થાન નથી; કારણ કે આ જગત્ બ્રહ્મનું વિવર્ત છે. રજ્જુમાં સર્પની પેઠે બ્રહ્મજ જગત રૂપમાં પ્રતીત થાય છે સર્પની તો પ્રતિભાસિક સત્તા છે વાસ્તવમાં તો તે રજ્જુજ છે, એ પ્રમાણે વસ્તુતઃ સર્વ કાંઈ બ્રહ્મજ છે. આ પ્રપંચ તો પ્રતિભા સમાન થઇને નષ્ટ થઈ રહ્યો છે. ૧.

કેવા પ્રકારથી બ્રહ્મનો નિશ્ચય કરવો જોઈએ તે કહે છે, યથા—

**मनोमयः प्राणशरीरो भारूपः सत्यसंकल्प आकाशात्मा सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादरः ॥ २ ॥**

ભાવાર્થ—એ બ્રહ્મ મનોમય, પ્રાણશરીર, પ્રકાશસ્વરૂપ, સત્યસંકલ્પ, આકાશ શરીર, સર્વકર્મા, સર્વકામ સર્વગન્ધ, સર્વરસ, આ અખિલ સસારને સર્વ બાજુએથી વ્યાપ્ત કરનારો, વાગ્ રહિત તથા સંભ્રમ શૂન્ય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—મનોમય—જે બુદ્ધિથી ભરેલો અર્થાત્ સર્વજ્ઞ છે. પ્રાણશરીર–સર્વશક્તિમાન છે, ભારૂપ–ચૈતન્યજ જેનુ રૂપ છે, જેનો સકલ્પ કદી મિથ્યા થતો નથી. અભિપ્રાય એ છે કે, સંસારી પુરૂષના સમાન ઈશ્વરનો સંકલ્પ વ્યભિચારી ફલવાળો નથી. સંસારી જીવનો સંકલ્પ મિથ્યા ફલ હેતુથી વૃદ્ધિને પ્રાપ્ત થયેલો હોવાથી મિથ્યા ફલવાળો છે. તે આકાશના સમાન વ્યાપક છે, સર્વગતત્વ, સૂક્ષ્મત્વ તથા રૂપાદિ હીનત્વ–એ ઈશ્વરની આકાશતુલ્યતા છે. કર્મ રૂપ સપૂર્ણ જગતનો નિર્માણ કર્તા છે. સંપૂર્ણ દોષ રહિત જેની ઇચ્છા છે. જેનામાં સમસ્ત સુખકર ગધ ભરેલો છે, જેનામાં સંપૂર્ણ રસ ભરેલો છે, એટલે કે તે પુણ્ય ગંધ તથા પુણ્ય રસથી પરિપૂર્ણ છે. અપુણ્યગન્ધ રસાદિનો તેનામાં લેશ પણ નથી, કારણ કે અપુણ્ય ગન્ધ તથા રસનું ગ્રહણ તો પાપ સંબન્ધના નિમિત્તથીજ થાય છે, અને ઈશ્વરનો પાપની સાથે સંબન્ધ નથી. કારણ કે પાપ અવિદ્યાદિ દોષથી થાય છે, તથા ઈશ્વરમાં એ અવિદ્યાદિ દોષ હોવાનો બિલકુલ સભવ નથી. તે આ સમસ્ત જગતની ચારે બાજુએ વ્યાપ્ત થયેલો છે. શ્રુતિમાં ગન્ધ તથા રસાદિના પ્રસંગ હોવાથી એ ગન્ધાદિનુ ગ્રહણ કરવાને સારૂ ઈશ્વરને ઘ્રાણાદિ ઇન્દ્રિયોનુ હોવુ પણ જરૂરનું છે, તેથી વાણીના દ્વારા એ સમસ્ત ઇન્દ્રિયોનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. જેમકે હાથ પગ વગરજ તે વેગવાન તથા ગ્રહણ કરવાવાલો છે, ચક્ષુ વિના દેખી શકે છે, કાન વગર સાંભળી શકે છે" ઇત્યાદિ

મન્ત્રવર્ણથી એ સિદ્ધ થાય છે. તે નિત્ય તૃપ્ત હોવાથી તેને કોઈ પણ વિષયની ઈચ્છા નથી ૨.

વિશેષ—મનોમયઃ નો અર્થ છે મનઃ પ્રાય, જેના દ્વારા જીવ મનન કરે છે તેને મન કહે છે. એ પોતાની વૃત્તિદ્વારા વિષયોમાં પ્રવૃત્ત થયા છે. એ મનના કારણે મનોમય છે. તેથી પુરૂષ મનઃ પ્રાય હોઈને મનના પ્રવૃત્ત થતાં પ્રવૃત્ત જેવો થાય છે. તથા નિવૃત્ત થતાં નિવૃત્ત જેવો થઈ જાય છે, તેથી એ પ્રાણ શરીર છે. "જે પ્રાણ છે તેજ પ્રજ્ઞા તથા જે પ્રજ્ઞા છે, તેજ પ્રાણ છે" એ શ્રુતિ અનુસાર વિજ્ઞાન તથા ક્રિયા એ બેશક્તિયો સાથે મળીને બનેલુ જે લિંગ શરીર છે તેજ પ્રાણ છે. એ પ્રાણ જેનું શરીર છે તેને પ્રાણ શરીર કહે છે. ૨.

હવે બ્રહ્મનાનાંથી નાનો અને મોટાથી મોટો છે. એ વાતને ભગવતિ શ્રુતિ કહે છે, યથા—

**एष म आत्माऽन्तर्हृदयेऽणीयान्व्रीहेर्वा यवाद्वा सर्षपाद्वा श्यामाकाद्वा श्यामकतण्डुलाद्वा एष म आत्माऽन्तर्हृदये ज्यायान्पृथिव्या ज्यायानन्तरिक्षाज्ज्यायान्दिवो ज्यायानेभ्यो लोकेभ्यः ॥ ३ ॥**

ભાવાર્થ—હૃદયકમળની અંદર એ મારો આત્મા ધાનથી અથવા યવ (જવ)થી સરસવથી, શ્યામાક–સામાથી અથવા સામાના ચોખાથી પણ નાનો છે તથા હૃદયકમળની અંદર એ મારો આત્મા પૃથ્વી, આકાશ, સ્વર્ગલોક અગર સંપૂર્ણ લોકથી મોટો છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—પૂર્વોક્ત ગુણવિશિષ્ટ હૃદયકમળની અંદર રહેનારો મારો આત્મા યવાદિથી પણ સૂક્ષ્મતર છે. એ કથન આત્માની અત્યંત સૂક્ષ્મતા પ્રદર્શિત કરવાને સારૂ છે. એ આત્મા સામાના ચોખાથી પણ સૂક્ષ્મ છે–એ પ્રમાણે પરિચ્છિન્ન પરિમાણથી સૂક્ષ્મ બતાવતા તેને અણુ પરિમાણુત્વ પ્રાપ્ત થઈ જાય છે, તેનો પ્રતિષેધ કરવાને સારૂ 'એ મારો આત્મા પૃથિવ્યાદિકથી પણ મોટો છે' એમ કહેવામા આવ્યુ છે. ૩.

વિશેષ—એ પ્રમાણે સ્થૂલતમ પદાર્થોની અપેક્ષાએ પ્રાણ એ આત્માની મહત્તા દેખાડીને ભગવતી શ્રુતિ 'मनोमयः'થી લઈને 'ज्यायानेभ्यो लोकेभ्यः' સુધી ગ્રન્થ દ્વારા તેનું અનંત પરિમાણુત્વ બતાવે છે. ૩.

હવે હૃદયસ્થિત બ્રહ્મ તથા પરબ્રહ્મની એકતાનું વર્ણન કરે છે, યથા—

**सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादर एष म आत्माऽन्तर्हृदय एतद् ब्रह्मैतमितः प्रेत्याभिसम्भवितास्मीति यस्य स्यादद्धा न विचिकित्साऽस्तीति ह स्माह शाण्डिल्यः शाण्डिल्यः ॥ ४ ॥**

**ભાવાર્થ**—જે સર્વ કર્મોનો કરવાવાળો છે, સર્વ કામનાઓથી પૂર્ણ છે, સર્વ ગંધોથી પૂર્ણ છે, સર્વ રસોથી ભરેલો છે, જેનાથી આખુ જગત વ્યાપ્ત થઈ રહેલું છે તથા ઇંદ્રિયાદિકોથી રહિત છે, એવો બ્રહ્મ મારા હૃદયકમળમાં સ્થિત છે. તેજ બ્રહ્મને હું મારા શરીર ત્યાગ પછી પ્રાપ્ત થઇશ. એવો જે ઉપાસકનો નિશ્ચય છે તથા જેને એ વાતમાં કોઈ સંદેહ નથી. (તેને ઈશ્વર ભાવની પ્રાપ્તિ થાય છે) એવું શાણ્ડિલ્ય ઋષિએ કહેલું છે, શાણ્ડિલ્યે કહેલું છે, શાણ્ડિલ્યઃ શાણ્ડિલ્યઃ એ દ્વિરૂક્તિ આદરને સારૂ છે. ૪

**વિ૦ વિ૦ ભાષ્ય**—'सर्वकर्मा'થી લઇને 'एष म आत्मान्तर्हृदये' સુધીના મંત્રનું વ્યાખ્યાન પૂર્વવત્ છે. શેષ વાક્યનું વ્યાખ્યાન આ પ્રમાણે છે—'હું મરણ પછી અંતર્હૃદયસ્થ સર્વકર્માદિ ગુણ વિશિષ્ટ બ્રહ્મને પ્રાપ્ત થઈશ' આ શબ્દો દ્વારા બ્રહ્મ તથા આત્માના કર્મત્વ તથા કર્તૃત્વનો નિર્દેશ કરવામાં આવેલો છે. આ કથનથી એ સિદ્ધ થાય છે કે જેમ છઠ્ઠા તથા સાતમા અધ્યાયોમાં શ્રુતિએ 'तत्त्वमसि' 'आत्मैवेदं सर्वम्' ઇત્યાદિ વાક્યો દ્વારા સાધકને સ્વારાજ્ય ઉપર અભિષિક્ત કરેલો છે તે પ્રમાણે એ શ્રુતિ અહીં કરતી નથી. ષષ્ઠાધ્યાયોક્ત 'અથ સંપત્સ્યે' (દેહ ત્યાગ પછી હું સત્સ્વરૂપ થઈ જઈશ) એ શ્રુતિ પ્રારબ્ધ કર્મજનિત સંસ્કારોની સમાપ્તિ પર્યંતજ જીવની સ્થિતિ બતાવવાને સારૂ છે. તેનું તાત્પર્ય સત્સ્વરૂપ થવામાં કાળનું વ્યવધાન પ્રદર્શિત કરવામાં નથી. ૪.

**વિશેષ**—અહીં ઉપાસ્યરૂપથી સગુણ બ્રહ્મજ અભિપ્રેત છે, નિર્ગુણ બ્રહ્મ નહીં. કારણ કે પૂર્વોક્ત ગુણ વિશિષ્ટ ઇશ્વરનુંજ ધ્યાન કરવું જોઇએ, એ ગુણોથી યુક્તનું નહીં, જેમ (રાજપુરૂષને અગર કાબર ચિત્રી ગાયને લાવો) એ પ્રમાણે કહેવાથી, તેમના વિશેષણ (રાજા અગર ચિત્ર વિચિત્ર ગાય)ને લાવવાની ચેષ્ટા કરવામાં આવતી નથી તેમજ અહીં પણ નિર્ગુણ બ્રહ્મજ (ઉપાસ્યરૂપે) પ્રાપ્ત થતા હતા તેથી તેની નિવૃત્તિને સારૂ 'સર્વકર્મા' આદિ વિશેષણોને ફરીથી કહેવામાં આવ્યાં છે. તેથી મનોમયત્વાદિ ગુણોથી યુક્ત ઇશ્વરનુંજ ધ્યાન કરવું જોઇએ

ભાવ એ છે કે—સર્વકર્મ, સર્વ કામનાઓ, સર્વરસ તેના છે, તેનાથી સર્વ ઘેરાએલા છે, તે કદીપણુ બોલતો નથી, એ બેપરવાહ છે, એ મારો આત્મા છે, હૃદયની અંદર રહે છે, તે બ્રહ્મ છે તેને હું અહીંથી મરીને પ્રાપ્ત થઈશ. એવો જેને પૂર્ણ વિશ્વાસ છે અને તેમાં કાંઈ પણ સંદેહ નથી તે તેને પ્રાપ્ત કરીલે છે. એ કથન શાણ્ડિલ્ય ઋષિનું છે. આ ખંડના વિજ્ઞાનને શાણ્ડિલ્યવિદ્યા કહે છે. ૪.



## ખંડ પંદરમો



'તેના કુળમાં વીર પુત્ર પેદા થાય છે' એમ કહેવામાં આવ્યું છે, પરંતુ વીર પુત્રની ઉત્પત્તિ માત્રજ પિતાની રક્ષાનો હેતુ થઈ શક્તી નથી, તેથી પુત્રના દીર્ઘાયુષ્યત્વની સિદ્ધિને સારૂ કોશ વિજ્ઞાનનું વર્ણન કરે છે, યથા—

**अन्तरिक्षोदरः कोशो भूमिबुध्नो न जीर्यति दिशो ह्यस्य स्रक्तयो द्यौरस्योत्तरं बिलᳪ स एष कोशो वसुधानस्तस्मिन्विश्वमिदᳪ श्रितम् ॥ १॥**

**ભાવાર્થ**—આકાશ જેનું ઉદર છે, પૃથ્વી જેનું તળિયુ છે, એ કોશ જીર્ણ-નષ્ટ થતો નથી. દિશાઓ તેના ખુણા છે, આકાશ ઉપરનું છિદ્ર છે. એજ એ કોશરૂપી વસુધાન-ભંડાર છે. એ કોશમાં આ સંપૂર્ણ વિશ્વ સ્થિત છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ વિરાટ પુરૂષનું ઉદર-અંતઃ છિદ્ર એ આકાશ છે. તે ભૂમિબુધ્ન-પૃથિવી રૂપ મૂલ વાયુ-છે. અર્થાત્ પૃથિવી તેના પાદ છે. તેના ચારેકોણા દિશાઓ હાથ છે. તેની ઉપરનુ છિદ્ર-બ્રહ્મરન્ધ્ર-સ્વર્ગ છે. એ પ્રમાણે એ કોષ-ભંડાર છે. તેમાં સમસ્ત જગત્ સ્થિત છે. તે અનેક ધર્મોમાં સાદૃશ્ય રાખવાને કારણે કોશના સમાન ભંડાર છે. તે ત્રૈલોક્ય રૂપ હોવાથી નાશને પ્રાપ્ત થતો નથી. કારણ કે તે તો સહસ્ર યુગ કાલ પર્યન્ત રહેનારો છે. ૧.

**વિશેષ**—એ કોશ વસુધાન છે એટલે કે તેમાં પ્રાણિયોના કર્મફળ રૂપ વસુનું આધાન કરવામાં આવે છે. અભિપ્રાય એ છે કે—એ કોશની અંદર જ પ્રાણિયોનાં સમસ્ત કર્મફળ જેનુ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી ગ્રહણ કરવામાં આવે છે તે પોતાના સાધનો સહિત સ્થિત છે. તેને એવી રીતે સમજવુ જોઇએ કે એ ત્રિલોકી એક સંદૂક-ભંડાર છે. તેનુ નીચેનુ તળ પૃથ્વી છે, ઉપરનુ ઢાંકણુ દ્યૌ છે તથા

પેટ અંતરિક્ષ છે તથા મનુષ્યોના કર્મ, સાધન તથા ફળનો ખજાનો તેમાં ભરેલો છે. ૧.

तस्य प्राची दिग्जुहुर्नाम सहमाना नाम दक्षिणा राज्ञी नाम प्रतीची सुभूता नामोदीची तासां वायुर्वत्सः स य एतमेवं वायुं दिशां वत्सं वेद न पुत्ररोदꣳ रोदिति सोऽहमेतमेवं वायुं दिशां वत्सं वेद मा पुत्ररोदꣳ रुदम् ॥२॥

ભાવાર્થ—તેની પૂર્વદિશા 'જુહુ' નામની છે. દક્ષિણ દિશા 'સહમાના' નામની છે પશ્ચિમ દિશા 'રાજ્ઞી' નામવાલી છે તથા ઉત્તર દિશા 'સુભુતા' નામની છે. એ દિશાઓનો પવન પુત્ર છે જે આ પવનને ઉપરોક્ત રીતિથી દિશાઓનો પુત્ર જાણે છે સુત મરણ નિમિત્ત રૂદન કરતો નથી એ પુત્રજીવિતાર્થી સમજે છે કે હું આ ઉપર કહેલા પ્રકારથી પવનને દિશાઓનો પુત્ર જાણું છુ, તેથી હુ પુત્રમરણના નિમિત્તથી રૂદન ન કરૂ ૨

વિ૦ નિ૦ ભાષ્ય—આ વિરાટ પુરૂષની દિશા જુહુ છે એ દિશા તરફ મુખ કરીને યજમાન યજ્ઞ કરે છે, તેથી તેનું નામ જુહુ છે. દક્ષિણ દિશા સહમાના નામ યમપુરી છે, જેમાં જીવ પોતાનાં પાપ કર્મોના ફલ ભોગવે છે પશ્ચિમ દિશા રાજ્ઞી છે તેમાં વરૂણ દેવ વાસ કરે છે, અથવા સાયકાલની લાલીમાનો યોગપણ એજ દિશા સાથે થાય છે. ઉત્તર દિશા સુભૂતા છે જેમાં ધનેશ કુબેર રહે છે આ ચારે દિશાઓનો પુત્ર વાયુ છે કારણકે એ ચારે દિશાઓથી વાયુ ઉત્પન્ન થાય છે. તેથી જે ઉપાસક આ વાયુને દિશાઓનો પુત્ર જાણે છે તે પુત્રમરણ નિમિત્ત રૂદન કરતો નથી અર્થાત તે પુત્ર દીર્ઘ આયુપવાલો થાય છે. તેથી તેને પુત્રશોક કરવાનું રહેતુ નથી. હુ ઉપરોક્ત રીતે વાયુને દિશાઓનો પુત્ર જાણું છુ તેથી મને પુત્રને ગારૂ રોવાનો પ્રસગ ન આવે ૨.

વિશેષ—જે મનુષ્ય દિશાઓના જ્ઞાનપૂર્વક વાયુના ગુણોને જાણે છે અર્થાત જે પ્રાણ, અપાન, સમાનાદિ વાયુઓના નિરોધપૂર્વક પ્રાણાયામની વિધિનો પૂર્ણ પ્રકારે જ્ઞાતા છે તે ઘણો બળવાન, તેજસ્વી તથા પૂર્ણ આયુને ભોગવવાવાળો થાય છે. તથા એવા પુરૂપનું સતાન દીર્ઘકાળ પર્યંત જીવિત રહે છે

આ વિષયમા મહાત્માઓનું કથન છે કે—અમને, વાયુસબંધી ગુણો સારી રીતે જાણીને તે પ્રમાણે અનુષ્ઠાન કરવાથી એવોજ લાભ થએલો છે બીજા કોઈ

પણ જે વાયુના ગુણોને જાણીને અનુષ્ઠાન કરશે તેને પણ એવોજ લાભ થશે. અર્થાત્ તે અને તેની સતતિ પૂર્ણ આયુને પ્રાપ્ત થશે.

પ્રકૃતમાં વાયુને દિશાઓનો વત્સ ( વાછડો ) એટલા માટે કહેલો છે કે, જે પ્રમાણે વાછડો પોતાની માતાની સોડમાં ( પાસે ) આશ્રય લે છે તેજ પ્રમાણે વાયુ પણ દિશાઓનો આશ્રય લઈ સ્વચ્છંદ થઇને વિચરે છે. ૨.

હવે ઉપાસકના ઉચ્ચારણ કરવા યોગ્ય મન્ત્ર કહે છે.

**अरिष्टं कोशं प्रपद्येऽमुनाऽमुनाऽमुना प्राणं प्रपद्येऽमुनाऽमुनाऽमुना भूः प्रपद्येऽमुनाऽमुनाऽमुना भुवः प्रपद्येऽमुनाऽमुनाऽमुना स्वः प्रपद्येऽमुनाऽमुनाऽमुना ॥ ३ ॥**

**ભાવાર્થ**—હું અમુક અમુક અમુક સહિત અવિનાશી કોશને શરણે છું. અમુક અમુક અમુક સહિત પ્રાણને શરણે છું. અમુક અમુક અમુક સહિત ભૂની શરણમાં છું. અમુક અમુક અમુક સહિત ભુવઃને શરણે છું. તથા અમુક અમુક અમુક સહિત સ્વઃને શરણે છું. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પુત્રના દીર્ઘાયુને સારૂ હું પૂર્વોક્ત અરિષ્ટ—અવિનાશી ત્રૈલોકયાત્મક કોશને શરણે છું, તેથી મુખ્ય પ્રાણને શરણે છું. એજ નિમિત્તથી હું ભૂર્લોક અધિષ્ઠાત્રી દેવતાની શરણે છું. એજ નિમિત્તથી ભુવર્લોક અધિષ્ઠાત્રી દેવતાને શરણે છું તથા એજ નિમિતે સ્વર્લોકના અધિષ્ઠાત્રી દેવતાને શરણે છુ.

**વિશેષ**—પ્રકૃત મંત્રમાં જ્યાં જ્યાં અમુક શબ્દ આવેલો છે ત્યાં ત્યાં પોતાના પુત્રના નામનું ઉચ્ચારણ કરવું જોઇએ. અમુક શબ્દ ત્રણવાર આવેલો છે તેનુ તાત્પર્ય એ છે કે ત્રણ ત્રણવાર પુત્રનું નામ લેવું જોઇએ. ૩.

**स यदवोचं प्राणं प्रपद्य इति प्राणो वा इद ँ सर्वं भूतं यदिदं किंच तमेव तत्प्रापत्सि ॥ ४ ॥**

**ભાવાર્થ**—'હું મુખ્ય પ્રાણને શરણ છું' એ પ્રમાણે મેં કહ્યું તેનું તાત્પર્ય એ છે કે, જે કાંઈ સ્થાવર જંગમ જગત્ છે તેજ પ્રાણ છે તેજ સર્વાત્મક પ્રાણને હું શરણે છું. ૪.

આગળના ચાર મંત્રોના ભાષ્ય વિશેષ સાથેજ લખવામાં આવ્યાં છે.

अथ यदवोचं भूः प्रपद्य इति पृथिवीं प्रपद्येऽन्तरिक्षं प्रपद्ये दिवं प्रपद्य इत्येव तदवोचम् ॥ ५ ॥

ભાવાર્થ—'હવે હું ભૂર્લોકને શરણ છુ' જે આ પ્રકારે મેં કહ્યુ છે તેનો અભિપ્રાય એ છે કે, હું પૃથ્વીને શરણ છુ, આકાશને શરણ છુ તથા દ્યુલોકને શરણ છું ૫

अथ यदवोचं भुवः प्रपद्य इत्यग्निं प्रपद्ये वायुं प्रपद्य आदित्यं प्रपद्य इत्येव तदवोचम् ॥ ६ ॥

ભાવાર્થ—હવે જે મેં કહ્યુ છે કે ભુવર્લોકને શરણ છુ, તેનાથી મારૂ તાત્પર્ય એ છે કે હું વન્હિને, પવનદેવને તથા સૂર્યદેવને શરણ છુ ૬

अथ यदवोचꣳ स्वः प्रपद्य इत्यृग्वेदं प्रपद्ये यजुर्वेदं प्रपद्ये सामवेदं प्रपद्य इत्येव तदवोचं तदवोचम् ॥ ७ ॥

ભાવાર્થ—હવે મેં જે કહ્યુ છે કે, હું સ્વર્ગ લોકના શરણમાં છુ તેનું તાત્પર્ય એ છે કે, હું ઋગ્વેદને શરણે છુ, યુજુર્વેદને શરણે છુ, તથા શામવેદને શરણે છુ એજ મેં કહ્યુ છે, એજ મેં કહ્યુ છે.

વિ૦ વિ૦ ભાષ્ય—જે મેં કહ્યુ છે કે હું પ્રાણની શરણમા છુ, તેનાજ વ્યાખ્યાનનો વિસ્તાર કરવામા આવ્યો છે—આ જેટલુ પણ વિશ્વ છે તે સર્વે પ્રાણજ છે જેમ પૈડાની નાભીમા આરા લાગેલા રહે છે (તેજ પ્રમાણે પ્રાણમા સપૂર્ણ ભૂત સમર્પિત છે) તેથી એ પ્રાણની પ્રતિપત્તિ દ્વારા હું એ સર્વભૂત (વિરાટ) નેજ શરણે છું મેં એજ કહ્યું કે—હું ભૂ: શરણે છું—તેનાથી એજ કહેલુ છે કે પૃથિવી આદિ ત્રણે લોકના શરણમા છું તથા મેં જે કહ્યું છે કે—હું ભૂવ' ને શરણે છું તેનાથી એજ કહેવામા આવ્યુ છે કે હું વહ્નિની આદિની શરણમા છું તથા જે એમ કહ્યું કે—હું સ્વ ને શરણે છું—તેનાથી એજ કહેવામા આવ્યુ છે કે હું ઋગ્વેદને શરણે છુ ૪ ૫. ૬. ૭

વિશેષ—તે પછી ઉપરોક્ત અજર કોશની દિશાઓના વત્સ સહિત વિધિપૂર્વક ધ્યાન કરીને ઉપરના મંત્રોને જપે 'तदवोचम्, तदवोचम्

એ દ્વિરૂક્તિ ખંડ સમાપ્તિ તથા આદરનું સૂચન છે. અહીં પરમાત્માને કોશ એવા અભિપ્રાયથી કહેવામાં આવ્યા છે કે તેજ આ ચરાચર બ્રહ્માંડના પદાર્થોના કોશવત્ આચ્છાદક છે, તેનું આશ્રિત આ સંપૂર્ણ વિશ્વ છે. પરમેશ્વરનું પ્રાણરૂપથી વર્ણન કરવાનો ભાવ એ છે કે તે સર્વને પ્રાણન–જીવનશક્તિ આપનારો છે. તેની કૃપાથી પૃથ્વી તથા અન્તરિક્ષમાં વિચરતા મનુષ્ય મુક્ત થઈ જાય છે તથા ઋક્,યજુ, સામ, કર્મ, ઉપાસના તથા જ્ઞાન આ કાંડત્રયાત્મક વેદના એ પુરૂષ જ્ઞાતા થઈ જાય છે. અહીં ત્રણ વેદોનાં નામ ત્રણ પ્રકારની વિદ્યાના અભિપ્રાયથી આવેલા છે. તેથી એવો સંદેહ ન કરી બેસવો કે વેદ ત્રણજ છે. આજ પ્રપાઠક–અધ્યાયના પ્રથમ ખંડમાં ચારે વેદનાં નામ સ્પષ્ટ રીતે બતાવેલાં છે. ૪-૫-૬ ૭.

## ખંડ સોળમો

પુત્રના આયુ નિમિત્ત ઉપાસના તથા જપ બતાવવમાં આવ્યા. હવે પોતાના આયુને નિમિત્તે જપ તથા ઉપાસનાનું વિધાન કરતી ભગવતી શ્રુતિ કહે છે કે– જે પુરૂષ સ્વયં જીવિત રહીને પુત્રાદિ ફળથી યુક્ત થઈ શકે છે, તે પુરૂષ પોતે પોતાને યજ્ઞરૂપે સંપાદિત કરે છે—

**पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंशति वर्षाणि तत्प्रातःसवनं चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातःसवनं तदस्य वसवोऽन्वायत्ताः प्राणा वाव वसव एते हीदꣳ सर्वं वासयन्ति ॥ १ ॥**

**ભાવાર્થ**—પુરૂષ અવશ્યજ યજ્ઞરૂપ છે. એ યજ્ઞ પુરૂષનાં જે ચોવીસ વર્ષ છે તે પ્રાતઃસવન છે. ચોવીસ અક્ષરવાળો ગાયત્રી છંદ પ્રાતઃસવન છે, કારણ એ છે કે પ્રાતઃસવનના મંત્ર ગાયત્રી છંદવાળા હોય છે. એજ યજ્ઞ પુરૂષ એ પ્રાતઃસવનમાં વસુ દેવગણ સ્થિત છે. એ વસુ ગણ નિશ્ચયે કરીને પ્રાણ છે, કારણ કે એજ આ સંપૂર્ણ વિશ્વને પોતાનામાં સ્થિત રાખે છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે મંત્રોપાસકના આયુની વૃદ્ધિનો ઉપાય બતાવે છે, કારણ કે જો તે પુરૂષજ જીવતો ન રહ્યો તો તેને પુત્રથી કાંઈ લાભ થાય નહી, તેથી

જીવનથી યુક્ત શરીર તથા ઇંદ્રિયોનો સમૂહ, એજ પુરૂષ છે, અર્થાત્ પુરૂષજ યજ્ઞ છે. તેની આયુ ચોવીસ વર્ષ સુધી યજ્ઞ પુરૂષનું પ્રાત સવન છે તેનો સબધ ચોવીસ અક્ષર વાળા ગાયત્રી છંદ સાથે છે, કારણુ કે પ્રાત સવન કર્મમા ગાયત્રી છદ વાળા મત્ર ભણુવામા આવે છે (ગાયત્રી છદ વાળા મત્ર બ્રહ્મગાયત્રી મન્ત્રથી ભિન્ન છે) પ્રાતઃસવન કર્મમા વસુ દેવગણુ રહે છે તથા એ વસુ પ્રાણરૂપ છે તે પ્રાણમા અખિલ વિશ્વ સ્થિત છે, ચોવીસ અક્ષર વાળા ગાયત્રી છદ તથા પુરૂષના ચોવીસ વર્ષના આયુમા એકતા છે અને તેજ કારણથી પુરૂષ ચોવીસ વર્ષના આયુ સુધી પ્રાત સવન કર્મ કરે છે અને તેથી યજ્ઞરૂપ થઈ જાય છે, પ્રાત સવનના અધિષ્ઠાતૃ દેવ છે અને એજ પ્રાણુ છે જેના આશ્રયથી સપૂર્ણ જીવ જીવે છે ૧

(વિશેષ—પ્રાણોને વસુ એ અભિપ્રાયથી કહેવામા આવેલા છે કે જ્યા સુધી પ્રાણુ શરીરમા રહે છે ત્યાસુધી ઇંદ્રિય આદિ સર્વ કાઈ શરીરમા રહે છે અન્યથા ઇંદ્રિયોના ગોલક માત્ર રહી જાય છે, જે નિર્જીવ હોવાથી કશા કામના નથી, તેથી પ્રાણોને વસુ કહેવામા આવેલા છે ૧

**तं चेदेतस्मिन् वयसि किंचिदुपतपेत्स ब्रूयात्प्राणा वसव इदं मे प्रातःसवनं माध्यन्दिनꣳ सवनमनुसंतनुतेति माऽहं प्राणानां वसूनां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ २ ॥**

ભાવાર્થ—આ ચોવીસ વર્ષની અવસ્થામા, જો તે યજ્ઞકર્તાને કોઈ કષ્ટ પહો ચાડે તો તે કહે કે—હે પ્રાણરૂપ વસુ ગણુ મારા આ પ્રાત સવનને માધ્યદિન સવન સાથે એક રૂપ કરી દો કે જેથી પ્રાણરૂપી વસુ દેવતાઓની આગળ હું યજ્ઞરૂપ નષ્ટ ન થઈ જાઉં ત્યારે તે કષ્ટથી મુક્ત થઇને નિરોગી થઈ જાય છે, ૨

વિ૦ વિ૦ ભાષ્ય—તે યજ્ઞસપાદકને જો પ્રાત સવન પે વિપન્ન થયેલી ચોવીસ વર્ષની અવસ્થામા મૃત્યુની શકાના હેતુભૂત કોઈ રોગ દિ ઉત્પન્ન થાય તો એ યજ્ઞસપાદકે કહેવુ જોઇએ કે—હે પ્રાણ! હે વસુ! મારા આ પ્રાત કાળ સબધી આયુનો મધ્યાહ્નકાળના યજ્ઞના આયુ સુધી જે ચુવાલીસ વર્ષ સુધી રહે છે ત્યાસુધી વધારી દો કે જેથી કરીને યજ્ઞરૂપ હું, પ્રાણરૂપી વસુ દેવતાની આગળ નષ્ટ ન થાઉં, આ પ્રમાણેની પ્રાર્થના કરવાથી યજ્ઞકર્તા રોગ રહિત થઈ

જાય છે. ૨.

વિશેષ—જ્યારે મનુષ્યને રોગ-શોક કષ્ટ પહોંચાડી રહ્યા હોય અગર તેના બંધુ-બાંધવ તેને મના કરી રહ્યા હોય તથા શત્રુઓને કારણે તેને વિક્ષેપ આવતો હોય ત્યારે એવી સ્થિતિમાં આ મંત્રના વર્ણન અનુસાર તેણે એમ કહેવું જોઇએ કે—હે મિત્રો ! અગર હે રોગ ! આ મારા પ્રાતઃસવનનો કાળ છે. હું આ સમય તેનું અનુષ્ઠાન કરી રહ્યો છું, કૃપા કરીને આપ મારા તપમાં વિઘ્ન ન નાંખશો, પ્રત્યુત મારી સફળતામાં મદદ કરો. એવી મારી પ્રાર્થના છે. હું સત્કરણીય યજ્ઞ છું, આપ એવી ચેષ્ટા કરો કે જેથી હું વિલુપ્ત ન થઈ જાઉં કિન્તુ એવો યત્ન કરો કે જેથી હું સૂર્યની પેઠે ચમકું. હું આ પ્રાતઃસવનનો કદાપિ ત્યાગ નહી કરૂં. આપ લોક મને સંતપ્ત ન કરશો. મને આદિત્યના જેવો પ્રકાશમાન્ થવાનો અવસર પ્રદાન કરો ૨.

**अथ यानि चतुश्चत्वारिꣳशद्वर्षाणि तन्माध्यन्दिनꣳ सवनं चतुश्चत्वारिꣳशदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यन्दिनꣳ सवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हीदꣳ सर्वꣳ रोदयन्ति ॥ ३ ॥**

ભાવાર્થ—હવે એ પુરૂષના આયુનું ચુંવાલીસમું વર્ષ છે. મધ્યાહ્નકાળનો સવનયજ્ઞ છે, એ આયુની ઐક્યતા ચુવાલીસ અક્ષરવાળા ત્રિષ્ટુપ છંદના મંત્રો સાથે છે કે જેનાથી મધ્યાહ્ન કાળનો યજ્ઞ કરવામાં આવે છે. આ મધ્યાહ્નિક યજ્ઞમાં રૂદ્ર-ગણ રહે છે, તથા તેઓ પ્રાણરૂપ છે કારણ કે રૂદ્રગણ આ સંપૂર્ણ આધેયરૂપ જગતનો આધાર છે તથા એજ સમસ્ત પ્રાણિયોના દુઃખનું કારણ છે. ૩.

વિશેષ—જે ઇંદ્રિયોના ઉત્ક્રમણ કાળમાં સર્વ પ્રાણિયોને રોવડાવે છે તેને રૂદ્ર કહે છે. તથા એમ પણ છે કે મધ્યના આયુમાં પ્રાણકુર થાય છે તેથી પણ તે રૂદ્ર છે. ૩.

**तं चेदेतस्मिन्वयसि किंचिदुपतपेत्स ब्रूयात्प्राणा रुद्रा इदं मे माध्यन्दिनꣳ सवनं तृतीयसवनमनुसंतनुतेति माऽहं प्राणानाꣳ रुद्राणां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव**

## तत एत्यगदो ह भवति ॥ ४ ॥

ભાવાર્થ—જો યજ્ઞકર્તા આ ચુંવાલીસ વર્ષના આયુમા રોગ ગ્રસ્ત થઈ જાય તો તેણે આ પ્રમાણે કહેવુ જોઈએ કે—હે પ્રાણરૂપ રુદ્રગણુ ! મારા આ મધ્યાહ્ન કાળના યજ્ઞને સાયકાળના યજ્ઞ સુધી વધારો, અર્થાત્ તૃતીય કાળના યજ્ઞના આયુ સુધી, જે ૧૧૬ વર્ષ સુધીનો છે, ત્યાં સુધી વિસ્તૃત કરો, કે જેથી યજ્ઞરૂપ હું પ્રાણરૂપ રુદ્રગણો સમક્ષ નષ્ટ ન થાઉં જ્યારે યજ્ઞકર્તા આ પ્રમાણે પ્રાર્થના કરે છે ત્યારે તે રોગાદિથી નિવૃત્ત થઈ જાય છે ૪.

( આ બે મંત્રોની વ્યાખ્યા પૂર્વવત્ છે )

## अथ यान्यष्टाचत्वारिꣳशद्वर्षाणि तत्तृतीयसवनमष्टाचत्वारिꣳशदक्षरा जगती जागतं तृतीयसवनं तदस्यादित्या अन्वायत्ताः प्राणा वावाऽऽदित्या एते हीदꣳ सर्वमाददते ॥ ५ ॥

ભાવાર્થ—હવે જે યજ્ઞપુરુષના અડતાળીસ વર્ષ છે તે સાયકાલિક યજ્ઞ છે, અડતાળીસ છે અક્ષર જેમા એવો જગતી છંદ, જેમા જગતી છંદવાળા મંત્ર છે તે તૃતીય સવન છે આ યજ્ઞપુરુષના આ ત્રીજા સવનમા આદિત્ય ગણુ વાસ કરે છે તથા તે પ્રાણુ અવશ્ય આદિત્ય છે, કારણુ કે પ્રાણરૂપી આદિત્ય આ સંપૂર્ણ વિષયોને ગ્રહણ કરે છે ૫

## तं चेदेतस्मिन्वयसि किंचिदुपतपेत्स ब्रूयात्प्राणा आदित्या इदं मे तृतीयसवनमायुरनुसंतनुतेति माऽहं प्राणानामादित्यानां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो हैव भवति ॥ ६ ॥

ભાવાર્થ—આ અડતાલીસ વર્ષમા જો તે યજ્ઞકર્તાને કોઈ રોગાદિક કષ્ટ આપે તો તે યજ્ઞકર્તા આ પ્રમાણે કહે કે હે પ્રાણરૂપ આદિત્યગણો મારા આ ત્રીજા સવનને આયુની સાથે એકીભૂત કરી દો કે જેથી હું યજ્ઞકર્તા પ્રાણરૂપ આદિત્યોની સમક્ષ નષ્ટ ન થઉં જાઉં આ પ્રમાણે કહેવાથી તે કષ્ટ મુક્ત થઈને નિરોગ થઈ જાય છે ૬

આ બે મંત્રોની વ્યાખ્યા પણ પૂર્વવત્ છે.

વિશેષ—આ પ્રમાણે પ્રાણજ આદિત્ય છે. તે આ શબ્દાદિ વિષયસમૂહનું આદાન–ગ્રહણ કરે છે તેથી આદિત્ય છે. (હે પ્રાણરૂપ આદિત્યગણ! ત્રીજા સવનના આયુરૂપે ૧૧૬ વર્ષ સુધી પૂર્ણ કરો, અર્થાત્ યજ્ઞ સમાપ્ત કરો. ૬.

નિશ્ચિત વિદ્યા અવશ્ય ફળવાળી થાય છે, એ વાતનું ઉદાહરણ ભગવતી શ્રુતિ આપે છે યથા—

**एतद्ध स्म वैतद्विद्वानाह महिदास ऐतरेयः स किं म एतदुपतपसि योऽहमनेन न प्रेष्यामीति स ह षोडशं वर्षशतमजीवत्प्र ह षोडशं वर्षशतं जीवति य एवं वेद ॥७॥**

ભાવાર્થ—આ વિખ્યાત વિદ્યાને જાણનારા ઐતરેય મહિદાસે કહ્યું હતું કે રોગ! તું મારા શરીરને કેમ દુઃખ આપે છે, હું તારાથી મરવાનો નથી, હું ૧૧૬ વર્ષ સુધી અવશ્ય જીવીશ. અને તે ૧૧૬ વર્ષ સુધી જીવતા રહેલા હતા. તેજ પ્રમાણે જો અન્ય ઉપાસક પણ આ પ્રમાણે જાણે છે તો તે પણ ૧૧૬ વર્ષ સુધી જીવે છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—આ પ્રસિદ્ધ યજ્ઞશાસ્ત્રને જાણનારા મહિદાસ નામના ઈતરા ઋષિની પત્નીના પુત્ર ઐતરેયે કહ્યું કે હે રોગ! તું મને આ સંતાપ શા માટે આપે છે? યજ્ઞસ્વરૂપ હું તારા સંતાપથી મૃત્યુને પ્રાપ્ત થનારો નથી, હું ૧૧૬ વર્ષ સુધી અવશ્ય જીવિત રહીશ. તેથી મને મારવાનો તારો શ્રમ વ્યર્થજ છે. આ પ્રમાણેના નિશ્ચયવાળા થઇને તે ૧૧૬ વર્ષ સુધી જીવતા રહ્યા. એજ પ્રમાણેના નિશ્ચયથી અન્ય કોઈ પુરૂષ પૂર્વોક્ત પ્રકારના યજ્ઞ દર્શનને જાણે છે તે ૧૧૬ વર્ષ સુધી જરૂર જીવતો રહે છે. ૭.

વિશેષ—આ ખંડનો અભિપ્રાય એ છે કે દીર્ઘજીવી થવાને સારૂ મનુષ્યનો દૃઢ નિશ્ચય હોવો જોઇએ. તેની સાથેજ તેણે પોતાના જીવનને એક પરોપકારની માળામાં પરોવી દેવું જોઇએ. તેજ પોતે પોતાને યજ્ઞરૂપ બનાવવું એ છે. એજ આરંભમાં કહેવામાં આવ્યું છે કે—"पुरुषो वाव यज्ञ.". સોમયજ્ઞના ત્રણ સવન થાય છે, પ્રાતઃસવન, મધ્યાહ્ન સવન તથા તૃતીય સવન. આ પ્રમાણે પુરૂષે પણ પોતાના જીવન કાળનાં ત્રણ સવન માનવાં જોઇએ. વિધિયજ્ઞમાં પ્રથમ પ્રાતઃસવન છે તેમાં ગાયત્રી છંદનો પ્રયોગ થાય છે, ગાયત્રી છંદ ચોવીસ અક્ષરનો હોય છે.

[illegible]

વિધિયજ્ઞમાં પ્રાત સવનના અધિપતિ વસુ છે. તેથી પુરુષયજ્ઞમાં પ્રાણ (ઇંદ્રિય) વસુ કહેવાય છે. જો એ પ્રાતઃસવનમાં (૨૪ વર્ષોમાં) કોઈ રોગ આદિ તેને સંતાપે, અર્થાત્ યજ્ઞમાં વિઘ્નકર્તા જણાય તો તે દઢ નિશ્ચયથી પ્રાણોને કહે કે—હે પ્રાણો! તમે આ યજ્ઞમાં વસુ છો, પ્રાતઃસવનના માલિક છો, તેની રક્ષા કરવી એ તમારૂં કામ છે. તમે પોતાના સવનના રક્ષક બનો, વિઘ્નને દૂર હટાવો અને આ સવનને બીજા સવન સાથે મેળવી દો. એવો દઢ વિશ્વાસ, તેને સારૂ અવશ્ય કલ્યાણકારી થાય છે, કારણ કે 'क्रतुमयः पुरुषः' પુરૂષ ક્રતુરૂપ છે.

આ વિધિયજ્ઞમાં પ્રાતઃસવન પછી બીજા માધ્યન્દિન સવનનો પ્રારંભ થાય છે, તેમાં ત્રિષ્ટુપ છંદનો પ્રયોગ થાય છે, ત્રિષ્ટુપ છંદ ચુંવાળીસ અક્ષરનો થાય છે. તેથી પુરૂષ પણ પોતાનાં પ્રથમ ચોવીસ વર્ષ સુધી પ્રાત.સવનનો ભોગ કરીને તેની આગળનાં ચુંવાળીસ વર્ષ અર્થાત્ અડસઠ વર્ષના આયુ સુધી પોતાનું માધ્યન્દિન સવન કરવું જોઇએ. એજ પ્રમાણે અડસઠની આગળ બીજા અડતાળીસ વર્ષ અર્થાત્ એકસો ને સોળ વર્ષ સુધી પોતાનું તૃતીય સવન માનવું જોઇએ. આ ત્રીજા સવનને પૂર્ણ કરીને યજ્ઞ પરિપૂર્ણ થાય છે. જે પોતાના જીવનને યજ્ઞમય બનાવીને દઢ વિશ્વાસ રાખે છે કે હવે મારે સારૂ કોઈ અપમૃત્યુ નથી, તે મૃત્યુને દબાવીને આ યજ્ઞને અવશ્ય પૂર્ણ કરશે. એ વિશ્વાસ મહિદાસે પોતાના જીવનમાં સત્ય કરી દેખાડેલો છે. એ માર્ગ હાલ પણ સર્વને માટે ખુલ્લો છે. જે ચાહે તે ચાલે તથા તેનાં અમૃતનો લાભ કરે. અર્થાત્ ઐતરેયઆદિ બ્રાહ્મણ ગ્રન્થોમાં પ્રસિદ્ધ આખ્યાયિકા અનુસાર મહિદાસ નામક ઋષિ આ વિજ્ઞાનને જાણીને પોતાને તપાવનારા શત્રુ અગર અન્ય વિઘ્નકારી મનુષ્યોને કહ્યા કરતા હતા કે તમે લોકો મને શા માટે દુઃખ આપી રહ્યા છો? તમારા દુઃખપ્રદ યત્ન મારે સારૂ વિઘ્નકારી નહીં થાય. આ પ્રકારની દઢ વૃત્તિથી મહિદાસ ૧૧૬ વર્ષ સુધી જીવતા રહ્યા. જે તેમ કરશે તે પણ નિરોગી રહીને તેટલાં વર્ષ જીવશે. ૭.

## ખંડ સત્તરમો

હવે અક્ષયાદિ ફળ આપનારી આત્મયજ્ઞોપાસનાનું વર્ણન કરે છે, યથા—

**स यदशिशिषति यत्पिपासति यन्न रमते ता अस्य दीक्षाः ॥ १ ॥**

**ભાવાર્થ**—એ જે ભોજન કરવાની ઈચ્છા કરે છે, જે પીવાની ઈચ્છા કરે છે તથા જે રમણ કરતો નથી, તેજ તેની દીક્ષા છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—યજ્ઞના આરંભમાં યજ્ઞકર્તા અગર ઉપાસક ન ઈચ્છાનુસાર ભોજન કરે છે, ન પાણી પીએ છે તથા જે ઈષ્ટ પાદાર્થોની અપ્રાપ્તિને કારણે રમમાણ (પ્રસન્ન) રહેતો નથી અગર જે એ પ્રકારના દુ:ખનો અનુભવ કરે છે, તે દુ:ખમાં સાદ્રશ્ય હોવાના કારણથી, ઈન્દ્રિયની દીક્ષાના સમાન, તેની દીક્ષા છે. ૧.

**વિશેષ**—યજ્ઞકર્તા યજ્ઞારંભમાં ઈચ્છાનુકૂળ ભોજન કરતા નથી તેમ પાણી પણ પીતા નથી. તેજ તેની દિક્ષા છે. તે અવસ્થા યજ્ઞકર્તાનું પ્રથમ યજ્ઞવ્રત છે, અર્થાત્ તે આ વ્રતને કરે છે પછી યજ્ઞનું અનુષ્ઠાન કરે છે. જીવનયાત્રાના નિર્વાહને અર્થે જે કાંઈ મળી જાય તેને ખાઈ પીને સંતુષ્ટ રહેવું એ દીક્ષાઓ છે. ભાવ એ છે કે ભૂખ તરસ સહેવી, કોઈ અભિષ્ટ પ્રાપ્તિને સારૂ જે અપ્રસન્નતા થવી, ઈત્યાદિ પ્રકારના જે કલેશ સહન કરવા પડે છે તે તેને સારૂ યજ્ઞની દીક્ષાના સદ્રશ—સમાન છે. ૧.

## अथ यदश्नाति यत्पिबति यद्रमते तदुपसदैरेति ॥ २ ॥

**ભાવાર્થ**—તથા જે ખાય છે જે પીએ છે તથા રમણ કરે છે તે ઉપસદોની સમાનતાને પ્રાપ્ત થાય છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પછી જ્યારે યજ્ઞકર્તા અગર ઉપાસક થોડુ ખાય છે, થોડુ પીએ છે તથા અલ્પ ભોગ કરે છે એટલે કે ઈષ્ટ પદાર્થોના સયોગથી રતિનો અનુભવ કરે છે, ત્યારે તે જાણે કે ઉપસદ વ્રત કરે છે, અર્થાત્ તે સપૂર્ણ ઉપસદ વ્રતોની સમાનતાને પ્રાપ્ત થાય છે ૨.

**વિશેષ**—ઉપસદ વ્રત એ છે કે જેમાં ઋત્વિજ આદિક કેવળ દુગ્ધપાન કરીને આનન્દથી રહે છે. તેથી યજ્ઞકર્તામાં તથા ઉપસદ વ્રત કરનારામાં સમાનતા છે. અર્થાત્ જેવી રીતે ઉપસદ વ્રત કરનારા અલ્પાહાર દ્વારાજ સંતોષ તથા આનંદથી રહે છે તે પ્રમાણે યજ્ઞકર્તા અગર ઉપાસક પણ અલ્પાહાર દ્વારા સંતોષ તથા આનન્દથી રહે છે એ ઉપાસકનુ દ્વિતીય સ્વાત્મસબંધી વ્રત છે. ૨.

## अथ यद्धसति यज्जक्षति यन्मैथुनं चरति स्तुतशस्त्रैरेव तदेति ॥ ३ ॥

**ભાવાર્થ**—તથા જે એ હસે છે, જે ભોજન કરે છે તથા જે મૈથુન કરે છે તે સંપૂર્ણ સ્તુત શસ્ત્રની સમાનતાના સાદ્રશ્યને પ્રાપ્ત થઈ જાય છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—તથા જે હાસ્ય કરે છે, ભોજન કરે છે તથા સ્ત્રી સાથે રતિ કરે છે તે સ્તુત શસ્ત્રની સમાનતાને પ્રાપ્ત થાય છે, કારણ કે શબ્દયુક્ત હોવાથી તેમનામાં સમાનતા છે. ૩.

**વિશેષ**—તાત્પર્ય એ છે કે જે સમયે ઉપાસના કરનારો પુરૂષ હાસ્ય કરે છે, બીજાની સાથે અગર બીજાને ખવડાવે છે તથા તેના સંગમાં આનન્દનો અનુભવ કરે છે, તે સમયે તે જાણે કે સ્તુત શસ્રો તુલ્ય થઈ જાય છે. કારણ કે એ બંનેમાં શબ્દે કરીને સમાનતા છે તેમજ શસ્ત્ર ગ્રન્થના પાઠના સમયમાં (કે જે સામવેદનો એક ભાગ છે) શબ્દ થાય છે. આ ત્રીજુ વ્રત બીજાના આત્માને સુખ આપવાને સારૂ છે. સામવેદના ગાયન કરનારા જે ઋચાઓને ગાય છે તેનું નામ "સ્તુત" તથા તેનેજ "સ્તોત્ર" કહે છે, તથા જે ઋચાઓ યજ્ઞમાં ગવાય છે તેનું નામ શસ્ત્ર છે. ૩.

**अथ यत्तपो दानमार्जवमहिꣳसा सत्यवचनमिति ता अस्य दक्षिणाः ॥ ४ ॥**

**ભાવાર્થ**—તથા જે તપ, દાન, આર્જવ, અહિંસા તથા સત્યવચન છે એજ આ યજ્ઞકર્તા પુરૂષની દક્ષિણા છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—તથા પુરૂષના જે તપ, દાન, આર્જવ—સરલતા, અહિંસા તથા સત્ય બોલવું આદિ ગુણ છે તેજ આ યજ્ઞકર્તા પુરૂષની દક્ષિણા છે. કારણ કે ધર્મની પુષ્ટિ કરવામાં (દક્ષિણાની સાથે) તેમની તુલ્યતા છે. ૪.

**વિશેષ**—યજ્ઞકર્તાનું એ ચોથું વ્રત તપ કરવુ, કોમળ થવુ, દાન કરવું, સત્ય બોલવું તથા હિંસા ન કરવી, એ છે તે ઉપરનાં ત્રણે વ્રતોથી શ્રેષ્ઠ છે. અહીં સુધી દીક્ષા, ઉપસદ્, સ્તુત શાસ્ત્ર તથા દક્ષિણા એ યજ્ઞોનાં અંગ પુરૂષમાં દેખાડેલાં છે. ૪.

**तस्मादाहुः सोष्यत्यसोष्टेति पुनरुत्पादनमेवास्य तन्मरणमेवास्यावभृथः ॥ ५ ॥**

**ભાવાર્થ**—તેથીજ કહે છે કે 'પ્રસૂતા થશે' અગર 'પ્રસૂતા થઈ' તે એનો પુનર્જન્મજ છે તથા મૃત્યુજ અવભૃથ સ્નાન છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જ્યારે માતા ગર્ભવતી થાય છે ત્યારે લોક કહે છે કે તે 'સોષ્યતિ'—પુત્ર ઉત્પન્ન કરશે. આ પ્રમાણે જોયા પછી લોક કહે છે કે—હા, 'અસોષ્ટ'—પુત્ર ઉત્પન્ન કરી ચુકી છે. તેથી આ યજ્ઞકર્તા પુરૂષનું ઉત્પન્ન કરવુ તથા પાછુ એ પુત્રનું મરવુ એ અવશ્યજ અવભૃથ કર્મના સમાન છે. ૫.

વિશેષ—'સોષ્યતિ' તથા 'અસોષ્ટ' એ બંને શબ્દોની રચના ષૂઙ ધાતુથી છે. કારણે યજ્ઞ તથા યજ્ઞકર્તામાં એકતા છે, કારણ કે જેમ યજ્ઞમાં સોમલતાના રસની આહુતિ આપવામાં આવે છે, તેમજ પતિ સ્વભાર્યામાં સોમલતારૂપી વીર્યની આહુતિ આપે છે. યજ્ઞ સમાપ્તિ થતાં અવભૃથ સ્નાન કરવામાં આવે છે, તેજ પ્રમાણે યજ્ઞકર્તાના મરણ પછી તેના મૃતક શરીરને સ્નાન કરાવવામાં આવે છે. એ કારણથી બનેમાં સમાનતા છે.

વિદ્વાંનોએ એનુ એવી રીતે સ્પષ્ટીકરણ કરેલું છે કે અહીં શબ્દની તુલ્યતા બતાવવામાં આવે છે. 'સોષ્યતિ' અર્થાત્ ( સોમને ) નિચોવશે, તથા જ્યારે રસ નિકળી ચુકે છે ત્યારે કહે છે કે 'અસોષ્ટ' નિચોવાઈ ગયો છે. સોમયજ્ઞમાં એ બેનો વાસ્તવિક અર્થ એ છે. તેથી જ્યારે પુરૂષનો જન્મ થવાનો હોય છે ત્યારે કહે છે 'સોષ્યતિ' ( એ માતા પુત્રને ) જન્મ આપશે, તથા જન્મ થયા પછી કહે છે કે 'અસોષ્ટ' ( માતાએ પુત્રને ) જન્મ આપ્યો છે. એ બને શબ્દો યજ્ઞમાં સોમની ઉત્પત્તિમાં બોલાય છે, તેજ પુરૂષની ઉત્પત્તિમાં બોલવામાં આવે છે, તેથી પુરૂષનો જન્મ સોમરસના નિકળવાના સમાન છે. આ મંત્રની વ્યાખ્યામાં ભાષ્યકારે જે 'અવભૃથ' શબ્દનો પ્રયોગ કરેલો છે તેનો અર્થ 'યજ્ઞની સમાપ્તિનું સ્નાન' છે. અહીં પ્રકૃતમાં ૧૧૬ વર્ષની આયુથી જે પુરૂષનું યજ્ઞને સમાપ્ત કરીને મરણ છે તેજ 'અવભૃથ' છે. ૫.

**तद्धैतद्घोर आङ्गिरसः कृष्णाय देवकीपुत्रायोक्त्वोवाचापिपास एव स बभूव सोऽन्तवेलायामेतत्त्रयं प्रतिपद्येताक्षितमस्यच्युतमसि प्राणसꣳशितमसीति तत्रैते द्वे ऋचौ भवतः ॥ ६ ॥**

ભાવાર્થ—ઘોર આંગિરસ ઋષિએ, દેવકીપુત્ર કૃષ્ણ પ્રતિ યજ્ઞદર્શન સંભળાવીને, કે જેનાથી તે અન્ય વિદ્યાઓના વિષયમાં તૃષ્ણારહિત થઈ ગયા હતા,

તેમણે કહ્યું—તેણે મૃત્યુને સમયે આ ત્રણ મંત્રનો જપ કરવો જોઈએ—(૧) તૂ અક્ષિત છે, (૨) અચ્યુત છે તથા (૩) પ્રાણસંશિત—મુખ્ય પ્રાણ છે. તથા તેના સબંધમાં બે ઋચાઓ છે. ૬.

(વિ૦ વિ૦ ભાષ્ય—દેવકીપુત્ર કૃષ્ણ પાસે અંગિરાના પુત્ર ઘોર ઋષિએ યજ્ઞશાસ્ત્રના વિધાનનું પૂર્વોક્ત રીતે વર્ણન કર્યું તથા એ પણ કહ્યું કે યજ્ઞકર્તા મરતી વખતે આ ત્રણ મંત્રોનું અર્થાત્ 'અક્ષિતમસિ, અચ્યુતમસિ તથા પ્રાણસંશિતમસિ'નું સ્મરણ કરે. તે એવો વિચાર કરીને કે હે જીવાત્મન્! તું નાશરહિત છે, એકરસ છે તથા અતિ સૂક્ષ્મ પ્રાણ અગર બ્રહ્મરૂપ છે. આ વિષયમાં આગળના બે મંત્રો પ્રમાણ છે. એ સાંભળીને કૃષ્ણ અન્ય વિદ્યાઓથી તૃષ્ણારહિત થઈ ગયા. ૬.

વિશેષ—પૂર્વોક્ત અર્થમાં આ વિદ્યાની સ્તુતિ કરનારી બે ઋચાઓ અગર બે મંત્ર છે, પરંતુ તે જપ કરવાને સારૂ નથી. કારણ કે પ્રથમ જે 'ત્રણનો જપ કરે' એવી વિધિ બતાવવામાં આવી છે તેનો બાધ થઈને પાંચની સખ્યા થઈ જાય.

પ્રકૃતમાં દેવકીના પુત્ર સંબંધમાં વિદ્વાનોમાં મતભેદ છે. અહીં 'દેવકીના પુત્ર કૃષ્ણ' એટલુંજ માત્ર જોઇને એ નથી કહી શકાતુ કે તે એજ વસુદેવના પુત્ર અર્જુનના સખા કૃષ્ણ છે. પિતા પુત્ર અગર માતા પુત્ર અગર બંને ભાઈયોનાં કે જેવાં નામોનો મેળ ઘણી જગોએ જોવામાં આવે છે કોઈ પણ ટીકાકારે અહીં 'ઘોર આંગિરસનોં શિષ્ય' લખવા સિવાય બીજું કાંઈ પણ એના વિષયેમાં લખ્યુ નથી. કોઈનુ કથન એવું છે કે પ્રાચીન ઉપનિષદોમાં વાસુદેવ કૃષ્ણનું નામ કોઈ પણ જગાએ આવતુ નથી. શાણ્ડિલ્ય સૂત્રકાર જે કૃષ્ણના વિષયમાં શ્રુતિનું પ્રમાણ આપવાની ઘણી રૂચિ રાખે છે તેણે પણ અહીં કાંઈ પ્રકાશ પાંડ્યો નથી. એ નારાયણ ઉપનિષદ્ તથા અથર્વશિરસ્ એ નવીન ઉપનિષદોના પ્રમાણ સુધીજ જાય છે કોઈ કહે છે-'દેવકીપુત્ર' એવો વિશેષ નિર્દેશ વાસુદેવ કૃષ્ણને સારૂજ કરવામાં આવ્યો છે. એજ ઘોર આંગિરસનો શિષ્ય હતો. આરણ્યક ભાગમાં જનક આદિની આખ્યાયિકાઓ આવે છે. અર્જુનના સખા કૃષ્ણ વેદાન્તાચાર્ય હતા, તેમણે ગીતા દ્વારા અર્જુનને સમસ્ત વેદાન્તવિજ્ઞાન સમજાવી દીધુ કોઈનુ એ પણ કહેવુ છે કે એ ઘોર આંગિરસનો શિષ્ય કૃષ્ણ વાસુદેવથી પ્રાચીન છે. જો કે તેની માતાનું નામ પણ દેવકીજ છે. કારણ કે કૃષ્ણચરિત્ર સાથે સબધ રાખનારા પૌરાણિક આખ્યાનોમાં કહીં પણ એવો ઉલ્લેખ નથી કે અર્જુનના સખા કૃષ્ણના ગુરૂ કોઈ ઘોર આંગિરસ નામના પુરૂષ હતા. અહીં કયા કૃષ્ણના ગ્રહણનો અભિપ્રાય છે, તેને તો વિદ્વાન લોક જાણે પણ હમારૂ એવુ કથન છે કે ચાહે કોઈ

પ્રાચીન કૃષ્ણ હોય અગર ચાહે કોઈ અર્વાચીન હોય, પરંતુ તેથી પ્રકૃત મન્ત્રના તત્ત્વબોધમાં કાંઈ અન્તર પડતો નથી ૬.

## आदित्प्रत्नस्य रेतस उद्वयं तमसस्परि ज्योतिः पश्यन्त उत्तरꣳस्वः पश्यन्त उत्तरं देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तममिति ज्योतिरुत्तममिति ॥ ७ ॥

**ભાવાર્થ**—બ્રહ્મવેત્તા જગતના આદિ કારણને ચારે તરફ દેખે છે તથા અજ્ઞાનરૂપ અન્ધકારથી પૃથક્ સૂર્યમંડલસ્થ જ્યોતિને દેખનારા હમે બ્રહ્મવેત્તા લોક ઉદ્દગન્મ–ઉર્ધ્વગતિને પ્રાપ્ત થયા છીએ. તેજ જ્યોતિ આપણા હૃદયમાં છે અર્થાત્ એ બને જ્યોતિ એકજ છે. એજ પ્રકાશમાન, ઉત્કૃષ્ટ તથા સંપૂર્ણ દેવોથી શ્રેષ્ઠતર જ્યોતિરૂપ સૂર્યને દેખનારા હમે બ્રહ્મવેત્તા લોક ઉર્ધ્વગતિને પ્રાપ્ત થયા છીએ. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—'आदित्प्रत्नस्य रेतसः' એ એક મંત્ર છે. તથા 'उद्वयं तमसस्परि' ઈત્યાદિ બીજો મંત્ર છે. તેમા પહેલો મંત્ર એ છે કે—आदित्प्रत्नस्य रेतसो ज्योति पश्यन्ति वासरम् । परो यदिध्यते दिवि ।' તેનો અર્થ એ છે કે પુરાતન કારણનો પ્રકાશ દેખિએ છીએ, એ દિવસના સમાન સર્વત્ર વ્યાપ્ત પ્રકાશ, જે પરબ્રહ્મમાં સ્થિત પરમ તેજ દેદીપ્યમાન છે, સર્વ તેનુજ છે. અભિપ્રાય એ છે કે જેમની ઇંદ્રિયો વિષયોથી નિવૃત્ત થઈ ગએલી છે, તેઓ બ્રહ્મચર્ય આદિ નિવૃત્તિનાં સાધનો દ્વારા શુદ્ધ ચિત્ત થએલા બ્રહ્મવેત્તા તે જ્યોતિને સર્વ બાજુએ દેખે છે, જે જ્યોતિ પ્રકાશમાન પરબ્રહ્મમા દેદીપ્યમાન છે તથા જે જ્યોતિથી સૂર્ય દીપ્ત થઈને તપે છે, ચન્દ્રમા પ્રકાશિત થાય છે, વિજળી ચમકે છે અને ગ્રહ તથા તારાગણ વિશેષરૂપે ભાસે છે. એ અર્થ પહેલા મંત્રનો છે. તથા ઉપરોક્ત જ્યોતિને દેખનારા એક બીજા મંત્રદ્રષ્ટા કહે છે કે અજ્ઞાનરૂપ અન્ધકારથી અતીત જે પરમ તેજ છે, અથવા અન્ધકારની નિવૃત્તિ કરનાર જે સૂર્યમંડળસ્થ ઉત્કૃષ્ટ તેજ છે, તેને જોવાનુ હમે પ્રાપ્ત થયુ એ જ્યોતિ તથા સ્વઃ – આત્મીય અગર હમારા અન્તઃકરણમાં સ્થિત તેજ તથા આદિત્યમાં સ્થિત તેજ એ બને એકજ છે. જે અન્ય તેજોની અપેક્ષા ઉત્તર–ઉત્કૃષ્ટતર અગર ઉર્ધ્વ તેજને દેખીને, સમસ્ત દેવતાઓમાં દેવ, અર્થાત્ દ્યોતનવાન્ સૂર્યને પ્રાપ્ત થયા છે, જે રસ, કિરણ તથા સંસારના પ્રાણીને પ્રેરિત કરવાને કારણે સૂર્ય કહેવાય છે તે ઉત્તમ જ્યોતિને–સંપૂર્ણ જ્યોતિયોમાં

ઉત્કૃષ્ટતમ જ્યોતિને હમે પ્રાપ્ત થયા. એજ એ જ્યોતિ છે કે જેની ઋચાઓએ સ્તુતિ કરેલી છે તથા જે ઉપર્યુક્ત ત્રણ યજુ'શ્રુતિયો દ્વારા પ્રકાશિત છે. 'ज्योतिरुत्तमं ज्योतिरुत्तमम्' એ દ્વિરૂક્તિ યજ્ઞકલ્પનાની સમાપ્તિ સૂચિત કરવાને સારૂ છે. ૭.

વિશેષ - જ્યોતિ ત્રણ પ્રકારની છે અને તેને રહેવાના સ્થાન પણ ત્રણ છે. એક જ્યોતિ જે યજ્ઞકર્તાના હૃદયમાં છે, બીજી જ્યોતિ સૂર્યમાં છે તથા ત્રીજી જ્યોતિ બ્રહ્મરૂપ છે. જે જ્યોતિ હૃદયમાં છે તેજ જ્યોતિ સૂર્યમાં છે તથા જે જ્યોતિ સૂર્યમાં છે તેજ બ્રહ્મમાં છે. તેથી ત્રણે જ્યોતિયોમાં સમાનતા છે. યજ્ઞકર્તાએ એવુજ ધ્યાન કરવુ જોઇએ. અહીં સાતમો મંત્ર એકજ નથી તેમાં બે મંત્ર છે, તે પૈકી પહેલા મંત્રનો પૂરો પૂરો અર્થ ઉપર આપેલા છે.

બીજી ઋચાનો પાઠ ઋગ્વેદ ( ૧-૫૦ ૧૦ ) માં 'ज्योतिः पश्यन्त उत्तरम्' ની જગોએ યજુર્વેદ ( ૨૦-૨૧ ) માં 'स्वतः पश्यन्त उत्तरम्' એવો પાઠ છે તથા અથર્વવેદ ( ૭-૫૩-૭ ) માં તેની જગાએ 'रोहन्ता नाकमुत्तमम्' એવો પાઠ છે. તાત્પર્ય ત્રણેનુ એકજ છે. તેથી અહીં 'ज्योतिः पश्यन्त उत्तरम्' ની આગળ 'स्वः पश्यन्त उत्तरम्' એનો અર્થ દેખાડેલો પ્રતીત થાય છે. અહીં આદિત્યસ્થ શબલ બ્રહ્મ ( સત્ય )નું વર્ણન છે. આચાર્ય શંકરની વ્યાખ્યા 'સ્વ.' ના સ્થાનમાં 'સ્મઃ' પાઠને લઈનેજ છે કે એજ જ્યોતિ હમારા હૃદયમાં વિદ્યમાન છે, ૭.



## ખંડ અઢારમો



મન આદિ દૃષ્ટિથી અધ્યાત્મ તથા અધિદૈવિક બ્રહ્મોપાસનાનું વર્ણન કરે છે, બ્રહ્મના ગુણોના એકદેશરૂપથી, બ્રહ્મને મનોમય તથા આકાશાત્મા [ ચૌદમા ખંડના બીજા મંત્રમાં ] કહેવામાં આવેલો છે. હવે તેનાથી આગળ મન તથા આકાશમાં સંપૂર્ણ બ્રહ્મદૃષ્ટિનું વિધાન કરવાને સારૂં 'મનો બ્રહ્મ' ઇત્યાદિ અષ્ટાદશ ખંડનો આરંભ કરવામાં આવે છે—

**मनो ब्रह्मेत्युपासीतेत्यध्यात्ममथाधिदैवतमाकाशो ब्रह्मेत्युभयमादिष्टं भवत्यध्यात्मं चाधिदैवतं च ॥ १ ॥**

ભાવાર્થ—'મન બ્રહ્મ છે' એ પ્રકારે ઉપાસના કરે. એ આધ્યાત્મિક ઉપા

સના છે. તથા આકાશ બ્રહ્મ છે, એવી ઉપાસના કરે. એ દેવતાવિષયક ઉપાસના છે. આ પ્રમાણે અધ્યાત્મ તથા અધિદૈવત બંનેનો ઉપદેશ કરવામાં આવ્યો. ૧.

વિ: વિ૦ ભાષ્ય—જેનાથી મનુષ્ય મનન કરે છે તે અન્તઃકરણને મન કહે છે. એ પરબ્રહ્મ છે, એવી ઉપાસના કરે. એ ઉપાસના આત્મવિષયક છે, જે શરીરની સાથે સંબંધ રાખે છે. તથા આકાશ બ્રહ્મ છે, એ પ્રકારની ઉપાસના કરે. એ ઉપાસના દેવતાવિષયક ઉપાસના છે અર્થાત્ તેનો દેવતા સાથે સંબંધ છે. એ પ્રમાણે અધ્યાત્મ તથ અધિદૈવત એ બંને ઉપાસનાઓનું વર્ણન કરવામા આવ્યું. ૧.

**વિશેષ**—મન સૂક્ષ્મ છે, તેનાથી અતિરિક્ત બ્રહ્મ મનથી ઉપલબ્ધ કરી શકાય છે. તથા આકાશ પણ સર્વગત સૂક્ષ્મ તથા ઉપાધિહીન છે. તેથી મન તથા આકાશ એ બંને બ્રહ્મદૃષ્ટિને યોગ્ય છે. તેથી તેમનામાં બ્રહ્મદૃષ્ટિ કરવી એ ઠીકજ છે. ૧.

**तदेतच्चतुष्पाद् ब्रह्म वाक्पादः प्राणः पादश्चक्षुः पादः श्रोत्रं पाद इत्यध्यात्ममथाधिदैवतमग्निः पादो वायुः पाद आदित्यः पादो दिशः पाद इत्युभयमेवादिष्टं भवत्यध्यात्मं चैवाधिदैवतं च ॥ २ ॥**

**ભાવાર્થ**—તે આ બ્રહ્મ ચતુષ્પાદ છે, વાણી પાદ છે, પ્રાણ પાદ છે, નેત્ર પાદ છે તથા કર્ણ પાદ છે, એ આત્મવિષયક ઉપાસના છે. હવે દેવતાવિષયક ઉપાસનાનું પ્રતિપાદન કરે છે—વહ્નિ પાદ છે, પવન પાદ, છે સૂર્ય પાદ છે તથા દિશાઓ પાદ છે. એ પ્રમાણે અધ્યાત્મ તથા અધિદૈવત એ બંનેનો ઉપદેશ કરવામાં આવે છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—મનરૂપી બ્રહ્મ ચતુષ્પાદ છે—ચાર ચરણોવાળો છે. તેનું એક ચરણ વાણી છે, બીજુ ચરણ પ્રાણ છે, ત્રીજુ ચરણ નેત્ર છે તથા ચોથુ ચરણ શ્રોત્ર છે. આ પ્રમાણની આત્મવિષયક ઉપાસના છે, બીજી દેવતાવિષયક ઉપાસના છે તેના પ્રકાર આ છે—આકાશરૂપી બ્રહ્મનું એક ચરણ અગ્નિ છે, બીજુ વાયુ છે, ત્રીજુ આદિત્ય છે તથા ચોથુ ચરણ દિશાઓ છે. આ પ્રમાણે એ બંને આત્મવિષયક તથા દેવતાવિષયક ઉપાસના કહેવામાં આવી છે. ૨.

વિશેષ—પ્રકૃત મંત્રનું તાત્પર્ય એ છે કે મનસંજ્ઞક બ્રહ્મના વાક્,પ્રાણ, ચક્ષુ તથા શ્રોત્ર એ ચાર ચરણ છે તથા આકાશસંજ્ઞક બ્રહ્મના અગ્નિ, વાયુ, આદિત્ય તથા દિશાઓ એ ચાર ચરણ છે. ઉપાસક એ પ્રકારે જાણીને ઉપાસના કરે ૨.

નીચેના ચાર મંત્રોના વ્યાખ્યાન સમાન હોવાથી અલગ અલગ ન લખતા ભાષ્ય વિશેષ સાથેજ આપેલા છે

**वागेव ब्रह्मणश्चतुर्थः पादः सोऽग्निना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ३ ॥**

ભાવાર્થ—વાણીજ મનરૂપી બ્રહ્મનું ચોથુ ચરણ છે એ વાણી અગ્નિનો પ્રકાશ કરે છે તથા પ્રકાશમાન થાય છે તથા ઘૃતાદિ ખાવાથી તેમા તેજી આવે છે જે ઉપાસક ઉક્ત રીતે તેની ઉપાસના કરે છે તે પરોક્ષ તથા પ્રત્યક્ષ કીર્તિને પ્રાપ્ત થાય છે તથા બ્રહ્મતેજથી યુક્ત થાય છે. ૩

**प्राण एव ब्रह्मणश्चतुर्थः पादः स वायुना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ४ ॥**

ભાવાર્થ—પ્રાણજ મનોમય બ્રહ્મનુ ચોથુ ચરણ છે એ પ્રાણ બાહ્ય વાયુના તેજથી પ્રકાશિત થાય છે તથા ગરમ રહે છે જે ઉપાસક આ પ્રમાણે જાણે છે તે પરોક્ષ તથા અપરોક્ષ કીર્તિને પ્રાપ્ત થાય છે તથા બ્રહ્મતેજથી યુક્ત થાય છે ૪.

**चक्षुरेव ब्रह्मणश्चतुर्थः पादः स आदित्येन ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ५ ॥**

ભાવાર્થ—નેત્રજ મનોમય બ્રહ્મનું ચોથુ ચરણ છે, તે નેત્ર આદિત્યથી ઉત્પન્ન થયેલા તેજથી પ્રકાશિત થાય છે તથા ગરમ રહે છે જે ઉપાસક આ પ્રમાણે જાણે છે તે પરોક્ષ તથા અપરોક્ષ કીર્તિને પ્રાપ્ત થાય છે તથા બ્રહ્મતેજથી યુક્ત થાય છે. ૫

श्रोत्रमेव ब्रह्मणश्चतुर्थः पादः स दिग्भिर्ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ६ ॥

**ભાવાર્થ**—શ્રોત્ર મનરૂપી બ્રહ્મનું ચોથુ ચરણ છે, એ શ્રોત્ર દિશાઓના પ્રકાશથી પ્રકાશિત થાય છે તથા ગરમ રહે છે. જે ઉપાસક આ પ્રકારે જાણે છે, તે પરોક્ષ તથા અપરોક્ષ કીર્તિને પ્રાપ્ત થાય છે તથા બ્રહ્મતેજથી યુક્ત થાય છે. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—વાણીજ મનોમય બ્રહ્મનું બીજા ત્રણ ચરણોની અપેક્ષાએ　　　　. જેમ ગાય આદિ　વ ચરણ દ્વારા પોતાના ઇષ્ટ સ્થાને ઉપસ્થિત થઈ શકે છે તેમ વાક્‌થીજ મન વક્તવ્ય વિષય ઉપર ઠરી શકે છે, તેથી વાણી મનના ચરણ સમાન છે. તેજ પ્રમાણે પ્રાણ યાને ઘ્રાણ પણ તેનુ ચરણ છે. તેના દ્વારા તે ગંધરૂપ વિષય પ્રતિ જાય છે. તેજ પ્રકારે નેત્ર તથા શ્રોત્ર પણ પાદ છે. એ પ્રમાણે એ મનોમય બ્રહ્મના અધ્યાત્મ ચતુષ્પાદ છે. તથા અધિદૈવત દૃષ્ટિના આ પ્રકાર છે—જેમ ગાયના ઉદર સાથે પાદ જોડાએલા રહે છે તેમજ આકાશરૂપી બ્રહ્મના ઉદરમાં વહ્નિ, પવન, સૂર્ય તથા દિશાઓ જોવામાં આવે છે. તેથી અગ્નિ આદિને એ આકાશરૂપ બ્રહ્મનાં પાદ કહેવામાં આવે છે. એ પ્રમાણે અધ્યાત્મ તથા અધિદૈવત બંને પ્રકારના ચતુષ્પાદ બ્રહ્મનો ઉપદેશ કહેવામાં આવ્યો છે. તેમાં વાણીજ એ મનોમય બ્રહ્મનો ચોથો પાદ છે. તે વહ્નિરૂપ અધિદૈવત જ્યોતિથી ભાસિત એટલે કે દીપ્ત થાય છે તથા તપે છે—ઉષ્ણતા કરે છે. અથવા ઘૃત, તેલ આદિ તેજોમય પદાર્થોના ભક્ષણ કરવાથી દીપ્ત થએલી વાણી પ્રકાશિત થાય છે તથા તપે છે અર્થાત્ બોલવાને સારૂ ઉત્સાહયુક્ત થાય છે. એજ રીતે પ્રાણજ બ્રહ્મનો ચોથો પાદ છે. તે વા　દ્વારા ગંધને ગ્રહણ કરવાને સારૂ પ્રકાશિત થાય છે તથા તપે છે એટલે કે ઉત્સાહિત થાય છે. એજ પ્રકારે નેત્ર રૂપ ગ્રહણ કરવાને સારૂ સૂર્ય દ્વારા તથા શ્રોત્ર શબ્દ ગ્રહણ કરવાને સારૂ દિશાઓ દ્વારા ઉત્સાહિત થાય છે. આ પ્રકારે જે ઉપાસના કરે છે તે કીર્તિ—પ્રત્યક્ષ પ્રશંસા, યશ—પરોક્ષ પ્રશંસા તથા બ્રહ્મતેજથી પ્રકાશિત થાય છેતથા તપે છે. 'य एवं वेद' એ દ્વિરૂક્તિ વિદ્યાની સમાપ્તિનેસારૂ છે. ૩-૬.

**વિશેષ**—ઉપરના ચારે મન્ત્રોનું તાત્પર્ય એ છે કે મનોમય બ્રહ્મના વ ણી, ઘ્રાણ, નેત્ર તથા શ્રોત્ર એ ચાર પાદ છે　આકાશસંજ્ઞક બ્રહ્મના વહ્નિ, પવન, સૂર્ય તથા દિશાઓ એ ચાર પાદ છે. એ પ્રમાણે જે પુરૂષ આત્મવિષયક તથા દેવતાવિષયક

ઉપાસનાને કરે છે તે પરોક્ષ તથા અપરોક્ષ પ્રશંશા તથા બ્રહ્મતેજથી યુક્ત થાય છે.

પ્રથમ આત્માના વિષયમાં જે મનોમય તથા આકાશાત્મા કહેલા છે તેનો અભિપ્રાય એ છે કે મન તેના મહિમાને પ્રકાશિત કરે છે તથા આકાશ તેના મહિમાને દેખાડે છે. અહીં શરીરની અન્દર તેના મહત્વને પ્રકાશિત કરનારામાંથી મનને લીધુ છે, કારણ કે મન દેહમાં મોટી દિવ્ય શક્તિ છે તથા વાહ્ય જગતમાં આકાશજ સર્વેથી મોટુ છે. અહીં આત્માના મહત્વમાં મનોમય તથા આકાશાત્મા એ બે વિશેષણ છે. અહીં શબલ રૂપમા તેની સ્વતન્ત્ર ઉપાસના બતલાઈ છે, એક તો શરીરની અન્દર તથા બીજી બહાર મન ઘ્રાણ, નેત્ર તથા શ્રોત્ર દ્વારા બાહ્ય વિષયોમા પેહોચે છે તથા વાણી દ્વારા પોતાની અન્દરના ભાવોને બહાર દૂર સુધી પહોચાડે છે તેથી તે ચાર તેના પાદ છે. તથા અગ્નિ, વાયુ, આદિત્ય તથા દિશાઓ, એ આકાશના ઉદર સાથે પગની પેઠે જોડાએલા છે.

સમષ્ટિમા જે અગ્નિ, વાયુ, આદિત્ય તથા દિશાઓ છે, તેજ વ્યષ્ટિમાં વાણી, ઘ્રાણ, નેત્ર તથા શ્રોત્ર છે એજ દિવ્ય શક્તિયોથી આ વ્યષ્ટિ શક્તિ ચમકે છે. તથા તેમનાથીજ ગરમ રહે છે એટલે કે પોતાના કામમા ઉત્સાહિત રહે છે. ૩ ૬.



## ખંડ ઓગણીસમો



*આદિત્ય તથા અણ્ડ દષ્ટિથી અધ્યાત્મ તથા અધિદૈવિક ઉપાસનાનું વર્ણન* કરવામા આવે છે. સૂર્યને બ્રહ્મનુ ચરણ બતાવવામાં આવ્યો છે, તેથી તેમાં સમસ્ત બ્રહ્મદષ્ટિના વિધાનને સારૂ આ ખંડનો આરંભ કરવામાં આવે છે—

**आदित्यो ब्रह्मेत्यादेशस्तस्योपव्याख्यानमसदेवेदमग्र आसीत् । तत्सदासीत्तत्समभवत्तदाण्डं निरवर्तत तत्संवत्सरस्य मात्रामशयत तन्निरभिद्यत ते आण्डकपाले रजतं च सुवर्णं चाभवताम् ॥ १ ॥**

**ભાવાર્થ**—સૂર્ય બ્રહ્મ છે—એવો ઉપદેશ છે, એ આદિત્ય બ્રહ્મનું વ્યાખ્યાન કરવામાં આવે છે. પ્રથમ એ અસતજ હતુ. તે સત્ ( કાર્યાભિમુખ ) થયુ તે અંકુરિત થયુ. તે એક ઇંડામાં પરિણત થઈ ગયુ. તે એક વર્ષ પર્યંત તેજ રીતે સ્થિત રહ્યું પછી ફુટ્યુ, તે બને ઇડાના ખંડ ચાંદી તથા સુવર્ણરૂપ થઈ ગયા. ૧,

**વિ૦ વિ૦ ભાષ્ય**—આદિત્ય બ્રહ્મ છે, તે આદિત્યની સ્તુતિને સારૂ આ ઉપદેશનું વ્યાખ્યાન કરે છે. એ નામરૂપવાળુ જગત પોતાની ઉત્પત્તિના પહેલાં આ પ્રકારના આકારવાળુ ન હોતુ, તે પ્રથમ નિરાકાર હતુ, પછી પરિમાણુવાળુ થયુ, પછી સ્થૂળ થયુ, પછી અંડાકાર થયુ, પછી તે ઇડ એક વર્ષ સુધી જેમનુ તેમ પડી રહ્યુ. પછી ફુટી ગયુ, તેના બે ભાગ થયા, એક ચાંદીરૂપ તથા બીજો સોનારૂપ ૧.

**વિશેષ**—'અસદેવાસીત્' તે 'વન્ધ્યાપુત્રના સમાન અસત્ હતુ' એવુ તાત્પર્ય નથી, પરતુ નામ રૂપની અભિવ્યક્તિ રહિત હોવાથી અસતના જેવુ 'અસત' હતુ એ સત્તાના અભાવનો નિશ્ચય નથી અર્થાત્ પ્રકૃત મત્રમાંઅસત્ શબ્દ વ્યક્ત નામ રૂપના અભાવનો નિશ્ચય કરે છે. તથા સત્ શબ્દનો પ્રયોગ જેના નામ રૂપ વ્યક્ત થઈ ગએલા છે એવા પદાર્થોના સબધમાં યોજાએલો જણાય છે, તથા જગતના નામ રૂપની અભિવ્યક્તિ પ્રાયઃ સૂર્યને આધીન છે, કારણ કે સૂર્યના અભાવમાં ઘોર અન્ધકારરૂપ થએલુ એ જગત જરા પણ જાણી શકાય નહી. તેથી સૂર્યના સ્તવનપરક વાકયમા સત્ હોવા છતાં પણ 'ઉત્પત્તિથી પહેલા આ જગત્ અસતજ હતુ' એ પ્રમાણે કહી ભગવતી શ્રુતિ, આદિત્ય બ્રહ્મદૃષ્ટિને યોગ્ય છે, એ સૂચિત કરવાને સારૂ તેની સ્તુતિ કરે છે. ૧.

**तद्यद्रजत ७ सैं पृथिवी यत्सुवर्ण ७ सा द्यौर्यज्जरायु ते पर्वता यदुल्ब७ स मेघो नीहारो या धमनयस्ता नद्यो यद्वास्तेयमुदक७ स समुद्रः ॥ २ ॥**

**ભાવાર્થ**—તેમનામાં જે ખડ રજત હતો તે આ પૃથ્વી છે તથા જે સુવર્ણ હતુ તે સ્વર્ગલોક છે. તે ઇડાનુ જે વેષ્ટન હતુ તે પર્વત છે. જે ઉલ્વ હતુ તે મેઘોની સાથે કુહિરા છે, જે ધમણિયો હતી તે નદિયો છે તથા જે વસ્તિગત-નાભિની નીચેનું જળ હતુ તે સમુદ્ર છે. ૨

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ બને ભાગોમાથી જે ચાંદીનો ભાગ હતો તે પૃથ્વી છે તથા જે સોનાનો ભાગ હતો તે આકાશ છે. જે ઇંડાન સ્થૂળ વેષ્ટન તે

પર્વત છે. જે ઉલ્વ—સૂક્ષ્મ ગર્ભવેષ્ટન હતુ તે મેઘો સહિત કુહિરા છે. જે ઉત્પન્ન થએલા ગર્ભમાં નાડિયો છે તે નદિયો છે તથા જે તેના બસ્તિસ્થાન—મૂત્રાશયમાં જલ છે તે સમુદ્ર . ૨.

વિશે —જગત ઉત્પત્તિના પ્રસંગમાં અંડકટાહનું વર્ણન પુરાણોમાં ઘણી જગોએ મળે છે. ઇંડાના બે સમાન ભાગ સીધા કરવાથી કઢાઈના આકાર જેવા થઈ જાય છે. પ્રકૃત મંત્રમાં પણ પ્રકૃતિનું ઇંડાના રૂપકમાં વર્ણન કરવામાં આવ્યુ છે. ઈંડાનાં જે જે પદાર્થ હોય છે તે સર્વેની અહીં ચરચા કરવામાં આવી છે. જેમકે રૂપેરી ભાગ પૃથ્વી, સુનેરી ભાગ ઘો, સ્થૂળ કોટલુ પર્વત, પાતળી ઓર ગર્ભવેષ્ટન મેઘ તથા કુહિરા, નાની નાડિયો નદિયો તથા બસ્તિ ( મૂત્રાશય ) નું પાણી સમુદ્ર બની ગયું.

જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? એનુ બરોબર જ્ઞાન કોઇને છે કે નહી એ વિષયમાં અમે કહી શકતા નથી સંસારની રચના જેની સમજમાં જેવી આવી તેણે તેવી સમજી લીધી. તે ગમે તે હોય, તેનાથી એ તો સિદ્ધજ છે કે જગત્ અનિત્ય છે, જે પેદા થાય છે તે નષ્ટ પણ જરૂર થાય છે. બીજી વાત એ છે કે સર્વેના મતમાં જગત્ કાર્ય છે, તેથી એ સિદ્ધ થાય છે કે તેનું કારણ કર્તા પણ કોઈ અવશ્ય છેજ. કારણ કાર્યપ્રાગ્વર્તી થાય છે. તેથી જગતની પહેલાં કંઇક હતુ. વળી એ પણ છે કે જગતની સંચાલક કોઈ ચેતન સત્તા અવશ્ય છે. ૨.

अथ यत्तदजायत सोऽसावादित्यस्तं जायमानं घोषा उलूलवोऽनूदतिष्ठन्त्सर्वाणि च भूतानि च सर्वे च कामास्तस्मात्तस्योदयं प्रति प्रत्यायनं प्रति घोषा उलूलवोऽनूत्तिष्ठन्ति सर्वाणि च भूतानि सर्वे चैव कामाः ॥ ३ ॥

ભાવાર્થ—પછી તેનાથી જે પેદા થયો તે આ સૂર્ય છે. એ સૂર્ય પેદા થતાંજ મોટો જોરથી શબ્દ થયો તથા તેનાંથી સમસ્ત ભૂત પેદા થયાં અને પછી સર્વ ભોગ્ય પદાર્થ પેદા થયા. તેથી સૂર્યનો ઉદય અને અસ્ત થતાં 'उलूलवः घोषाः'—ઉત્સવના શબ્દ ઉત્પન્ન થવા માંડે છે. તથા સર્વ ભૂત અને સમસ્ત ભોગ્ય પદાર્થ પણ ઉત્પન્ન થાય છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—પછી તે ઇંડાથી સૂર્ય ઉત્પન્ન થયો, જ્યારે તે ઉત્પન્ન થયો ત્યારે આલ્હાદ તથા ઉત્સાહના શબ્દ થવા લાગ્યા તથા તે પછી સંપૂર્ણ સ્થાવર જંગમ જીવ ઉત્પન્ન થયા. એજ કારણથી જ્યારે સૂર્યોદય થાય છે તથા સૂર્ય અસ્ત

થાય છે ત્યારે ઉત્સાહ અને હર્ષની ધ્વનિ થવા માંડે છે. તથા સંપૂર્ણ સ્થાવર જંગમ ભૂત તથા સમસ્ત ભોગ્ય પદાર્થ પણ ઉત્પન્ન થયા. ૩

વિશેષ—જેમકે લોકમાં રાજા મહારાજાને ત્યાં જ્યારે પ્રથમ પડેલો પુત્ર ઉત્પન્ન થાય છે ત્યારે ઉત્સવપૂર્ણ કોલાહલ થયા કરે છે, તેજ પ્રમાણે પ્રકૃતમાં જ્યારે આદિત્ય ઉદય તથા અસ્ત થાય છે ત્યારે ઉત્સાહ તથા હર્ષના શબ્દ થવા માંડે છે. ઉલૂરવ—ઉરૂરવ ઠીકજ શબ્દ છે જેના અપભ્રંશ ઇંગ્રેજીમાં હુર્રે Horrah થએલો છે. આનન્દગિરિ લખે છે કે—' उलूरव इत्युत्सवकालीन शब्दविशेषे प्रसिद्धः" ઉલૂરવ એ ઉત્સવકાળના શબ્દવિશેષમાં પ્રસિદ્ધ છે. ૩.

**स य एतमेवं विद्वानादित्यं ब्रह्मेत्युपास्तेऽभ्याशो ह यदेनꣳ साधवो घोषा आ च गच्छेयुरुप च निम्रेडेरन्निम्रेडेरन् ॥ ४ ॥**

ભાવાર્થ—જે આ પ્રમાણે જાણીને આ આદિત્યની બ્રહ્મબુદ્ધિથી ઉપાસના કરે છે તે શીઘ્રજ સૂર્યસ્વરૂપ થઈ જાય છે. તથા તે ઉપાસકને આનન્દદાયક શબ્દ આવડે છે તથા તેને સુખ આપે છે. ૪.

વિ૦ વિ ભાષ્ય—તે જો કોઈ આ સૂર્યને એવો મહિમાવાળો જાણીને કે 'તે બ્રહ્મ છે' એવા પ્રકારની ઉપાસના કરે છે તે તદ્રૂપજ થઈ જાય છે તથા તે ઉપાસકની વાણીમાં આનન્દ આપનારા શબ્દો આવે છે તથા તેને આનન્દ આપે છે. 'આનન્દ આપે છે આનન્દ આપે છે' એ દ્વિરુક્તિ અધ્યાયની સમાપ્તિ તથા આદરનું પ્રદર્શન કરે છે. ૪.

વિશેષ—તે ઉપાસકની વાણીમાં સુંદર શબ્દો આવે છે તથા સુખ આપે છે, અર્થાત્ એજ ઘોષાદિની સાધુતા છે, તેનો ઉપભોગ કરવાથી પાપાનુબન્ધ થતો નથી, તથા તે સર્વને પ્રસન્નચિત્ત રાખે છે. અભિપ્રાય એ છે કે ઘોષોનું કેવળ આગમનજ થતુ નથી કિન્તુ તે સુખ પણ આપે છે. ૪.

ઓગણીસમો ખંડ અને તૃતીય અધ્યાય સમાપ્ત.





# અધ્યાય ચોથો

## ખંડ પહેલો

વાયુ તથા પ્રાણમા બ્રહ્મની પાદદષ્ટિના અધ્યાસનું નિરૂપણ પહેલા ત્રણ અધ્યાયમા કરવામા આવ્યુ છે હવે તેમનુ સાક્ષાત્ બ્રહ્મરૂપથી ઉપાસ્યત્વ બતાવવાને સારૂ આગળના પ્રકરણનો આરભ કરવામા આવે છે અહીં જે આખ્યાયિકા છે તેને સરળતાથી સમજવાને સારૂ તથા વિદ્યાના દાન તથા ગ્રહણની વિધિ પ્રદર્શિત કરવાને સારૂ છે તેની સાથેજ આખ્યાયિકા દ્વારા શ્રદ્ધા, અન્નદાન તથા વિનય આદિનુ વિદ્યાપ્રાપ્તિમા સાધનત્વ પણ પ્રદર્શિત કરવામા આવે છે—

**ॐ जानश्रुतिर्ह पौत्रायणः श्रद्धादेयो बहुदायी बहुपाक्य आस स ह सर्वत आवसथान्मापयांचक्रे सर्वत एव मेऽत्स्यन्तीति ॥ १ ॥**

**ભાવાર્થ**—પૂર્વ કાળમા જનશ્રુતના પુત્રનો એક પૌત્ર હતો, તે શ્રદ્ધાપૂર્વક દ્રવ્યનું દાન કરનારો તથા દાન કરવામા ઘણો શૂરવીર હતો, તેના ઘરમા ભોજનાર્થિયો નિમિત્ત ઘણું ધાન રાધવામા આવતુ હતું એ જાનશ્રુતિએ સર્વ દિશાઓમા ધર્મશાળાઓ બધાવી હતી, કે જેથી કરીને પોતાના અન્નનો ચારે બાજુએ રહેનારા લોકો ભોગ કરે ૧

**વિ૦ વિ૦ ભાષ્ય**—પૂર્વ સમયમા એક જનશ્રુત રાજા હતો, તેનો એક પ્રપૌત્ર હતો, તે મોટો દાની હતો, ઘણોજ ઉદાર હતો, બ્રાહ્મણોને શ્રદ્ધાપૂર્વક દાન આપતો તથા પોતાના ઘરમા ઘણું અન્ન રધાવીને દીન દુ ખિઆયોને નિત્ય પ્રતિ આપતો હતો તેણે દરેક જગાએ ગામ તથા કસ્બાઓમા ઘણી ધર્મશાળાઓ બંધાવી હતી કે જેમા યાત્રી લોકો મુકામ કરીને પોતાના ઘરનુ ભોજન કરે ૧

**વિશેષ**—ઉપનિષદોમાં જાનશ્રુતિ પૌત્રાયણ તથા તેવા બીજા મહાત્માઓનું વર્ણન પામર જનોને શિક્ષા આપવાને સારુ હોય છે. પ્રકૃત જાનશ્રુતિના ઉપાખ્યાન માંથી એવી શિક્ષા મળે છે કે આપણે પણ તેમના જેવાં પવિત્ર દાનાદિ આચરણોથી પરમ પદની પ્રાપ્તિ કરી શકીએ. જનશ્રુતિ એટલે—જાનશ્રુતની સંતાન. પૌત્રાયણ ના—પૌત્રના પુત્ર, એટલે કે જનશ્રુતના પ્રપૌત્ર. ૧,

આ પ્રમાણે કાળ નિર્ગમન કરતાં એક દિવસ ગ્રીષ્મ કાળમાં રાજા પોતાના મહેલની અટારીમાં બેઠો હતો—

**अथ ह हꣳसा निशायामतिपेतुस्तद्धैव हꣳसोहꣳ समभ्युवाद हो हो हि भल्लाक्ष भल्लाक्ष जानश्रुतेः पौत्रायणस्य समं दिवा ज्योतिराततं तन्मा प्रसाङ्क्षीस्तत्वा मा प्रधाक्षीरिति ॥ २ ॥**

**ભાવાર્થ**—તે સમયે રાત્રીમાં પેલી બાજુએથી હંસ ઉડીને આવ્યો. તેના- માંથી એક હંસે બીજાને કહ્યું—હે ભલ્લાક્ષ, હે ભલ્લાક્ષ ! જો જાનશ્રુતિના પૌત્રા- યણની જ્યોતિ દ્યુલોક સમાન ફેલાએલી છે. તે તેજને તું સ્પર્શ કરીશ નહીં, નહીં તો તે તેજ તને બાળી દેશે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**— તે સમયે રાત્રીમાં બે હંસ ઉડતા આવ્યા અને ત્યાંથી પ્રસન્ન થઇને ગયા. ભાવ એ છે કે રાજા અન્નદાનસંબંધી ગુણોથી સંતુષ્ટ થઇને કેટલાક ઋષિ અથવા દેવતાઓ હંસરૂપ થઇને રાજાની દૃષ્ટિની આગળ થઇને ઉડયા. તે સમયે તે હંસોમાંથી પાછળ ઉડતા એક હંસે આગળ ઉડીને જતા બીજા હંસને કહ્યું હે ભલ્લાક્ષ ! હે અજ્ઞાની મિત્ર ! જો જો, એ જાનશ્રુતિ પૌત્રાયણની જ્યોતિ એટલે કે અન્નદાનાદિજનિત પ્રભાવથી પ્રાપ્ત થએલી કાંતિ ઘલોકના સમાન ફેલાએલી છે. અથવા દ્યુલોકને સ્પર્શ કરે એવી છે, અથવા તેનો અભિપ્રાય એમ પણ હોઈ શકે કે દિવા અગર દિનના સમાન વ્યાપ્ત છે, તે જ્યોતિનો તું સ્પર્શ કરીશ નહીં, નહીં તો સ્પર્શ કરવાથી તે તને બાળી દેશે. ૨.

**વિશેષ**—'ભલ્લાક્ષ'–અજ્ઞાની એવું સંબોધન કરવાનુ તાત્પર્ય એ કે છે કે તે પોતાના કથન પ્રતિ આદર પ્રદર્શિત કરે છે તથા અન્યની મન્દદૃષ્ટિનું સૂચન કરે છે. અથવા સમ્યક્ બ્રહ્મજ્ઞાનના અભિમાનથી યુક્ત હોવાથી તથા આગળ ઉડનાર



હંસ તરફથી નિરંતર છેડખાની થવાથી પીડિત થઈને ક્રોધવશ થઈને તેણે 'ભલ્લાક્ષ' કહીને સંબોધન કરેલું છે. અહીં આખ્યાયિકાને અદ્ભૂત બનાવવાને સારૂ હંસો દ્વારા ઉપન્યાસ કરાવવામાં આવેલ છે. ભાવ એ છે કે જાનશ્રુતિ પૌત્રાયણ રાજાનું અભિમાન તોડીને તેને બ્રહ્મવિદ્યાનો જીજ્ઞાસુ બનાર્વવાને સારૂ આ આખ્યાયિકાની રચના થએલી છે. તેનું કોઈ અસંભવનીય કથનમાં તાત્પર્ય નથી જે કોઈ શંકા કરે કે હંસ પક્ષી કોઈના ગુણદોષના વિષયની ચર્ચા કરવામાં અસમર્થ છે, તેનું અહીં ઉપનિષદ્ જેવા યથાર્થ વચનોમાં પુરાણોની પેઠે ઉપાખ્યાન શા માટે કરવામાં આવ્યું ? એ શંકાનું નિવારણ થઈ જાય છે. ૨.

**तमु ह परः प्रत्युवाच कम्वर एनमेतत्सन्तꣳसयुग्वा-नमिव रैक्कमात्थेति यो नु कथꣳसयुग्वा रैक्क इति ॥ ३ ॥**

ભાવાર્થ—આ પ્રમાણે કહેતાં પાછળના હંસને જે આગળ ચાલતો હતો તેણે કહ્યું કે શું તું તેને પ્રસિદ્ધ સજ્જન ગાડીવાળા રૈક્વની ઉપમા આપે છે ? એ સાંભળીને અગ્રગામી હંસે કહ્યું કે તે 'ગાડીવાળો રૈક્વ' એમ કહ્યુ, તે કેવો છે ? ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—આગળના હંસે પાછળના હંસને કહ્યું કે શું તું આ રાજાની ઉપમા ગાડીવાળા રૈક્વ સાથે કરે છે ? એ સાંભળીને પાછળના હંસે કહ્યુકે રૈક્વ કે જેના ઘરમાં ઘણાં રથ આદિકો છે, તે કેવો છે ? ૩.

વિશેષ—અગ્રગામી હંસે પાછળના હંસને કહ્યું કે અરે ! એ બિચારો રાજા તો ઘણી નીચી કોટીનો છે. ઠીક, આ રાજા કેવા વર્તન વાળો, કેવા મહત્વવાળો છે કે તું તેને માટે આ પ્રકારના અત્યંત મહત્વ અને સમાનપૂર્ણ શબ્દો કહે છે ? એ પ્રમાણે કહેવાને તે લાયક નથી, એ રૈક્વ સમાન છે એ કહેવુ ઉચિત નથી. ૩.

**यथा कृतायविजितायाधरेयाः संयन्त्येवमेनꣳ सर्वं तदभिसमेति यत्किंच प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेद स मयैतदुक्त इति ॥ ४ ॥**

ભાવાર્થ—જે પ્રમાણે જુગાર રમનારો રમતમાં કૃત નામના પાસાથી જીતે છે, તે પુરૂષને આધીન તેનાથી નીચી શ્રેણીના સર્વ પાસા થઈ જાય છે. એજ પ્રમાણે પ્રજા જે કાંઈ સત્કર્મ કરે છે, તે સંપૂર્ણ રૈક્વને પ્રાપ્ત થઈ જાય છે. જે કોઈ એ વિધાન અગર કર્મને રૈક્વની પેઠે જાણે છે તે પણ એ રૈક્વના જેવા ફળને પ્રાપ્ત કરે છે' એ વાત મને નીચે પ્રમાણે કહેવામા આવી છે. ૪

વિ૦ વિ૦ ભાષ્ય—એ પ્રમાણે જે એક હંસ બીજા હંસ સાથે વાતો કરતો હતો તેનુ વર્ણન રાજા કરે છે—હે મિત્ર ! સાભળો, જેમ સંસારમા દ્યૂતક્રીડાને સમયે ચાર અંકવાળા કૃત નામક પાસાથી જીતવામા એક, બે, ત્રણ અંકવાળા પાસા જે કલિયુગ, દ્વાપર, ત્રેતાને બનાવે છે, તે જીતી લેવાય છે, તેજ પ્રમાણે સમ્પૂર્ણ

ધર્મનો રૈકવના ધર્મમાં સમાવેશ થઈ જાય છે તથા પ્રજા જે કાંઈ ધર્મ કરે છે તે સર્વ રૈકવના ધર્મમાં મળી જાય છે. અને જે કાંઈ તે ધર્મને કરે છે, જેને રૈકવ કરે છે, તે પણ તેજ ફળને પ્રાપ્ત થઈ જાય છે, જેને રૈકવ પ્રાપ્ત થાય છે. ૪.

**વિશેષ**—પાસા, જેના ઉપર ફૂલ બનેલા રહે છે, તેને અંક કહે છે. એ ફુલ અલગ અલગ એક, બે, ત્રણ તથા ચાર હોય છે. તેમને ક્રમથી કલિ, ત્રેતા, દ્વાપર તથા કૃત કહે છે. કૃતથી સર્વને જીતી લેવાય છે, કારણ કે બીજા સર્વ તેનાથી નીચા છે, તેનામાં અન્તર્ગત છે. તે પ્રમાણે રૈકવમાં જે યોગ્યતા છે તેનાથી સર્વ યોગ્યતાઓ જીતી લેવાય છે. ભાવ એ છે કે જે ચાર અંકોથી યુક્ત કૃત નામક પાસામા એક, બે, ત્રણ ચિન્હોવાળા પાસા સમાઈ જાય છે, તે પ્રમાણે કૃતની પેઠે આ રૈકવના ધર્મ ફળની અન્તર્ગત સર્વ પ્રાણિયોના ધર્મફલ સન્નિવિષ્ટ થઈ જાય છે. ૪.

**तदु ह जानश्रुतिः पौत्रायण उपशुश्राव स ह संजिहान एव क्षत्तारमुवाचाङ्गारे ह सयुग्वानमिव रैकमात्थेति यो नु कथꣳ सयुग्वा रैक्व इति ॥ ५ ॥**

**ભાવાર્થ**—આ વાતને જાનશ્રુતિ પૌત્રાયણે સાભળી લીધી બીજે દિવસે પ્રાતઃકાળમાં સજીહાન એવ–ઉઠતાંજ તેણે સેવકને કહ્યુ કે અરે ! શું તું ગાડીવાળા રૈકવના સમાન મારી સ્તુતિ કરે છે ? તે ઉપર સેવકે પૂછયું કે એ જે રૈકવ છે, તે કેવો છે ?

**વિ૦ વિ૦ ભાષ્ય**—અટ્ટાલિકાના ઉપલા ભાગમાં સ્થિત રાજા જાનશ્રુતિ પૌત્રાયણે પોતાની નિંદારૂપ તથા રૈકવ આદિ બીજા કોઈ વિદ્વાનની પ્રશંસારૂપ હંસના એ પ્રકારના વચન સાંભળી લીધાં. તથા તેણે હંસના વચનોનું વારવાર સ્મરણ કરતાંજ શેષ રાત્રી વિતાવી. પ્રાતઃકાળ થતાંજ પોતાની સ્તુતિ કરનારા બંદીજનને કહ્યું કે અરે વત્સ ! શું તું મને ગાડીવાળા રૈકવના સમાન કહે છે ? તે ઉપરથી સેવકે પૂછયુ કે ગાડીવાળો રૈકવ કેવો છે ?

**વિશેષ**—રાજાના તાત્પર્યને જાણનારા એ સેવકે રૈકવને લાવવાની ઇચ્છાથી પૂછયુ કે એ જે ગાડીવાળો રૈકવ છે તે કેવો છે ? એટલે કે રાજાના એવા કહેવા ઉપર તેને લાવવાને સારૂ તેના ચિન્હ જાણવાની ઇચ્છાથી તેણે કહ્યુ એ જે ગાડીવાળો

રૈક્વ છે, તે કેવો છે ? ત્યારે રાજાએ 'ભદ્રલાક્ષ' એ વચન બે વખત કહ્યાં. યથા—

**यथा कृतायविजितायाधरेयाः संयन्त्येवमेनꣳ सर्वं तदभिसमेति यत्किंच प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेद स मयैतदुक्त इति ॥ ६ ॥**

( આ મંત્રમાં તથા ચોથા મંત્રમાં કાંઈ ફેર નથી તેથી આ મંત્રનો ભાવાર્થ, ભાષ્ય તથા વિશેષ તે મંત્રના જેવાંજ છે તેથી તેનો ફરી ઉલ્લેખ કરેલો નથી. )

**स ह क्षत्ताऽन्विष्य नाविदमिति प्रत्येयाय तꣳ होवाच यत्रारे ब्राह्मणस्यान्वेषणा तदेनमर्च्छेति ॥ ७ ॥**

**ભાવાર્થ**—જ્યારે તે બંદીજને, તેનુ અન્વેષણ કર્યા પછી 'મને તે કાંઈ જડ્યો નહી' એમ પાછા આવીને કહ્યું. ત્યારે તેને રાજાએ કહ્યું—જ્યાં બ્રાહ્મણની ખોળ કરવામાં આવે છે ત્યાં જઈને તેનો પતો લગાડો. ૭.

**(વિ૦ વિ૦ ભાષ્ય**—જ્યારે બંદીજને રૈક્વની ઘણા નગરોમાં ખોળ કરી પણ તેનો પતો લાગી શક્યો નહી ત્યારે તેણે રાજાની પાસે આવીને કહ્યું—મેં ચારે બાજુએ ખોળ કરી પરંતુ રૈક્વનો પતો લાગ્યો નહી એ સાંભળી જાનશ્રુતિ પૌત્રાયણે કહ્યું—હે મિત્ર ! તું શું કરે છે ? બ્રહ્મવેત્તાની ખોળ એકાંત સ્થાનમાં નદીના કિનારા ઉપર અગર જંગલમાં કરવામાં આવે છે, તેથી તું જઈને તેવાં સ્થાનોમાં રૈક્વની ભાળ કહાડ. ૭.

*વિશેષ—તપસ્વી લોક તપશ્ચર્યાને સારૂ એકાંત સ્થાનમાં, નદીના તટ* ઉપર અગર વનમાં રહે છે, કારણ કે તપને સારૂ એવાંજ સ્થાન સમુચિત છે. તેથી રાજાએ રૈક્વ જેવા મહાતપસ્વીનો પતો લગાડવાને સારૂ સેવકને તેવાં સ્થાનોમાં મોકલ્યો. ૭.

**सोऽधस्ताच्छकटस्य पामानं कषमाणमुपोपविवेश तꣳ हाभ्युवाद त्वं नु भगवः सयुग्वा रैक इत्यहꣳ ह्यरा ३ इति ह प्रतिजज्ञे स ह क्षत्ताऽविदमिति प्रत्येयाय ॥ ८ ॥**

**ભાવાર્થ**—એ બંદીજન એક ગાડીની નીચે ખજવાળતા ખંજવાળતાને

જોઇને તેની પાસે બેસી ગયો અને બોલ્યો કે—હે ભગવન્ ! શું આપ ગાડીવાળા રૈક્વ છો ? ત્યારે તેણે ઉત્તર આપ્યો—'અરા, અરા, અરા ઇતિ—હા, હા, હા, હુંજ રૈક્વ છું' તે ઉપરથી બંદીજન જાણી ગયો કે મેં રૈક્વને ઓળખી લીધો છે અને તે પાછો આવ્યો. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—એ બંદીજન રાજા જાનશ્રુતિ પૌત્રાયણની આજ્ઞા લઇને રૈક્વ ઋષિને શોધવાને સારૂ ફરી ચાલ્યો. તથા નિર્જન સ્થાનમાં એક પુરૂષને એક ગાડીની નીચે પોતાના શરીરને ખંજવાળતો ખજવાળતો જોઇને તેની પાસે બેઠો તથા પૂછ્યું—હે ભગવન ! શુ ગાડીવાળા રૈક્વ આપજ છો ? ત્યારે તેમણે જવાબ આપ્યો—હા, હુંજ રૈક્વ છું. એ સાંભળીને બંદીજન રાજા પાસે પાછો આવ્યો. ૮.

વિશેષ—જ્યારે રૈક્વે તે બંદીજનને કહ્યુ કે—અરે ! હા હું જ રૈક્વ છું. એ પ્રકારે 'અરે' કહીને તે બંદીજનનો અનાદર કર્યો. ૮.



## ખંડ બીજો



**तदुह जानश्रुतिः पौत्रायणः षट् शतानि गवां निष्क-मश्वतरीरथं तदादाय प्रतिचक्रमे तꣳ हाभ्युवाद ॥ १ ॥**

ભાવાર્થ—ત્યારે તે જાનશ્રુતિ પૌત્રાયણ છ સો ગાયો, એક હાર તથા એક બે ખચ્ચરવાળો રથ લઇને રૈક્વ પાસે ગયો અને બોલ્યો ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ત્યારે બંદીજનની વાત સાંભળીને રાજા જાનશ્રુતિ પૌત્રાયણે રૈક્વ ઋષિની ધનની ઇચ્છાને તથા ગૃહસ્થાશ્રમ સબધી અભિપ્રાયને જાણીને તે છ સો ગાયો, એક નિષ્ક કંઠહાર તથા બે ખચ્ચરોવાળી એક ગાડીને લઇને રૈક્વ ઋષિની પાસે ગયો અને કહ્યું. ૧.

વિશેષ—તાત્પર્ય એ છે કે સેવકના વાક્યને સાભળીને વિશેષતઃ ઋષિને જે જે વસ્તુઓની આવશ્યકતા હતી તેનાથી અધિક સામાન લઇને પૌત્રાયણ રાજા ઋષિની સેવામાં ઉપસ્થિત થયો અને નમ્રતાપૂર્વક બોલ્યો ભાવ એ છે કે, તે રાજા હતો તેની પાસે રાજકીય વૈભવોની વિપુલતા હતી તેણે રાજસી સામગ્રીને વિદ્યા પ્રાપ્તિનું સાધન સમજીને તેને ઋષિની પાસે પ્રસ્તુત કરી. ૧.

**रैक्वेमानि षट् शतानि गवामयं निष्कोऽयमश्वतरीरथो नु म एतां भगवो देवताꣳ शाधि यां देवतामुपास्स इति ॥ २ ॥**

**ભાવાર્થ**—હે રૈક્વ ! આ છ સો ગાયો, આ કંઠહાર તથા આ બે ખચ્ચરવાળા રથને લઇને આવ્યો છું, તેનો આપ સ્વીકાર કરો, તથા હે ભગવન્ ! આપ મને તે દેવતાનો ઉપદેશ આપો કે જેની આપ ઉપાસના કરો છો. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે રૈક્વ ઋષે ! આપને ગાડી રાખવાનો અનુરાગ છે. આપનું સ્વાસ્થ્ય પણ જેવું જોઇએ તેવું મને લાગતું નથી. આપ દાદરને ખજવાળો છો, તેથી એવો બોધ થાય છે કે—'પ્રારબ્ધ કર્મ ફળના ભોગથીજ ક્ષય કરવો એ સર્વોત્તમ છે.' આપ તો યોગબળના અગ્નિથી સર્વ કર્મોને ભસ્મ કરવાનું સામર્થ્ય રાખો છો, તે ગમે તે હોય. હું આપને સારૂ એક એવો સુંદર પરિપુષ્ટ રથ લાવ્યો છું જેને મહાપ્રાણ જતુ જોડેલો છે તેમને ખચ્ચર કહેવાય છે. તેમને આપ અધિક પસદ કરશો એમ હું સમજુ છું સાથે ગાયો પણ લાવ્યો છું, તેમનું અમૃત પાન કરીને આપનું શરીર પરિપુષ્ટ થશે, શિષ્યો ઉપર અધિક ઉપકાર કરવાના સાધનમાં સમર્થ થઇ શકાશે. આ ગાયોનુ નોકરો દ્વારા આપ સરક્ષણ કરાવી શકશો. હું ધન પણ લાવ્યો છું તથા કેટલાંક આભૂષણ પણ સાથે છે, જે શોકની ચીજો છે. જો આપ નિવૃત્તિ માર્ગમાં હશો તો ઉપર્યુક્ત સાધન, જેમ ઘાસનો અગ્નિ સમુદ્રના પાણીને બાળી શક્તો નથી, તેમ આપને કાંઇ બાધા પહોચાડી શકશે નહી. અને જો શ્રીમાન પ્રવૃત્તિ માર્ગનું અનુસરણ કરવાનું ચહાતા હશો તો આ સામગ્રી આપને સહાયક થશે. કૃપા કરીને આપ તેનો સ્વીકાર કરો. તથા મને એ દેવતાની ઉપાસનાનો ઉપદેશ આપો કે જેનું આપ અનુષ્ઠાન કરો છો.

(વિશેષ—રાજાએ રાત્રીમાં અટારી ઉપરથી હસોના વચન સાંભળીને પોતાના મનમાં નિશ્ચય કરી લીધો હતો કે રૈક્વ અવશ્યજ કોઈ એવા દેવની ઉપાસના કરતી હોવો જોઇએ કે જેનાથી તેની કીર્તિ દિગન્તોમા ફેલાએલી છે. તેથી એ પૂર્વોક્ત વસ્તુઓની સાથે ઋષિપાસેથી એ દેવોપાસના જાણવાની ઇચ્છા પ્રગટ કરી.

**तमु ह परः प्रत्युवाचाह हारे त्वा शूद्र तवैव सह गोभिरस्त्विति तदु ह पुनरेव जानश्रुतिः पौत्रायणः सहस्रं गवां निष्कमश्वतरीरथं दुहितरं तदादाय प्रतिचक्रमे ॥ ३ ॥**

**ભાવાર્થ**—પછી રૈક્વ ઋષિએ એ રાજાને ઉત્તર આપ્યો કે, હે શૂદ્ર! ગાયો સહિત હારેત્વા ( ગાડી ) તમારીજ હો. તે પછી ઋષિના આ તાત્પર્યને જાણીને જાનશ્રુતિ પૌત્રાયણ નિશ્ચય કરીને એક હજાર ગાયો, એક કંઠહાર, બે ખચ્ચરની ગાડી તથા પોતાની કન્યાને સાથે લઇને ઋષિની પાસે ગયો. ૩.

**વિં વિં ભાષ્ય**—તે ઉપર રૈક્વ ઋષિએ જાનશ્રુતિને કહ્યું કે—હે શૂદ્ર! એ ગાયો, કંઠહાર તથા બે ખચ્ચરની ગાડી તારી પાસેજ ભલે રહે, કારણકે કર્મને સારૂ તે અપર્યાપ્ત છે. તેથી એવા ધનનું મને કાંઈ પ્રયોજન નથી. તે પછી રાજા, રૈક્વ ઋષિના અભિપ્રાયને જાણીને, એક હજાર ગાયો, એક કંઠહાર, બે ખચ્ચરની ગાડી તથા પોતાની કન્યાને સાથે લઇને બીજીવાર ઋષિની પાસે ગયો. ૩.

વિશેષ—શંકા—ક્ષત્તા ( સેવક )નો સંબંધ હોવાથી એ જાનશ્રુતિ તો રાજા છે. કારણ કે 'स ह क्षत्तारमुवाच' ( તેણે સેવકને કહ્યું ) એવું પ્રથમ કહેવાઈ ચુક્યુ છે તથા શૂદ્રને અધિકાર ન હોવાથી બ્રાહ્મણસમીપ વિદ્યાગ્રહણને નિમિત્તે જવાને કારણે પણ એ ક્ષત્રિય હોવાનું જણાય છે. તો પછી રૈક્વે 'હે શૂદ્ર' એવા અનુચિત શબ્દો કેમ કહ્યા ? તેના સમાધાનમાં આચાર્યોનું કહેવું છે કે—હંસનાં વચનો સાંભળ્યા પછી જાનશ્રુતિમાં શોકનો આવેશ આવી ગયો હતો, એ શોકથી અથવા રૈક્વનો મહિમા સાંભળીને તે દ્રવીભૂત થઈ રહ્યો હતો, તેથી ઋષિએ પોતાની પરોક્ષજ્ઞતા દેખાડવાને સારૂ તેને 'શૂદ્ર' કહીને સંબોધિત કર્યો. અથવા શૂદ્રના સમાન કેવળ ધન દ્વારાજ વિદ્યા ગ્રહણ કરવાને સારૂ તેમની સમીપ આવ્યો હતો, શુશ્રૂષા દ્વારા ગ્રહણ કરવાને નહી. તેથી પણ તેને શૂદ્ર કહ્યો હોય. તે જાતિથીજ શૂદ્ર હતો—એવી વાત ન હોતી.

પરંતુ બીજા લોક એમ કહે છે કે તે થોડુ ધન લાવ્યો હતો, તેથી ક્રોધવશ થઈ તેને 'શૂદ્ર' કહ્યો હતો, ઘણુ ધન તથા અભીષ્ટ પત્નીને લાવતાં તેનું ગ્રહણ કરી લેવું આ વાતને સૂચિત કરે છે.

હવે બે મંત્રોના ભાષ્ય તથા વિશેષ સાથેજ લખવા માં આવશે.

**तस्‍ उ हाभ्युवाद रैक्वेदᳶ सहस्रं गवामयं निष्कोऽयमश्वतरीरथ इयं जायाऽयं ग्रामो यस्मिन्नास्सेऽन्वेव मा भगवः शाधीति ॥ ४ ॥**

**ભાવાર્થ**—ત્યારે રાજાએ ઋષિને કહ્યું—આ એક હજાર ગાયો, આ હાર, આ બે ખચ્ચરની ગાડી, આ કન્યા તથા આ ગામ કે જેમાં આપ છો તે લ્યો અને હે ભગવન્ ! મને હવે ઉપદેશ આપો. ૪.

**तस्या ह मुखमुपोद्गृह्णन्नुवाचाजहारेमाः शूद्रानेनैव मुखेनालापयिष्यथा इति ते हैते रैक्वपर्णा नाम महावृषेषु यत्रास्मा उवास तस्मै होवाच ॥ ५ ॥**

**ભાવાર્થ**—ત્યારે એ રાજકન્યાના મુખ તરફ દેખતાં રૈકવે કહ્યું—હે શૂદ્ર ! તું આ ( ગાયો આદિ ) લાવ્યો છે તેને લઈજા. ઠીક છે, તું આ કન્યાના મુખથીજ મારી સાથે ભાષણ કરાવવાની ઇચ્છા રાખે છે. એ સાંભળીને તે રાજાએ મહાવૃષ ( અતિ પવિત્ર ) દેશોને, જેમાં રૈકવ ઋષિ નિવાસ કરતા હતા તે ઋષિને આપ્યા. ત્યાર પછી રૈકવ ઋષિએ સારી રીતે રાજાને વિદ્યાનો ઉપદેશ કર્યો. તથા તે ગામો રૈકવપર્ણા નામ એટલે કે રૈકવ ઋષિના નામથી પ્રસિદ્ધ થયાં. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—રાજાએ રૈકવને કહ્યું—હે રૈકવ ! આ એક સહસ્ર ગાયો, આ હાર, આ ખચ્ચરયુક્ત રથ તથા આ પત્ની અર્થાત્ આપની ભાર્યા થવાને સારૂ મારી કન્યા લાવ્યો છું. તથા જેમાં આપ રહો છો તે ગામ પણ મે આપને સારૂજ નિશ્ચિત કરેલું છે. હે ભગવન્ ! એ સર્વનો સ્વીકાર કરો અને આપ મને અવશ્ય ઉપદેશ આપો. એ સાંભળીને એ ઋષિએ રાજાની કન્યાના મુખને વિદ્યાદાનમાં તીર્થ જાણીને તેનો તથા ગામાદિકનો સ્વીકાર કર્યો અને કહ્યું—હે શૂદ્ર ! વિદ્યાગ્રહણમાં તીર્થરૂપ આ મુખથીજ હું તને વિદ્યાનો ઉપદેશ કરીશ. જે ગામોમાં એ રૈકવ રહેતો હતો તે ગામો મહાવૃષ દેશમાં રૈકવપર્ણા નામથી વિખ્યાત છે. તે જ ગામોને રાજાએ એ રૈકવપર્ણને આપ્યાં તથા ધન પણ આપ્યુ ત્યાર પછી એ રૈકવે તે જાનશ્રુતિ રાજાને વિદ્યાદાન આપ્યુ. ૪-૫.

**વિશેષ**—'રૈકવ ઋષિએ એ રાજકન્યાના મુખનેજ વિદ્યાદાનનુ દ્વાર અર્થાત્ તીર્થ જાણીને કહ્યું' એ વિષયમાં વિદ્વાનું એ વચન પ્રસિદ્ધ છે—બ્રહ્મચારી, ધન આપનાર, બુદ્ધિમાન, શ્રોત્રિય, પ્રિય, તથા વિદ્યાના બદલામાં જે વિદ્યાનો ઉપદેશ કરે છે, એ ૭ મારાં તીર્થ છે.

આ આખ્યાયિકાનો આ પ્રસંગ ઘણો વિલક્ષણ છે કે—રાજાએ વિદ્યાની પ્રાપ્તિને સારૂ પોતાની કન્યા સુધાંતને આપી દેવ નું ઉચિત ધાર્યું. તથા ધન-

દિમાં અનાસ્થા પ્રગટ કરનારા પરમ ત્યાગી ઋષિએ તેમની કન્યાનો
કાર કર્યો.

થમ ઋષિએ રાજાને શૂદ્ર કહીને તેનો તિરસ્કાર કર્યો તથા તેની પાસેથી
નો અસ્વીકાર કર્યો. પરન્તુ એટલું છતાં પણ રાજા હતોત્સાહ થયો નહી.
ા ઋષિએ રાજા જાનશ્રુતિને એમ કહી દીધુ હતું કે—"હે શૂદ્ર ! એ ધનની
હું તારા જેવા અનધિકારીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ નહીં કરૂં. તો પણ
ગયો અને તેજ સમયે હજાર ગાયો, એક મણિમય હાર, એક અશ્વતરી-
ની યુવાન કન્યાને લઇને ફરી ઋષિની સેવામાં ઉપસ્થિત થયો અને
ારાજ ! કૃપા કરીને આ સર્વ ધનને ગ્રહણ કરો તથા પોતાની કન્યાનું
કરીને કહ્યુ—આને આપની ધર્મપત્ની બનાવો તથા આ ગામ જ્યાં
ાસ કરો છો તેને પણ આપનેજ અર્પણ કરૂં છું. પરન્તુ કૃપા કરીને મને
નો ઉપદેશ કરો

ા સાભળી ઋષિએ પ્રેમથી તે કન્યાના મુખનું અવલોકન કરીને તેઓ
—હે શૂદ્ર ! તમે આ જે ધનને લાવ્યા છો તે મારો રાગ પેદા કરી શકતુ
ણ હા, આ કન્યાના મુખથી તમે મને બોલાવો છો એટલે કે બોલાવવાને
ય કરો છો. અર્થાત્ આમાંનો કોઈ પદાર્થ મને ઉપદેશ આપવામાં
ક્તો નથી, પરતુ કેવળ આ એક સ્રી રત્નજ એવું છે કે જેનો હું નિરાદર
ો નથી



## ખંડ ત્રીજો



વે રૈક્વ દ્વારા સંવર્ગ વિદ્યાનો ઉપદેશ કરવામાં આવે છે.

**ायुर्वाव संवर्गो यदा वा अग्निरुद्वायति वायुमेवाप्येति
सूर्योऽस्तमेति वायुमेवाप्येति यदा चन्द्रोऽस्तमेति
वाप्येति ॥ १ ॥**

ાાવાર્થ—પવનજ સંવર્ગ છે. જ્યારે વન્હિ શાંત થાય છે ત્યારે પવનમાં
જાય છે. તથા જ્યારે આદિત્ય અસ્તને પ્રાપ્ત થાય છે ત્યારે પવનમાં જ
ય છે. તથા જ્યારે ચન્દ્રમા અસ્ત થાય છે ત્યારે તે પણ પવનમાં જ
ય છે ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હવે અધિદેવતા રૂપે વિદ્યાદાનના પ્રકારને કહે છે. બાહ્ય વાયુ જ સંવર્ગ છે. કારણ કે અગ્નિ આદિ તૈજસ પદાર્થ આ પ્રત્યક્ષ દ્રવ્ય વાયુમાં મળીને વાયુ રૂપ થઈ જાય છે. તેથી વાયુ જ સંવર્ગ રૂપ છે. અથવા સંવર્જન—સંગ્રહણ અથવા સંગ્રસન કરવાને કારણે તે સંવર્ગ છે. આગળ કહેવાશે તે અગ્નિ આદિ દેવતાઓને વાયુ પોતાના સ્વરૂપમાં મેળવી લે છે, તેથી તે સંવર્ગ છે. જેમ કૃત નામક પાસામાં અન્ય પાસાનો અંતર્ભાવ થઈ જાય છે, એજ દૃષ્ટાંત અનુસાર વાયુના સમાન સંવર્જન સંજ્ઞક ગુણનું ધ્યાન કરવું જોઇએ. હવે આગળ શ્રુતિ ભગવતી વાયુની સંવર્ગતાને બતાવે છે—વાયુજ સર્વનું સંગ્રહણ કરે છે, જ્યારે અગ્નિ શાંત થઈ જાય છે ત્યારે તે વાયુમાંજ લીન થઈ જાય છે અને વાયુના સ્વભાવને પ્રાપ્ત થઈ જાય છે. તથા જે સમયે સૂર્ય અસ્તને પ્રાપ્ત થાય છે તે સમયે તે વાયુમાંજ લીન થઈ જાય છે. તેજ પ્રમાણે જ્યારે ચંદ્રમા અસ્તને પ્રાપ્ત થાય છે ત્યારે તે પણ વાયુમાં જ લીન થઈ જાય છે. ૧.

**વિશેષ**—શંકા—જ્યારે સૂર્ય ચંદ્રમાનાં પ્રત્યક્ષ ભિન્ન ભિન્ન સ્વરૂપ દેખાઈ રહ્યાં છે તો પછી તે વાયુરૂપ કેવી રીતે થઈ જાય છે? તેનું સમાધાન એ છે કે—સૂર્ય ચંદ્રમાના અસ્તમાં વાયુ જ કારણ છે, કારણ કે ચલન એ વાયુનું કાર્ય છે, તેથી વાયુથી સૂર્ય અસ્ત થાય છે. તથા પ્રલયકાળમાં જ્યારે સૂર્ય તથા ચંદ્રમાના સ્વરૂપનો નાશ થાય છે ત્યારે તેજોરૂપ સૂર્ય ચંદ્રમાની વાયુમાંજ લીનતા થઈ જાય છે. ૧.

**यदाप उच्छुष्यन्ति वायुमेवापियन्ति वायुर्ह्येवैतान्सर्वान् संवृङ्क्त इत्यधिदैवतम् ॥ २ ॥**

**ભાવાર્થ**—જ્યારે પાણી સુકાઈ જાય છે ત્યારે તે વાયુમાંજ મળી જાય છે. કારણકે વાયુજ આ સંપૂર્ણ અગ્ન્યાદિકોને પોતાનામાં રાખે છે. એ અધિદૈવત દ્રષ્ટિ છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જ્યારે જળ પ્રલયકાળમાં સુકાઈ જાય છે ત્યારે તે વાયુમાંજ લીન થઈ જાય છે, કારણ કે વાયુજ આ અગ્નિ આદિ મહાબળવાન તત્વોનો આધાર છે. એ પ્રમાણે એ દેવતાસંબંધી સંવર્ગ કહેવાય છે. ૨.

**વિશેષ**—તાત્પર્ય એ છે કે, જે કારણથી વાયુજ સર્વ અગ્નિ આદિકોનો આધાર છે, તે જ કારણથી ઉપાસકને સારૂ વાયુની સંવર્ગ ગુણથી ઉપાસના કરવી એ ઉચિત છે. ૨.

**अथाध्यात्मं प्राणो वाव संवर्गः स यदा स्वपिति**

**प्राणमेव वागप्येति प्राणं चक्षुः प्राणꣳ श्रोत्रं प्राणं मनः प्राणो ह्येवैतान्सर्वान्संवृङ्क्त इति ॥ ३ ॥**

**ભાવાર્થ**—હવે અધ્યાત્મ દર્શન કહેવામા આવે છે—પ્રાણજ સવર્ગ છે, જ્યારે એ પુરૂષ સુવે છે ત્યારે વાણી પ્રાણમાજ લીન થઈ જાય છે પ્રાણમાજ ચક્ષુ, પ્રાણમાજ શ્રોત્ર તથા પ્રાણમાજ મન લીન થઈ જાય છે કારણ કે પ્રાણજ એ સર્વને પોતાનામા લીન કરી લે છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હવે શરીરસબધી સવર્ગ વિદ્યા કહેવામા આવે છે—મુખ્ય પ્રાણ જ નિશ્ચય કરીને સવર્ગ છે અર્થાત્ લય કરવાવાળો છે કારણ કે જે સમયમા કોઈ પુરૂષ શયન કરે છે તે સમયમા વ ગિન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, શ્રોત્રેન્દ્રિય તથા મન મુખ્ય પ્રાણમાજ લય ભાવને પ્રાપ્ત થાય છે, તેથી મુખ્ય પ્રાણ જ સમસ્ત ઇંદ્રિયોને લય ભાવ પ્રાપ્ત કરાવનારો છે એજ અધ્યાત્મ ઉપદેશ છે ૩

**વિશેષ**—તાત્પર્ય એ છે કે જેમ અગ્નિ વાયુમા લીન થઈ જાય છે તેમજ વાગાદિ સમસ્ત ઇંદ્રિયો તથા મન મુખ્ય પ્રાણમાજ લીન થઈ જાય છે કારણ કે વાગાદિ સર્વ પદાર્થ પ્રાણમા જઇનેજ મળી જાય છે, તેથી સવર્ગ ગુણવાળા વાયુની ઉપાસના કરવી જોઇએ ૩

**तौ वा एतौ द्वौ संवर्गौ वायुरेव देवेषु प्राणः प्राणेषु ॥ ४ ॥**

ભાવાર્થ—તે એ બને સવર્ગ છે—દેવતાઓમા વાયુ તથા ઇંદ્રિયોમા પ્રાણ. ૪

**વિ૦ વિ૦ ભાષ્ય**—દેવતાઓમા વાયુ સવર્ગ ગુણવાળો છે તથા ઇંદ્રિયોમા પ્રાણ સંવર્ગ ગુણવાળો છે, તેથી અધિદૈવ તથા અધ્યાત્મ ભેદે કરીને બે સંવર્ગ કહેવામા આવ્યા છે અર્થાત્ દેવતાઓમા વાયુ તથા ઇંદ્રિયોમા પ્રાણ ૪

**વિશેષ**—દેવતાઓમા વાયુ તથા વાગાદિમા પ્રાણ એ બને અધિદૈવતા તથા અધ્યાત્મ રૂપવાળા તથા સવર્ગ—સવર્જન ગુણવાળા છે. અર્થાત્ ખાઈ જનારા, પોતાની અદર મેળવી લેનારા, સ્વસ્વરૂપ કરી લેનારા જે હોય તેને સવર્ગ કહે છે

આ મત્રનો અભિપ્રાય એ છે કે—સયુગ્વા રૈક્વ ઋષિએ જાનશ્રુતિ રાજાને સંવર્ગ વિદ્યાનો એવે પ્રકારે ઉપદેશ આપ્યો કે—હે રાજન્ ! આ વિદ્યાના બે ભેદ

છે. એક અધિદૈવત સંવર્ગોપાસના, તથા બીજી અધ્યાત્મ સંવર્ગોપાસના. અધિદૈવત સંવર્ગોપાસનાને એ પ્રમાણે સમજવી કે—વાયુનામક ગતિપ્રદ પરમાત્માજ સંવર્ગ છે, તથા અગ્નિ, સૂર્ય, ચંદ્રમા તથા જળ આદિ દેવતાઓની પરાકાષ્ઠા એકમાત્ર એજ બ્રહ્મ છે, અર્થાત્ સર્વ દેવતા ઉપશાંત કાળમાં એજ ગતિશીલ પરમાત્મામાં લીન થઈ જાય છે. એ ભાવને પૂર્ણ પ્રકારે સમજવાનું નામ "અધિદૈવત—સંવર્ગોપાસના" છે.

બીજો—પ્રાણ નામક પ્રાણપ્રદ પરમાત્માજ સંવર્ગ છે, વાક્, ચક્ષુ શ્રોત્ર તથા મન આદિ ઇંદ્રિયોની પરાકાષ્ઠા એકમાત્ર બ્રહ્મજ છે. અર્થાત્ જ્યારે મનુષ્ય આ સંસારમાંથી પ્રયાણ કરે છે ત્યારે તેની સર્વ ઇંદ્રિયો એજ પ્રાણરૂપ પરમાત્મામાં લીન થઈ જાય છે. એ ભાવને સારી રીતે સમજવાનું નામ 'અધ્યાત્મ સંવર્ગોપાસના' છે. તથા એ ઉક્ત બે દેવોમાં વાયુ તથા પ્રાણ નામથી પ્રસિદ્ધ છે. જે એ ભાવને જાણે છે તેણે જાણવા યોગ્ય સર્વ જાણી લીધું છે. ૪.

હવે સંવર્ગ એટલે કે વાયુ તથા પ્રાણની સ્તુતિ સંબંધી આખ્યાયિકાનો આરંભ કરે છે, યથા—

**अथ ह शौनकं च कापेयमभिप्रतारिणं च काक्षसेनिं परिविष्यमाणौ ब्रह्मचारी बिभिक्षे तस्मा उ ह न ददतुः ॥ ५ ॥**

**ભાવાર્થ**—એક સમયે કપિ ગોત્રમાં પેદા થએલા શૌનક તથા કક્ષસેનના પુત્ર અભિપ્રતારીની પાસે, જ્યારે તેમને ભોજન પીરસવામાં આવતુ હતું ત્યારે એક બ્રહ્મચારીએ ભિક્ષા માગી, પરંતુ તેમણે તેને ભિક્ષા આપી નહીં. ૫.

*વિ૦ વિ૦ ભાષ્ય*—હવે અધિદૈવતારૂપ વાયુ તથા અધ્યાત્મરૂપ પ્રાણની સ્તુતિ ઇતિહાસ દ્વારા કરે છે—કપિ ગોત્રવાળા શુનક કુમાર શૌનક તથા કક્ષસેનના પુત્ર અભિપ્રતારક જે ભોજન કરવાને બેઠા હતા તથા જેમના આગળ ભોજન પીરસવામાં આવતુ હતું, તેમની સમીપ આવીને એક બ્રહ્મચારીએ ભિક્ષા માગી. તે બ્રહ્મચારીને તેમણે ભિક્ષા આપી નહીં. ૫.

વિશેષ—તેમનું તેને ભિક્ષા ન આપવાનું તાત્પર્ય એ હતું કે—જ્યારે તેને ભિક્ષા નહીં મળે ત્યારે તે અમને પોતાના આત્મજ્ઞાનની કથા સંભળાવશે અથવા બ્રહ્મચારીના 'હું બ્રહ્મવેત્તા છું' એવા અભિમાનને જાણવાની ઇચ્છા કરી કે 'જોઇએ એ શું કહે છે'? તેથી તેમણે ભિક્ષા આપી નહીં. ૫.

**स होवाच महात्मनश्चतुरो देव एकः कः स जगार भुवनस्य गोपास्तं कापेय नाभिपश्यन्ति मर्त्या अभिप्रतारिन्बहुधा वसन्तं यस्मै वा एतदन्नं तस्मा एतन्न दत्तमिति ॥ ६ ॥**

**ભાવાર્થ**—ત્યારે તે બ્રહ્મચારીએ કહ્યું—ભુવનોની રક્ષા કરનારા એ એક દેવ પ્રજાપતિએ ચાર મહાત્માઓનો ગ્રાસ કરેલો છે. હે કાપેય ગોત્રવાળા ઋષિ ! હે અભિપ્રતારિન્ ! મનુષ્ય ઘણા પ્રકારથી નિવાસ કરતા એ એક દેવને દેખતા નથી, તથા જેને સારૂ આ અન્ન છે તેને જ તે આપવામાં આવ્યુ નહીં. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ બ્રહ્મચારીએ કહ્યું—અગ્ન્યાદિકો પ્રતિ ક—પ્રજાપતિ એટલે કે વાયુ છે તથા વાગાદિકો પ્રતિ પ્રાણ છે તે સર્વને ગ્રસન કરવાવાળા છે. ભૂ આદિ સર્વ લોકની રક્ષા કરવાવાળા તે પ્રજાપતિ છે. હે કાપેય ! તે પ્રજાપતિને મરણધર્મવાળા અજ્ઞાની જાણતા નથી. હે અભિપ્રતારિન ! અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત રૂપથી રહેવાવાળા જે પ્રજાપતિને સારૂ પ્રતિદિન ભોજન-સંસ્કાર કરવામાં આવે છે તે પ્રજાપતિને આ અન્ન તમે આપ્યુ નહીં. એટલે કે અન્ન આપવાનો તમે ઈન્કાર કર્યો તે વસ્તુતઃ પ્રાણ બ્રહ્મને અન્ન પ્રદાન કરવાનો નિષેધ કર્યો છે. ૬.

**વિશેષ**—કોઈ કોઈનો મત છે કે 'કઃ'—એ પ્રશ્નવાચક છે. અર્થાત એ બ્રહ્મચારીએ તેમને પ્રશ્ન કર્યો કે એ ક્યા દેવતા છે કે જે અગ્નિઆદિકો તથા વાગાદિકોનું ભક્ષણ કરે છે, કે જેને હે કાપેય ! મરણધર્મવાળા અજ્ઞાની જીવ અનેક પ્રકારથી તેમાં રહેવા છતાં પણ તેને જાણતા નથી, જે પ્રજાપતિ નિમિત્ત આ ભોજન સંસ્કાર કરવામાં આવે છે એ જ પ્રજાપતિને તમે અન્ન આપ્યુ નહીં, તેમાં કારણ શું છે ? શું, તમે પ્રજાપતિની ઉપાસના નથી કરતા ?

ભાવ એ છે કે—હે મહાત્મન્ ! જેને સારૂ આ અન્ન છે તેને આપ લોકોએ અન્ન આપ્યુ નહીં, અર્થાત્—હું બ્રહ્મચારી જે પરમાત્માની વેદરૂપ વાણીને સર્વત્ર ફેલાવવાને સારૂ અધ્યયન કરી રહ્યો છું તેનો આપે નિરાદર કર્યો. જે ઈશ્વરીયવાણી વેદ છે તેના રક્ષક બ્રહ્મચારી જ છે. તેથી આપ બંને એ મને ભિક્ષા ન આપીને

પરમપિતા પરમાત્માનું હનન કર્યા બરાબર થાય છે. તેથી મને અન્ન ન આપવું એ આપને સારૂ પાપ છે. ૬.

**तदु ह शौनकः कापेयः प्रतिमन्वानः प्रत्येयायाऽऽत्मा देवानां जनिता प्रजानाꣳ हिरण्यदꣳष्ट्रो बभसोऽनसूरिर्महान्तमस्य महिमानमाहुरनद्यमानो यदनन्नमत्तीति वै वयं ब्रह्मचारिन्नेदमुपास्महे दत्तास्मै भिक्षामिति ॥ ७ ॥**

**ભાવાર્થ**—કાપેય શૌનકે તે બ્રહ્મચારીનાં વચનોનું મનન કરતાં તેની પાસે જઈને કહ્યું કે—તે પ્રજાપતિને અમે જાણીયે છીએ. તે દેવોનો આત્મા, પ્રજાઓના જનિતા, સુવર્ણદંષ્ટ્ર, ભક્ષક તથા વિદ્વાન્ છે. બ્રહ્મવિત્ એ પ્રજાપતિના મહિમાને અતિ મહાન્ કહે છે, કારણ કે તે બીજાથી ખવાઈ શકાતો નથી પણ અગ્નિ આદિ જે અન્ન નથી તેમને પણ ખાઈ જાય છે, તેથી હે બ્રહ્મચારી ! અમે એ વ્યાપક બ્રહ્માની ઉપાસના કરીએ છીએ. 'આ બ્રહ્મચારીને ભિક્ષા આપો' એ પ્રમાણે શૌનક ઋષિએ સેવકોને કહ્યું. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એવાં એ બ્રહ્મચારીનાં વચનોનું એકાગ્ર મનથી, વિચાર કરતા કપિ ગોત્રોત્પન્ન શૌનક ઋષિ એ બ્રહ્મચારીની પાસે આવ્યા અને કહ્યું—હે બ્રહ્મચારિન્ ! તમે જે કહ્યુ કે તે પ્રજાપતિને અજ્ઞાની મનુષ્ય જાણતા નથી તેને અમે જાણીયે છીએ. એજ સંપૂર્ણ સ્થાવર જંગમરૂપ પ્રજાઓનો આત્મા છે, એજ સમસ્ત અગ્નિ આદિ દેવતાઓનો ઉત્પન્નકર્તા છે, તથા ફરી તેમનો પોતાનામાંજ લય કરવાવાળો છે, એજ વાયુરૂપે કરીને અગ્નિ આદિકોનું અધિદૈવત છે તથા પ્રાણરૂપે વાગાદિકોનું અધ્યાત્મરૂપ પણ છે. તથા સમસ્ત પ્રજાઓનો ઉત્પન્નકર્તા છે તથા સુવર્ણના સમાન જેના દાંત છે. અર્થાત્ અનાદિ કાળનો ભક્ષક છે. તથા તે સર્વથી બુદ્ધિમાન પણ છે, જે કોઈનાથી પણ ખવાઈ શકાતુ નથી તેનો પણ તે ખાનારો છે. હે બ્રહ્મચારિન્ ! અમે તેની ઉપાસના કરીએ છીએ. એવું કહીને તે બ્રહ્મચારીને અન્ન આપવાની સેવકોને આજ્ઞા કરી. ૭.

**વિશેષ**—કાપેય શૌનકે બ્રહ્મચારીનાં તે વચનની મનથી આલોચના કરી બ્રહ્મચારીની સમીપ જઈ કહ્યું કે, જે વિષયમાં આપે અજ્ઞાની મર્ત્યગણ તેને દેખતા નથી એમ કહ્યું તેને અમે દેખિએ છીએ. તે અગ્નિ તથા વાગાદિ દેવોનો આત્મા તથા સ્થાવર જંગમ પ્રજાઓના ઉત્પત્તિકર્તા છે. હિરણ્યદંષ્ટ્ર—અમૃતદંષ્ટ્ર

એટલે કે જેના દાંત કદી તુટતા નથી, 'બભસ.'—ભક્ષણશીલ તથા 'અનસૂરિ'—મેધાવી છે. બ્રહ્મવેત્તા લોક એ પ્રજાપતિની અપ્રમેય વિભૂતિ બતાવે છે. કારણ કે તે સ્વયં બીજાથી અભક્ષ્યમાણ તથા જે અગ્નિ આદિ દેવતારૂપ અનન્ન (જે બીજાનું અન્ન નહીં) છે તેનું ભક્ષણ કરે છે. હે બ્રહ્મચારિન્! અમે એવાં લક્ષણોવાળા બ્રહ્મનીજ ઉપાસના કરીએ છીએ. કોઈ કોઈ "ब्रह्मचारिन् न इदमुपास्महे" એવો પદચ્છેદ કરીને અમે આ બ્રહ્મની ઉપાસના કરતા નથી પણ પરબ્રહ્મની ઉપાસના કરીએ છીએ—એવી વ્યાખ્યા કરે છે. પછી તેમણે સેવકોને કહ્યું કે 'એમને ભિક્ષા આપો.

**तस्मा उ ह ददुस्ते वा एते पञ्चान्ये पञ्चान्ये दश सन्तस्तत्कृतं तस्मात्सर्वासु दिक्ष्वन्नमेव दश कृतꣳ सैषा विराडन्नादी तयेदꣳ सर्वं दृष्टꣳ सर्वमस्येदं दृष्टं भवत्यन्नादो भवति य एवं वेद य एवं वेद ॥ ८ ॥**

**ભાવાર્થ**—ત્યારે એ સેવકો એ નિશ્ચયે કરીને તે બ્રહ્મચારીને ભિક્ષા આપી. નિશ્ચયે કરીને એ પાંચ પ્રાણ, વાણી, મન, ચક્ષુ તથા શ્રોત્ર દેવતા પૃથક્ છે તથા એ પાંચ વાયુ, અગ્નિ, આદિત્ય, ચંદ્ર તથા જળ દેવતા પૃથક્ છે, એ પ્રમાણે દશ દેવતા મળીને એ કૃતયુગ થાય છે, તેથી સર્વ દિશાઓમાં અન્ન એટલે ભોગ્ય વસ્તુ પણ દશ દેવતા, કૃત અર્થાત્ સત્યયુગ નામથી પ્રસિદ્ધ છે. એજ એ દશ દેવતા અન્નાદિક છે. એ દશદેવતાઓએ કરીને જ આ સંપૂર્ણ જગત દ્રષ્ટ રચાએલું છે. જે એ પ્રમાણે જાણે છે તે જાણનારા પુરૂષને આ સંપૂર્ણ જગત દ્રષ્ટ થઈ જાય છે. 'य एवं वेद' 'य एवं वेद' એ દ્વિરૂક્તિ ઉપાસનાની સમાપ્તિની સૂચક છે. ૮.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ શૌનકાદિક ઋષિયોએ તે બ્રહ્મચારીને ભિક્ષા આપી. તેઓ એ અધિદેવરૂપ વાયુ, અગ્નિ, સૂર્ય, ચંદ્ર તથા જળ એ પાંચ આધિદૈવિક સંવર્ગ તથા પ્રાણ, શ્રોત્ર, ચક્ષુ, વાણી તથા મન એ પાંચ અધ્યાત્મ સંવર્ગ એ બંને મળીને દશ થાય છે. એ દશજ દ્યૂતમાં કૃત શબ્દથી વિખ્યાત છે તથા યુગોમાં ગણેલા એ દશ કૃતયુગ કહેવાય છે. જેમ પ્રાણાદિ તથા વાગાદિ એ દશે દ્યૂતમાં કૃત કહેવાય છે તેમજ શ્રોત્રાદિકોમાંથી એકને જ્યારે પ્રાણમાં મેળવે છે ત્યારે શેષ ચાર ચોક કહેવાય છે તથા યુગોમાં એજ કૃતયુગ છે. તથા જ્યારે શ્રોત્રાદિ બે પ્રાણમાં મળે છે ત્યારે અવશિષ્ટ ત્રણ દ્યૂતમાં નિરક તથા યુગોમાં ત્રેતા કહેવાય છે. તથા જ્યારે શ્રોત્રાદિ ત્રણ પ્રાણમાં મળે છે ત્યારે શેષ બે દ્વઓ તથા

દ્વાપર કહેવાય છે તથા જ્યારે શ્રોત્રાદિકોનો પ્રાણમાં મલી જવાથી એક બાકી રહે છે ત્યારે તેને એકકો તથા કલિ કહે છે. એ દશ મળીને થએલા શબ્દને કૃત કહે છે. અગ્ન્યાદિ વાગાદિ મળીને થએલા દશ તથા દશે દિશા હોવાથી દશ સામાન્ય ધર્મથી દશ અક્ષરોવાળું વિરાટજ અન્ન છે. એ વિરાટ દશ સંખ્યાવાળુ હોવાથી તથા કૃતવાળું હોવાથી અન્ન તથા અન્નાદિ બન્ને છે. એ જ પ્રમાણે વિદ્વાન્ દેવતારૂપ થઈને વિરાટરૂપ દશ સંખ્યાથી અન્ન તથા કૃત સંખ્યાથી અન્નાદિ થાય છે તથા એ જ અન્ન અગર અન્નાદિથી આ સંસારની દશે દિશાઓમાં સ્થિત કૃત સંખ્યાથી જાણવામાં આવે છે. જે મનુષ્ય પૂર્વોક્ત રીતે આ સસારને જાણે છે તેનો દશેદિશાઓમાં સંબધ થાય છે તથા તે પુરૂષ અન્નાદી થાય છે. ૮.

**વિશેષ**—શૌનક ઋષિ કહે છે કે—હે બ્રહ્મચારિન્ ! આ શરીરની બહાર જે વાયુ છે, તે ભોક્તા છે તથા અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને જળ એ ચારે વાયુનાં ભોગ્ય છે. કારણ કે અગ્નિનો વાયુમાં લય થઈ જાય છે, વાયુ વિના અગ્નિની સ્થિતિ રહેતી નથી. વાયુ આધાર છે, અગ્નિ આધેય છે. આધાર આધેય જોડાએલા જણાય છે કે જાણે તે તેને પોતાનામાં પકડી રાખે છે. જો ઘટમાં અગ્નિ કે દીવો મુકવામાં આવે અને તેનું મ્હોં એવી રીતે બંધ કરીદેવામાં આવે કે તેમાં વાયુ જઈ શકે નહી તો અગ્નિ કે દીપક હોલવાઈ જશે. અર્થાત્ વાયુ તેનું ભક્ષણ કરી જશે. સૂર્ય ચદ્રની ગતિ પણ વાયુ દ્વારાજ થાય છે. અર્થાત્ તેઓ વાયુએ કરીને ચારે બાજુથી ઘેરાએલા છે. મહાપ્રલયમાં જ્યારે વાયુ પ્રચંડ થાય છે ત્યારે અગ્નિ, સૂર્ય, ચંદ્ર તથા જળનું કહીં ઠેકાણુ જ રહેતું નથી, પતોજ નથી લાગતો. વાયુ એ સર્વેનું ભક્ષણ કરી જાય છે, તથા સૃષ્ટિની ઉત્પત્તિના સમયમાં એ સર્વેને તે પોતાના માંથી બહાર કહાડે છે. તેજ કારણથી એ વાયુ આધિદૈવિક સંવર્ગ કહેવાય છે, અર્થાત્ પોતાનામાં સર્વેને ખેંચીને રાખે છે. તે જ પ્રમાણે આ શરીરની અંદર પ્રાણ પણ ભોક્તા છે તથા વાણી, ચક્ષુ, મન તથા શ્રોત્ર એ ચાર તેનાં ભોગ્ય છે કારણ કે તે પ્રાણના વશમાં રહે છે. એ કારણથી તે પ્રાણ આધ્યાત્મિક સંવર્ગ કહેવાય છે. અર્થાત્ એ ચારેને તે પોતાનામાં ખેંચીને રાખે છે, પ્રાણના નિકળતાં એ ચારે પોત પોતાના સ્થાનમાં રહી શકતા નથી. પ્રાણની સાથે ખેંચાઇને ચાલ્યાં જાય છે. સુષુપ્તિ અવસ્થામાં અથવા મરણકાળમાં એ ચારેનો પ્રાણમાંજ લય થાય છે. અને પાછા જાગ્રત અવસ્થામાં અથવા ઉત્પત્તિ સમયમાં તે જ પ્રાણમાંથી નિકળી આવે છે તથા પોત પોતાને સ્થાને સ્થિત થઈ જાય છે.

ઉપર કહેલા બે ભોક્તા—વાયુ તથા પ્રાણ—તથા આઠ ભોગ્ય—અગ્નિ, સૂર્ય, ચંદ્ર, જળ, વાણી, નેત્ર, મન તથા શ્રોત્ર જ સર્વેનો ભોક્તા આત્મા છે, તેજ અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત રૂપે દશે દિશાઓમાં વ્યાપ્ત છે. જે યાવત્ દશે દિશાઓમાં વ્યાપ્ત છે તેજ અન્ન છે, તેજ ભોગ્ય છે, તેજ વિરાટ છે. આ વિરાટની ઉપમા તે વિરાટ છંદને આપેલી છે જે વેદોમાં દશ અક્ષરોથી જોડાએલો છે. તેનીજ ઉપમા દ્યૂતમા કૃત નામવાળા પાસાને પણ આપેલી છે, જે પોતાના ચાર અંકોથી યુક્ત છે તથા જેમાં ત્રણ ( ત્રેતા ), બે ( દ્વાપર ) તથા એક ( કળિ ) અંકવાળા પાસા અંતર્ભૂત છે. તથા જેમ કૃતનામક પાસાને જીતી લેવાથી શેષ ત્રણે પાસા જીતાએલા ગણાય છે તેમજ કૃતયુગને જીતી લેવાથી શેષ ત્રણે યુગ ત્રેતા, દ્વાપર તથા કલિ પણ જીતેલા સમજવામાં આવે છે તે જ પ્રકારે અન્નનું દાન આપવાથી સંપૂર્ણ વસ્તુઓનું દાન આપ્યુ ગણાય છે. તથા આત્માના ભોગવી લીધાથી સર્વેજ ભોગવી લીધા જેવું થઈ જાય છે. વિરાટનો અર્થ ભોગ્ય તથા ભોક્તા બંને છે તેથી જે ભોગ્યરૂપથી સ્થિત છે તથા જે ભોક્તારૂપથી સ્થિત છે તે બને આત્મા છે એટલે કે તેજ ભોક્તા અને તેજ ભોગ્ય છે. એમ જે જાણે છે, દેખે છે તેનેજ તત્વદર્શી તથા અન્નનો ભોક્તા સમજવામાં આવે છે.

આ ખંડના તાત્પર્યમાં ઘણો ગુંચવાડો છે, આપણા ઉત્તમ સસ્કાર શિથિલ થઈ ગયા છે એજ કારણથી આપણે વૈદિક ઉપાસનાઓના પ્રકારથી અનભિજ્ઞ થઈ રહ્યા છીએ. પૂર્વે રૈક્વને સારૂ જે ઉપમા આપી છે તેને અહી બરાબર કરી લેવામાં આવી છે. જેમ કૃત અયમાં ( દાણા ચિન્હ ) નીચેના અય અંતર્ગત થઈ જાય છે, તેમ અહીં સવર્ગ વિદ્યાની સમતા દેખાડવામાં આવી છે. તથા કૃત નર્દ ( દણા ) બીજાને અતર્ગત કરીલે છે, જેમ કે સંવર્ગ વિદ્યાના જાણનારામાં બીજા બધાં પુણ્ય અંતર્ગત થઈ જાય છે.

તો પણ થોડા ગુંચવાડા તો કાયમજ રહે છે, શાંકરભાષ્યથી પણ તેનો ઉકેલ જોઇએ તેવો થતો નથી. આ વિષય ઉપર વિદ્વાનોએ તથા વ્યાખ્યા કારોએ વધારે પ્રકાશ પાડવો જોઇએ. જેના બદલામાં રાજા થઇને પોતાની કન્યા સુધાંત ભિક્ષુકને આપી દીધી, એવી મહત્વપૂર્ણ વિદ્યાના વિષયમાં વધારે સ્પષ્ટતાપૂર્ણ ભાષ્ય લખાયુ હોત તો ઠીક થાત. આ વિષયને આચાર્ય શંકરજ સુસ્પષ્ટ કરવામાં સમર્થ હતા. ૮.

——⁂——

# ખંડ ચોથો

**सत्यकामो ह जाबालो जबालां मातरमामन्त्रयांचक्रे ब्रह्मचर्यं भवति विवत्स्यामि किंगोत्रो न्वहमस्मीति ॥ १ ॥**

**ભાવાર્થ**—સત્યકામ જાબાલે પોતાની માતા જબાલાને શ્રદ્ધાપૂર્વક કહ્યું કે—હે પૂજ્યે ! હું બ્રહ્મચર્ય પૂર્વક ગુરૂકુળમાં નિવાસ કરીશ, મારૂં ગોત્ર કયું છે? ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સત્યકામ નામના એક જબાલાના પુત્રે પોતાની માતાને કહ્યું—હે માતાજી ! વેદાધ્યયનને સારૂ મારી આચાર્ય કુળમાં નિવાસ કરવાની ઈચ્છા છે, તેથી તું મને કહે કે—હું કયાગોત્રનો છું ? ૧.

વિશેષ—પૂર્વ ખંડમાં 'પ્રાણાદિ તથા વાગાદિ, એ દશે દેવતાઓથી અતિરિક્ત જગત નથી, જેણે આ દશે દેવતાઓને જોયા છે, તેમણે સંપૂર્ણ જગતને જોયુ છે, એ વાત કહેવાયી ગઈ. હવે 'વાગાદિ તથા અગ્ન્યાદિની, અન્ન તથા અન્નાદિ રૂપથી સ્તુતિ કરાએલા જગતને એક કરીને ફરી તેના સોળ વિભાગ કરી તેમાં બ્રહ્મ દ્રષ્ટિ કરવી જોઈએ એમ કહેવામાં આવે છે. શ્રદ્ધા તથા તપ એ બ્રહ્મોપાસનાનાં અંગ છે. તેજ વાત કહેવાને સારૂ પ્રકૃત ઇતિહાસનો આરંભ કરવામાં આવેલો છે. ૧.

**सा हैनमुवाच नाहमेतद्वेद तात यद्गोत्रस्त्वमसि बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साऽहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसि स सत्यकाम एव जाबालो ब्रुवीथा इति ॥ २ ॥**

ભાવાર્થ—તેણે તેને કહ્યું—હે તાત ' તું જે ગોત્રવાળો છે, તેને હું નથી જાણતી. યુવાવસ્થામાં જ્યારે કે હું ઘણા અતિથિ સત્કારાદિ કાર્ય કરનારી પરિચારિણી હતી ( તે વખતે ) મેં તને પ્રાપ્ત કર્યો હતો. હું એ નથી જાણતી કે તમારૂંગોત્ર કયુ છે. મારૂં નામ જબાલા છે તથા તારૂં નામ સત્ય કામ છે. તેથી તું પોતાના આચાર્યને 'સત્યકામ જાબાલ' બતાવી દેજે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—પૂર્વોક્ત પ્રકારે, પુત્રનું વાક્ય સાંભળીને જબાલાએ કહ્યું—હે પુત્ર ! હું તારા ગોત્રને જાણુતી નથી. કારણુકે પતિના ગૃહમાં આવેલા અતિથિ અભ્યાગતાદિકની સેવામાં મારૂ ચિત્ત રહેતું હતું તેથી ગોત્રાદિકનું સ્મરણુ મારા મનમાં રહ્યું નહીં. તે યૌવનના સમયમાં તારો જન્મ થયો અને તેજ કાળમાં તારા પિતાનું મૃત્યુ થયુ. પછી હું અનાથ થઈ ગઈ. તેથી હું નથી જાણુતી કે તું કયા ગોત્રનો છે. તારૂ નામ સત્યકામ છે તથા મારૂ નામ જબાલા છે. એટલે જો આચાર્ય તારાં ગોત્રાદિ પૂછે તો તું એમ કહે જે કે—હું જબાલાનો પુત્ર સત્ય કામ છું. ૨.

વિશેષ—પુત્રની વાત સાંભળીને માતાએ કહ્યુ—હે તાત ! કયા ગોત્રનો તું છે, એ વાતને હું જાણુતી નથી. તેનું કારણુ એ છે કે, જ્યારથી હું પતિના ઘરમાં આવી ત્યારથી હું પતિની સેવામાં તથા આવતા જતા અતિથિયોની સેવા સત્કારમાં રહેલી હતી. મેં કદી પતિને તેમનું ગોત્ર પૂછ્યુ ન હોતું. કારણુ કે પતિવ્રતા સ્ત્રીનો ધર્મ કેવળ પતિની સેવા તથા પતિની આજ્ઞા પાળવાનો છે. યુવાવસ્થામાં તું મને પ્રાપ્ત થયો. તે પછી તરતજ તારા પિતાનો દેહાન્ત થયો. તેથી હું માત્ર એટલુંજ જાણુ છું કે જબાલા મારૂ નામ છે અને સત્યકામ તારૂ નામ છે. હવે આચાર્ય તને ગોત્ર પૂછે તો તું એમ કહેજે કે 'સત્યકામ મારૂ નામ છે તથા જબાલા મારી માતાનું નામ છે. ૨.

**स ह हारिद्रुमतं गौतममेत्योवाच ब्रह्मचर्यं भगवति वत्स्याम्युपेयां भगवन्तमिति ॥ ३ ॥**

**ભાવાર્થ**—તેણે હારિદ્રુમત ગૌતમની પાસે જઇને કહ્યું—પૂજ્ય ! હું આપની પાસે બ્રહ્મચર્ય પૂર્વક વાસ કરીશ, તેથીજ આપની પાસે આવ્યો છું. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—માતાનાં વચન સાંભળીને સત્યકામે હારિદ્રુમત ઋષિની સમીપ જઇને કહ્યું કે, હું આપની પાસે શિષ્ય બનીને બ્રહ્મચર્ય ધારણુ પૂર્વક રહેવાને આવ્યો છું. આપ મારા પૂજ્ય છો. ૩.

વિશેષ—"ગુરૂ પાસેથી અધ્યયન કરેલી વિદ્યા સફળ થાય છે" એમ શાસ્ત્રોમાં કહેલું છે. તેનો અભિપ્રાય એ છે કે—જેણે પરંપરાથી વિદ્યા પ્રાપ્ત કરેલી છે

હોય છે તે તેનાં તત્ત્વોને સારી રીતે જાણે છે. એવું જાણીને જે જ્ઞાન પ્રાપ્ત થશે તે વ્યવહારિક હશે તથા તેનાથી અંતમાં પરમાર્થ સિદ્ધ થઈ શકશે. તેથીજ 'આચાર્યવાન્ પુરૂષો વેદ' કહેવામાં આવ્યુ છે. સત્યકામનો ગુરૂકુળમાં વાસ કરવાનો એજ હેતુ છે. ગુરૂની પાસે રહેવામાં નિયમ પૂર્વક વાસ કરવો પડે, હર સમયે તેમની શિક્ષા ઉપદેશ પ્રાપ્ત થાય, સેવાની ભાવના પરિપુષ્ટ થાય, અન્ય છાત્રોની સાથે રહેવાથી નિરંતર વિદ્યાભ્યાસ થતો રહે તથા સર્વથી મોટી વાત એ થાય કે—અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઇંદ્રિય નિગ્રહ રૂપ પાંચ નિયમોનુ પાલન કરવામા સાવધાની રહી શકે, તેથી જ સત્ય કામે આચાર્ય પાસે રહેવાનો નિશ્ચય કર્યો.

**तꣳ होवाच किंगोत्रो नु सोम्यासीति स होवाच नाहमेतद्वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छं मातरꣳ सा मा प्रत्यब्रवीद् बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसीति सोऽहꣳ सत्यकामो जाबालोऽस्मि भो इति ॥ ४ ॥**

**ભાવાર્થ**—હારિદ્રુમતે સત્યકામને પૂછ્યુ કે તારૂ ગોત્ર કયુ છે? ત્યારે સત્યકામે કહ્યુ—તે હું જાણતો નથી કે મારૂ ગોત્ર કયુ છે. અહીં આવતા પહેલાં મેં મારી માતાને પૂછ્યુ હતું કે—હું બ્રહ્મચારી થવાને જાઉં છુ, 'તેથી તું મારૂગોત્ર કહે' ત્યારે તેણે કહ્યુ કે—મારા પતિને ઘેર ઘણા અતિથિ આવતા હતા. હું તેમની સેવા કરતી હતી તેથી મને તારા ગોત્રનુ સ્મરણ નથી યુવાવસ્થામાં તું મને પ્રાપ્ત થયો હતો, તે જ સમયે મારાપતિનો દેહાંત થઈ ગયો. તેણે મને કહ્યુ છે કે હું સત્યકામ જાબાલ છું ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હારિદ્રુમે સત્યકામને પૂછ્યુ કે—તારૂ ગોત્ર કયું છે? ત્યારે સત્યકામે જવાબ આપ્યો કે—જ્યારે આપની પાસે આવીને બ્રહ્મચર્ય ધારણ કરી નિવાસ કરવાની ઇચ્છા મારા મનમાં ઉત્પન્ન થઈ ત્યારે મેં મારી માતાને પૂછ્યુ કે—મારૂ ગોત્ર કયુ છે? કારણ કે ગુરૂની પાસે મારે ગોત્ર બતાવવું પડશે ત્યારે મારી માતાએ કહ્યુ—તારૂગોત્ર કયુ છે તે હું જાણતી નથી. કારણકે હું તો પાતિવ્રત ધર્મને ધારણ કરીને પતિ સેવામાં તથા આગંતુક અતિથિ સત્કારમા જ રહેતી હતી.

લજ્જાવશ કદી પણ મેં તમારા પિતાને તેમનું ગોત્ર કયું છે તે પૂછયુ નથી યુવાવસ્થામા તું મને પ્રાપ્ત થયો, તે પછી તારા પિતાનો દેહાન્ત થયો તેથી તુ તારા ગુરૂજીને કહેજે કે જબાલા મારી માતાનુ નામ છે તથા સત્યકામ જાબાલ મારૂ નામ છે કેવળ એટલુંજ હું જાણુ છું ૪

**વિશેષ**—સંસારમા માત્ર બેજ પ્રધાન સબધ છે એક "યૌન—સબધ (કુળપરપરા સબધ ) તથા બીજો વિદ્યા—સબધ, વિદ્યા સબધ સ્થાપિત કરવાને સારૂ સર્વે વાતોની માહિતી મેળવી લેવી જોઈએ નીતિનું પણ એ વચન છે કે 'अज्ञात कुल शीलस्य वासो देयो न कस्यचित्" તેથી આચાર્યે જાબાલને તેનુ ગોત્ર પૂછયુ આચાર્યના પૂછપરછ કર્યા પછી તેનો પતો લાગતો હતો કે—એ બાળક કયા કુળનો છે, તે કુળના લોકોની કેવી પ્રકૃતિ તથા પ્રવૃત્તિ છે, બ્રહ્મચારીને બ્રાહ્મણ ધર્મની શિક્ષા આપવી કે ક્ષાત્રધર્મની, તેના કુળમા કઈ શિક્ષા પદ્ધતિ પ્રચલિત છે, તેને એજ શિક્ષા આપવાનું ઉપયુક્ત થશે કે કોઈ નવીન કે જે આજ સુધી તેના ગોત્રવાળાને મળેલી નથી, તે શિક્ષા ઉપયુક્ત થશે, ઈત્યાદિ વાતોનો બરાબર પતો લગાવ્યા પછી જ આચાર્ય, બ્રહ્મચારીની શીક્ષા—દીક્ષાનો સમુચિત પ્રબધ કરતા હતા તથા સ્વભાવ વ્યવહાર, અને ચાલ—ચલગતનું અનુમાન ગોત્રાદિના પરિચયથી ઘણે અંશે કરવામા આવતુ હતું

પહેલા એવો પણ ચાલ હતો કે—લોક પોતાનો પરિચય આપતા હતા ત્યારે નામની સાથે ગોત્ર પણ કહેતા હતા તેથી અહીં ગોત્ર વિષયક પ્રશ્ન ઉચિતજ છે ૪

**तꣳ होवाच नैतदब्राह्मणो विवक्तुमर्हति समिधꣳ सोम्याऽऽहरोप त्वा नेष्ये न सत्यादगा इति तमुपनीय कृशानामबलानां चतुःशतानां निराकृत्योवाचेमाः सोम्यानुसंव्रजेति ता अभिप्रस्थापयन्नुवाच नासहस्रेणावर्तयेति स ह वर्षगणं प्रोवास ता यदा सहस्रꣳ संपेदुः ॥ ५ ॥**

**ભાવાર્થ**—ત્યારે સત્યકામને ગૌતમે કહ્યું—આ પ્રકારનુ સ્પષ્ટ ભાષણ બ્રાહ્મણ સિવાય બીજો કોઈ કરી શકે નહી તેથી હે સૌમ્ય ! તું સમિધા લઈ આવ, હું તારૂ ઉપનયન કરી દઉં, કારણ એજ છે કે તેં સત્યનો પરિત્યાગ કર્યો નથી. પછી તેને જનોઈ દઈ ચારસો કૃશ તથા દુર્બળ ગાયો જુદી કહાડીને તેને કહ્યું કે હે સૌમ્ય ! તું આ ગાયોની પાછળ જા તેમને લઈ જતી વખતે સત્યકામે કહ્યું—આ ગાયોની

એક હજાર ગાયો થયા વિના હું પાછો નહીં આવું. જ્યાં સુધી તે એક હજાર ગાયો થઈ ત્યાં સુધી ઘણાં વર્ષો સુધી તે વનમાંજ રહ્યો. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—તે સત્યકામને ગૌતમે કહ્યું કે—જે બ્રાહ્મણ નથી તે આ પ્રમાણે સત્ય ભાષણ કરે નહીં, જે બ્રાહ્મણ હોય તે સત્ય ભાષણ કરે છે. તમે સત્ય કહ્યું છે. તેથી મને વિશ્વાસ છે કે તમે બ્રાહ્મણ છો. હે સૌમ્ય ! વનમાંથી શરપણ વીણી લાવો, હોમ કરીને હું તમારૂ યજ્ઞોપવીત કરીશ. કારણકે તમે સત્ય-ભાષણથી ચલિત થયા નથી સત્યકામને ઉપનયન સંસ્કાર કરીને તથા બ્રહ્મચર્ય ધારણ કરાવીને ગુરૂએ ગાયોના જુથમાંથી દુર્બળ ચારસો ગાયોને અલગ કરીને સત્યકામને કહ્યું—હે સૌમ્ય ! આ ગાયોને તમે વનમાં લઈ જાવ. જ્યારે સત્યકામ ગાયોને લઈને જવાને નિકળયો ત્યારે તેણે કહ્યું—જ્યાં સુધી આ ગાયો એક હજાર પૂરી નહી થાય ત્યાં સુધી વનમાંથી હું પાછો નહીં આવું. આ પ્રમાણે કહીને સુખ દુઃખને સમાન ગણીને વર્ષો સુધી વનમાં રહી એ ગાયોની સેવા કરતો એ ગાયોની સંખ્યા એક હજાર થઈ ત્યાં સુધી તે વનમાં રહ્યો. ૫.

**વિશેષ**—આ આખ્યાયિકામાંથી લોક ઘણા પ્રકારના ભાવ કહાડે છે, કોઈ કહે છે કે—'बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे' અહી પરિચારિણીનો અર્થ અનેક પતિવાળી સ્ત્રી છે. અને કોઈ કહે છે કે—પરિચારિણીનો અર્થ સેવિકા છે જ પણ તેનાથી તેનો એક જ પતિ ન હોય એવું કાંઈ નથી. જે લોકોના વિચારમાં પરિચારિણીનો અર્થ ઘણા લોકોની સેવાથી પુત્ર લાભ કર્યો એવો છે. તેમના મતમાં ગોત્ર યાદ ન રહેવાનું કારણ એજ છે કે—તેનો કોઈ નિયત પતિ ન હતો તેથી તે ગોત્ર બતાવી શકી નહી.

અહીં એ સ્મરણમાં રાખવા જેવું છે કે—ગોત્ર યાદ ન રહેવાનું કારણ એજ ન પણ હોય. આજ પણ ઘણી સ્ત્રિયો એવી છે કે જેમને પોતાના ગોત્રની ખબર નથી તો શું તેમનો કોઈ એક નિયત પતિ નથી ? સ્ત્રિયો તો શું ? ઘણા મનુષ્ય એવા છે કે જેમને પોતાનાં ગોત્ર યાદ નથી. કારણ કે—ગોત્રનો અર્થ તે કુળમાં જે કોઈ એક મોટો પુરૂષ થયો હોય તેની સાથેનો સબધ બતાવે છે. તથા એ વાત કુટુબના ઇતિહાસ સાથે સબંધ રાખે છે, તેથી સર્વ સાધારણને યાદ રાખવાનું કઠણ છે. અમારા વિચાર પ્રમાણે ગોત્ર યાદ ન રહેવાનુ કારણ અહી પણ એજ છે.

અહીં આ વિષયમાં એ પણ વિચાર કરવો જોઈએ કે—સત્યકામના ગોત્ર ન બતાવવાથી ઋષિ આશ્ચર્યમાં કેમ પડ્યા ? તથા તેઓ તેને ગૂઢ-સત્યવાદી કેવી રીતે સમજ્યા ?

તેનો ઉત્તર એ છે કે—સત્યકામે એ વાત સત્ય બતાવી દીધી કે તેની માતા દાસીનું કામ કરે છે, અને દાસ કર્મ કરવું એ તે સમયમાં શૂદ્રનું કામ હતું, એ ગૂઢ ભેદ બતાવવાથી કે—'હું એક શૂદ્રનો પુત્ર છું'. તેના જ સત્ય ભાષણ દ્વારા આચાર્ય તેને ગુણ—કર્મ—સ્વભાવથી બ્રાહ્મણ સમજ્યા. તેનો અભિપ્રાય એ જ થયો કે અશિક્ષિતા તથા દાસ કર્મ નિયુક્તા સ્ત્રિયો પોતાનાં ગોત્ર યાદ રાખી શકતી નથી.

જો કલ્પના કરી પણ લેવાય કે—તે એવી સ્ત્રી હતી કે જેનો કોઈ વિવાહિત પતિ નહોતો. તો પણ આચાર્યે ગુણ-કર્મ સ્વભાવથી સત્યકામ બ્રાહ્મણ છે એવો નિશ્ચય કરી લીધો. કારણકે જન્મથી બ્રાહ્મણ હોવાનું ઋષિ જાણતા ન હતા.

સત્યકામની માતાએ એમ નથી બતાવ્યુ કે, પોતે બ્રાહ્મણી હોઈને સેવિકા રહી છે, પરંતુ એ બતાવ્યુ છે કે પોતે દાસ કર્મમાં રહેલી છે. આ કથાથી એ સ્પષ્ટ થાય છે કે, આચાર્યે સત્યકામની કેવળ ગુણ-કર્મ સ્વભાવ પરીક્ષા કરી કે 'એ બ્રાહ્મણ છે.'



## ખંડ પાંચમો



વૃષભ દ્વારા સત્યકામને બ્રહ્મના પ્રથમ પાદનો ઉપદેશ કરે છે, યથા—

**अथ हैनमृषभोऽभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव प्राप्ताः सोम्य सहस्रꣳ स्मः प्रापय न आचार्यकुलम् ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી વૃષભે તેને કહ્યું—હે સત્યકામ! તેણે ઉત્તર આપ્યો—હે ભગવન્! શી આજ્ઞા છે? ત્યારે વૃષભે કહ્યું—હે સૌમ્ય! અમે એક હજાર થઈ ગયા. હવે અમને આચાર્ય કુળમાં પહોંચાડો ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—વાયુ દેવતાએ પ્રસન્ન થઈ પોઠિયાનું રૂપ ધારણ કરીને સત્યકામને કહ્યું કે—હે સત્યકામ! ત્યારે સત્યકામે ઉત્તર આપ્યો કે—હે ભગવન્! શી આજ્ઞા છે? કહો. ત્યારે પોઠિયાએ કહ્યું—હે સૌમ્ય! અમે એક સહસ્ર પુરા થઈ ગયાં છીએ. તારી પ્રતિજ્ઞા પણ પૂરી થઈ ગઈ. તેથી અમને આચાર્ય કુળમાં લઈ ચાલો. ૧.

વિશેષ—શ્રદ્ધા તથા તપથી યુક્ત આ સત્યકામ ઉપર દિક્ સંબંધીના વાયુ

દેવતાએ પ્રસન્ન થઈને પોઢિયામાં અનુપ્રવિષ્ટ થઈને તેના ઉપર કૃપા કરવાને સા. ઋષભ ભાવને પ્રાપ્ત થયા. ૧.

**ब्रह्मणश्च ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच प्राची दिक्कला प्रतीची दिक्कला दक्षिणा दिक्कलोदीची दिक्कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणः प्रकाशवान्नाम ॥ २ ॥**

**ભાવાર્થ**—શું, હું તને બ્રહ્મનો એક પાદ બતાવું ? ત્યારે સત્યકામે કહ્યું—હે ભગવન્ ! આપ મને જરૂર બતાવો. તે ઉપરથી પોઢિયાએ તેને કહ્યું કે—હે સૌમ્ય ! "પૂર્વ દિક્કલા, પશ્ચિમ દિક્કલા, દક્ષિણ દિક્કલા તથા ઉત્તર દિક્કલા.' એ બ્રહ્મનો 'પ્રકાશવાન્' નામક ચાર કળાઓ વાળો પાદ છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—શું હું તને પરબ્રહ્મનો એક પાદ બતાવું ! એ પ્રમાણે કહેવાથી સત્યકામે ઉત્તર આપ્યો—હે ભગવન્ ! આપ મને અવશ્ય બતાવો. ત્યારે ઋષભે સત્યકામને કહ્યું કે—પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર એ દિશાઓનો ચતુર્થાંશ ચતુર્થાંશ મળીને બ્રહ્મનો એક પાદ છે. આ પાદનું નામ પ્રકાશવાન છે તેના દિગ્ભાગ રૂપ ચાર અવયવ છે. એજ પ્રમાણે બાકીના પાદ પણ ચાર અવયવો વાળા છે. ૨.

**વિશેષ**—પ્રકૃત મંત્રમાં કલા શબ્દનો અર્થ અવયવ છે. એટલે કે એ ચાર અવયવ વાળો બ્રહ્મનો એક પાદ છે તથા પ્રકાશ ગુણવાળો પણ છે તથા એ જ એનું નામ પણ છે. એ જ રીતે અવશિષ્ટ ત્રણ પાદ પણ ચાર અવયવો વાળા છે.

**स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवानित्युपास्ते प्रकाशवानस्मिँल्लोके भवति प्रकाशवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवानित्युपास्ते ॥ ३ ॥**

**ભાવાર્થ**—જે વિદ્વાન્ બ્રહ્મના ચાર ભાગવાળા આ પાદને 'પ્રકાશવાન્' જાણીને તેની ઉપાસના કરે છે, તે આ લોકમાં વિખ્યાત થાય છે, તથા જે વિદ્વાન્ બ્રહ્મના ચાર અંગોવાળા એજ પાદને 'પ્રકાશવાન' જાણીને ઉપાસના કરે છે. તે અવશ્યજ પ્રકાશવાન દેવાદિ લોકોને પ્રાપ્ત થાય છે. ૩.

**હિ૦ ભા૦ ભાષ્ય**—જે વિદ્વાન્ આ પ્રમાણે ચાર અવયવી વાળા પ્રકાશવાન બ્રહ્મના પાદની ઉપાસના કરે છે તે આ લોકમાં પ્રકાશવાન થાય છે. ( એ દ્રષ્ટફળ છે ) તથા પ્રકાશવાન દેવાદિ લોકને પણ તે દેહ ત્યાગ પછી પ્રાપ્ત થાય છે. ( એ અદ્રષ્ટ ફળ છે ) ૩.

**વિશેષ**—તાત્પર્ય એ છે કે જે પ્રકાશવાળા ગુણથી યુક્ત આ બ્રહ્મના ચાર અવયવો વાળા પાદની ઉપાસના કરે છે તે આ લોકમાં પ્રસિદ્ધ થાય છે તથા પ્રકાશ વાળા અમૃત ભોગી લોકના દેવાદિકોનો જય કરે છે.

આ ખંડનો ભાવ એ છે કે—'ઋષભ' નામક કોઈ દિવ્ય શક્તિ વાળા દેવ વિશેષે સત્યકામને, ગાયો આચાર્ય કુળમાં પહોચાડવાનું કહેતાં, તેને ચતુષ્કલ બ્રહ્મનો ઉપદેશ કર્યો. તે પછી ઋષભે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર એ ચાર કળાઓને બ્રહ્મના એકપાદનું નિરૂપણ કર્યું. તથા એ પાદનું નામ પ્રકાશવાન રાખ્યુ કે જેમ ચાર પાવલાંનો એક રૂપિયો થાય છે કે જે એક સિક્કો છે.

તેનું તાત્પર્ય એ છે કે—ઋષભે વિરાટ રૂપથી બ્રહ્મનું વર્ણન સત્યકામ પ્રતિ કર્યું અર્થાત્ એ બ્રહ્મ છે કે જે પૂર્વ, ઉત્તરાદિ સર્વદિશાઓમાં વ્યાપક છે, જે દેશ કાલ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત છે. તેને એમ સમજો કે—એમ નથી કહી શકાતુ કે અમુક દિશામાં કે અમુક દેશમાં તે નથી. તેથી તેની વ્યાપકતાને કોઈ પદાર્થ રોકી શકતો નથી, તેથી વસ્તુ પરિચ્છેદ નથી. તથા કાળ—કૃત પરિચ્છેદ એટલા સારૂ નથી કે તે ભૂત, ભવિષ્ય તથા વર્તમાન ત્રણેકાળમાં એક રસ રહે છે.

ઉક્ત વિષયનું બોધન કરવાને સારૂ પૂર્વ આદિ સર્વ દિશાઓને બ્રહ્મના પાદ સ્થાનીયનું કથન કરેલું છે અને તેથી બ્રહ્મના જ્ઞાનનો પ્રકાશ થાય છે. તેથી તેનું પ્રકાશવાન નામથી વર્ણન કરવામાં આવ્યુ છે.

ઋષભે એ પણ બતાવી દીધુ કે—આગળ બીજાપાદ 'અગ્નિ'નો ઉપદેશ કરશે. આ કથનથી ગો ભક્તિનું મહત્વ તથા તેનાથી થનારા લાભ જણાશે. ગો-સેવા અગર ગોરક્ષા, ભારતીય સભ્યતા તથા સંસ્કૃતિનું એક પ્રધાન અંગ રહેલું છે.

જે લોક એમ કહે છે કે—સત્યકામને 'ઋષભ' એટલે પોઠિયાએ ઉપદેશ આપ્યો હતો. એ વિષયમાં આજ કાલના લોક એવી શકા કરે છે કે, પશુ પક્ષી આદિ ઉપદેશ કરી શકતા નથી. તો પછી ભ્રાંતિ રહિત શી રીતે કહી શકાય કે ઋષભે ઉપદેશ કરેલો હતો ?

તેનો કેટલાક એવો ઉત્તર આપે છે કે—ઋષભ, અગ્નિ, હંસ આદિ ઋષિયોનાં નામ હતાં. કોઈ કહે છે કે—આ વિષયમાં રૂપકથી સમજાવવામાં આવ્યુ છે.

તથા કેટલાકની એવી પણ કલ્પના છે કે—પહેલાંના મનુષ્ય પશુ-પક્ષિયોની બોલી ભાષા સમજતા હતા. તથા ઘણા એમ પણ કહે છે કે—સૃષ્ટિની આદિમાં પશુ-પક્ષી પણ મનુષ્યની ભાષા બોલવાનું સામર્થ્ય રાખતા હતા. ક્રમે કરીને તેમણે પોતાની ભાષા જુદી બનાવી કે જેવી રીતે ભૂમિના અધિક વિસ્તારથી, મદ્રાસી, પંજાબી આદિ ભાષાઓ બનેલી છે. તે જે કંઈ હોય તેનો પાઠક વિચાર કરીલે. ૩.



# ખંડ છઠ્ઠો



અગ્નિ દ્વારા બ્રહ્મના દ્વિતીય પાદનો ઉપદેશ કરવામાં આવે છે.

**अग्निष्टे पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभिसायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥**

**ભાવાર્થ**—'અગ્નિ તને બ્રહ્મના બીજા પાદને કહેશે' એ પ્રમાણે કહીને વૃષભ શાંત થઈ ગયો. પછી બીજે દિવસે સત્યકામે નિત્યકર્મ કરીને ગાયોને આચાર્યના ઘર તરફ હાંકી. તે ગાયો જે સ્થાનમાં રાત્રિને સમયે એકઠી થઈ, ત્યાંજ સસ્કાર પૂર્વક અગ્નિનું સ્થાપન કરીને તથા ગાયોને રોકીને હોમને સારૂ સમિધા તૈયાર કરીને અગ્નિની પાછળ પૂર્વાભિમુખ થઈ બેસી ગયો. ૧.

*વિ૦ વિ૦ ભાષ્ય*—ત્યાંજ અગ્નિ સ્થાપિત કરીને સત્યકામ ગાયોને રોકી સમિધો લાવી ઋષભના વાક્યોનું સ્મરણ કરતો અગ્નિની પાછળ પૂર્વાભિમુખ થઈ બેસી ગયો. ૧.

**વિશેષ**—"अग्नये समिधमाहार्षम्" એ મંત્રથી સમિધો નાખવી એ વિદ્યાર્થીનું નિત્ય કર્તવ્ય છે. કર્મ લોપ થવો જોઈએ નહીં. અધ્યયન કાળમાં કર્મ કરવાનો અભ્યાસ રાખવો જોઈએ. કારણકે આગળજતાં એજ વિદ્યાર્થીને સદ્ગૃહસ્થ નાગરિક બનવાનું છે, તે સમયે તેને કર્મ કરવાં પડશે, પછી તે શાસ્ત્રીય હોય કે વ્યવહારિક હોય. અધ્યયન કરવું તથા કામ કરવું એ બંન્ને સાથેજ થતાં રહે એ ઉચિત છે. અધ્યયનથી જ્ઞાન વધે છે તથા કામ કરવાથી બળ વધે છે. જે

વિદ્યાર્થી ભણતાં ભણતાં પોતાનું બલ ક્ષીણ કરી દે છે તેની પાસે કોઈ શી આશા રાખી શકે ? એવા ભારભૂતોથી ભગવાન્ દેશને બચાવે. ૧.

**तमग्निरभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥**

**ભાવાર્થ**—તે સત્યકામને અગ્નિએ કહ્યું—હે સત્યકામ ! ત્યારે સત્યકામે ઉત્તર આપ્યો—હે ભગવન્ ! ૨.

**વિ૰ વિ૰ ભાષ્ય**—અગ્નિ પરમ તેજસ્વી તત્ત્વ છે, તેની પ્રસન્નતા સામાન્ય સૌભાગ્યની વાત નથી. સત્યકામ સમિધાદિ દ્વારા નિત્ય અગ્નિને તૃપ્ત કરતો હતો આજ અગ્નિદેવ તેને ઉપદેશ દ્વારા કૃતાર્થ કરવાની ઇચ્છા રાખતા હતા. જો કે અગ્નિ જડ છે, તો પણ સનાતન ધર્મ અનુસાર પ્રત્યેક વસ્તુનો એક ચેતન અધિષ્ઠાતૃ દેવ માનવામા આવેલો છે.

આજકાલ અગ્નિને જડ માનનારા તેની વિદ્યુત આદિ શક્તિયોથી કેટલુ કામ લે છે,તે સર્વે પ્રત્યક્ષ છે. જે ચેતન સત્તાનો જ્ઞાતા છે, તેને અગ્નિથી ઉપદેશ પ્રાપ્ત થવો એ શુ કઠણ છે ? તેથીજ પ્રકૃત મત્રમા સત્યકામે અગ્નિને 'ભગવન્' કહેલો છે. અર્થાત્ સત્યકામ અગ્નિને અપૂર્વ ઐશ્વર્ય ગુણ વિશિષ્ટ માને છે. ૨

**વિશેષ**—આ મત્રમા અગ્નિએ સત્યકામને સંબોધન કરીને પોતાના તરફ અભિમુખ કરેલો છે. એમ કરવાથી શિક્ષાર્થી સાવધાન થઈ જાય છે. સભાઓમાં વ્યાખ્યાનકાર શ્રોતાઓને સાવધાન કરવાને સારૂ પ્રથમ. 'મિત્રો' અગર 'ઉપસ્થિત સજ્જનો', અગર 'સભાપતિ મહોદય' આદિ સબોધનોનો પ્રયોગ કરે છે. અહીં બ્રહ્માત્મૈક્ય વિજ્ઞાન જેવા કઠણ વિષયનુ પ્રતિપાદન કરવાનું છે તેથી એ અતિ આવશ્યક છે કે—શ્રોતાઓ સાવધાન થઈ જાય ૨.

**ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच पृथिवी कलाऽन्तरिक्षं कला द्यौः कला समुद्रः कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणोऽनन्तवान्नाम ॥ ३ ॥**

**ભાવાર્થ**—હે સત્યકામ ! હું તને બ્રહ્મના એક પાદને કહુ છું તેણે કહ્યું'—ભગવન્ ! અવશ્ય કહો ત્યારે તેમણે તેમને કહ્યું—પૃથ્વી કલા છે, અતરિક્ષ

કળા છે, દ્યુલોક કળા છે તથા સમુદ્ર કળા છે. હે સૌમ્ય ! એ બ્રહ્મનો ચતુષ્કલ પાદ 'અનન્તવાન્' નામનો છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—અગ્નિએ સત્યકામને પૃથ્વી, અંતરિક્ષ, દ્યુલોક, તથા સમુદ્ર એ ચાર કળાઓવાળો બીજો પાદ કહ્યો. કારણ કે પૃથ્વી આદિ પદાર્થો જોઇને તેની વિભૂતિનો એક પાદ અર્થાત્ અંશ જણાઈ આવે છે. મનુષ્યને આશ્ચર્ય થાય છે કે—પૃથ્વીમાં આટલી માટી, પહાડ, વૃક્ષ આદિ ક્યાંથી આવ્યાં ? આ આકાશનો ઘુંમટ કોણે રચી રાખ્યો છે ? દ્યુલોક કઈ ચીજ છે ? તથા સમુદ્રનું અથાગ પાણી ક્યાંથી આવી ગયુ ? આ આશ્ચર્યોનું તે સમયે સમાધાન ત્યારેજ થાય છે કે જ્યારે એ પ્રતીત થઈ જાય છે કે—જે શક્તિ શાળીનો મહિમા દેખીને તમે આશ્ચર્યાન્વિત થઈ રહ્યા છો તે તો તેનો એક ભાગમાત્ર છે. વસ્તુતઃ એક ભાગ પણ નથી, કેવળ સમજાવવાને સારૂ ભગવતી શ્રુતિએ એક પ્રક્રિયામાત્ર દેખાડેલી છે. આ ચતુષ્કલ પાદ તો તેની વિભૂતિનો એટલોજ અંશ છે કે જેટલું સમુદ્રનું એક બિંદુ છે. તેથી આ પાદને 'અનંતવાન્' કહે છે. ૩.

**વિશેષ**—બ્રહ્મની સર્વ વિભૂતિયો જાણવાનું કોઇ દેવ—દેવીમાં સામર્થ્ય નથી તેથી અગ્નિએ પોતાના સંબદ્ધ દર્શનનું નિરૂપણ કર્યું. અર્થાત્ અગ્નિએ એજ ચારે કળાઓવાળા પાદનું દર્શન કરેલું છે તેથી તે તેટલુ માત્ર જ બતાવી શકે છે. મહાપુરૂષ અનધિકાર ચેષ્ટા કરતા નથી. એમ પણ છે કે—જે જ્યાં સુધી પહોંચી શકશે, ત્યાં સુધી તે તેટલું જ ઉડાણુ ( કુદકો ) મારશે. વેદમાં નેતિ નેતિ કહીને તેના આ કે તે ના અભાવ વિશિષ્ટ મહિમાનું બોધન કરવામાં આવ્યુ છે. ૩.

**स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणोऽनन्तवानित्युपास्तेऽनन्तवानस्मिँल्लोके भवत्यनन्तवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणोऽनन्तवानित्युपास्ते ॥ ४ ॥**

**ભાવાર્થ**—તે જે વિદ્વાન્ આ અનંત નામવાળા ચાર પાદથી બ્રહ્મની ઉપાસના કરે છે તે આ સંસારમાં અનંત નામવાળો થાય છે અને પછી મૃત્યુ બાદ અવિનાશી લોકોને પણ જીતી લે છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે વિદ્વાન્ આ ચાર ભાગવાળા બ્રહ્મના પાદને અનંતવાન્-અવિનાશી જાણીને ઉપર્યુક્ત પ્રકારથી ઉપાસના કરે છે તે આ લોકમાં અનંત

ગુણવાળો થાય છે ( એ દ્રષ્ટ ફળ છે ) તથા જે વિદ્વાન્ ચાર અગવાળા બ્રહ્મના પાદને અવિનાશી જાણીને ઉપરોક્ત રીતે ઉપાસના કરે છે તે અવિનાશી લોકને પ્રાપ્ત થાય છે. ( એ અદ્રષ્ટ ફળ છે ). ૪.

વિશેષ—જે વ્યક્તિ; લોક-લોકાંતરોના તત્ત્વનો વિચાર કરે છે તે પરમાત્માના અનંત મહિમાનો અનુભવ કરે છે. કોઈ સારી કે વિલક્ષણ કૃતિને દેખીને તેના કર્તાની ચતુરાઈ કૌશલની પ્રશંસા કરવામાં આવે છે. જેણે આ અદ્ભૂત વિશ્વ રચ્યુ છે તે કેવો વિલક્ષણ હશે ? તેમાં કહેવાનુંજ શું છે ? જ્યારે આપણે ફુલને જોઇએ છીએ ત્યારે આપણને જણાય છે કે—આ એકનાજ અનંતભેદ-પ્રભેદ-ઉપોપભેદ છે. આ જગતની રચના કાંઈ એની મેળેજ થતી નથી. જ્યારે એ બને છે અને બગડે છે ત્યારે એ કાર્ય રૂપા થઈ. કાર્યનું કોઈને કોઈ કારણ જરૂર હોવું જોઇએ. તે કારણ જડ હોઈ શકે નહીં. તે ચેતનના વિના સત્તા સ્ફુર્તિ ક્યાંથી પ્રાપ્ત કરશે ?

---

## ખંડ સાતમો.

હવે હંસ દ્વારા બ્રહ્મના તૃતીય પાદનો ઉપદેશ કરે છે.

**हꣳसस्ते पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभिसायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥ तꣳहꣳस उपनिपत्याभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥**

ભાવાર્થ—'પછી અગ્નિએ કહ્યું કે, હંસ તમને બીજો પાદ કહેશે' એ પ્રમાણે કહીને અગ્નિ ચુપ થઈ ગયો સત્યકામે બીજે દિવસ થતાંજ સંપૂર્ણ ગાયોને આચાર્યના ઘર તરફ હાંકી. ચાલતાં ચાલતાં જ્યાં સાયકાળનો વખત થયો ત્યાં ગાયો એકત્રિત થઈ ગઈ તથા ત્યાંજ એ ગાયોને રોકીને હોમને સારૂ સમિધાઓ લાવી, અગ્નિનુ સંસ્કાર પૂર્વક સ્થાપન કરીને અગ્નિની પાછળ પૂર્વાભિમુખ થઈ સત્યકામ તેની પાસે બેસી ગયો. ૧. ત્યારે હંસે તેની સમીપ આવીને કહ્યું—સત્યકામ " તેણે ઉત્તર આપ્યો—ભગવન્ ! શી આજ્ઞા છે ? ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—' અહરહઃ સન્ધ્યામુપાસીત' એ આજ્ઞા અનુસાર સાયકાળના સંધ્યાવંદન આદિને નિમિત્તે સત્યકામે ત્યાં મુકામ કર્યો. ચાલતાં ચાલતાં ગાયો પણ થાકી ગઈ હતી, તેથી તેમને પણ વિશ્રામ આપવાનો હતો. તે સમયે હંસના કહેવાથી, હે ભગવન્' કહીને હંસનો ઉપદેશ સાંભળવાને સત્યકામ સાવધાન થઈ ગયો. ૧-૨.

**વિશેષ**—ભાષ્યકાર શંકરાચાર્યે 'શુક્લતા તથા ઉડવામાં સમાનતા હોવાને કારણે અહીં આદિત્યને હંસ કહેલો છે' એમ લખેલું છે.

˙ સંસ્કૃતમાં વર્ણ વ્યત્યયથી 'હંસઃનું સોઽહમ્' થઈ જાય છે, જેનો બ્રહ્મજ્ઞાની બ્રહ્માત્મૈક્ય બોધનને સારૂ પ્રયોગ કર્યા કરે છે. પક્ષિ-વિશેષ હંસનો એ, યથાશ્રુત અર્થ કરવામાં આવે તો પણ તેનાથી હંસના નામનું મહત્વ ઓછું થતું નથી. જ્ઞાનીના સદ્ અસદ્-વિવેચન પરાયણ હોવાની પેઠે, હંસ પણ સારાસાર વિવેકમાં પરમ પટુ હોય છે. જે સ્વરૂપતઃ ભવ્યાકૃતિ હોય સત્યાસત્યના તત્વનો વિશેષજ્ઞ હોય તથા ખેચર હોય અર્થાત્ વ્યોમૈકાન્ત વિહારી આદિ ગુણ વિશિષ્ટ હોય એવા ઉપદેષ્ટા મેળવાવામાં સત્યકામનું કેટલું સદ્ભાગ્ય ગણાય? ૧-૨.

**ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाचाग्निः कला सूर्यः कला चन्द्रः कला विद्युत्कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणो ज्योतिष्मान्नाम ॥ ३ ॥**

**ભાવાર્થ**—હંસે સત્યકામને કહ્યું—હે સૌમ્ય! હું તને પરબ્રહ્મનો પાદ બતાવું? સત્યકામે ઉત્તર આપ્યો, ભગવન્! આપ મને અવશ્ય બતાવો. ત્યારે હંસે આદિત્યે સત્યકામને કહ્યું—અગ્નિ કળા છે, સૂર્ય કળા છે, ચદ્રમા કળા છે તથા વિદ્યુત્ કળા છે. હે સત્યકામ! એ બ્રહ્મનો ચતુષ્કલ પાદ 'જ્યોતિષ્માન' નામનો છે. ૩.

**स य एतमेवं विद्वांश्चतुष्कलं पादं ब्रह्मणो ज्योतिष्मानित्युपास्ते ज्योतिष्मानस्मिँल्लोके भवति ज्योतिष्मतो ह लोकाञ्जयति य एतमेवं विद्वांश्चतुष्कलं पादं ज्योतिष्मानित्युपास्ते ॥ ४ ॥**

**ભાવાર્થ**—જે આ ચાર કળાવાળા બ્રહ્મના જ્યોતિષ્માન પાદની આ પ્રકારે ઉપાસના કરે છે તે આ લોકમાં નિશ્ચયે કરીને દીપ્તિમાન થાય છે ( એ દ્રષ્ટ ફળ છે ) તથા જે વિદ્વાન્ આ ચાર અંગવાળા બ્રહ્મના જ્યોતિષ્માન પાદની આ પ્રકારે ઉપાસના કરે છે તે પુરૂષ ચંદ્રાદિકોના દીપ્તિમાન લોકોને પ્રાપ્ત થાય છે. ( એ અદ્રષ્ટ ફળ છે ). ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હસે સત્યકામને અગ્નિ, સૂર્ય, ચદ્રમા તથા વિદ્યુત્ એ ચાર કળાવાળા બ્રહ્મના ત્રીજા પાદનો ઉપદેશ કર્યો. એ પરમાત્માનો દીપ્તિ યુક્ત ચરણ ભાગ છે તેનુ જ્યોતિષ્માન નામ છે. અગ્નિ, સૂર્ય, ચદ્ર તથા વિજળીમાં જે ચમક દમક છે તે તેનીજ આપેલી છે. સાધક તેનાથી જાણી શકે છે કે, તે કેટલો તેજઃ પુંજ છે. તેમના સંચાલનનો ભાર તેણે પોતાના ઉપર જ રાખ્યો છે. તેજ સૂત્રધાર છે. એ અગ્નિ, સૂર્યાદિ પાત્રોનો રંગમંચ જે આકાશ છે તેના ઉપર નિયમિત રીતે તેઓ અભિનય કરે છે. તેનાજ ભયથી અગ્નિ તપે છે, સૂર્ય બ્રહ્માંડની પ્રદક્ષિણા કરે છે, ચંદ્રમા ઔષધિયોને સરસ બનાવે છે તથા વિદ્યુત્ મેઘોને જળથી વિખુટાં પાડીને વૃષ્ટિ ઉન્મુખ કરે છે. ૩ ૪

**વિશેષ**—હંસ સ્વચ્છમાં સ્વચ્છ સ્વરૂપ પ્રાણી છે. તેણે અગ્નિ, સૂર્ય, ચંદ્ર તથા વિદ્યુતને જે પરમાત્માનો ત્રીજો પાદ બતાવેલો છે. એટલે કે જે જ્યોતિ વિષયક દર્શનનું નિરૂપણ કર્યું છે, તેનાથી હંસનુ આદિત્યત્વ પ્રતીત થાય છે. હંસને પોતાના સ્વરૂપાનુરૂપ એજ પાદ માલૂમ હતો.

લોક અગ્નિ, સૂર્યાદિને નિત્ય દેખે છે, તથા તેમના મહત્વને પણ જાણે છે, તથા તેમનો ઉપયોગ પણ કરે છે. પણ એ નથી જાણતા કે એ પણ બિચારા કોઇની સંપત્તિ છે, કોઇને આધીન છે, કોઇને ત્યાંથી ખર્ચ મેળવે છે તથા કોઇના *ઇશારા ઉપર નાચી રહ્યા છે, હસે તેનોજ ઉપદેશ—તેનાજ એક ભાગનું દિગ્દર્શન* સત્યકામને કરાવેલુ છે. ૩ ૪.

——⁂——

## ખંડ આઠમો



હવે જળચર પક્ષી દ્વારા ચતુર્થ પાદનો ઉપદેશ કરે છે.

**मद्गुष्टे पादं वक्तेति सहस्वो मृते गा अभिप्रस्था-**

**पर्यांचकार ता यत्राभिसायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥१॥**

**ભાવાર્થ**—જળચર પક્ષી તને ચોથો પાદ કહેશે. એ પ્રમાણે કહીને હંસ ચુપ થઈ ગયો. ત્યારે સત્યકામે બીજે દિવસે નિત્યકર્મ સમાપ્ત કરીને ગાયોને ગુરૂના ઘર તરફ હાંકી. જ્યાં ગાયો રાત્રીને સમયે એકઠી થઈ, ત્યાંજ તેમને રોકીને હોમને સારૂ સમિધો એકઠી કરી અગ્નિનું સંસ્કાર પૂર્વક સ્થાપન કર્યું. તે પછી કંઈ દૂર પર પૂર્વાભિમુખ કરી બેસી ગયો. ૧.

**વિ० વિ० ભાષ્ય**—બ્રહ્મના ત્રીજા પાદનો ઉપદેશ કરીને જતી વખતે હંસ સત્યકામને કહેતો ગયો કે—જળમાં ડુબકી મારનારાં મદ્ગુ નામક જલચર પક્ષી આગળ ચાલતાં તને બ્રહ્મના ચતુર્થ ભાગનો ઉપદેશ કરશે.

એ સાંભળીને સત્યકામે ગુરૂજીની પાસે પહોચવાને સારૂ ગાયોને હાંકી. જ્યાં સાંજ પડી ત્યાં પોતાનું નિત્યકર્મ કરવાને સારૂ તથા ગાયોને વિશ્રાંતિ આપવાની ઈચ્છાથી મુકામ કર્યો. ત્યાં પ્રતિ દિનની પેઠે સાયં સંધ્યા, હોમ, જપ આદિમાં પ્રવૃત્ત થયો. જે લોક "स्वगृहे पूर्ण आचारः परगेहे तदर्धकः। तदर्धकः परग्रामे पथि शूद्रवदाचरेत्।" એવુ કહે છે—માને છે, તેમણે આ પ્રસંગથી શિક્ષા લેવી જોઈએ. ગોભક્ત સત્યકામ જાબાલી યાત્રામાં હતો તો પણ તેની વિધિ લોપ થવા પામતી નહીં. ૧.

**વિશેષ**—આજ કાલના લોકોમાં નિયમાગ્રહ એટલે કે નિયમિતપણે કામ કરવાની દ્રઢતા જોવામાં આવતી નથી તેથીજ વખતસર કામ સંભાળી શકાતુ નથી. લોક એટલા તો બેપરવાહ થઈ ગયા છે કે વખતસર પોષ્ટ બોકસમાં કાગળ પણ નંખાતો નથી, જ્યારે કાગળ નાંખે છે ત્યારે ટપાલ નિકળી ચુકી હોય છે. રેલવે સ્ટેશન ઉપર પણ રેલગાડી ઉપડી ગયા પછી જ પહોચી જાય છે!

પણ સત્યકામ બરાબર પોતાનું નિત્યકર્મ યાત્રા પ્રસંગમાં પણ જેમ આશ્રમમાં કરતો હતો, તેજ પ્રમાણે કરતો હતો. તેવીજ રીતે આગ્રહ પૂર્વક નિયમિત કામ કરવાની ટેવ રાખવી જોઈએ. ૧.

**तं मद्गुरुपनिपत्याभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥**

**ભાવાર્થ**—એ સત્યકામને જળચર પક્ષીએ આવીને કહ્યું—હે સત્યકામ! ત્યારે સત્યકામે ઉત્તર આપ્યો—હે ભગવન્! શી આજ્ઞા છે. ૨.

[વિ૦ વિ૦ ભાષ્ય—મદ્ગુ પક્ષીએ સત્યકામને સંબોધનથી અભિમુખ કરીને, એ જાણવાની ઇચ્છા કરી કે—'જોઇએ, મારાં વચનો ઉપર એને કેટલી આસ્થા છે, એ મારા ઉપદેશનો ગ્રહણેચ્છુક છે કે નહીં ? તે જાણવાની ઇચ્છાથી તે કહે છે—હે સત્યકામ ! સત્યકામ ઉત્તર આપે છે કે—'ભગવન્' ! આગળ બોલવા જતો હતો તેને અટકાવીને અર્ધોક્તિના શ્રવણ માત્રથી સ્થાલીપુલાક ન્યાયથી મદ્ગુને વિશ્વાસ થઈ ગયો કે, એ મારા ઉપદેશનું ઉત્તમ પાત્ર છે. ૨.

[વિશેષ—આજ કાલના લોકોમાં પ્રચારનો એક રોગ લાગુ પડેલો છે. કોઈ સાંભળે કે ન સાંભળે પણ પોતાનું ગાડુ હાંકયે રાખવાનો આગ્રહ રાખે છે. ઘણે ભાગે ક્રિશ્ચિયન ધર્મોપદેશકોમાં એ વધારે જોવામાં આવે છે. તેમાં એમને સફળતા ભલે મળતી હોય પણ એ પ્રકાર ઠીક નથી. ઉચિત તો એ છે કે—પ્રથમ તો શ્રોતાઓને સાંભળવાના અનુરાગી બનાવવા જોઇએ. તેઓ સાંભળવાના પ્રેમી ત્યારેજ બનશે કે જ્યારે તેમને પ્રતીતિ થશે કે—અમુકની વાત સાંભળવા જેવી છે, સાંભળવી જોઇએ, કારણકે એ આપણો હિતૈષી છે. તેણે અમારૂ અમુક હિત સાધન કર્યું છે. અન્યથા તેના ઉપર પોતાના વિચાર લાદવા જેવું છે.

પ્રકૃતમાં હંમના કહેવાથી મદ્ગુને સ્વહિતોપદેશક સમજીને, સત્યકામે તેને—'ભગવન્' એટલે કે 'મહોદય' કહ્યો. ૨.

**ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच प्राणः कला चक्षुः कला श्रोत्रं कला मनः कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मण आयतनवान्नाम ॥ ३ ॥**

**ભાવાર્થ**—મદ્ગુએ સત્યકામને કહ્યું—હે સૌમ્ય ! હું તને બ્રહ્મનો પાદ બતાવું ? સત્યકામે ઉત્તર આપ્યો—આપ મને જરૂર બતાવો. ત્યારે મદ્ગુ પક્ષીએ સત્યકામને કહ્યું—પ્રાણ કળા છે, ચક્ષુ કળા છે, શ્રોત્ર કળા છે તથા મન કળા છે. હે સત્યકામ ! એ બ્રહ્મનો ચતુષ્કલ પાદ 'આયતનવાન્' નામનો છે. ૩.

[વિ૦ [વિ૦ ભાષ્ય—મદ્ગુ પક્ષીએ પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર તથા મનને બ્રહ્મનો ચતુષ્કલ ચોથો પાદ કહ્યો. એ પાદનો ઉપાસક કદી પણ કોઈના પ્રાણનો દ્રોહ કરશે નહીં. તે અહિંસાસત્યમસ્તેયં શૌચમિન્દ્રિયનિગ્રહઃ' એ પાંચ ધર્માંગોમાં પ્રધાન અહિંસા-વ્રતનું સદૈવ પાલન કરશે. ચક્ષુ-શ્રોત્રથી કોઇનું અહિત કરશે કે સાંભળશે નહીં. તથા મનથી કોઈ અનિષ્ટ ચિંતન નહીં કરે. જ્યારે કે—તેઓ સર્વ સન્નિર્

બ્રહ્મ' એ ભાવિત છે તો પછી તેઓ તેમનો દુરૂપયોગ કેવી રીતે કરી શકશે ? તેઓ જાણે છે કે આ ચોથા પાદનું નામ 'આયતનવાન્' છે. ૩.

વિશેષ—પ્રાણ કળા છે—ચક્ષુકળા છે ઈત્યાદિ કહીને તથા 'આયતનવાન્' એ નામવાળો પાદ છે એવું બતાવીને તે મદ્ગુએ અગર પ્રાણે પણ પોતાની સાથે સંબદ્ધ દર્શનનુંજ નિરૂપણ કર્યું છે. સમસ્ત ઇંદ્રિયો દ્વારા ગ્રહણ કરેલા ભોગોનું આયતન મનજ છે. તે જે પાદમાં વિદ્યમાન છે તે 'આયતનવાન્' નામવાળો છે. ૩.

**स य एतमेवं विद्वांश्चतुष्कलं पादं ब्रह्मण आयतनवानित्युपास्त आयतनवानस्मिँल्लोके भवत्यायतनवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वांश्चतुष्कलं पादं ब्रह्मण आयतनवानित्युपास्ते ॥ ४ ॥**

**ભાવાર્થ**—જે આ ચાર કળાવાળા બ્રહ્મના આયતનવાન્ સંજ્ઞક પાદની આ પ્રકારે ઉપાસના કરે છે તે આ લોકમાં નિશ્ચયે કરીને આયતનવાન્ આશ્રયવાળો થાય છે ( એ દ્રષ્ટ ફળ છે ) તથા જે વિદ્વાન્ આ ચાર અંગવાળા બ્રહ્મના આયતનવાન્ પાદની આ પ્રકારે ઉપાસના કરે છે તે પુરૂષ આયતનવાન્ લોકોને જીતી લે છે. ( એ અદ્રષ્ટ ફળ છે ) ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—મદ્ગુએ સત્યકામને બ્રહ્મના આયતનવાન્ નામનુ ચતુર્થપાદ બતાવ્યુ, જેની પ્રાણ, નેત્ર, કાન, અને મન આ ચાર કલાઓ છે જે પુરૂષ આ ચતુષ્કલ પાદને જાણે છે તે આ લોકમાં આયતનવાળા થઈ જાય છે. અર્થાત્ તેને રહેવા માટે ઘર એવા સ્થાનમાં મળે છે કે જ્યાંથી ખીલાડીના બચ્ચાની માફક વારંવાર આમતેમ માર્યા માર્યા ફરવું પડતુ નથી. જેને વારંવાર ઘર બદલવું પડે છે તેનું કષ્ટ તેના અનુભવીને પૂછો કે જેઓ અનેકવાર આવી સ્થિતિના શીકાર બને છે ! જેમને રહેવાની સ્થિતિ અનુકૂલ છે તેઓ તેમાં રહિને સારાં સારાં કર્મ ભજન દાનાદિ કરી શકે છે. આવા લોકો આયતનવાન્ લોકોને જીતી લે છે અર્થાત્ ત્યાં જઈને સન્માન પૂર્વક રહિ શકે છે. ૪.

વિશેષ—ગોસેવા અને ગુરૂભક્તિના પ્રભાવથી પ્રસન્ન થઇને સત્યકામને માર્ગમાં ચાર મહાપુરૂષોએ એક એક પાદથી પરિપૂર્ણ બ્રહ્મનો ઉપદેશ આપ્યો. માર્ગમાં ચાલતાં ષોડશકલ બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવું એ પરમ સૌભાગ્યની વાત છે,

૪. તેની સાથે તે જ્ઞાનિઓએ આ જ્ઞાનનુ ફલ પણ બતાવી આપ્યુ કે ઉપાસક પ્રકાશવાન્, અનન્તવાન, જ્યોતિષ્માન્ અને આયતનવાન્ પરમાત્માને જાણીને ઐશ્વર્ય સમ્પન્ન થઈ સર્વની સ્વામી બની જાય છે અને અન્તે 'यद्गत्वा न निवर्तन्ते' એવા કૈવલ્યધામને પણ પ્રાપ્ત કરી લે છે. ૪.

## ખંડ નવમો

સત્યકામનુ ગુરૂને ઘેર પહોંચવું તથા આચાર્ય દ્વારા ફરી ઉપદેશ ગ્રહણ કરવો.

**प्राप हाऽऽचार्यकुलं तमाचार्योऽभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ १ ॥**

**ભાવાર્થ**—સત્યકામ ગુરૂકુળમાં પહોચ્યા. તેને ગુરૂએ કહ્યુ—સત્યકામ ! ત્યારે તેણે ઉત્તર આપ્યો—ભગવન્ ! ૧

વિં વિં ભાષ્ય—આ પ્રમાણે એ સત્યકામ બ્રહ્મવેત્તા થઇને ગુરૂને ઘેર એક હજાર ગાયોને સાથે લઇને પહોચ્યો. તેના મુખને જોઇને ગુરૂએ સંબોધન કરીને કહ્યું—સત્યકામ ! તેણે કહ્યું—ભગવન્ ! શી આજ્ઞા છે. ૧.

વિશેષ—સત્યકામ દ્રઢ પ્રતિજ્ઞ હતો. તેણે ગુરૂને જેમ કહ્યુ હતું તેમજ કર્યું. જેમકે દશરથ, રામ, હરિશ્ચદ્ર તથા આજના જમાનામાં મહાત્મા ગાધી ઈત્યાદિ તેમના સમાન આપણે દ્રઢ પ્રતિજ્ઞ થવું એ શ્રેયસ્કર છે ૧.

**ब्रह्मविदिव वै सोम्य भासि को नु त्वाऽनुशशासे- त्यन्ये मनुष्येभ्य इति ह प्रतिजज्ञे भगवाꣳस्त्वेव मे कामं ब्रूयात् ॥ २ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! તું બ્રહ્મવેત્તા જેવો નિશ્ચયે કરીને શોભી રહ્યો છે. 'તને કોણે ઉપદેશ કર્યો છે.' ? ગુરૂના એ પ્રમાણે પૂછવાથી સત્યકામે ઉત્તર આપ્યો કે—મનુષ્યથી અન્ય એટલે કે દેવતાઓએ મને ઉપદેશ આપ્યો છે. હવે મારી ઈચ્છા અનુસાર પૂજ્યપાદ આપ જ મને વિદ્યાનો ઉપદેશ આપે.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જ્યારે સત્યકામ ગાયોની સાથે આચાર્યકુળમાં પહોંચ્યો ત્યારે આચાર્યે તેને પૂછ્યુ કે હે સત્યકામ! તું બ્રહ્મવેત્તા જેવો જણાય છે, તને કોણે બ્રહ્મજ્ઞાન આપ્યુ ? ત્યારે સત્યકામે ઉત્તર આપ્યો કે મનુષ્યથી અતિરિક્ત કોઈ દેવતાએ મને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો છે. દેવતા સિવાય હું આપના શિષ્યને કયો મનુષ્ય શિક્ષા આપી શકે તેમ છે ? તેથી મને મનુષ્યથી અન્યે ઉપદેશ કરેલો છે. હવે મારી ઈચ્છા અનુસાર આપજ મને ઉપદેશ કરો. બીજાના કહેવાથી મને કાંઈ લાભ થવાનો નથી. ૨.

**વિશેષ**—કૃતાર્થ બ્રહ્મવેત્તાજ પ્રસન્નેન્દ્રિય, હાસ્યયુક્ત મુખવાળા, ચિંતારહિત હોય છે. તેથી આચાર્યે તેને હાસ્યાદિયુક્ત જોઈને તેને કહ્યું તુ બ્રહ્મવેત્તાના જેવો પ્રકાશિત થઈ રહ્યો છે, તેં કોની પાસેથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરી છે ? ૨.

**श्रुतꣳह्येव मे भगवद्दृशेभ्य आचार्याद्धयेव विद्या विदिता साधिष्ठं प्रापयतीति तस्मै हैतदेवोवाचात्र ह न किंचन वीयायेति वीयायेति ॥ ३ ॥**

**ભાવાર્થ**—મેં આપના જેવા ઋષિયો પાસેથી સાંભળ્યું છે કે આચાર્યથી જ્ઞાત થએલી વિદ્યાજ ઉત્તમ થાય છે, તેથી શ્રીમાનજ મને વિદ્યાનો ઉપદેશ કરે. એવી માગણી થવાથી આચાર્યે એ દેવતાઓએ જ કહેલી વિદ્યાની શિક્ષા આપવાનો આરંભ કર્યો તથા એવો ઉપદેશ કર્યો કે કિંચિન્માત્ર પણ બાકી રહ્યુ નહી. ;

**વિ૦ વિ૦ ભાષ્ય**—મેં આપના જેવા ઋષિયો પાસેથી સાંભળ્યુ છે કે આચાર્ય પાસેથી ગ્રહણ કરેલી વિદ્યાજ ઉત્તમતાને પ્રાપ્ત થાય છે, તેથી આપજ મને વિદ્યાનું દાન કરો. તે ઉપરથી આચાર્યે દેવતાઓએ ઉપદેશેલી વિદ્યાજ કહી અને તેને એવો ઉપદેશ કર્યો કે તેમાં અને દેવતાઓએ કરેલા ઉપદેશમાં જરાએ ભેદ રહ્યો નહી. ૩.

**વિશેષ**—કોઈ પણ ભેદ ન રહ્યો, એટલે કે તે ષોડશકળાઓવાળી વિદ્યામાંથી કાંઈ પણ તેનો કોઈ પણ ભાગ રહી ગયો નહી. તાત્પર્ય એ છે કે તેની વિદ્યા પૂર્ણજ થઈ. 'વીયાય વીયાય' એ દ્વિરૂક્તિ વિદ્યાની સમાપ્તિને સારૂ છે. ૩.

# ખંડ દશમો

હવે ઉપકોશલ પ્રતિ અગ્નિ દ્વારા બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કહે છે—

**उपकोसलो ह वै कामलायनः सत्यकामे जाबाले ब्रह्मचर्यमुवास तस्य ह द्वादशवर्षाण्यग्नीन्परिचचार स ह स्माऽन्यानन्तेवासिनः समावर्तयꣳस्तꣳ ह स्मैव न समावर्तयति ॥ १ ॥**

*ભાવાર્થ*—ઉપકોસલ નામક પ્રસિદ્ધ કમલકુમાર સત્યકામ જાબાલની પાસે બ્રહ્મચર્ય પૂર્વક રહેતો હતો. તેણે બાર વર્ષ સુધી એ ગુરૂના અગ્નિયોની પરિચર્યા કરી ગુરૂએ બીજા બ્રહ્મચારિયોનાં તો સમાવર્તન સંસ્કાર કર્યા, પરતુ કેવળ તેનોજ ન કર્યો. ૧.

વિ૰ વિ૰ ભાષ્ય—પ્રસિદ્ધ કમલ ઋષિના પુત્ર ઉપકોસલે સત્યકામ જાબાલની પાસે બ્રહ્મચર્ય પૂર્વક અધ્યયન, સંધ્યોપાસના, સત્ય, ગોસેવા, અગ્નિસેવા તથા ગુરૂપૂજા આદિ વિવિધજ્ઞોનું અનુષ્ઠાન કરતાં બાર વર્ષ વ્યતીત કર્યા. તે પછી આચાર્યે તેના સહાધ્યાયિયોના તો સમાવર્તન સસ્કાર કરાવ્યા, પરતુ યોગ્ય હોવા છતાં પણ તેને તે સંસ્કાર કરાવ્યો નહી. ૧.

વિશેષ—આ ખંડમાં બીજી રીતે બ્રહ્મવિદ્યાનુ નિરૂપણ કરે છે તથા બ્રહ્મવેત્તાની ગતિ તેમજ અગ્નિવિદ્યા પણ બતાવે છે, તેથી પ્રકૃત મન્ત્રનો આરંભ કરવામાં આવ્યો છે. તથા અહીં જે આખ્યાયિકા છે, તે પૂર્વવત્ શ્રદ્ધા તથા તપમાં સાધનત્વ પ્રદર્શિત કરવાને સારૂ છે. ૧

**तं जायोवाच तप्तो ब्रह्मचारी कुशलमग्नीन्परिचचारीन्मा त्वाऽग्नयः परिप्रवोचन्प्रब्रूह्यस्मा इति तस्मै हाप्रोच्यैव प्रवासांचक्रे ॥ २ ॥**

ભાવાર્થ—ગુરૂપત્નિએ તેમને કહ્યું—આ બ્રહ્મચારી ઘણી તપસ્યા કરી ચુકયો છે, તેણે ઘણી સારી રીતે અગ્નિઓની પરિચર્યા કરી છે. અગ્નિ આપનો વાંક ન કહાડે તેથી ઉપકોશલને અભીષ્ટ વિદ્યાનો આપ ઉપદેશ કરો. પરંતુ આચાર્ય તેને ઉપદેશ આપ્યા વગર બહાર ચાલ્યા ગયા. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—આચાર્યની સ્ત્રીએ પોતાના પતિને કહ્યું—હે ભગવન્ ! એ બ્રહ્મચારીએ ઘણાં તપ કરેલ છે, તથા ઘણી શ્રદ્ધાથી આપના અગ્નિની સેવા પણ કરેલી છે. આપ તેને અભિષ્ટ વિદ્યાનો ઉપદેશ કરીને, ઘેર પાછા જવાની રજા આપો. કે જેથી અગ્નિ આપની નિંદા ન કરે. સ્ત્રીના કથનને સાંભળીને પણ આચાર્ય કાંઈ બોલ્યા વગર બહાર ચાલ્યા ગયા. ૨.

વિશેષ—પતિના પ્રતિ સ્ત્રીના કથનનું તાત્પર્ય એ છે કે ઉપકોસલે ગુરૂની અગ્નિઓની, સારી રીતે સેવા કરેલી હતી તથા ગુરૂજી પણ અગ્નિઓમાં અનન્ય શ્રદ્ધા રાખતા હતા. એવા ગુરૂજીએ અગ્નિમાં પરમ શ્રદ્ધા રાખનાર શિષ્યનું સમાવર્તન કર્યું નહી તેથી અગ્નિ વખતે અપ્રસન્ન થઈ જશે. એવું ધારીને સ્ત્રીએ કહ્યું કે—આપ આ શિષ્યને અભીષ્ટ વિદ્યાનો ઉપદેશ જરૂર કરો. ૨.

**स ह व्याधिनाऽनशितुं दध्रे तमाचार्यजायोवाच ब्रह्मचारिन्नशान किं नु नाश्नासीति स होवाच बहव इमेऽस्मिन्पुरुषे कामा नानात्यया व्याधिभिः प्रतिपूर्णोऽस्मि नाशिष्यामीति ॥ ३ ॥**

ભાવાર્થ—તે ઉપકોસલે વ્યાધિથી અત્યન્ત દુઃખિ થઈને અનશન ધારણ કર્યું. ત્યારે ગુરૂપત્નિએ તેને કહ્યું કે હે બ્રહ્મચારિન્ ! તું ખા, કેમ ભોજન કરતો નથી ? એ પ્રમાણે કહેવાથી ઉપકોસલે કહ્યું હે માતઃ ! આ પુરૂષમાં ઘણી ઇચ્છાઓ રહે છે, કે જે અનેક બાજુઓમાં જાય છે. હું વ્યાધિયોથી પરિપૂર્ણ છું, તેથી ભોજન નહી કરૂં. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—એ ઉપકોસલ નામનો બ્રહ્મચારી માનસિક દુઃખથી પીડિત થઈને અનશન વ્રત ધારણ કરી અગ્નિશાળામાં ચુપચાપ થઈને બેઠો. તેને દુઃખી તથા ભૂખ્યો, ચુપચાપ બેઠેલો જોઈને આચાર્યની સ્ત્રીએ તેને કહ્યું કે હે બ્રહ્મચારિન્ ! તું ભોજન કેમ નથી કરતો ? બ્રહ્મચારીએ કહ્યું મારા મનમાં અનેક પ્રકારની કામનાઓ ભરેલી છે, તેમાંની એક પણ હજી સુધી પૂરી થએલી નથી, મને તેની ચિંતા છે તેજ એક વ્યાધિ છે, તેથી મારૂં ચિત્ત દુઃખી થઈ રહ્યું છે, તેજ કારણથી હું ભોજન કરીશ નહી. એ પ્રમાણે કહીને બ્રહ્મચારી ચુપ થઈ ગયો. ૩.

વિશેષ—શિષ્યના કથનનું તાત્પર્ય એ છે કે અકૃતાર્થ સાધારણ પુરૂષમાં પોતાના કર્તવ્ય પ્રતિ ઘણી ઇચ્છાઓ રહે છે. જે વ્યાધિયો કર્તવ્ય સંબન્ધિની ચિંતાઓના અત્યય–અતિગમન અનેક છે, એવી નાનાત્યય વ્યાધિયો અગર કર્તવ્યતાની અપ્રાપ્તિ નિમિત્તક માનસિક દુ:ખોથી હું પરિપૂર્ણ છું, તેથી ભોજન કરીશ નહી ૩.

**अथ हाग्नयः समूदिरे तप्तो ब्रह्मचारी कुशलं नः पर्यचारीद्धन्तास्मै प्रब्रवामेति तस्मै होचुः प्राणो ब्रह्म कं ब्रह्म खं ब्रह्मेति ॥ ४ ॥**

ભાવાર્થ—ફરીથી અગ્નિઓએ એકઠા થઇને કહ્યુ કે આ બ્રહ્મચારીએ ઘણુ તપ કર્યું છે, તથા સારી રીતે અમારી સેવા કરેલી છે. ઠીક, અમે તેને ઉપદેશ કરીએ એ પ્રમાણે નિશ્ચય કરીને તેમણે તેને કહ્યુ—પ્રાણ બ્રહ્મ છે, ક બ્રહ્મ છે, ખ બ્રહ્મ છે ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—ત્રણે અગ્નિ ચુપચાપ શાંતિપૂર્વક બેઠેલા ઉપકોસલ નામના એ બ્રહ્મચારી ઉપર દયા કરીને કહેવા લાગ્યા કે, આ બ્રહ્મચારી મહાન્ તપસ્વી છે, શ્રદ્ધાળુ છે તથા અમારો ભક્ત પણ છે ચાલો આપણે બધા મળીને તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીએ એવો વિચાર કરીને, આ પ્રમાણે ઉપદેશ કરવાનો આરંભ કર્યો કે હે ઉપકોસલ ! પ્રાણજ બ્રહ્મ છે, ક અર્થાત્ આનન્દ બ્રહ્મ છે તથા ખ અર્થાત્ આકાશ બ્રહ્મ છે ૪

વિશેષ—ઉપકોસલની અસીમ શ્રદ્ધાથી સંતુષ્ટ થએલા અગ્નિઓએ કરૂણા વશ થઇને વિચાર કર્યો કે હવે આપણા ભક્ત આ દુ:ખિત તપસ્વી તથા શ્રદ્ધાળુ બ્રહ્મચારીને આપણે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીએ એવો નિશ્ચય કરીને તેઓએ તેને કહ્યુ કે પ્રાણ બ્રહ્મ છે, ક બ્રહ્મ છે, ખ બ્રહ્મ છે ૪

**स होवाच विजानाम्यहं यत्प्राणो ब्रह्म कं च तु खं च न विजानामीति ते होचुर्यद्वाव कं तदेव खं यदेव खं तदेव कमिति प्राणं च हास्मै तदाकाशं चोचुः ॥ ५ ॥**

ભાવાર્થ—ઉપકોસલે કહ્યુ કે પ્રાણ બ્રહ્મ છે એતો હું જાણું છું, પરન્તુ ક તથા ખ ને જાણતો નથી અગ્નિએ કહ્યુ નિશ્ચય જે ક છે, તેજ ખ છે તથા જે ખ છે તેજ ક છે એ પ્રમાણે એ અગ્નિઓએ તેને પ્રાણ તથા તેના આશ્રયભૂત આકાશનો ઉપદેશ કર્યો ૫

**વિ૦ વિ૦ ભાષ્ય**—અગ્નિઓના ઉપદેશને સાંભળીને બ્રહ્મચારીએ કહ્યું કે જે આપે પ્રાણને બ્રહ્મ કહ્યો છે તે તો હું જાણું છું, કારણ કે પ્રાણ પ્રસિદ્ધ છે તથા તેના શરીરમાં રહેવાથીજ પુરૂષનું જીવન રહે છે અને શરીરથી નિકળી જતાં પુરૂષનું જીવન સમાપ્ત થઈ જાય છે. તેથી લોકમાં એ વાયુવિશેષ પ્રાણ શબ્દથી રૂઢ છે. તેથી તેનું બ્રહ્મરૂપ હોવુ ઉચિતજ છે. તેથી પ્રસિદ્ધ પદાર્થ યુક્ત હોવાને કારણે એ તો હું જાણું છું કે પ્રાણ બ્રહ્મ છે, પરન્તુ ક તથા ખ ને હું જાણતો નથી એટલે કે સમજ્યો નહી. કારણ કે ક સુખને કહે છે, પરન્તુ તે નાશવાન્ છે, અને ખ આકાશનું નામ છે, તે ચેતન નહી, એ બ્રહ્મ કેવી રીતે હોઈ શકે ?

ત્યારે તે ત્રણે ઋષિઓએ કહ્યું કે જે ક–સુખ છે તેજ ખ–આકાશ છે તથા જે ખ–આકાશ છે તેજ ક–સુખ છે. તેણે આ ઉપકોસલને સારૂ પ્રાણનેજ આકાશ કહ્યો. ૫.

**વિશેષ**—'જે ક છે તેજ ખ છે તથા જે ખ છે તેજ ક છે' આ પ્રકારના જે અગ્નિનું કથન છે તેનુ તાત્પર્ય એ છે કે ખ નો અર્થ વ્યાપક છે તથા ક નો અર્થ સુખ અગર આનન્દ છે. જે વ્યાપક હોઇને સુખરૂપ હોય તેજ બ્રહ્મ છે. અહીં ભૂતાકાશ અચેતનનું ગ્રહણ થઈ શકતુ નથી, કારણ કે તે વ્યાપક છે પણ સુખરૂપ નથી, જડ છે તેનાથી સુખનું ગ્રહણ થઈ શકતુ નથી કારણ કે તે પરિચ્છિન્ન છે. તેથી ક નું તાત્પર્ય હૃદયાનદ છે તથા ખ નું તાત્પર્ય વ્યાપક છે. અર્થાત્ હૃદયાકાશ બ્રહ્માનન્દરૂપ છે અને તે તમારાથી ભિન્ન નથી પણ તમારા સ્વરૂપજ છે. આ ખંડના અન્તિમ મન્ત્રનો સ્પષ્ટ અર્થ એ છે કે ક નો અર્થ સુખ તથા ખ નો અર્થ આકાશ છે. જ્યારે એ બનેને એક બીજાનાં વિશેષણ કરવામાં આવે ત્યારે તે હૃદયસ્થ બ્રહ્મનું બોધન કરે છે, ત્યારે ક ને વિષયસુખ કહી શકાય નહી, પણ તે સુખ એ છે કે જેનો આકાશ સાથે સંબંધ છે એટલે તે હૃદયાકાશસ્થ બ્રહ્મ છે. તથા ખ હવે ભૌતિક આકાશનું નામ રહ્યું નહી પરન્તુ તે ચેતન વ્યાપક આકાશના અભિપ્રાયથી, ક અને ખ મળીને હૃદયસ્થ શુદ્ધ બ્રહ્મ થઈ ગયુ. તથા પ્રાણનો હૃદય સાથે સબધ હોવાથી તે શબલ બ્રહ્મ છે.

કોઈ આ મ .નો સીધો સાદો એ અર્થ કરે છે કે અગ્નિઓએ તે બ્રહ્મચારીને એવો ઉપદેશ આ ો કે પ્રાણ બ્રહ્મ છે, ક બ્રહ્મ છે, તથા ખ બ્રહ્મ છે. અર્થાત્ 'પ્રાણિતિ સર્વં જગ .તિ પ્રાણ.' જે સર્વ જગતને ચેષ્ટા કરાવે છે તેનું નામ પ્રાણ છે, સુખરૂપ હોવાથી તેનુજ નામ ક છે તથા સર્વનું અધિકરણ હોવાથી બ્રહ્મનું નામ ખ

જેને આકાશ કહે છે. આજકાલના તર્કપટુ લોકનું તો એવું કહેવુ છે કે બ્રહ્મચારી ઉપકોસલને જે અગ્નિ દ્વારા બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિનું કથન છે તે ઉપચારથી છે, કારણ કે અગ્નિનું કોઈની સાથે સંભાષણ સંભવ નથી તેઓ કહે છે કે અહીં વાસ્તવમાં તાત્પર્ય એ પ્રતીત થાય છે કે જ્યારે આચાર્ય તેનુ સમાવર્તન કર્યા વગરજ બહાર ચાલ્યા ગયા, ત્યારે બ્રહ્મચારીએ પોતાના અનુભવથી અગ્નિશાળાના પવિત્ર સ્થાનમાં બેસીને પ્રાણુ કં તથા ખં ને બ્રહ્મ સમજી લીધા. ૫.



## ખંડ અગિયારમો



પ્રથમ સર્વ અગ્નિઓએ મળીને તેને પ્રાણુ, ક તથા ખ ની શિક્ષા આપી, હવે એ અલગ અલગ પોત પોતાના વિષયની વિદ્યા તેને બતાવે છે, યથા—

**अथ हैनं गार्हपत्योऽनुशशास पृथिव्यग्निरन्नमादित्य इति य एष आदित्ये पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥**

**ભાવાર્થ**—પછી તેને ગાર્હપત્યાગ્નિએ શિક્ષા આપી—પૃથ્વી, અગ્નિ, અન્ન તથા આદિત્ય એ ચાર મ્હારાં શરીર છે. એ આદિત્યમા જે પુરૂષ જોવામાં આવે છે તે હું છું, તેજ હું છું ૧.

***વિ૦ વિ૦ ભાષ્ય***—સર્વથી પ્રથમ ગાર્હપત્યાગ્નિએ પૃથ્વી, અગ્નિ, અન્ન તથા આદિત્ય એ ચારને પોતાના શરીર બતાવ્યાં. જે સદાએ ઘરમાં સ્થિત રહે છે તેનું નામ ગાર્હપત્યાગ્નિ છે, તથા અગ્નિ કુંડમાં આવીને આહવનીય સંજ્ઞક થઈ જાય છે. એ અગ્નિ સર્વથી મુખ્ય હોવાથી એવુ કથન કરવામાં આવ્યુ છે કે જે આદિત્યમાં જ્યોતિ છે, તે પણુ એજ અગ્નિ છે. એ અર્થની દૃઢતાનું બોધન કરવાને સારૂ પ્રકૃત મંત્રમાં ‘ स एवाहमस्मीति ’ એ પાઠ બે વાર પ્રયુક્ત થએલો છે. ૧.

**વિશેષ**—આ ચારેમાં પરસ્પર શો સંબધ છે? તેને ભાષ્યકાર શંકર એ પ્રમાણે સમજાવે છે કે અગ્નિ તથા સૂર્ય સમાન ધર્મવાળા છે, તથા પૃથ્વી અને અન્ન તેમનાં ભોજ્ય છે. વિશેષ વાત અહીં એ વિચાર કરવાની છે કે આ સર્વમાં એક

બ્રહ્મનો પ્રકાશ છે. ભાવ એ છે કે જે સૂર્યમાં ચેતન છે તેજ ગાર્હપત્યમાં તેની ઉપાસના છે, ગાર્હપત્યમાં તેનીજ ઉપાસના છે કે જેના તેજથી સૂર્ય પ્રદીપ્ત થઈ રહ્યો છે. ૧

**स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च य एतमेवं विद्वानुपास्ते ॥ २ ॥**

**ભાવાર્થ**—જે ગાર્હપત્યાગ્નિની આ પ્રકારે ઉપાસના કરે છે તે પાપકર્મને નષ્ટ કરે છે, લોકોનો સ્વામી થાય છે, સંપૂર્ણ આયુને પ્રાપ્ત કરે છે, સુયશની સાથે જીવે છે તથા આ ઉપાસકના વંશના લોક નષ્ટ થતા નથી. અમે ત્રણે અગ્નિઓ ઉપાસકનું આ લોકમાં તથા પરલોકમાં પાલન કરીએ છીએ જે વિદ્વાન્ ગાર્હપત્યાગ્નિની ઉક્ત રીતે ઉપાસના કરે છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે કોઈ પુરૂષ પૂર્વોક્ત રીતે ભોગ્ય અને ભોક્તારૂપથી ચાર ભાગોમાં વિભક્ત થએલા પૂર્વોક્ત ગાર્હપત્યાગ્નિની ઉપાસના કરે છે તેનાં સંપૂર્ણ પાપકર્મોનો નાશ થાય છે. તે લૌકિકાગ્નિવાળા થાય છે, સો વર્ષ પર્યંત જીવિત રહે છે, તથા ઉજ્વલ જીવન વ્યતીત કરે છે એટલે અપ્રસિદ્ધ થઈને નહી જીવે છે. તેનાં કુલમાં ઉત્તમ પુરૂષ થાય છે, સન્તતિનો નાશ થતો નથી તથા અગ્નિ તેની આ લોકમાં તથા પરલોકમાં રક્ષા કરે છે. ૨.

વિશેષ—જે ઉક્ત અગ્નિની ઉપાસના કરે છે તે સર્વ પાપોનો નાશક, સો વર્ષ સુધી જીવનારો, ઉજ્જવલ કીર્તિવાળો થાય છે તથા તેના કુળમાં ઓછા આયુષવાળો થતો નથી. તાત્પર્ય એ છે કે જે વિદ્વાન આ પ્રકારે તેની ઉપાસના કરે છે તે પૂર્વોક્ત ફળને પ્રાપ્ત કરે છે. ૨.



## ખંડ બારમો



હવે ઉક્ત બ્રહ્મચારી પ્રતિ દક્ષિણાગ્નિના ઉપદેશનું કથન કરે છે, યથા—

**अथ हैनमन्वाहार्यपचनोऽनुशशासापो दिशो नक्ष-**

**आणि चन्द्रमा इति य एष चन्द्रमसि पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥**

**ભાવાર્થ**—પછી તે બ્રહ્મચારીને અન્વહાર્યપચન–દક્ષિણાગ્નિએ કહ્યું કે—જળ, દિશા, નક્ષત્ર તથા ચદ્રમા એ ચાર મારા શરીર છે ચદ્રમામા જે આ પુરૂષ જોવામાં આવે છે તે હું છું, તેજ હું છુ. ૧

**વિ૦ વિ૦ ભાષ્ય**—તે પછી આ ઉપકોસલને દક્ષિણાગ્નિએ ઉપદેશ કર્યો કે જળ, દિશા, નક્ષત્ર તથા ચદ્રમા એ ચાર મારા શરીર છે તથા હું અન્વાહાર્ય ( દક્ષિણાગ્નિ ) નામનો અગ્નિ મારા ચાર વિભાગે કરીને સ્થિત છુ. જે આ ચદ્રમા માં પુરૂષ દેખાય છે તે પુરૂષ હુંજ છુ. ૧.

**વિશેષ**—તાત્પર્ય એ છે કે જે દક્ષિણાગ્નિ છે તેજ ચદ્રસ્થ પુરૂષ છે તથા જે ચદ્રમામા પુરૂષ છે તેજ દક્ષિણાગ્નિ છે. એટલે કે બનેમાં કાંઈ ભેદ નથી. ૧.

**स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिँश्च लोकेऽमुष्मिँश्च य एतमेवं विद्वानुपास्ते ॥ २ ॥**

**ભાવાર્થ**—જે આ પ્રમાણે તેની ઉપાસના કરે છે તે સર્વ પાપકર્મને નષ્ટ કરે છે, લોકોનો સ્વામી થાય છે, પૂર્ણ આયુને પ્રાપ્ત થાય છે, ઉજ્વલ કીર્તિને પ્રાપ્ત થાય છે એના કુલમા કોઈ સતાનનો નાશ થતો નથી તથા તેના વશમાં નીચ પુરૂષ ઉત્પન્ન થતો નથી અમે તેની બને લોકોમા રક્ષા કરીએ છીએ ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે મનુષ્ય પૂર્વોક્ત પ્રકારથી દક્ષિણાગ્નિની ઉપાસના કરે છે, તે પાપકર્મોનો નાશ કરે છે, લોકોનો પ્રભુ થાય છે, સો વર્ષ સુધી જીવે છે, ઉજ્જવલ જીવનવાળો થાય છે તેના કુળમા અધમ પુરૂષ ઉત્પન્ન થતો નથી તેમજ તેનો વંશ નષ્ટ થતો નથી. તથા અગ્નિદેવ તેની આ લોક તથા પરલોકમા રક્ષા કરે છે. ૨.

**વિશેષ**—અન્નના સબધથી તથા જ્યોતિરૂપ હોવાને કારણે તથા દક્ષિણ દિશાના સબંધથી દક્ષિણાગ્નિ તથા ચંદ્રમા એકજ છે. તથા જળ અને નક્ષત્ર, અન્ન તથા અન્નાદરૂપ હોવાથી તે પણ એકજ છે ૨.

# ખંડ તેરમો



વે આહવનીયાગ્નિવિદ્યાના ઉપદેશનુ કથન કરે છે—

**अथ हैनमाहवनीयोऽनुशशास प्राण आकाशो द्यौर्विद्युदिति य एष विद्युति पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી આહવનીયાગ્નિએ ઉપદેશ કર્યો કે—પ્રાણ, આકાશ, દ્યુલોક તથા વિદ્યત્ એ ચાર મારા શરીર છે. એ જે વિદ્યુતમાં પુરૂષ દેખાય છે, તે હુ છું, તેજ હુ છું. ૧

**વિ૰ વિ૰ ભાષ્ય**—દક્ષિણાગ્નિએ ઉપદેશ કર્યા બાદ એ બ્રહ્મચારીને આહવનીયાગ્નિએ ઉપદેશ કર્યો, યથા—પ્રાણ, આકાશ દ્યો તથા વિદ્યુત્ એ ચાર મારાં શરીર છે તથા આ વિદ્યુતમા જે પુરૂષ દેખાય છે તે હુ આવહનીયાગ્નિ છુ તથા જે હું આવહનીયાગ્નિ છું તેજ વિદ્યુતમાં પુરૂષ છે. ૧.

**વિશેષ**—તાત્પર્ય એ છે કે આહવનીયાગ્નિ તથા વિદ્યુતમાં જે પુરૂષ સ્થિત છે, તે બને એકજ છે તેમનામા કાંઈ ભેદ નથી, કારણ કે દ્યૌ તથા આકાશનુ આશ્રયાશ્રયી ભાવથી ઐક્ય છે તેમજ વિદ્યુત્ તથા આહવનીયાગ્નિનું ભોગ્યભોક્તૃ ભાવ સબધથી ઐક્ય છે. ૧.

**स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च य एतमेवं विद्वानुपास्ते ॥ २ ॥**

**ભાવાર્થ**—જે આ રીતે તેની ઉપાસના કરે છે તે પાપકર્મને નષ્ટ કરે છે, લોકોનો સ્વામી ાય છે પૂર્ણ આયુને પ્રાપ્ત કરે છે. ઉજ્જ્વલ કીર્તિવાળો થાય છે. તેના કુળમાથી કોઈ મતાનનો નાશ થતો નથી તેમ તેના વશ પરપરામા કોઈ નીચ પુરૂષ પણ પેદા થતો નથી અમે તેની બને લોકોમા રક્ષા કરીએ છીએ ૨.

વિ૦ વિ ભાષ્ય—જે મનુષ્ય દક્ષિણાગ્નિની પૂર્વોક્ત પ્રકારે ઐક્ય જાણી ઉપાસના કરે છે તે પાપકર્મનો નાશ કરે છે તથા લોકમાં પ્રસિદ્ધ, પૂર્ણ આયુવાળો થાય છે. સો વર્ષ પર્યંત જીવન ધારણ કરે છે, ઉજ્જવલ જીવનવાળો થાય છે, તેના કુલમાં અધમ પુરુષ થતો નથી, તેમ તેના વંશનો ઉચ્છેદ થતો નથી. તેની અગ્નિદેવ આ લોકમાં તથા પરલોકમાં રક્ષા કરે છે, કે જે આ પ્રમાણે જાણીને તેની ઉપાસના કરે છે. ૨.



## ખંડ ચોદમો



**ते होचुरुपकोसलैषा सोम्य तेऽस्मद्विद्यात्मविद्या चाचार्यस्तु ते गतिं वक्तेत्याजगाम हास्याचार्यस्तमाचार्योऽभ्युवादोपकोसल३ इति ॥ १ ॥**

ભાવાર્થ—અગ્નિઓએ કહ્યું કે હે ઉપકોસલ ! હે સોમ્ય ! અમે આ અમારી વિદ્યા તથા આત્મવિદ્યા તમને કહી. આચાર્ય તને વિદ્યાફળની પ્રાપ્તિનો માર્ગ બતાવશે. થોડા કાળ પછી આચાર્યે આવીને તેને કહ્યું—'હે ઉપકોસલ !'. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉપકોસલને ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ તથા આહવનીય, એ ત્રણેએ કહ્યું કે અમે તને અગ્નિવિદ્યા તથા બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ તો કર્યો, પણ તેનું ખરૂં તત્ત્વ તથા ફળ તમારા આચાર્ય બતાવશે. તેમના એ પ્રમાણે કહ્યા પછી થોડી વારે બહાર ગએલા આચાર્ય પણ ઘેર આવ્યા અને આવતાંજ તેમણે હર્ષપ્રફુલ્લિત ઉપકોસલની મુખમુદ્રા જોઈને કહ્યું—અરે ! આ શું ? તારૂં આટલું સુંદર વદન, કમળના જેવું પ્રસ્ફુટિત આનન ? વાહ, વાહ રે પુત્ર ! સૌમ્ય ઉપકોસલ !. ૧.

વિશેષ—આ મંત્રમાં અગ્નિઓને મુખેથી આચાર્યના મહત્ત્વનું બોધન કરવામાં આવ્યુ છે. 'आचार्यवान् पुरुषो वेद'નું લક્ષ્ય રાખીને અગ્નિ કહે છે કે કહેવાનું તો અમે તને સર્વ કાંઈ કહી દીધુ છે, પણ એજ વાત તું આચાર્ય પાસેથી સમજીશ તો તને વધારે દૃઢ થશે. જેમ કોઈ રાજકર્મચારી રાજાની આજ્ઞા કોઈ નાગરિકને સંભળાવે, અને પછી કહે કે સંદેહ હોય તો રાજાને પૂછો. પછી રાજાને પૂછતાં નાગરિકને આજ્ઞાની દૃઢતા થઈ જાય છે. તેજ પ્રમાણે અહીં પણ 'द्विर्बद्धं सुबद्धं भवति'

એટલે કે એક ગાંઠ ઉપર બીજી ગાંઠ મારવાથી વધારે મજબૂતી આવી જાય છે. અહીં પણ એવુજ જાણવુ.

આ મંત્રમાં એક વિલક્ષણ વાત એ છે કે જે માનવમનોવિજ્ઞાન સાથે સંબંધ રાખે છે, જેમ કોઈ સાધારણ મનુષ્ય કોઈ એવા કામમાં સફળતા પ્રાપ્ત કરીલે કે જે તેના દ્વારા થવુ અસંભવિત પ્રતીત થતુ હોય. તો તેને જોઇને એકાએક જોનાર એકદમ કહી બેસે છે કે 'અરે દેવદત્ત આ શું ? ઓહ ! વાહ !' એજ મનોભાવનું ચિત્રણ અહીં પણ કરેલુ છે. ૧.

હવે આચાર્ય તથા ઉપકોસલના વાર્તાલાપનુ કથન કરવામાં આવે છે, યથા—

**भगव इति ह प्रतिशुश्राव ब्रह्मविद इव सोम्य ते मुखं भाति को नु त्वाऽनुशशासेति को नु माऽनुशिष्याद्भो इतोहापेव निह्नुत इमे नूनमीदृशा अन्यादृशा इतीहाग्नीनभ्यूदे किं नु सोम्य किल तेऽवोचन्निति ॥ २ ॥**

**ભાવાર્થ**—એ બ્રહ્મચારીએ કહ્યુ—ભગવન્ ! શી આજ્ઞા છે ? ત્યારે આચાર્યે કહ્યું—હે સૌમ્ય ( બ્રહ્મચારિન્ ) ! તારૂ મુખ બ્રહ્મવેત્તાના સમાન સુશોભિત થઈ રહેલ છે, તને કોણે ઉપદેશ આપ્યો ? કોણ મારૂ અનુશાસન કરે, એટલે કે કોણ મને શિક્ષા આપે' આ પ્રમાણે તે ઉપદેશને છુપાવતો હોય તેમ બ્રહ્મચારી બોલ્યો. પછી અગ્નિઓના તરફ સંકેત કરીને કહ્યુ—મનુષ્યોથી ભિન્ન એવા જે એ અગ્નિઓ તેમણેજ ઉપદેશ આપ્યો છે. એવુ કહીને તેણે અગ્નિઓને બતાવ્યા. એ સાંભળીને આચાર્યે પૂછ્યુ— હે સૌમ્ય ! તને એમણે કઈ વિદ્યા શિખવાડી છે ? ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આચાર્યે શિષ્યનુ મુખમંડળ જોઇને તેની કૃતાર્થતાનું અનુમાન કરી, તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિનુ કારણ તથા ઉપદેષ્ટાના વિષયમાં પૂછ્યુ, ત્યારે શિષ્ય વિચારમા પડી ગયો. તેને ઉપદેષ્ટાનો પરિચય આપવાની ઇચ્છા ન હોતી, પરંતુ ગુરૂદેવના પ્રશ્નનો સદુત્તર ન આપવો એ પણ અશિષ્ટતાની વાત હતી તેથી તેને કહેવુ પડયુ કે આ અગ્નિઓએ મને ઉપદેશ આપ્યો છે, જે અમારા પ્રશ્નોત્તરકાળમા કમ્પાયમાન પ્રતીત થાય છે, પહેલાં એ એવો થતા નથી. ઉપદેશ કોની જાણ થતાં ગુરૂને સ્વાભાવિક એ જીજ્ઞાસા થઈ કે ઠીક, તો પછી અગ્નિઓએ શું કહ્યું ? કેવો શો ઉપદેશ કર્યો ? એ સર્વ જાણવાની ઇચ્છાથી તેમણે ફરી પૂછ્યુ કે— સૌમ્ય ! કહો તેમણે શો ઉપદેશ કર્યો, ૨

વિશેષ—આ મંત્રમાં એક ગુંચવાડાનું દિગદર્શન કરાવવામાં આવ્યુ છે કે જે વખતોવખત વ્યવહારમાં આવી પડે છે. અગ્નિઓએ બ્રહ્મચારીને ઉપદેશ તો આપી દીધો અને બ્રહ્મચારીએ તેને ગ્રહણ પણ કરી લીધો. પરંતુ આચાર્યે આવીને પૂછતાં ઉક્ત શ્રોતા અને વક્તા બન્ને વિચારમાં પડી ગયા. એક બાજુએ એ વાત બ્રહ્મચારીને છુપાવવાની ઇચ્છા હતી. બીજી બાજુએ બ્રહ્મચારીને ઉપદેશ આપ્યો તે કાળમાં અગ્નિઓને જે ઉત્સાહ હતો તે કાયમ રહ્યો નહી. બીજાના વિદ્યાર્થીને ઉપદેશ આપવાની ઉતાવળ કરી એ લાગવાથી તેને ભય અને સકોચ થયો. શિષ્ય આચાર્યને સાચો જવાબ ન આપે એ સભ્યતાની વિરૂદ્ધ વ્યવહાર હતો. અન્તે હૃદય દૃઢ કરીને બ્રહ્મચારીએ ઉપદેશકોનાં નામ, એવો વિચાર કરીને બતાવી દીધાં કે અમે તથા અમારા ઉપદેશકોએ કાંઈ એવો અનર્થ તો કર્યો નથી કે જેનાથી ગુરૂદેવ અપ્રસન્ન થઈ જાય. અહીં સર્વનો વ્યવહાર પરિશુદ્ધ હતો,તેથી આ ગુંચવાડાનો ઉકેલ જે પહાડ જેવો કઠણ લાગતો હતો તે હસ્તામલકવત્ ઉકલી ગયો ૨.

હવે ઉપકોસલ કથન કરે છે, તથા—

**इदमिति ह प्रतिजज्ञे लोकान्वाव किल सोम्य तेऽवोचन्नहं तु ते तद्वक्ष्यामि यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पापं कर्म न श्लिष्यत इति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच ॥ ३ ॥**

**ભાવાર્થ**—એ પ્રસિદ્ધ બ્રહ્મચારીએ કહ્યું કે હુ એ વિદ્યા શીખ્યો છું. એ સાંભળીને આચાર્યે કહ્યું—હે સૌમ્ય ! તમે નિશ્ચય જાણો કે તમને લૌકિક વિદ્યાઓનો જ ઉપદેશ આપેલો છે. પરંતુ હું તમને એવો ઉપદેશ આપીશ કે જેનાથી જાણનારને પાપકર્મનો સંબધ, જેવી રીતે કમળના પત્ર ઉપર જળનો સંબધ થતો નથી, તેવી રીતે થશે નહી એ સાંભળીને શિષ્યે કહ્યુ—હે ભગવન્ (હે ઐશ્વર્યસમ્પન્ન !) મને એ જ્ઞાન બતાવો. એ સાંભળીને આચાર્ય તેને કહેવા લાગ્યા ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આચાર્યના પૂછવાથી બ્રહ્મચારીએ અગ્નિઓ પાસેથી જે વિદ્યા પ્રાપ્ત કરી હતી તે કહી. દયાલુ આચાર્યે અગ્નિઓ દ્વારા પ્રતિપાદિત વિજ્ઞાનના વિષયમાં પોતાની સંમતિ આપી કે જે તેં જાણ્યુ છે તે પૂર્વાર્ધ માત્ર છે, તે તો ઠીકજ છે, પણ હું આગળ એ વિદ્યાનો ઉપદેશ કરીશ કે જેનાથી પરમાનંદધામ મોક્ષની પ્રાપ્તિ થઈ શકશે. લૌકિક વિદ્યાઓમાં એ સામર્થ્ય નથી કે જે નિત્યસુખની

પ્રાપ્તિ કરાવી શકે. તારે હજી જાણવાનુ બાકી છે- જેને જાણીને સર્વ કાંઈ જાણી જવાય છે તે હું તને બતાવીશ. તે પછી શિષ્યે પ્રાર્થના કરી, ભગવન્ ! હું આપનો ઉપદેશ સાંભળવાને ઉત્કંઠિત છું. ત્યારે આચાર્યે કહેવા લાગ્યા. ૩.

**વિશેષ**—દત્તાત્રેયે ચોવીસ ગુરૂ કરેલા હતા. એ સર્વજન વિદિત છે. એ ઠીકજ છે, જે માધુકરી વૃત્તિને અપનાવે છે તેજ યથાર્થ વિદ્યાનો અર્થી છે. 'ગુરૂ એક, શિક્ષા અનેક' એટલે કે આચાર્ય તો એકજ હોવા જોઇએ, પણ સદ્ઉદેશ જ્યાંથી મળે ત્યાંથી લઈ લેવો જોઇએ. તેથી વિદ્યા અપૂર્ણ રહેવા પામતી નથી. આ મંત્રમાં બુદ્ધિમાન બ્રહ્મચારીએ એજ કર્યું છે. તેણે અગ્નિઓની પ્રસન્નતાનો લાભ લીધો, જે કાંઈ બાકી રહેલુ હતુ તેને પૂર્ણ કરવાનુ આચાર્યે વચન આપી દીધુ.

અગ્નિઓમાં ઉપદેશ આપવાની યોગ્યતા છે કે નહી ? એ વિષયમાં બીજા મંત્રોની પેઠે અહીં પણ અનેક શંકાઓ ઉત્પન્ન થઈ શકે છે, તેમનું સમાધાન પણ તેજ રીતે કરી લેવુ કે જેમ અન્ય મંત્રોની વ્યાખ્યાના અવસરો ઉપર કરવામાં આવેલુ છે. અને એજ પરંપરા આગળ ઉપર પણ સમજી લેવી.

અભિપ્રાય એ છે કે વક્તા ચાહે અગ્નિ, હંસ, અશ્વ, દેવ તથા યક્ષ આદિ કોઈ પણ હોય તેમજ શ્રોતા પણ ગમે તે હોય, તેનાથી કાંઈ બનતુ કે બગડતુ નથી. ખરી વાત તો એ છે કે બોધ લેવાનો છે કે બોદ્ધવ્ય અવસરમાં જે કાંઈ કહેવામાં આવ્યુ છે તે અમારે સારૂ ઉપયોગી છે કે નહી ? જો આપણે તેનાથી લાભ લઈ શકીએ તો ફરી બધાનો લાભ થશે, વૃક્ષ કે કેરી ગણવાનો વિફળ પ્રયાસ કરવો એ બુદ્ધિને દેશવટો આપ્યા બરાબર છે. ગીતા અર્જુનને કહેવામાં આવી તથા કૃષ્ણે કહી, અને તે પણ લડાઈ ઝગડાના પ્રસંગ ઉપર. હવે અમે તેને શાંત વાતાવરણમાં આપણા જેવા મનુષ્ય પાસેથી સાંભળીએ તો તે ઉચિત છે કે નહી ? તેનાથી લાભ થશે કે નહી ? તેને જાણવાના બખેડામાં શ્રોતા વક્તાએ પડીને બુદ્ધિ શક્તિનો વ્યર્થ ક્ષય કરવો જોઇએ નહી. પણ તેમાં પ્રતિપાદિત જ્ઞાન વિજ્ઞાનના મન્થનમાં બુદ્ધિશક્તિને લગાડે તો અધિક લાભમાત્ર થાય છે એટલુંજ નહિ પણ પાણી વલોવવા જેવા નિષ્ફલ પ્રયત્નથી પણ બચી જઈ શકે છે.-

જેમને આનાથી સંતોષ થતો નથી તેમને મહાત્મા લોક સમજાવવાને સમર્થ છે. ઉપનિષદ્વિજ્ઞાન અભ્રાન્ત છે, શાંત છે. એ સિદ્ધાંતની રક્ષા કરવાનો સંતોએ ઇજારો રાખેલ છે, તેઓ વૈદિક વિજ્ઞાનની રક્ષાના ઇજારદાર છે. ૩.-

**વિશેષ**—આ મંત્રમાં એક ગુંચવાડાનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે કે જે વખતોવખત વ્યવહારમાં આવી પડે છે. અગ્નિઓએ બ્રહ્મચારીને ઉપદેશ તો આપી દીધો અને બ્રહ્મચારીએ તેને ગ્રહણ પણ કરી લીધો. પરંતુ આચાર્યે આવીને પૂછતાં ઉક્ત શ્રોતા અને વક્તા બન્ને વિચારમાં પડી ગયા. એક બાજુએ એ વાત બ્રહ્મચારીને છુપાવવાની ઇચ્છા હતી. બીજી બાજુએ બ્રહ્મચારીને ઉપદેશ આપ્યો તે કાળમાં અગ્નિઓને જે ઉત્સાહ હતો તે કાયમ રહ્યો નહી. બીજાના વિદ્યાર્થીને ઉપદેશ આપવાની ઉતાવળ કરી એ લાગવાથી તેને ભય અને સંકોચ થયો. શિષ્ય આચાર્યને સાચો જવાબ ન આપે એ સભ્યતાની વિરૂદ્ધ વ્યવહાર હતો. અન્તે હૃદય દૃઢ કરીને બ્રહ્મચારીએ ઉપદેશકોનાં નામ, એવો વિચાર કરીને બતાવી દીધાં કે અમે તથા અમારા ઉપદેશકોએ કાંઈ એવો અનર્થ તો કર્યો નથી કે જેનાથી ગુરૂદેવ અપ્રસન્ન થઈ જાય. અહીં સર્વનો વ્યવહાર પરિશુદ્ધ હતો,તેથી આ ગુંચવાડાનો ઉકેલ જે પહાડ જેવો કઠણ લાગતો હતો તે હસ્તામલકવત્ ઉકલી ગયો. ૨.

હવે ઉપકોસલ કથન કરે છે, તથા—

**इदमिति ह प्रतिजज्ञे लोकान्वाव किल सोम्य तेऽवोचन्नहं तु ते तद्वक्ष्यामि यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पापं कर्म न श्लिष्यत इति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच ॥ ३ ॥**

**ભાવાર્થ**—એ પ્રસિદ્ધ બ્રહ્મચારીએ કહ્યું કે હું એ વિદ્યા શીખ્યો છું. એ સાંભળીને આચાર્યે કહ્યું—હે સૌમ્ય ! તમે નિશ્ચય જાણો કે તમને લૌકિક વિદ્યાઓનો જ ઉપદેશ આપેલો છે. પરંતુ હું તમને એવો ઉપદેશ આપીશ કે જેનાથી જાણનારને પાપકર્મનો સંબધ, જેવી રીતે કમળના પત્ર ઉપર જળનો સબંધ થતો નથી, તેવી રીતે થશે નહી. એ સાંભળીને શિષ્યે કહ્યું—હે ભગવન્ (હે ઐશ્વર્યસમ્પન્ન !) મને એ જ્ઞાન બતાવો. એ સાંભળીને આચાર્ય તેને કહેવા લાગ્યા. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આચાર્યના પૂછવાથી બ્રહ્મચારીએ અગ્નિઓ પાસેથી જે વિદ્યા પ્રાપ્ત કરી હતી તે કહી. દયાલુ આચાર્યે અગ્નિઓ દ્વારા પ્રતિપાદિત વિજ્ઞાનના વિષયમાં પોતાની સંમતિ આપી કે જે તેં જાણ્યુ છે તે પૂર્વાર્ધ માત્ર છે, તે તો ઠીકજ છે, પણ હું આગળ એ વિદ્યાનો ઉપદેશ કરીશ કે જેનાથી પરમાનંદધામ મોક્ષની પ્રાપ્તિ થઈ શકશે. લૌકિક વિદ્યાઓમાં એ સામર્થ્ય નથી કે જે નિત્યસુખની

હવે નેત્રસ્થ દ્રષ્ટા આત્માના ધ્યાનને સારુ તેના ગુણોનું કથન કરે છે, યથા—

**एतꣳ संयद्वाम इत्याचक्षत एतꣳ हि सर्वाणि वामान्यभिसंयन्ति सर्वाण्येनं वामान्यभिसंयन्ति य एवं वेद ॥ २ ॥**

**ભાવાર્થ**—એને 'સંયદ્વામ' એવો કહે છે, કારણ કે તેમાંજ સર્વ 'વામ' એટલે કે સુંદર પદાર્થ આવીને મળે છે, જે તેને આ પ્રકારે જાણે છે તેને સર્વ ઉત્તમ ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ પૂર્વોક્ત નેત્રસ્થ પુરુષને 'સંયદ્વામ' એવો કહે છે, કારણ કે સંપૂર્ણ વામ અર્થાત્ સુંદર સુંદર પદાર્થ ચારે તરફથી આવીને તેનેજ પ્રાપ્ત થાય છે. તેથી તે સંયદ્વામ કહેવાય છે. તેથી જે પુરુષ તેને 'સયદ્વામ' જાણીને તેની ઉપાસના કરે છે તેને પણ સંપૂર્ણ ઉત્તમ તથા સુંદર પદાર્થ ચારે પાસેથી આવીને પ્રાપ્ત થાય છે. ૨.

**વિશેષ**—સંયદ્વામ, ( સંયત્–ઉત્પન્ન થાય છે, વામ–કર્મફળ જેના દ્વારા ) અર્થાત્ કર્મફળોના ઉદયના હેતુ છે, એવો અર્થ થયો. તેમાં આવીનેજ સર્વ કર્મોને ફલોન્મુખ થવુ પડે છે, તેનીજ સાનિધ્યમાં—તેને ત્યાં પહોચીનેજ સર્વ કર્મોને ફળ-જનકતાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. તેથીજ કહેવામાં આવ્યુ છે કે આ નેત્રસ્થ પુરુષમાં ઉત્તમોત્તમ સર્વ પદાર્થ સર્વ બાજુઓથી આવીને સમ્મિલિત થાય છે. તેનો ઉપાસક કોઈ પણ ઉત્તમ ફળથી વંચિત રહેતો નથી. તેથીજ કહ્યું છે કે સર્વ સૌન્દર્ય તેને પ્રાપ્ત થાય છે કે જે આ પ્રકારે તેની ઉપાસના કરે છે. ઈશ્વર સ્વયં સુંદર છે, તેથી અસૌન્દર્ય ત્યાં જઈને ભસ્મ થઈ જાય છે, અને સૌન્દર્ય ચમકી ઉઠે છે. ૨.

( આગળના ત્રીજા તથા ચોથા મંત્રના વિશેષ પણ બીજા મંત્રના વિશેષને બરાબરજ છે, તેથી તે બને મન્ત્રોના વિશેષનો ઉલ્લેખ નહી કરીએ— )

**एष उ एव वामनीरेष हि सर्वाणि वामानि नयति सर्वाणि वामानि नयति य एवं वेद ॥ ३ ॥**

**ભાવાર્થ**—એજ વામની છે, કારણ કે એજ સમસ્ત વામોના વહન કરતા છે. જે એવુ જાણે છે, તે સમસ્ત વામોને વહન કરે છે. ૩.

# ખંડ પંદરમો

હવે આચાર્ય એ અમૃતરૂપ બ્રહ્મનો ઉપદેશ કરે છે, યથા—

**य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति तद्यद्यप्यस्मिन्सर्पिर्वोदकं वा सिञ्चन्ति वर्त्मनी एव गच्छति ॥ १ ॥**

ભાવાર્થ—ઋષિ કહે છે કે જે આ નેત્રોમાં પુરૂષ દેખાય છે, તે આત્મા છે, એજ અમૃત, અભય તથા બ્રહ્મ છે નેત્રસ્થ પુરુષમા ઘૃત કે જળ નાખો તો નેત્રોની બહાર કિનારા ઉપરજ ચાલ્યુ જાય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—જે નેત્રોમા દ્રષ્ટા પુરૂષ દેખાય છે, તેજ સપૂર્ણ પ્રાણિયોનો આત્મા છે, તેજ અમરણધર્મા એટલે કે અવિનાશી છે, તેથી અભય પણ છે. કારણ કે જેને નાશની શકા થાય છે તેનેજ ભય લાગી શકે છે, તેથી ભયનો અભાવ હોવાથી તે અભય છે. એ બ્રહ્મ—બૃહત્ એટલે કે અનન્ત છે. એ બ્રહ્માત્માને એજ પુરુષથી દેખી શકાય છે, કે જેણે વાહ્ય વિષયો તરફથી નેત્રોને હટાવી લીધાં છે તથા જે બ્રહ્મચર્યાદિ સાધનોથી સપન્ન છે, તથા શાત ચિત્ત અને વિવેકી છે. જ્યારે કોઈ નેત્રોમાં ઘૃત અગર જળ નાખે છે ત્યારે પાંપણો દ્વારા બહાર નિકળી જાય છે અને નેત્ર નિર્લેપ રહે છે. કમળ પત્ર જળમાં રહે છે પરતુ જળનો સ્પર્શ તેને હાનિ પહોચાડી શકતો નથી હે સૌમ્ય ! જેને રહેવાના સ્થાનનું એવુ માહાત્મ્ય છે તો પછી તેની અન્દર રહેનારની અસગતાનુ તો કહેવુજ શુ ? એનો તમે સ્વય અનુભવ કરી શકો તેમ છે. ૧.

વિશેષ—હવે અહીં શંકા થાય છે કે અગ્નિઓએ કહ્યુ હતુ કે આચાર્ય તને ગતિ માત્ર બતાવશે, અને અહીં આચાર્ય બ્રહ્મજ્ઞાનનું કથન કરે છે તેથી અગ્નિઓનુ કહેવુ જૂઠુ પડ્યુ, તથા અગ્નિઓને ભવિષ્યદ્ વિષયનું જ્ઞાન ન હોતુ એવો દોષ આવે, પરતુ એ દોષ દેવો બરાબર નથી કારણ કે સુખ ગુણવાળા આકાશની ઉપાસનાનોજ અગ્નિઓએ ઉપદેશ કરેલો હતો એજ દ્રષ્ટારૂપ કારણ બ્રહ્મનાં નેત્રોમાં દર્શનનો અનુવાદ કરેલો છે. તેથી 'આચાર્ય ગતિને કહેશે' એ અગ્નિઓના ભાષણ યથાર્થજ હતુ, તેમજ અગ્નિઓને ભવિષ્યદ્ વિષયોનું જ્ઞાન પણ હતુ ૧.

હવે નેત્રસ્થ દ્રષ્ટા આત્માના ધ્યાનને સારૂ તેના ગુણોનું કથન કરે છે, યથા—

**एतꣳ संयद्वाम इत्याचक्षत एतꣳ हि सर्वाणि वामान्यभिसंयन्ति सर्वाण्येनं वामान्यभिसंयन्ति य एवं वेद ॥ २ ॥**

**ભાવાર્થ**—એને 'સંયદ્વામ' એવો કહે છે, કારણ કે તેમાંજ સર્વ 'વામ' એટલે કે સુંદર પદાર્થ આવીને મળે છે, જે તેને આ પ્રકારે જાણે છે તેને સર્વ ઉત્તમ ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ પૂર્વોક્ત નેત્રસ્થ પુરૂષને 'સંયદ્વામ' એવો કહે છે, કારણ કે સંપૂર્ણ વામ અર્થાત્ સુંદર સુંદર પદાર્થ ચારે તરફથી આવીને તેનેજ પ્રાપ્ત થાય છે. તેથી તે સંયદ્વામ કહેવાય છે. તેથી જે પુરૂષ તેને 'સયદ્વામ' જાણીને તેની ઉપાસના કરે છે તેને પણ સંપૂર્ણ ઉત્તમ તથા સુંદર પદાર્થ ચારે પાસેથી આવીને પ્રાપ્ત થાય છે. ૨.

**વિશેષ**—સંયદ્વામ, ( સંયત્—ઉત્પન્ન થાય છે, વામ—કર્મફળ જેના દ્વારા ) અર્થાત્ કર્મફળોના ઉદયના હેતુ છે, એવો અર્થ થયો. તેમાં આવીનેજ સર્વ કર્મોને ફલોન્મુખ થવુ પડે છે, તેનીજ સાનિધ્યમાં—તેને ત્યાં પહોચીનેજ સર્વ કર્મોને ફળજનકતાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. તેથીજ કહેવામાં આવ્યુ છે કે આ નેત્રસ્થ પુરૂષમાં ઉત્તમોત્તમ સર્વ પદાર્થ સર્વ બાજુઓથી આવીને સમ્મિલિત થાય છે. તેનો ઉપાસક કોઈ પણ ઉત્તમ ફળથી વંચિત રહેતો નથી. તેથીજ કહ્યું છે કે સર્વ સૌન્દર્ય તેને પ્રાપ્ત થાય છે કે જે આ પ્રકારે તેની ઉપાસના કરે છે. ઈશ્વર સ્વયં સુંદર છે, તેથી અસૌન્દર્ય ત્યાં જઈને ભસ્મ થઈ જાય છે, અને સૌન્દર્ય ચમકી ઉઠે છે. ૨.

( આગળના ત્રીજા તથા ચોથા મંત્રના વિશેષ પણ બીજા મંત્રના વિશેષને બરાબરજ છે, તેથી તે બને મન્ત્રોના વિશેષનો ઉલ્લેખ નહી કરીએ— )

**एष उ एव वामनीरेष हि सर्वाणि वामानि नयति सर्वाणि वामानि नयति य एवं वेद ॥ ३ ॥**

**ભાવાર્થ**—એજ વામની છે, કારણ કે એજ સમસ્ત વામોના વહન કરતા છે. જે એવુ જાણે છે, તે સમસ્ત વામોને વહન કરે છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે ઉપકોસલ ! એજ આત્મા વામની છે, કારણ કે તે પ્રાણિયોને પુણ્યકર્મને અનુરૂપ ફળને આપે છે. તેથી જે પુરુષ આ પ્રકારે તેને વામનીનું રૂપ જાણે છે તેના આત્માના ધર્મ થઈ જવાથી સંપૂર્ણ પુણ્ય કર્મોના ફળને પ્રાપ્ત થાય છે. ૩.

**વિશેષ**—વામની, વામ નામ-કર્મફળ, ની-પ્રાપ્ત કરાવનાર, અર્થાત્-કર્મફળનો દાતા પણ તેજ છે. કર્મ તો જડ છે, તેમનામાં સ્વય ફળોપધાયકતા નથી, કોઈ ચેતન શક્તિની સહાયતાથીજ તેઓ પ્રતિફલીત થઈ શકે છે. તેથીજ વિચારશીલ કહ્યા કરે છે કે મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર છે, પણ ફળ ભોગવવામાં તે પરતંત્ર છે. જેમ કોઈએ ચોરી કરી તો તેનુ ફળ છે જેલ જવુ, માર ખાવો કે કોઈ બીજે પ્રકારે અપમાનિત થવુ. પરન્તુ કોઈ ચોર પોતાને સ્વયં દંડિત કરતો જોવામાં આવ્યો નથી તેને તો કોઈ બીજોજ બળપૂર્વક તેની ઇચ્છા વિરુદ્ધ ફળ પ્રદાન કરે છે. મનુષ્યની રચના કરીને તેને બુદ્ધિ આપીને પરમેશ્વરે કર્મ કરવામાં તેને સ્વતત્ર-સમર્થ બનાવ્યો છે. પછી તે પોતાની ઇચ્છા પ્રમાણે કર્મ સારાં કરે કે ખોટા કરે. આ વિષયમાં ઘણુ ઘણુ કહી શકાય તેમ છે પણ સ્થાનાભાવથી તેનું દિગદર્શન માત્ર કરાવીને તેના વિચારનો ભાર સમર્થ પાઠકોના ખંભા ઉપર મુકીને વિરમિયે છીએ. ૩.

**एष उ एव भामनीरेष हि सर्वेषु लोकेषु भाति सर्वेषु लोकेषु भाति य एवं वेद ॥ ४ ॥**

**ભાવાર્થ**—એજ ભામની છે, કારણ કે એજ સમસ્ત લોકોમાં પ્રકાશમાન થાય છે. જે એવુ જાણે છે તે આખા સંસારમાં પ્રતાપી થાય છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—તથા એજ આત્મા ભામનીરૂપ પણ છે, કારણ કે એજ સંપૂર્ણ લોકમાં આદિત્ય, ચન્દ્ર તથા અગ્ન્યાદિના રૂપમાં પ્રકાશમાન છે. 'તેનાજ પ્રકાશથી આ સર્વ પ્રકાશિત છે, એ શ્રુતિથી એજ સિદ્ધ થાય છે, તેથી એજ ભામા પ્રકાશોનું વહન કરે છે. તેથી જે પુરૂષ આ આત્માને ભામનીરૂપથી જાણે છે અને તેની ઉપાસના કરે છે તે સંપૂર્ણ સસારમા પ્રકાશમાન થાય છે. ૪.

**વિશેષ**—ભામ-પ્રકાશ, ની આપવાવાળો, કરવાવાળો, અર્થાત્ સર્વેનો પ્રકાશક, સર્વેને ચમક દમક આપવાવાળો તેજ છે. સૂર્ય, ચન્દ્ર, વિદ્યુત્, અગ્નિ તથા નક્ષત્રાદિકોમાં તેજ પ્રકાશ છે. જે તેને આ પ્રકારે જાણે છે તે સર્વ લોકમાં

પ્રકાશિત થાય છે. જેનો મહિમા પ્રકૃત મંત્રોમાં ગાવામાં આવ્યો છે તે અક્ષિ-પુરૂષ પરબ્રહ્મ છે. તેનેજ પૂર્વે કંખ-તથા અહીં 'સંયદ્વામ' આદિ કહેલો છે. ૪.

કોઈ કોઇએ 'અથ' થી લઇને 'માનવ:' સુધી એક મંત્ર તથા 'નાવર્તન્તે' બીજો મંત્ર એ પ્રમાણે બે મંત્રો માનેલા છે. પરંતુ વસ્તુતઃ 'અથ'થી લઇને 'નાવર્તન્તે' સુધી એકજ મંત્ર છે તેને અનુસરીને પ્રકૃત મંત્રની વ્યાખ્યા કરવામાં આવેલી છે.

હવે બ્રહ્મવેત્તા પુરૂષની ગતિનું કથન કરે છે, યથા—

**अथ यदु चैवास्मिञ्छव्यं कुर्वन्ति यदि च नार्चिषमेवाभिसंभवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षडुदङ्ङेति मासाᳪंस्तान्मासेभ्यः संवत्सरᳪं संवत्सरादादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान्ब्रह्म गमयत्येष देवपथो ब्रह्मपथ एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्तं नावर्तन्ते नावर्तन्ते ॥ ५ ॥**

**ભાવાર્થ**—હવે આ બ્રહ્મવેત્તાનું મરણ પછીનું કર્મ કરે કે ન કરે તો પણ તે અર્ચિઅભિમાની દેવતાને જ પ્રાપ્ત થાય છે, પછી અર્ચિઅભિમાની દેવતાથી, દિવસાભિમાની દેવતાને, દિવસાભિમાની દેવતાથી શુકલપક્ષાભિમાની દેવતાને તથા શુકલ પક્ષાભિમાની દેવતાથી ઉત્તરાયણના છ માસોને પ્રાપ્ત થાય છે. માસોથી સંવત્સરને, સંવત્સરથી આદિત્યને, આદિત્યથી ચદ્રમાને તથા ચંદ્રમાથી વિદ્યુતને પ્રાપ્ત થાય છે. ત્યાંથી અમાનવ પુરૂષ તેમને બ્રહ્મને પ્રાપ્ત કરાવી દે છે. આ દેવમાર્ગ, બ્રહ્મમાર્ગ છે. તેને જાણનારો પુરૂષ આ માનવ મંડળમાં પાછો નથી આવતો. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ ખંડમાં જે અક્ષિ-પુરૂષનું વર્ણન કરવામાં આવ્યુ છે તે કોઈ પુરૂષ વિશેષ નથી, પરંતુ બ્રહ્મનાજ તે નામનું કથન કરવામાં આવેલુ છે. જો કે બ્રહ્મ સર્વ વ્યાપક હોવાથી તેની ઉપલબ્ધિ સર્વત્ર થાય છે, તો પણ અક્ષિ આદિ પદાર્થોમાં તેનું વર્ણન વિશેષે કરીને એ કારણથી કરવામાં આવ્યુ છે કે—તે સ્થાનોમાં બ્રહ્મનું નિર્માણ કૌશલ્ય અધિક જોવામાં આવે છે, અથવા એમ પણ સમજી શકાય કે—તેની સત્તાના ઘાતક જે પ્રમાણે સૂર્ય, ચંદ્રમા તથા અગ્નિ

આદિ સ્થાન જોવામાં આવે છે, તે પ્રમાણે બીજા' જોવામાં આવતા નથી. એજ ભાવથી અહી અક્ષિ પુરૂષનું વર્ણન છે.

તથા એ પુરૂષના જ્ઞાતાને એ ફળ કથન કરેલુ છે કે—તેની લોક લોકાંતરોમાં ખ્યાતિ થાય છે, એવા પુરૂષના દાહાદિ સંસ્કાર તેનાં સગાં-સંબધી અગર ઋત્વિક્ આદિ દ્વારા ન કરવામાં આવે તો પણ તેની સદ્ગતિમાં કાંઈ બાધા આવતી નથી.

એ જ્ઞાની પુરૂષની અવસ્થા એવી થાય છે કે—પ્રથમ તે એક સાધારણ પ્રકારના પ્રકાશને પ્રાપ્ત થાય છે, તે પછી અભ્યાસ કરતો તે દિવસ જેવા પ્રકાશને પ્રાપ્ત કરે છે, પછી તે પ્રકાશથી પૂર્ણિમાના ચંદ્ર જેવા પ્રકાશને તે પ્રાપ્ત થાય છે, પછી તે પ્રકાશથી ઉત્તરાયણ ગતિને પ્રાપ્ત થાય છે.

અભિપ્રાય એ છે કે—એ અવસ્થામાં તે આત્મજ્ઞાનથી દેદીપ્યમાન થઈ જાય છે, પછી તે સંવત્સર એક વર્ષ પર્યંત પોતાની ચિત્ત વૃત્તિનો નિરોધ કરી શકે છે, પછી આદિત્યની અવસ્થાને પ્રાપ્ત થાય છે, તે પછી ચદ્રમા, પછી વિદ્યુત્ સમાન અદ્ભૂત પ્રકાશવાળો તે થાય છે.

ઉક્ત મુક્ત પુરૂષ અન્ય લીકોને સારૂ બ્રહ્મ પ્રાપ્તિનો હેતુ થાય છે. પોતે તો આ પુનર્જન્મના ચક્કરમાં પડતો જ નથી. ૫.

વિશેષ—ગૃહસ્થે પોતાનાં પારલૌકિક કર્મ કરવાને સારૂ અગ્ન્યાધાન કરીને તે અગ્નિઓમાં દર્શ-પૌર્ણમાસાદિ ઇષ્ટિયો તથા સોમ આદિ યજ્ઞો કરવાનું આવશ્યક છે. અને તે જ્યારે મરણ ધર્મને પ્રાપ્ત થાય છે ત્યારે તેને ઋત્વિક્ એ જે અગ્નિઓને લઇને યજ્ઞ પાત્રો સહિત તેનો વિધિ પૂર્વક દાહ—અગ્નિ સસ્કાર કરે છે.

ઉક્ત સસ્કાર; તે પુરૂષનો, જે પૂર્વોક્ત અગ્નિવિદ્યા તથા આત્મવિદ્યા જે જાણતો હોય કે ન પણ જાણતો હોય તે કરે તો તેનાથી કાંઈ વધારે ઓછું થતું નથી. તે સર્વથા શુક્લ ગતિને જ પ્રાપ્ત થાય છે.

અહીં ઉપાસકને સારૂ દાહ સંસ્કારમાં અનાદર દેખાડવાથી બ્રહ્મવિદ્યાની સ્તુતિ કરવામાં આવી છે. તેનાથી કોઈ અન્યથા એવો અભિપ્રાય ન બાંધે કે દાહસંસ્કાર જ ઐચ્છિક છે. હા, અહીં વિશેષ વાત એ છે કે—બ્રહ્મવેત્તા સંન્યાસિયોનો દાહસંસ્કાર જ ઐચ્છિક છે. હા, અહીં વિશેષ વાત એ છે કે—બ્રહ્મવેત્તા સંન્યાસિયોનો દાહસંસ્કાર કરવો આવશ્યક નથી.

અહીં શંકરાચાર્યે અર્ચિ, દિન આદિથી તેમના અભિમાની દેવતા લીધા છે એજ અર્થ સમીચીન હોવાનું પ્રતીત થાય છે. ૫.

———

# ખંડ સોળમો

હવે યજ્ઞોપાસનાનું વર્ણન કરે છે.

**एष ह वै यज्ञो योऽयं पवत एष ह यन्निदꣳ सर्वं पुनाति यदेष यन्निदꣳ सर्वं पुनाति तस्मादेष एव यज्ञस्तस्य मनश्च वाक्च वर्तनी ॥ १ ॥**

**ભાવાર્થ**—જે આ વાયુ ચાલે છે તેજ યજ્ઞ છે, તે જ્યારે ચાલે છે ત્યારે સર્વને પવિત્ર કરે છે. એ જ યજ્ઞ છે, તેના વાણી તથા મન બંને વર્તની—માર્ગ—છે.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે આ ગતિવાળો વાયુ છે, તેજ યજ્ઞ છે. કારણકે વાયુમાંજ યજ્ઞસ્થિત છે, એમ શ્રુતિયોમાં પ્રસિદ્ધ છે. વાયુજ યજ્ઞનો આરંભ કરે છે એ વાયુ ગતિમાન થઇને સંપૂર્ણ જગતને પવિત્ર કરે છે અર્થાત્ શોધન કરે છે. ચલન ક્રિયાવાળો એ વાયુ છે, તેથી દોષોને દૂર કરી શકે છે, સ્થિર રહેવા દેતો નથી, પવિત્ર કરનારો હોવાથી તે યજ્ઞ રૂપ છે. એ યજ્ઞમાં વાણીથી મન્ત્રોચ્ચારણ થાય છે તથા મનથી સત્ય અર્થનું જ્ઞાન થાય છે તેથી વાણી અને મન બને યજ્ઞના માર્ગ છે, તેમનાથી જ યજ્ઞનો વિસ્તાર થાય છે કારણકે વાણીનો ઉચ્છ્વાસ નિઃશ્વાસથી તથા મનના પૂર્વાપર ભાવથી યજ્ઞ થાય છે. ૧.

વિશેષ—જ્ઞાનયજ્ઞના મન તથા વાણી એ બને પ્રસિદ્ધ માર્ગ છે, અર્થાત્ સંસ્કૃત વાણી અને સંસ્કૃત મન વાળો પુરૂષ ઉક્ત જ્ઞાનયજ્ઞને પ્રાપ્ત થાય છે, અન્ય નહીં. એક માત્ર યજ્ઞજ મનુષ્યને પવિત્ર કરે છે, એજ અભિપ્રાયથી તેનું યજ્ઞરૂપમાં કથન કરવામાં આવ્યુ છે.

ભાવ એ છે કે—વેદોમા અનેક પ્રકારના યજ્ઞોના વર્ણન છે, પરતુ જ્ઞાનમય યજ્ઞ સર્વ શ્રેષ્ટ હોવાથી તે સર્વોપરિ છે. તેથી ગીતાર્માં પણ—

श्रेयान् द्रव्यमयाद्यज्ञाज् ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥

તેને શ્રેષ્ટ કહેલો છે. અગ્નિ વિદ્યાના પ્રસંગમાં યજ્ઞમાં ત્રુટિ થતાં તેના પ્રાયશ્ચિતને સારૂ વ્યાહૃતિયોનું વિધાન તથા બ્રહ્માને સારૂ મૌનનું વિધાન કરવામાં આવ્યુ છે. એ વિધિ અરણ્ય ( જંગલ વન )માં ઉપદેશેલો છે, તેથી તેને ઉપનિષદ્ કહેવામાં આવેલ છે. ૧.

બ્રહ્માના મૌન ભંગથી યજ્ઞની હાનીનું તથા મનવાણી રૂપ બંને માર્ગોનું કથન કરવામાં આવે છે, યથા—

**तयोरन्यतरां मनसा सꣳस्करोति ब्रह्मा वाचा होताऽध्वर्युरुद्गाताऽन्यतराꣳ स यत्रोपाकृते प्रातरनुवाके पुरा परिधानीयाया ब्रह्मा व्यववदति ॥ २ ॥**

**ભાવાર્થ**—બ્રહ્મા એ બંને માર્ગોમાંથી એક માર્ગનો મન દ્વારા સંસ્કાર કરે છે તથા હોતા, અધ્વર્યુ તથા ઉદ્ગાતા એ વાણી દ્વારા બીજા માર્ગનો સસ્કાર કરે છે એવી દશામાં જો બ્રહ્મા પ્રાતરનુવાક નામના કર્મનો આરંભ થયા પછી તથા પરિધાનીય ઋચાના જપ પહેલા બોલી ઉઠે છે. ૨.

( બીજા તથા ત્રીજા મંત્રનાં વ્યાખ્યાન સાથે સાથેજ કરવામાં આવે છે.

હવે ઉક્ત યજ્ઞમાં અન્ય દોષનું કથન કરે છે. યથા—

**अन्यतरामेव वर्तनीꣳ सꣳस्करोति हीयतेऽन्यतरा स यथैकपाद् व्रजन्रथो वैकेन चक्रेण वर्तमानो रिष्यत्येव-मस्य यज्ञो रिष्यति यज्ञꣳ रिष्यन्तं यजमानोऽनुरिष्यति स इष्ट्वा पापीयान्भवति ॥ ३ ॥**

**ભાવાર્થ**—તો તે કેવળ એક માર્ગનોજ સસ્કાર કરે છે, બીજો માર્ગ નષ્ટ થઈ જાય છે, જેમ એક પાદ ( પગ )થી ચાલતો પુરૂષ તથા એક ચક્ર ( પૈડુ )થી ચાલતો રથ નષ્ટ થઈ જાય છે તેમજ એનો યજ્ઞ પણ નાશને પામે છે. યજ્ઞના નષ્ટ થયા બાદ યજમાનનો નાશ થાય છે. એ પ્રમાણે યજ્ઞ કરવા છતાં પણ બીજી રીતે એ અધિક પાપી થઈ જાય છે. ૩

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ બંને માર્ગોમાથી કોઈ એક માર્ગનો બ્રહ્મા જે ખાસ ઋત્વિજ થાય છે તે વિવેક જ્ઞાન યુક્ત ચિત્ત દ્વારા વાણીનો સસ્કાર કરે છે એટલે કે ચુપચાપ ઋચાનું ધ્યાન કરે છે, તથા હોતા, અધ્વર્યુ અને ઉદ્ગાતા એ ત્રણે ઋત્વિજ વાણીથીજ વાણીનો સસ્કાર કરીને તેની સજાવટ કરે છે ( એટલે કે શુદ્ધ ઉચ્ચારથી તેને ભાવગ્રાહી બનાવે છે ). પછી જે સમયે બ્રહ્મા પરિધાનીય ઋચાના પહેલાં અનુવાક્ કર્મના આરંભમાં મૌનનો ત્યાગ કરે છે એટલે કે બોલી

ઉઠે છે તે સમયે વાણી રૂપી માર્ગનો સંસ્કાર કરે છે, મનનો નહી, કારણુકે પરિધાનીય ઋચાનુ ઉચ્ચારણ કરવાથી મન એકાગ્ર રહેતુ નથી તેથી યજ્ઞનો નાશ થાય છે. જે પ્રમાણે એક પગે ચાલતો મનુષ્ય અગર એક પૈડે ચાલતો રથ નાશને પ્રાપ્ત થઈ જાય છે તેજ પ્રમાણે બ્રહ્મા દ્વારા અવિધિ પૂર્વક કરાવાએલો યજમાનનો યજ્ઞ પણુ નષ્ટ થઈ જાય છે અને યજ્ઞનો નાશ થતાં યજમાન પણુ વિનષ્ટ થઈ જાય છે, કારણ કે યજ્ઞ જ યજમાનનો પ્રાણુ હોય છે તેથી યજ્ઞનો નાશ થતાં યજમાનનો નાશ થાય એ સ્વાભાવિક છે તથા એ યજમાન પણુ યજ્ઞ કરવાથી પાપી થઈ જાય છે. ૨-૩.

**વિશેષ**—જે યજ્ઞમાં બ્રહ્મા આદિ ઋત્વિક્, યજ્ઞના જ્ઞાન તથા કર્મ એ બંને માર્ગોથી કામ નથી લેતા, તે યજ્ઞ ફળ હીન થવાથી તે કરનારો યજમાન પણુ પાપી થઈ જાય છે. યજ્ઞ તો શું ? કોઈ પણુ કામ હોય તે સાંગોપાંગ કર્યા વગર સાર્થક થતું નથી, ઉલટું અવાંછિત ફળ આપનારૂ થાય છે. તો પછી આ યજ્ઞનો તો અલૌકિક વિષય છે તેમાં જરા જેટલા વૈગુણ્યથી અપૂર્વનો—યજ્ઞ જન્ય પુણ્ય વિશેષનો—ઘાત થઈ જાય છે એટલે કે તે ઉત્પન્ન થવા પામતુ જ નથી. ૨-૩.

હવેના બે મંત્રોની વ્યાખ્યા પણુ સાથેજ કરવામાં આવી છે. કારણુ કે તેમનો એક બીજા સાથે સંબંધ છે.

હવે ઉક્ત બંને માર્ગોને યથાવિધિ રાખવાનું કથન કરે છે, યથા—

**अथ यत्रोपाकृते प्रातरनुवाकेन पुरा परिधानीयाया ब्रह्मा व्यवदत्युभे एव वर्तनी सꣳस्कुर्वन्ति न हीयतेऽन्यतरा ॥ ४ ॥**

ભાવાર્થ—જ્યાં બ્રહ્મા મૌન ગ્રહણ કરીને પરિધાનીયા ઋચાના ઉચ્ચારણુ પહેલાં, અનુવાકનું ઉચ્ચારણુ કરતો નથી, ત્યાં તે યજમાનના યજ્ઞના બંને માર્ગ સંસ્કાર યુક્ત રહે છે. એકનો પણુ નાશ થતો નથી. તથા જે યજ્ઞમાં પ્રાતઃ અનુ વાકના પ્રવૃત્ત થતાં પરિધાનીયા ઋચાના પહેલાં બ્રહ્મા બોલતા નથી, ત્યારે ઋત્વિક બંને માર્ગોના સંસ્કાર કરે છે ત્યારે તો બંનેમાંથી કોઈ પણુ માર્ગ હાનીને પ્રાપ્ત થતો નથી.

હવે એ યજ્ઞના સમર્થનમાં દ્રષ્ટાંતનું કથન કરે છે, યથા—

**स यथोभयपाद्व्रजन्रथो वोभाभ्यां चक्राभ्यां वर्तमानः प्रतितिष्ठत्येवमस्य यज्ञः प्रतितिष्ठति यज्ञं प्रतितिष्ठन्तं यजमानोऽनुप्रतितिष्ठति स इष्ट्वा श्रेयान्भवति ॥ ५ ॥**

ભાવાર્થ—જેમ બે પગવાળો મનુષ્ય માર્ગે ચાલતાં નષ્ટ થતો નથી તેમજ બંને પૈડાંથી ચાલતો રથ સ્થિર રહે છે, તેવીજ રીતે યજમાનનો યજ્ઞપણ સ્થિર રહે છે. અને યજ્ઞના સ્થિર રહેવાથી યજમાન પણ સ્થિર રહે છે. આ પ્રમાણે મૌન ધારણ કરેલા બ્રહ્મા જ્ઞાનપૂર્વક બ્રહ્મ યુક્ત યજ્ઞના યજ્ઞને કરીને શ્રેષ્ટ થાય છે.

વિ૦ વિ૦ ભાષ્ય—પરંતુ જ્યાં વિદ્વાન્ બ્રહ્મા મૌનનો સ્વીકાર કર્યા પછી પરિધાનીયા ઋચા સુધી વાણીનું ઉચ્ચારણ ન કરતાં સ્થિર રહે છે, મૌનનો ત્યાગ કરતા નથી તથા તેનીજ પેઠે બીજા સર્વ ઋત્વિક્ પણ નિયમ પૂર્વક રહે છે ત્યાં તેઓ બંને માર્ગોના સસ્કાર કરીદે છે. ત્યારે કોઈ પણ માર્ગ નષ્ટ થતો નથી. તેમાં શ્રુતિ પહેલાની અપેક્ષાએ વિપરિત દ્રષ્ટાંત આપે છે. અભિપ્રાય એ છે કે એ પ્રમાણે પોતાના બને માર્ગો દ્વારા સ્થિત થએલા આ યજમાનનો યજ્ઞ પ્રતિષ્ઠિત થાય છે. અર્થાત્ પોતાના સ્વરૂપથી નષ્ટ ન થતાં વર્તમાન રહે છે. યજ્ઞ પ્રતિષ્ઠિત રહેતાં યજમાન પણ તેનીજ પેઠે પ્રતિષ્ઠિત રહે છે. એ પ્રમાણેના મૌન વિજ્ઞાન યુક્ત બ્રહ્માવાળો એ યજમાન યજ્ઞ કરીને શ્રેષ્ટ થાય છે. ૪ ૫.

વિશેષ—જેમ બને પગે ચાલનારો મનુષ્ય તથા બે પૈડે ચાલનારો રથ પડી જતો નથી, તેજ પ્રમાણે કર્મરૂપી વાણી તથા જ્ઞાનરૂપી મનથી સયુક્ત યજ્ઞ પ્રતિષ્ઠાને પ્રાપ્ત થાય છે, અર્થાત્ જ્ઞાન તથા કર્મ એ બને અંગ જે યજ્ઞમાં પૂર્ણ રહે છે તેજ યજ્ઞ શુભ થાય છે કારણ કે જ્ઞાન કર્મના સમુચ્ચયથીજ મનુષ્યને સ્વર્ગ અપવર્ગનો લાભ થાય છે. એજ અભિપ્રાયથી 'अविद्यया मृत्यु तीर्त्वा विद्ययाऽमृतमश्नुते' એ મંત્રમાં સમુચ્ચયનું વિધાન કરવામાં આવ્યુ છે.

અહી ઉપનિષદ્માં બ્રહ્માના કર્તવ્યનું એટલા માટે વર્ણન કરવામાં આવ્યુ છે કે—બ્રહ્માનું કામ યજ્ઞમા ઉપાસના જેવું છે. જેમકે—જ્યારે બીજા ઋત્વિક્ યજ્ઞમાં પોતપોતાના મંત્રો ભણે છે ત્યારે બ્રહ્મા ચુપચાપ રહે છે. યજ્ઞના કર્મને મનથી જોતા રહે છે તથા એનુ ધ્યાન રાખે છે કે કોઈ ત્રુટિ ના રહી જાય, જો કોઈ ત્રુટિ રહી જાય તો પોતે તેનું પ્રાયશ્ચિત કરે છે. ૪ ૫



## ખંડ સત્તરમો



હવે પ્રજાપતિ પરમાત્મા દ્વારા પૃથિવ્યાદિ પદાર્થોની ઉત્પત્તિ તથા વેદોના આવિર્ભાવનું કથન કરે છે, યથા—

**प्रजापतिर्लोकानभ्यतपत्तेषां तप्यमानानाᳪ रसान्प्रावृहदग्निं पृथिव्या वायुमन्तरिक्षादादित्यं दिवः ॥ १ ॥**

**ભાવાર્થ**—પ્રજાપતિએ લોકોને લક્ષ્ય કરી ધ્યાન રૂપ તપ કર્યું. તથા તપ્યમાન એ લોકોના રસને કહાડ્યો, યથા પૃથ્વીથી અગ્નિ, અંતરિક્ષથી વાયુ તથા દ્યુલોકથી આદિત્યને કહાડ્યો. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પ્રજાપતિ અગર વિરાટાત્માએ લોકોમાંથી, સાર વસ્તુ ગ્રહણુ કરવાની ઈચ્છાથી ધ્યાન રૂપી તપ કર્યું. એ રીતે તપ કરીને લોકોના સાર રૂપ રસોનું ગ્રહણુ કર્યું. જેમ પૃથ્વીમાંથી અગ્નિ રૂપી રસને, અંતરિક્ષમાંથી વાયુ રૂપી રસને તથા સ્વર્ગથી આદિત્ય રૂપી રસને કહાડ્યો. ૧.

**વિશેષ**—પૂર્વ ખંડમાં બ્રહ્માના મૌનના વિધાનનું વર્ણન કરવામાં આવ્યુ એ મૌનનો નાશ થતાં બ્રહ્મત્વ કર્મનો વિનાશ અગર કોઈ હોત્રાદિ કર્મનો વિનાશ થાય ત્યારે 'વ્યાહુતિહોમ' એ પ્રાયશ્ચિત છે, તેને સારૂ વ્યાહુતિયોનું વિધાન કરવાનું આવશ્યક છે. તેથી પ્રકૃત મંત્રનો આરંભ કરવામાં આવ્યો છે. ૧.

**स एतास्तिस्रो देवता अभ्यतपत्तासां तप्यमानानाᳪ रसान्प्रावृहदग्नेर्ऋचो वायोर्यजूᳪषि सामान्यादित्यात् ॥२॥**

**ભાવાર્થ**—પછી તેણે ત્રણુ દેવતાઓને લક્ષ્ય કરીને તપ કર્યું. તપ્યમાન એ દેવતાઓમાંથી તેણે રસ કહાડ્યો. અગ્નિથી ઋક્, વાયુથી યજુઃ તથા આદિત્યથી સામનુ ગ્રહણુ કર્યું. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પછી પ્રજાપતિએ અગ્નિ, વાયુ તથા આદિત્ય એ ત્રણે દેવતાઓને ધ્યાન રૂપી તપથી તપાવ્યા. એ તપાવેલા દેવતાઓથી એટલે કે અગ્નિથી ઋગ્વેદ રૂપી રસ, પવનથી યજુર્વેદ રૂપી રસ તથા આદિત્યથી સામવેદ રૂપી રસ કહાડ્યો. ૨.

**વિશેષ**—બ્રહ્માએ તપ કર્યું એટલે વિચાર કર્યો ત્યારે તેને પ્રતીત થયુ કે, ઋચાઓમાં એટલે કે ઋગ્વેદના તત્ત્વોમાં અગ્નિ જેવું સામર્થ્ય છે. તેના જ્ઞાતાનાં પાપ, કાષ્ઠના ઢગલાનો જેમ અગ્નિથી નાશ થાય છે, તેમ નાશ થાય છે. એજ પ્રમાણે તેણે એ પણ વિચાર કર્યો કે, પવન સર્વનો પ્રાણુ છે તથા યજુર્વેદ પણ પ્રાણિયોનું જીવન છે. યજુર્વેદમાં મનુષ્ય જીવનને સફળ બનાવવાનું અસીમ

સામર્થ્ય છે. તેથી પવનથી યજુર્વેદ રૂપ રસ એટલે કે તત્ત્વ નિચોવ્યુ અર્થાત્ ગ્રહણ કર્યું આદિત્યથી સામવેદને કહાડ્યો. જે અખિલ સચરાચર આદિત્યના, સૂર્યના ગુણ ગાઈ રહ્યુ છે, તે ગુણોમા પ્રધાન સામવેદ છે, તેથી સામવેદ આદિત્યથી આવિર્ભૂત થએલો છે. ૨.

હવે ઋગ્વેદ નિમિત્તક યજ્ઞના ખંડિત થતાં પ્રાયશ્ચિતનું કથન કરવામાં આવે છે, યથા—

**स एतां त्रयीं विद्यामभ्यतपत्तस्यास्तप्यमानाया रसान्प्रावृहद् भूरित्यृग्भ्यो भुवरिति यजुर्भ्यः स्वरिति सामभ्यः तद्यद्वृक्तो रिष्येद् भूः स्वाहेति गार्हपत्ये जुहुयादृचामेव तद्रसेनर्चां वीर्येणर्चां यज्ञस्य विरिष्टꣳ संदधाति॥३-४॥**

ભાવાર્થ—પછી તેણે આ વેદત્રયીને ધ્યાન રૂપી તપથી તપાવી તથા એ તપ્યમાન વિદ્યામાંથી રસોને કહાડ્યા. એટલે કે ઋગ્થી ભૂ, યજુથી ભુવઃ તથા સામથી સ્વ ને કહાડ્યો. જો યજ્ઞમા ઋક્થી કોઈ ક્ષતિ થઈ હોય તો 'ભૂ સ્વાહા' કહીને ગાર્હપત્યાગ્નિમા હોમ કરે, કારણકે ઋગ્વેદથી ઉત્પન્ન થએલી ક્ષતિની પૂર્તિ ઋગ્વેદના રસથી એટલે કે ઋગ્વેદના પરાક્રમથીજ થઈ શકે છે ૩૪.

વિ૦ વિ૦ ભાષ્ય—પછી એ પ્રજાપતિએ ઋક્, સામ તથા યજુર્વેદ ત્રયીને લક્ષ્ય કરીને તપ કર્યું તથા એ તપના પ્રભાવથી ઋગ્વેદથી 'ભૂ.' એ વ્યાહૃતિ રૂપ રસને, યજુર્વેદથી 'ભુવ.' એ વ્યાહૃતિ રૂપ રસને તથા સામવેદથી 'સ્વ' એ વ્યાહૃતિ રૂપ સારને કહાડ્યો જો ઋગ્વેદની ઋચાઓથી યજ્ઞમાં કોઈ પ્રકારની હાનિ પહોચે તો ગાર્હપત્યાગ્નિમા "ભૂ સ્વાહા' એ મત્રથી હવન કરવાથી ક્ષતિ દૂર થઈ જાય છે, કારણકે ઋગ્વેદથી ઉત્પન્ન થએલી હાનિ ઋગ્વેદના રસ રૂપી વ્યાહૃતિથીજ દૂર થઈ શકે છે. ૩૪.

વિશેષ—ઋચાઓના અથવા ઋચા સબધી કર્મના ન થવાથી યજ્ઞનો જે ભાગ ક્ષત ( ઘાયલ ) થઈ જાય છે, તેની 'ભૂ સ્વાહા' એ આહુતિથી પૂર્તિ કરી લેવામા આવે છે જેમ શરીરનો ક્ષત ( ઘા ) ચિકિત્સાથી ભરી લેવામા આવે છે—ભરાઈ જાય છે, તેમજ યજ્ઞના ક્ષત ( ત્રુટિયો રૂપી ઘા )ની એ આહુતિ ચિકિત્સા છે ભૂર્, ભુવર્ સ્વર્ એ ત્રણે વ્યાહૃતિયો ત્રણે વેદોનું, ત્રણે લોકમા ત્રણે દેવોનું, અભિમાન સારભૂત છે, તત્ત્વ છે ૩૪.

હવે યજુર્વેદનિમિત્તક યજ્ઞનાં ખંડિત થતાં પ્રાયશ્ચિત્તનું કથન કરવામાં આવે છે, યથા—

**अथ यदि यजुष्टो रिष्येद् भुवः स्वाहेति दक्षिणाग्नौ जुहुयाद्यजुषामेव तद्रसेन यजुषां वीर्येण यजुषां यज्ञस्य विरिष्टꣳ संदधाति ॥ ५ ॥**

**ભાવાર્થ**—તે પછી જો યજ્ઞમાં યજુર્વેદના મંત્રોના સંબંધમા કોઈ પ્રકારની હાનિ થઈ હોય તો તેની નિવૃત્તિને સારૂ દક્ષિણાગ્નિમાં 'ભુવઃ સ્વાહા' એ મંત્રથી હવન કરે. કારણ કે યજુર્વેદના મંત્રોથી ઉત્પન્ન થએલી યજ્ઞની ક્ષતિની પૂર્તિ યજુર્વેદના રસથી, યજુર્વેદના પરાક્રમથીજ પૂર્ણ થઈ શકે છે. ૫.

હવે સામવેદ નિમિત્તક યજ્ઞના ખંડિત થતાં પ્રાયશ્ચિત્ત કહેવામાં આવે છે, યથા—

**अथ यदि सामतो रिष्येत्स्वः स्वाहेत्याहवनीये जुहुयात्साम्नामेव तद्रसेन साम्नां वीर्येण साम्नां यज्ञस्य विरिष्टꣳ संदधाति ॥ ६ ॥**

**ભાવાર્થ**—તથા જો યજ્ઞમાં સામવેદના મન્ત્રોને કારણે કોઈ પ્રકારની હાનિ પહોચેલી હોય તો તેની નિવૃત્તિને સારૂ આહવનીયાગ્નિમાં 'स्वः स्वाहा' એ મંત્રથી હવન કરે. કારણ કે સામવેદના મંત્રોથી ઉત્પન્ન થએલી યજ્ઞની ક્ષતિની પૂર્તિ સામવેદના રસથી, સામવેદના પરાક્રમથીજ પૂર્ણ થઈ શકે છે. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઇશ્વરના સિવાય અન્ય કોઈ પણ પ્રાણી ભ્રમ—પ્રમાદથી રહિત નથી, તેથી કાર્ય કરનાર કોઈ કેટલોએ વિજ્ઞ હોય, કેટલોએ સાવધાનતા રાખનારો હોય, તોપણ ભૂલથી કોઈ બચતો નથી. પ્રાચીન સમયમાં યજ્ઞાનુષ્ઠાનનું કામ ઘણા સુયોગ્ય પરિક્ષિત લોકોને આપવામાં આવતુ હતુ, તોપણ ત્રુટિ તેમના કામમાં પણ આવી જતી હતી. વિદ્વાનોએ તેની નિવૃત્તિના ઉપાય પણ બતાવેલા છે, તે ભિન્ન પ્રકારના છે. અહીં ત્રણે વેદોના અનુષ્ઠાનમાં જે કાંઈ ભૂલચુક થઈ જાય તેના ક્રમથી 'भूः स्वाहा', 'भुवः स्वाहा', 'स्वः स्वाहा' એ ઉપાય છે. અહીં એ સ્મરણમાં રાખવાનું છે કે એ ઉપાય હોતા આદિના કર્મમાં જે ત્રુટિ અગર પ્રમાદ થઈ જાય તેના સંબંધમાં છે. ૬.

વિશેષ—એજ સર્વ પૂર્વોક્ત પ્રાયશ્ચિત્ત હોતા, ઉદ્ગાતા તથા અધ્વર્યુ દ્વારા થનારી હાનિયોની પૂર્તિને સારૂ છે. બ્રહ્મા દ્વારા યજ્ઞક્ષત થતા ત્રણે અગ્નિઓમાં ત્રણે વ્યાહૃતિયો દ્વારા હવન કરે, કારણ કે બ્રહ્મા દ્વારા થનારો એ યજ્ઞક્ષત તો ત્રયી વિદ્યાનોજ ક્ષત છે. જેમ કે 'બ્રહ્મત્વ કોના દ્વારા સિદ્ધ થાય છે? આ ત્રયી વિદ્યાથીજ' એ શ્રુતિથી સિદ્ધ થાય છે. એટલે કે બ્રહ્મત્વને કારણે થનારા યજ્ઞક્ષતને સારૂ કોઈ બીજો ન્યાય શોધવો જોઇએ. ૫ ૬.

હવે વિદ્વાન્ બ્રહ્માની વિશિષ્ટતાનું વર્ણન બે મંત્રોથી કરે છે, યથા—

**तद्यथा लवणेन सुवर्णꣳ संदध्यात्सुवर्णेन रजतꣳ रजतेन त्रपु त्रपुणा सीसꣳ सीसेन लोहं लोहेन दारु दारुणा चर्म ॥ ७ ॥**

ભાવાર્થ—જેમ સુહાગથી સોનાને, સોનાથી ચાંદીને, ચાંદીથી રંગાને, રંગાથી સીસાને, સીસાથી લોઢાને, લોઢાથી લાકડાને તથા ચામડાથી પણ લાકડાને જોડી દેવામાં આવે છે. ૭.

**एवमेषां लोकानामासां देवतानामस्यास्त्रय्या विद्याया वीर्येण यज्ञस्य विरिष्टꣳ सदधाति भेषजकृतो ह वा एष यज्ञो यत्रैवंविद् ब्रह्मा भवति ॥ ८ ॥**

ભાવાર્થ—એજ પ્રમાણે એ લોકોના, એ દેવતાઓના તથા એ ત્રયી વિદ્યાના પ્રભાવથી યજ્ઞની ખામીને બ્રહ્મા પૂર્ણ કરે છે. તે યજ્ઞ અવશ્યજ જાણે કે ઔષધિયો દ્વારા સંસ્કૃત થાય છે, કે જેમાં બ્રહ્મા એ પ્રમાણે વ્યાહૃતિ હોમનો તથા પ્રાયશ્ચિત્ત કર્મનો જ્ઞાતા હોય છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—આ વિષયમાં એવુ સમજવું જોઇએ કે જે લવણ એટલે સુહાગથી સુવર્ણને જોડી દેવામાં આવે છે, કારણ કે તે કઠણ સુવર્ણને મૃદુ કરે છે, ચાંદી જેને જોડવાનું અતિ કઠણ છે તેને સુવર્ણથી જોડવામાં આવે છે, એજ પ્રકારે ચાંદીથી કલાઈને કલાઈથી સીસાને, સીસાથી લોઢાને, લોઢાથી કાષ્ઠ અગર ચર્મથી કાષ્ઠ બાંધવા અગર જોડવામાં આવે છે તેજ પ્રમાણે આ કહેલા લોકોના, દેવતાઓના તથા વેદત્રયીના રસરૂપી વ્યાહૃતિયોના પ્રભાવથી ઋત્વિક્ બ્રહ્મા યજ્ઞની ક્ષતિપૂર્ણ કરી દે છે. તથા જેમ રોગને જાણનારા સુશિક્ષિત ચિકિત્સક રોગી પુરૂષને

રોગથી રહિત કરી દે છે. તેમજ જે યજ્ઞમા વ્યાહૃતિ તથા હોમરૂપ પ્રાયશ્ચિત્તને જાણુનાર બ્રહ્મા ઋત્વિક્ હોય છે, એ યજ્ઞ પણ નિશ્ચય ફળદાયક થાય છે. ૮.

**વિશેષ**—ટુકામા આ મંત્રોનું તાત્પર્ય એ છે કે જેમ લોઢાથી કાષ્ટ જોડાઈ જાય છે તથા જેમ શિક્ષિત વૈદ્ય રોગીને નિરોગી બનાવી દે છે, તેનેજ પૂર્વોક્ત વ્યાહૃતિહોમરૂપ પ્રાયશ્ચિત્તનો જ્ઞાતા બ્રહ્મા ત્રયી વિદ્યાના રસરૂપ વ્યાહૃતિયોના પ્રભાવથી યજ્ઞીય ક્ષતિના નાશ દ્વારા યજમાનને ફળવિશિષ્ટ બનાવી દે છે. ૭-૮.

**एष ह वा उदक्प्रवणो यज्ञो यत्रैवंविद् ब्रह्मा भवत्येवंविदꣳ ह वा एषा ब्रह्माणमनु गाथा यतो यत आवर्तते तत्तद् गच्छति ॥ ६ ॥**

**ભાવાર્થ**—જ્યાં આ પ્રકારને જાણુનારો બ્રહ્મા હોય છે તે યજ્ઞ ઉત્તર માર્ગની પ્રાપ્તિનો હેતુ થાય છે. આ પ્રકારને જાણુનારા બ્રહ્માના ઉદ્દેશથીજ આ ગાથા પ્રસિદ્ધ છે કે જ્યાં જ્યાં કર્મ આવૃત થાય છે ત્યાં ત્યા તે પહોચી જાય છે. ૯.

**વિ૰ વિ૰ ભાષ્ય**—જ્યા આ પ્રકારની વ્યાહૃતિહોમનો તથા પ્રાયશ્ચિત્ત કર્મના જ્ઞાતા ઋત્વિક્ બ્રહ્મા હોય છે તેજ યજ્ઞ ઉદક્પ્રવણ—ઉત્તર તરફના પ્રવાહવાળો હોય છે, એટલે કે તે ઉત્તમ લોકમાં લઈ જાય છે. તેથી આ ગાથા બ્રહ્માની સ્તુતિના વિષયમાં કહેવામાં આવેલી છે કે જે જે સ્થાનને હોતા, અધ્વર્યુ આદિ દ્વારા હાનિ પહોચે છે, તેજ સ્થાનમા બ્રહ્મા યજ્ઞના પ્રાયશ્ચિત્તનું અનુસધાન કરીને તે ક્ષતિની પૂર્તિ કરી દે છે. ૯.

**વિશેષ**—તાત્પર્ય એ છે કે જ્યાં જ્યા હોતા ઋત્વિજોનો યજ્ઞ ક્ષતયુક્ત થાય છે, તે તે યજ્ઞના ક્ષતની બ્રહ્મા પ્રાયશ્ચિત્તથી પૂર્તિ કરતા જાય છે. એટલે કે યજ્ઞ, કર્તાની બધી રીતે રક્ષા કરે છે. ૯

**मानवो ब्रह्मैवैक ऋत्विक्कुरूनश्वाभिरक्षत्येवंविद्ध वै ब्रह्मा यज्ञं यजमानꣳ सर्वाꣳश्चर्त्विजोऽभिरक्षति तस्मादेवंविदमेव ब्रह्माणं कुर्वीत नानेवंविदं नानेवंविदम् ॥ १० ॥**

**ભાવાર્થ**—બ્રહ્માજ એક માનવ ઋત્વિક્ છે જેમ લડાઈમા અશ્વ વીરોની રક્ષા કરે છે તેમજ વ્યાહૃતિ આદિકોનો જ્ઞાતા બ્રહ્મા યજ્ઞ, યજમાન તથા બીજા

સમસ્ત ઋત્વિજોની પણ સર્વ બાજુએથી રક્ષા કરે છે. તેથી એવુ જાણનારાનેજ બ્રહ્મા બનાવે, એવુ ન જાણનારાને નહી, એવુ ન જાણનારાને નહી. ૧૦.

**વિ૦ વિ૦ ભાષ્ય**—તાત્પર્ય એ છે કે વ્યાહૃતિ આદિનો જ્ઞાતા યજ્ઞ, યજમાન તથા સમસ્ત ઋત્વિજોની, તેમણે કરેલા દોષોની નિવૃત્તિ કરીને એવી રીતે રક્ષા કરે છે કે જેમ અશ્વ રણાંગણમાં પોતાની ચપળતાથી સવારની રક્ષા કરે છે. તેથી વ્યાહૃતિહોમ તથા પ્રાયશ્ચિત્ત કર્મના જ્ઞાતાનેજ યજ્ઞમાં બ્રહ્મા બનાવવો જોઇએ. બીજાને નહી. ૧૦.

**વિશેષ**—મૌન ધારણ કરવાથી તથા વેદાર્થનું સારી રીતે મનન કરવાથી બ્રહ્મામાં માન શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. 'नानेवविदं नानेवंविदं' એ દ્વિરુક્તિ અધ્યાય સમાપ્તિને સારૂ છે.

અહીં 'કુરૂન્' 'અશ્વા' તથા 'ગાથા' શબ્દો ઉપર વિચાર કરવામાં આવે તો તે અસ્થાને નહી ગણાય. આનન્દગિરિ કહે છે કે ગાથા ગાયત્રી આદિ છદોમાં થાય છે. કોઈકોઈ એને ગાથા કહે છે, શંકરાચાર્યજીને અનુસાર અનુગાથા ઘણે ભાગે ગાયત્રી છંદમાં છે. મહાત્માઓ પાસેથી તેનો અસલ પાઠ એવો સાંભળ્યો છે કે "यतो यत आवर्तते तत्तद् गच्छति मानवः, कुरूनश्वाभिरक्षित." ઇતિ. પ્રતીત એ થાય છે કે એ કોઈ પ્રાચીન ઘટના ઉપરથી લેવામાં આવ્યુ છે. તેમાં કુરૂવંશિયોમાંથી કોઈ એક મોટા શૂરવીરનો તથા તેના અશ્વનો મહીમા ગાવામાં આવેલ છે. અર્થ એ છે કે જ્યાં જ્યાંથી સેના પાછી હટે છે, ત્યાં ત્યાં એ માનવ ( મનુની સંતાન ) પહોચી જાય છે. અશ્વા કુરૂઓની રક્ષા કરે છે, અર્થાત્ અશ્વ ઘણા વેગથી કુરૂઓની સહાયતાને સારૂ તેને ત્યાં પહોચાડે છે કે જ્યાં તેની સેનાના પગ પાછા પડે છે. આ ગાથા અહીં યજ્ઞને સફળ બનાવતા બ્રહ્માના વિષયમાં લગાવવામાં આવી છે, કે જ્યાં કોઈ પણ ઠેકાણે એ યજ્ઞમાં ક્ષતિ દેખે છે ત્યાં પહોચી જાય છે તથા કુરૂઓની અર્થાત્ યજ્ઞકર્તાની રક્ષા કરે છે. ૧૦.

સત્તરમો ખંડ અને ચોથો અધ્યાય સમાપ્ત





# અધ્યાય પાંચમો

## ખંડ પહેલો

ગત અધ્યાયમા સગુણ બ્રહ્મવિદ્યાની ઉત્તરાયણ માર્ગરૂપા ગતિ બતાવવામાં આવી છે. હવે દક્ષિણદિશા સબધીની તથા વારવાર પુનરાવૃત્તિરૂપા સંસારની ગતિ તથા ત્રીજી તેનાથી પણ ક્લિષ્ટતર સંસારની ગતિ વૈરાગ્યને સારૂ વર્ણન કરવાની છે, તેને સારૂ આગળ ગ્રંથનો આરભ કરવામાં આવે છે. ભાવ એ છે કે આ પાંચમા અધ્યાના ઉદ્દેશ એ ભિન્ન ભિન્ન માર્ગોને પ્રગટ કરવાનો છે, કે જેના ઉપર લોક મૃત્યુ પછી ગમન કરે છે. આ માર્ગોમાંથી એક દેવપથ છે, જે જ્ઞાનિયોનો માર્ગ છે, જે બ્રહ્મને પ્રાપ્ત કરાવે છે, જ્યાથી પુનરાવૃત્તિ થતી નથી. તેનુ પહેલાંના ઉપનિષદોમાં પણ વર્ણન કરવામાં આવેલુ છે. બીજો એક માર્ગ કર્મિયોનો છે. તથા ત્રીજો તેમનો છે કે જે ઉભયભ્રષ્ટ છે તેનું કથન કરવામા આવશે.

હવે પ્રાણોપાસકને સારૂ સમસ્ત ઇંદ્રિયોમાં પ્રાણની જ્યેષ્ઠતા તથા શ્રેષ્ઠતાનું નિરૂપણ પ્રથમ કરે છે, તથા—

**यो ह वै ज्येष्ठं श्रेष्ठं च वेद ज्येष्ठश्च ह वै श्रेष्ठश्च भवति प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च ॥ १ ॥**

**ભાવાર્થ**—જે નિશ્ચયે કરીને જ્યેષ્ઠ આયુમાં વધારે તથા શ્રેષ્ઠ ગુણોમાં ઉત્તમને જાણે છે તે સર્વમા જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ હોય છે. પ્રાણજ નિ:સંદેહ ઇંદ્રિયોમાં જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે કોઈ જ્યેષ્ઠ–આયુમા પ્રથમ તથા શ્રેષ્ઠ–ગુણોમા અધિકને જાણે છે, તે પણ જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ થાય છે. આ ફળને લોભ દેખાડીને ઉપાસકની વૃત્તિને શ્રુતિ કહે છે કે હે પ્રિયદર્શન ! સપૂર્ણ ઇંદ્રિયોમાં પ્રાણજ જ્યેષ્ઠ છે, કારણ કે જ્યારે બાળક ગર્ભમાં આવે છે ત્યારે તેના પિંડમાં પ્રથમ પ્રાણનુજ આગમન થાય છે. અને પછી તે વાગાદિ ઇંદ્રિયોના આવવાને સારૂ તેમના ગોલકોમાં પ્રવેશ કરીને તેમને ફેલાવે છે તથા વધારે છે, જેનાથી તેમના શરીરની વૃદ્ધિ

તથા ચક્ષુરાદિ ઇંદ્રિયોની સ્થિતિ થાય છે. તેથી આયુની દૃષ્ટિથી પ્રાણ જ્યેષ્ઠ છે, તથા તેની શ્રેષ્ઠતાનુ તો 'સુહય' ઈત્યાદિ દૃષ્ટાંત દ્વારા બારમા મંત્રમાં પ્રતિપાદન કરવામાં આવશે. તેથી તે કાર્યકરણ સંઘાતમાં પ્રાણજ જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ છે. ૧.

વિશેષ—આ 'एतस्माज्जायते' 'प्राणमसृजत' ઈત્યાદિ શ્રુતિના પ્રમાણથી પ્રાણની સર્વથી પહેલી ઉત્પત્તિ થવાના કારણથી પ્રાણ અન્યસર્વની અપેક્ષા જ્યેષ્ઠ છે. ભાવ એ છે કે પ્રાણ સર્વથી મોટો એટલા માટે છે કે તે ગર્ભમા બીજી ઇંદ્રિયોના પહેલાં પ્રગટ થતા પહેલાં પોતાના કામનો આરંભ કરે છે. બીજી ઇંદ્રિયોનાં સ્થાનો બની ગયા પછી તે પોતાના કામનો આરંભ કરે છે. ૧.

## यो ह वै वसिष्ठं वेद वसिष्ठो ह स्वानां भवति वाग्वाव वसिष्ठः ॥ २ ॥

ભાવાર્થ—જે નિશ્ચયે કરીને વસિષ્ઠને જાણે છે તે પોતાની જાતિયોમાં વસિષ્ઠ થાય છે, અવશ્ય વાણીજ વસિષ્ઠ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે પ્રસિદ્ધ સર્વને આચ્છાદિત કરનારને એટલે કે ધનાઢ્ય વસિષ્ઠને જાણે છે એટલે કે તેની ઉપાસના કરે છે તે પણ સ્વ જાતિયોમાં વસિષ્ઠ-ધનાઢ્ય થઈ જાય છે. વસિષ્ઠ કોણછે? એ વાતને શ્રુતિ બતાવે છે કે વાણીજ વસિષ્ઠ છે ૨.

વિશેષ—તાત્પર્ય એ છે કે જે વાણીરૂપ પ્રાણની ઉપાસના કરે છે તે શ્રેષ્ઠ વક્તા તથા ધનાઢ્ય થાય છે. કારણ કે શ્રેષ્ઠ વક્તા સભામાં તથા પોતાની જાતિયોમા સર્વનો પરાજય કરીને ઉત્તમ ધન પ્રાપ્ત કરે છે. તેથી વાણીએજ વસિષ્ઠ છે. ૨.

## यो ह वै प्रतिष्ठां वेद प्रति ह तिष्ठत्यस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च चक्षुर्वाव प्रतिष्ठा ॥ ३ ॥

ભાવાર્થ—જે સ્પષ્ટજ પ્રતિષ્ઠાને જાણે છે તે આ લોકમાં તથા પરલોકમાં અવશ્યજ પ્રતિષ્ઠિત થાય છે. નેત્રજ પ્રતિષ્ઠા છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—જે પુરુષ આ પ્રસિદ્ધ પ્રતિષ્ઠિત નેત્રવિશિષ્ટ પ્રાણને જાણે છે એટલે કે ઉપાસના કરે છે તે જીવતાં આ લોકમાં તથા મૃત્યુ પછી પર-

લોકમાં પ્રતિષ્ઠ અર્થાત્ ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થાય છે, એટલે કે દઢતાને પ્રાપ્ત થાય છે. પ્રતિષ્ઠા શું છે? એ પ્રશ્નના ઉત્તરમાં શ્રુતિ કહે છે કે નેત્રજ પ્રતિષ્ઠિત એટલે કે દઢ છે. ૩.

વિશેષ—કારણ કે ઉંચા નીચા, સમ તથા દુર્ગમ સ્થળમાં સારી રીતે દેખીને પુરૂષ ઉત્તમ સ્થાનમાં દઢતાની સાથે સ્થિત થાય છે. તેથી નેત્રજ પ્રતિષ્ઠા છે. ૩.

**यो ह वै संपदं वेद सꣳहास्मै कामाः पद्यन्ते दैवाश्च मानुषाश्च श्रोत्रं वाव संपत् ॥ ४ ॥**

ભાવાર્થ—જે નિશ્ચયે કરીને સમ્પદને જાણે છે તેને સારૂ દેવ તથા માનુષ કાર્ય એટલે કે ભોગ સારી રીતે પ્રાપ્ત થાય છે. શ્રોત્રજ સમ્પદ છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—જે નિશ્ચયે કરીને સમ્પદને જાણે છે અર્થાત્ પ્રસિદ્ધ શ્રોત્ર પ્રાણની ઉપાસના કરે છે, તે દેવ તથા મનુષ્યસમ્બન્ધી કામનાઓને પ્રાપ્ત થાય છે. સમ્પત્તિ શું છે? આ પ્રશ્નના ઉત્તરમા ભગવતી શ્રુતિ કહે છે કે શ્રોત્રજ સમ્પત્તિ છે. ૪.

વિશેષ—કારણ કે શ્રોત્રેન્દ્રિય વડે કરીનેજ વેદોના મન્ત્રોને ગ્રહણ કરીને તેના અર્થને જાણે છે. વળી તેને અનુસરીને યજ્ઞાદિ કર્મો કરે છે અને પોતાની ઇષ્ટ કામનાઓને પ્રાપ્ત કરે છે. તેથી શ્રોત્રજ કામસમ્પત્તિનો હેતુ હોવાથી સમ્પત્તિ છે. ૪.

**यो ह वा आयतनं वेदायतनꣳ ह स्वानां भवति मनो ह वा आयतनम् ॥ ५ ॥**

ભાવાર્થ—જે આયતનને જાણે છે તે પોતાની જાતિયોનો આશ્રય થાય છે. નિશ્ચયે કરીને મનજ આયતન—આશ્રય છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જે સારી રીતે આયતન—આશ્રયને જાણે છે એટલે કે મનવિશિષ્ટ પ્રાણની ઉપાસના કરે છે તે સ્વજનોનો આશ્રય બની જાય છે. આ આયતન શું છે? એ પ્રશ્નનું ભગવતી શ્રુતિ સમાધાન કરે છે કે નિશ્ચય મનજ આયતન છે. ૫.

વિશેષ—તાત્પર્ય એ છે કે ઇંદ્રિયો દ્વારા ગ્રહણ કરેલા ભોગાર્થ તથા જ્ઞાનાર્થ વિષયોનો આશ્રય મનજ છે, મનજ સર્વેનો આશ્રય છે. ઉપરના બીજા, ત્રીજા, ચોથા તથા પાંચમાં મંત્રનો અભિપ્રાય એ છે કે વાણી સર્વેની સરદાર છે,

કારણ કે સારૂ બોલનાર બીજાને દબાવી લે છે. નેત્ર દઢ સ્થિતિ છે, કારણ કે નેત્રથી દેખતો પુરૂષ સમ તથા વિષમ બને જગાએ દઢતાથી ઉભો રહી શકે છે. શ્રોત્ર સમ્પદા છે, કારણ કે શ્રોત્રથી વેદ સભળાય છે તથા તે પ્રમાણે કર્મ કરવાથી સમ્પત્તિ મળે છે. મન ઘર છે, કારણ કે ઇંદ્રિયો જે પોત પોતાના વિષયોના જ્ઞાનની ભેટ આત્માને આપવાની ઇચ્છા રાખે છે, તેનો સગ્રહ મનમાં કરી રાખે છે. ઘણે ભાગે ઘેર જઈનેજ ભેટ આપવામાં આવે છે, યાત્રામા પણ મુકામ જોઈને વખતે કોઈને માર્ગમાં પણ આપવામા આવે તો તેનો ઉપયોગ ઘણે ભાગે ઘેર કે મુકામેજ થાય છે. ૫.

'પૂર્વોક્ત સંપૂર્ણ ગુણ મુખ્ય પ્રાણગામીજ છે' એ વાત કહેવાને સારૂ ઇંદ્રિયોના વિવાદરૂપી આખ્યાયિકાનો આરંભ કરે છે—

**अथ ह प्राणा अहꣳश्रेयसि व्यूदिरेऽहꣳ श्रेयानस्म्यहꣳ श्रेयानस्मीति ॥ ६ ॥**

**ભાવાર્થ**—તે પછી પ્રાણ–ઇંદ્રિયો 'હું શ્રેષ્ઠ છું, હું શ્રેષ્ઠ છું' આ પ્રમાણે અન્દર અન્દર પોતાની શ્રેષ્ઠતાને સારૂ વિવાદ કરવા લાગ્યા. ૬.

**વિ૦ ત્રિ૦ ભાષ્ય**—હે સૌમ્ય ! પૂર્વોક્ત ગુણવિશિષ્ટ સમસ્ત ઇંદ્રિયો અહંકારની સાથે એક બીજા સાથે લડવા લાગી કે કલ્યાણકારી વસ્તુઓ સર્વના કરતાં 'હું શ્રેષ્ઠ છું, હું શ્રેષ્ઠ છું'. ૬.

**વિશેષ**—વસ્તુતઃ જો વિચાર કરવામાં આવે તો એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે અચેતન ઇંદ્રિયોમાં વિવાદ થવો સંભવિત નથી. ત્યારે તેમનામાં વિવાદ કેવી રીતે થયો ? એ શંકાનું સમાધાન એ છે કે ભગવતી શ્રુતિ મુખ્ય પ્રાણની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરવાને સારૂ તેમનામા વિવાદનો આરોપ કરે છે. તથા તે આરોપ પણ એટલા સારૂ કરવામાં આવ્યો કે વિવાદ દ્વારા નિર્ણીત વસ્તુ સિદ્ધાંતભૂત થઈ જાય છે, આ આખ્યાયિકા પ્રાણસંવાદ અગર પ્રાણવિદ્યાના નામથી અન્ય ઉપનિષદો તથા માધ્યન્દિન શતપથમાં પણ આવેલી છે. ૬.

આ પ્રકારના વાદ વિવાદનો સ્વતઃ નિર્ણય થવો શક્ય ન જણાયાથી સર્વ ઇંદ્રિયો પ્રજાપતિ પાસે ગઈ અને પ્રજાપતિએ નિર્ણય કર્યો. એ વાતને ભગવતી શ્રુતિ કહે છે—

**ते ह प्राणाः प्रजापतिं पितरमेत्योचुर्भगवन्को नः**

**श्रेष्ठ इति तान्होवाच यस्मिन्व उत्क्रान्ते शरीरं पापिष्ठतर-मिव दृश्येत स वः श्रेष्ठ इति ॥ ७ ॥**

**ભાવાર્થ**—એ સર્વ પ્રાણ આદિ ઇંદ્રિયોએ પિતા પ્રજાપતિ પાસે જઇને આ પ્રમાણે કહ્યું—હે સ્વામિન્! અમો સર્વમાં કોણ ઉત્તમ છે? પ્રજાપતિએ તેમને કહ્યું કે—તમારા બધામાંથી જેના નિકળી જવાથી શરીર અત્યંત પાપિષ્ટ જેવુ દેખાય એજ તમારામાં ઉત્તમ છે. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ત્યારે સર્વ ઇંદ્રિયોએ પોતાનામાંથી કોણ શ્રેષ્ઠ છે તે જાણવાને સારૂ પોતાના પિતા પ્રજાપતિની પાસે જઇને પ્રણામ કરીને પૂછ્યુ કે—હે ભગવન્! અમારામાં ગુણોએ કરીને કોણ શ્રેષ્ઠ છે? આપ કૃપા કરીને કહો કે જેથી અમારો વિવાદ મટી જાય તે સાંભળીને પ્રજાપતિએ કહ્યુ—જે એકના નિકળી જવાથી આ શરીર અત્યંત અપવિત્ર એટલે કે શબના સમાન દેખાય, તેજ તમારા સર્વમાં શ્રેષ્ઠ છે. ૭.

**વિશેષ**—તાત્પર્ય એ છે કે જેના નિકળી જવાથી શરીરનો અત્યત નિકૃષ્ઠ દેખાવ થઈ જાય તથા શબના સમાન અસ્પૃશ્ય અપવિત્ર જણાય તેજ બધામાં શ્રેષ્ઠ છે. એ પ્રમાણે ઇંદ્રિયોના ઝગડાની નિવૃત્તિ કરવાને સારૂ, ઉત્પત્તિકર્તા પ્રજાપતિએ, કોઇને પણ દુઃખ ન લાગે એવા ઉપાય વિશેષથી ઉત્તર આપ્યો. ૭.

પ્રજાપતિએ ઉપર પ્રમાણે કહ્યા પછી વાગિન્દ્રયની પરીક્ષાનું વર્ણન કરે છે—

**सा ह वागुच्चक्राम सा संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथाऽकला अवदन्तः प्राणन्तः प्राणेन पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तो मनसै-वमिति प्रविवेश ह वाक् ॥ ८ ॥**

**ભાવાર્થ**—ત્યારે તે વાગિન્દ્રિય નિકળી અને તેણે એક વર્ષ પર્યંત બહાર રહીને ફરી આવીને પૂછ્યુ, તમે સર્વે મારા વિના કેવી રીતે જીવિત રહી શક્યાં? તે ઉપરથી તેમણે કહ્યું કે જેવી રીતે મુંગા બોલ્યા વગર પ્રાણથી શ્વાસ લે છે, નેત્રથી દેખે છે, કાનથી સાંભળે છે, મનથી ધ્યાન કરતા જીવે છે, તેવીજ રીતે અમે સર્વે જીવતા રહ્યા છીએ, એ સાંભળીને વાગિન્દ્રિયે શરીરમાં પુનઃ પ્રવેશ કર્યો. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! સર્વજ્ઞ પ્રજાપતિના એ પ્રમાણે કહેવાથી વાગિન્દ્રિય પોતાના સ્થાન ઉપરથી નિકળીને એક વર્ષ સુધી પોતાના વ્યાપારથી ઉપરત રહી બહાર સ્થિત રહી તથા જ્યારે એક વર્ષ પૂરૂ થઈ ગયુ, ત્યારે ફરી શરીરની પાસે આવીને બીજી ઇદ્રિયોને કહેવા લાગી કે—હે સહચારિયો ! તમે સર્વે મારા વિના જીવન ધારણ કરવામાં કેવી રીતે સમર્થ થયાં ? એ પ્રશ્ન સાભળીને, સર્વેએ કહ્યું—જેવી રીતે મુંગા લોકો બોલ્યા વગર પણ પ્રાણથી પ્રાણન ક્રિયા કરીને સંસારમાં જીવિત રહે છે, ચક્ષુથી દેખે છે, શ્રોત્રથી સાંભળે છે તથા મનથી મનન કરે છે, તેવી રીતે તમારા એકના વિના અમે સર્વ જીવિત રહ્યા છીએ. એ સાંભળીને વાગિન્દ્રિય પોતાની અશ્રેષ્ટતા સમજીને શ્રેષ્ટતાના અહંકારને છોડીને પોતાના સ્થાનમાં સ્થિત થઈ પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થઈ. ૮.

વિશેષ—શંકા—સર્વજ્ઞ પ્રજાપતિએ ઇદ્રિયોને એ, કેમ ન કહ્યું કે—તમારા સર્વેમાં એક મુખ્ય પ્રાણજ શ્રેષ્ટ છે. તેનું સમાધાન એ છે કે—જો પ્રજાપતિ, એ ઇદ્રિયોને પહેલેથીજ કહી દે કે તમારા બધામાં એક મુખ્ય પ્રાણજ શ્રેષ્ટ છે તો બીજી વાગાદિ સર્વ ઇદ્રિયો દુઃખી થઈ જાય જ્યારે પોતાની શ્રેષ્ટતા અગર નેષ્ટતા પોતાના યથાર્થ અનુભવથી સારી રીતે જાણવામાં આવે છે ત્યારે દુઃખ થતુ નથી. તેથી કોઇને દુઃખ ન થાય તેને સારૂ પ્રજાપતિએ તેમના પ્રતિ પ્રાણને શ્રેષ્ટ ન કહેતાં એવે પ્રકારે કહ્યું કે તેઓ પોતાનો નિર્ણય પોતેજ કરીલે. ૮.

આગળ નવ, દશ તથા અગિયારમા મંત્રોનાં ભાષ્ય, વિશેષનો ઉલ્લેખ કરવામાં આવશે નહીં; કારણકે એ ત્રણેનાં ભાષ્ય વિશેષ આઠમા મત્રના સમાનજ છે. કેવળ એ મન્ત્રોના ભાવાર્થનો જ ઉલ્લેખ કરવામાં આવશે.

**चक्षुर्होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथाऽन्धा अपश्यन्तः प्राणन्तः प्राणेन वदन्तो वाचा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह चक्षुः ॥ ९ ॥**

ભાવાર્થ—તે બાદ નેત્ર નિકળ્યુ અને તેણે એક વર્ષ સુધી બહાર રહી પાછા આવીને પૂછ્યુ કે તમે સર્વ મારા વિના કેવી રીતે જીવતાં રહ્યા છો ? એ સર્વે એ ઉત્તર આપ્યો કે—જેમ આંધળો દેખતો નથી પણ પ્રાણથી શ્વાસ લે છે કાનથી

સાંભળે છે તથા મનથી ધ્યાન કરતો જીવતો રહે છે તેજ પ્રમાણે અમો સર્વ જીવતાં રહ્યા છીએ. એ સાંભળીને ચક્ષુએ શરીરની અંદર પ્રવેશ કર્યો. ૯.

**श्रोत्र ँ होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा बधिरा अशृण्वन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तो चक्षुषा ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह श्रोत्रम् ॥ १० ॥**

ભાવાર્થ—તે પછી શ્રોત્રે ઉત્ક્રમણ કર્યું તથા એક વર્ષ સુધી બહાર રહી ફરી આવીને પૂછ્યુ કે તમે સર્વ મારા વગર કેવી રીતે જીવતા રહ્યા છો ? તે ઉપર એ ઇંદ્રિયોએ ઉત્તર આપ્યો કે—જેમ બેહેરા સાંભળતા નથી પણ પ્રાણથી શ્વાસ લે છે, વાણીથી બોલે છે, નેત્રથી દેખે છે તથા મનથી ચિંતન કરતા જીવિત રહે છે તે પ્રમાણે અમે સર્વ જીવતા રહ્યા છીએ. એવું સાંભળીને કર્ણેન્દ્રિયે શરીરમાં પ્રવેશ કર્યો. ૧૦.

હવે મનના ઉત્ક્રમણનું કથન કરે છે, યથા—

**मनो होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा बाला अमनसः प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेणैवमिति प्रविवेश ह मनः ॥ ११ ॥**

ભાવાર્થ—ત્યાર પછી મન નિકળ્યું અને એક વર્ષ સુધી દેહની બહાર રહીને પાછુ આવીને બોલ્યુ કે—તમે સર્વ મારા વગર કેવી રીતે જીવતા રહ્યા ? તે ઉપર એ સર્વે બોલ્યા કે, જેમ નાનુ બાળક મન રહિત પ્રાણથી શ્વાસ લે છે, વાણીથી બોલે છે, નેત્રથી દેખે છે, કાનથી સાંભળતો જીવે છે, તેવીજ રીતે અમો સર્વ જીવિત રહ્યા છીએ. એવું સાંભળીને મને પણ શરીરની અંદર પ્રવેશ કર્યો.

આ પ્રમાણે પરીક્ષા દ્વારા વાગાદિકોમાં શ્રેષ્ઠત્વના અભાવનો નિશ્ચય થયા પછી—

**अथ ह प्राण उच्चक्रमिपन्त्स यथा सुहयः पड्वीश-**

शङ्कून्संखिदेदेवमितरान्प्राणान्समखिदत्तꣳ हाभिसमेत्योचुर्भगवन्नेधि त्वं नः श्रेष्ठोऽसि मोत्क्रमीरिति ॥ १२ ॥

ભાવાર્થ—પછી પ્રસિદ્ધ મુખ્ય પ્રાણે નિકળવાની ઈચ્છા કરી તેણે જેમ પાણીદાર ઘોડો પોતાની પછાડીના—પાદ બંધનના ખિલાને ઉખાડી નાંખે છે તેમજ અન્ય પ્રાણોને ઉખાડી નાખ્યા ત્યારે તે સર્વેએ આવીને કહ્યું કે—હે ભગવન્! આપ અમારા સર્વમાં શ્રેષ્ઠ છો. આપ ઉત્ક્રમણ કરશો નહીં. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—સર્વ ઇંદ્રિયોનાં હલન ચલન તથા ક્રિયા મુખ્ય પ્રાણને આધારે જ થાય છે, તે પ્રાણ જ્યારે પોતાની સત્તા, ઇંદ્રિયોમાં કામ કરતા ગૌણ પ્રાણોમાંથી ખેંચી લે છે ત્યારે સર્વ ઇંદ્રિયો જડવત્ થઈ જાય છે અર્થાત્ મરી જાય છે. પાણીદાર ઘોડાને જ્યારે દોડવાની ઈચ્છા થાય છે ત્યારે તે જેમ પછાડીના ખીલાને ઉખાડી નાંખે છે તેમ મુખ્ય પ્રાણે ઇંદ્રિયોમાંથી પોતાની સત્તા ખેંચી લઇને નિકળી જવાની ઈચ્છા કરી ત્યારે સમસ્ત ઇંદ્રિયો એ મુખ્ય પ્રાણની સમીપ આવીને નમ્રતાપૂર્વક કહેવા લાગી કે—હે ભગવન્! આપ પૂજા તથા નમસ્કારને યોગ્ય છો, અમો સર્વ આપની પ્રજા છીએ, આપ અમારા સ્વામી છો આપના જવાથી અમો સર્વ નાશને પ્રાપ્ત થઇશું, તેથી આપ આ શરીરની બહાર ન જશો. અમો આપને આપની પ્રજા તરિકેનો કર આપતા રહીશું. ૧૨.

વિશેષ—તાત્પર્ય એ છે કે જેમ વૈશ્ય, રાજા દ્વારા ધન ઉપાર્જન કરીને ફરી તેજ ધન રાજાને કરના રૂપમાં આપે છે તેમજ અમો સર્વ આપને આપનુજ ધન અર્પણ કરીએ છીએ, કારણકે આપ અમો સર્વના સ્વામી છો તેથી આપ આપના કરનો સ્વીકાર કરીને આ દેહમાથી નિકળી જશો નહી, કારણકે આપના નિકળવાથી અમો સર્વ નાશને પ્રાપ્ત થઇશું. ૧૨.

હવે ઇંદ્રિયો દ્વારા પ્રાણની સ્તુતિનું વર્ણન કરે છે.

अथ हैनं वागुवाच यदहं वसिष्ठोऽस्मि त्वं तद्वसिष्ठोऽसीत्यथ हैनं चक्षुरुवाच यदहं प्रतिष्ठास्मि त्वं तत्प्रतिष्ठाऽसीति ॥ १३ ॥

ભાવાર્થ—પુનઃ મુખ્ય પ્રાણને વાણીએ કહ્યું—હું જે વસિષ્ઠ છું તે તમેજ વસિષ્ઠ છો. તે પછી નેત્રે કહ્યું—હું જે પ્રતિષ્ઠા છું તે તમેજ પ્રતિષ્ઠા છો ૧૩

**अथ हैनं श्रोत्रमुवाच यदह॒ संपदस्मि त्वं तत्संपदसीत्यथ हैनं मन उवाच यदहमायतनमस्मि त्वं तदायतनमसीति ॥ १४ ॥**

**ભાવાર્થ**—પછી શ્રોત્રે કહ્યું—હું જે સંપદ્ છું તે તમેજ સંપદ્ છો. તેના પછી તેને મને કહ્યું, હું જે આયતન છું તે તમેજ આયતન છો. ૧૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે સૌમ્ય ! વાગિન્દ્રિયે મુખ્ય પ્રાણને કહ્યું, હે ભગવન્ જે વસિષ્ઠત્વ ગુણ મારામાં છે તે આપનો જ આપેલો છે. પણ હું અજ્ઞાનથી એ આપના ગુણને મારો ગુણ માનીને વ્યર્થ અભિમાન કરતી હતી. તે પછી મુખ્ય પ્રાણને ચક્ષુરિન્દ્રિયે કહ્યું કે—હે ભગવન્ ! જે પ્રતિષ્ઠત્વ ગુણ મારામાં છે તે આપનો જ છે પરંતુ તેમ ન જાણીને તે ગુણને મારોજ જાણીને વ્યર્થમાંજ હું અભિમાનના ફેરમાં પડી હતી કે એ મારો ગુણ છે. તેજ પ્રમાણે હે સૌમ્ય ! જ્યારે મુખ્ય પ્રાણની પાસે વાગિન્દ્રિય તથા ચક્ષુરિન્દ્રિય પોતાની આધીનતાનો સ્વીકાર કરી ચુકી ત્યાર પછી શ્રોત્ર મુખ્ય પ્રાણને કહેવા લાગ્યો કે—હે ભગવન્ ! આપ પૂજા તથા નમસ્કારને યોગ્ય છો, જે મારામાં સંપદત્વ રૂપ ગુણ છે તે આપનોજ છે, મારો નથી. મેં તેને અજ્ઞાનતાથી મારો માની રાખ્યો હતો; તે પછી મને મુખ્ય પ્રાણને કહ્યું—હે ભગવન્ આપ પૂજા તથા નમસ્કારને યોગ્ય છો જે આયતન ગુણ મારામાં છે તે આપનો જ છે, હું તેને અજ્ઞાનતાથી મારોજ માનતો હતો. મારે લજ્જિત થવું પડયું. ૧૩-૧૪.

**વિશેષ**—નેત્ર, શ્રોત્ર આદિ ઇંદ્રિયો ઘણી પ્રબળ છે, તેમાંથી એક એક ઉપર કાબુ મેળવવામાં ઋષિયોના તપોમય જીવનની સમાપ્તિ થઈ જાય છે, તો પણ તેમના ઉપર કાબુ આવવો અત્યંત કઠણ થઈ જાય છે. તેમને નિયંત્રણમાં રાખવાના શાસ્ત્રોમાં અનેક ઉગ્ર ઘોર ઉપાય બતાવ્યા છે. તેથી તેમની પ્રબળતાનું માપ નિકળી શકે છે. શાસ્ત્રોક્ત ઉપાયોને જાણીને અનુષ્ઠાન કર્તા ઋષિ મુનિ પણ તેમના સપાટામાં આવી જાય છે. દેવતાઓ તો તેમને આધીનજ છે. મનુષ્ય તેમનો દાસ છે અને રાક્ષસના તો રોમ રોમમાં તેઓ રમે છે. તેથીજ તેઓ અભિમાની થઈ ગએલી હતી તેનો અહીં ભંગ દેખાડવામાં આવ્યો છે ૧૩ ૧૪.

**न वै वाचो न चक्षूंषि न श्रोत्राणि न मनांसीत्याचक्षते प्राणा इत्येवाचक्षते प्राणो ह्येवैतानि सर्वाणि भवन्ति ॥ १५ ॥**

ભાવાર્થ—કારણકે સંસારમાં સમસ્ત ઇંદ્રિયોને વાણી, નેત્ર, કર્ણ તથા મન કહેતા નથી પણ 'પ્રાણ' કહે છે, કારણ એ છે કે એ સર્વ પ્રાણજ છે. ૧૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જો વાણી, નેત્ર, શ્રોત્ર તથા મન એમનામાંથી કોઈ સૌથી શ્રેષ્ઠ, સૌનો આશ્રય તથા સૌના માલિક હોત તો બીજી સર્વ તેનાજ નામથી ઓળખાત. પણ પ્રાણ સર્વશ્રેષ્ઠ છે, બીજી ઇંદ્રિયોની સ્થિતિ પણ તેને આધીન છે, તેથી બધી ઇંદ્રિયોનું 'પ્રાણ' એજ નામ છે ભાવ એ છે કે પ્રાણ સ્વતંત્ર છે. ૧૫.

વિશેષ—જો વાદી શંકા કરે કે ઇંદ્રિયો જડ હોવાથી તેમનું શરીરમાંથી નિકળવુ, પ્રજાપતિ પાસે જવું પાછુ શરીરમાં આવવું, એક વર્ષ સુધી બહાર રહેવું, પાછા આવી પ્રશ્ન કરવો, લજ્જિત થવું, પોતાના સ્થાનમાં આવી સ્વવ્યાપારમાં પ્રવૃત્ત થવુ આદિ કાંઈ પણ સંભવિત નથી તેના સમાધાનમં આચાર્ય કહે છે કે—અગ્નિ આદિ દેવતા ચેતનાવાન છે તથા ઇંદ્રિયો તેમની આશ્રિત છે. અધિષ્ઠાનથી અધિષ્ઠિત અલગ હોઈ શકે નહીં, તેથી તાદાત્મ્યાધ્યાસ દ્વારા વાગાદિ ઇંદ્રિયોની ચેતનતા સંભવે છે, તેથી તેમનામાં બોલવા આદિની ક્રિયા થાય છે. આ વિષયમાં "अग्निर्वाग्भूत्वा मुखं प्राविशदिति ' એ શ્રુતિ પ્રમાણ છે.

આ ખંડમાં કથિત વિદ્યાનુ નામ "પ્રાણ વિદ્યા" છે. તેનું એ નામ એ આશયથી છે કે—પ્રાણ શબ્દ મુખ્યતયા પ્રાણોમા વર્તે છે. એટલે કે 'પ્રાણ' એ ખાસ નામ તો પ્રાણોનુ છે પણ ગૌણી વૃત્તિયો અહીં અન્ય ઇંદ્રિયોનું પણ તે વાચક છે કારણ કે એ સર્વ પોત પોતાની સત્તા પ્રાણોના આશ્રયથીજ પ્રાપ્ત કરે છે. તેથી સર્વ ઇંદ્રિયોને પણ પ્રાણ કહેવામા આવે છે. આ ખંડમા સંવાદથી સર્વ વાગાદિ ઇંદ્રિયોમા પ્રાણની પ્રધાનતા કહેવામા આવી છે. આ આખ્યાયિકાને પાઠકોએ સાવધાનતા પૂર્વક વાંચી હશે, ન વાંચી હોય તો ફરી વાંચે.

ભાવ એ છે કે—મનુષ્યને ઉચિત છે કે—પ્રાણોને મુખ્ય સમજીને તેમને પોતાને આધીન કરવાનો યત્ન કરે. મહાપુરૂષોએ કહેલુ છે કે—એ યત્ન પ્રાણાયામ દ્વારા સંયમ કરવાથીજ સફળ થઈ શકે છે, બીજો ઉપાય નથી. અર્થાત્ યોગ શાસ્ત્રોક્ત પ્રાણાયામની વિધિથી પોતાના પ્રાણોને વશીભૂત કરીને પરમાત્મા પરાયણ થવું એજ પ્રાણોને સ્વાધીન કરવાનો એકમાત્ર ઉપાય છે.

એમ સમજો કે—સુખપૂર્વક શરીર યાત્રા કરવાને સારૂ એ પ્રાણવિદ્યા સર્વથી મુખ્ય છે. તેથીજ તેનું વર્ણન ઘણાં ઉપનિષદો આદિમા મળી આવે છે. તેથી જીજ્ઞાસુનું એ કર્તવ્ય છે કે, તેનુ સંપાદન કરે.

જે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ રૂપ પુરૂષાર્થ ચતુષ્ટયમાં લાગેલા છે, તેમના મનોરથ પણ પ્રાણ વિદ્યાની પ્રાપ્તિ વિના નિષ્પન્ન થઈ શક્તા નથી. જેટલા પણ રોગ-શોક રૂપ આધિ-વ્યાધિ છે, તે પ્રાણન શક્તિન જીવનના સામર્થ્યને નષ્ટ કરે છે. તેથી મનુષ્યનાં સર્વકામ જ્યાંનાં ત્યા રહી જાય છે. અલ્પપ્રાણ સુખપૂર્વક પોતાની જીંદગીના અંત સુધી નભી શકતા નથી. એ તો મહાપ્રાણજ છે કે જે પ્રયાણ સુધી પોતાનો અધિકાર રાખે છે. અમે સંતો પાસેથી સાભળયુ છે અને જોયુ પણ છે કે તેઓ પોતાના જીવન-મરણને જાણતી રહે છે. તેઓ બીજાના વિષયમાં પણ જાણી જાય છે. એ સર્વ 'પ્રાણવિદ્યા'ના મહિમાનું ફળ છે. ૧૫.

—❀❀❀—

## ખંડ બીજો.



'વાગાદિકોનો સ્વામી શ્રેષ્ટત્વાદિ ગુણ વિશિષ્ટ પ્રાણ છે એવું જાણે' એ પ્રમાણે પ્રધાન વિદ્યાનો ઉપદેશ કરીને હવે તેના અગ રૂપ અન્નમા વાસની દ્રષ્ટિના વિધાનનો ઉપક્રમ કરે છે. યથા—

**स होवाच कि मेऽन्नं भविष्यतीति यत्किंचिदिदमाश्वभ्य आशकुनिभ्य इति होचुस्तद्वा एतदनस्यान्नमनो ह वै नाम प्रत्यक्षं न ह वा एवंविदि किंचन नन्नं भवतीति ॥ १ ॥**

ભાવાર્થ—'એ આણે સ્પષ્ટ કહ્યું કે મારૂ અન્ન શું થશે ?' ત્યારે વાગાદિકોએ કહ્યું કે—કુતરાં તથા પક્ષિયોથી લઇને સર્વ જીવે થી જે કાંઈ ભક્ષણ કરી શકાય છે, તે એ સર્વ અન્ન-પ્રાણનુંજ અન્ન છે, તેથી સ્પષ્ટજ પ્રાણનું પ્રત્યક્ષનામ અન્ન છે, જે આ પ્રકારે પ્રાણને જાણે છે, તેને સારૂ કાંઈ પણ અનન્ન-અભક્ષ્ય થતું નથી. ૧.

નોટ—આનો એ અભિપ્રાય નથી કે—એવું જાણનારાને સારૂ ભક્ષ્યાભક્ષ્યનો ભેદ રહેતો નથી. પરંતુ એવું જાણનારાએ પ્રાણોની રક્ષાના ઉદ્દેશથી જે કાંઈ ખાધુ છે તેનાથી તે પાપી ઠરતો નથી એવો ઉષસ્તિ ચાક્રાયણનો ઇતિહાસ છે.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! જેમ રાજાને પ્રજા બલિ અર્પણ કરે છે તેમજ જ્યારે પ્રાણને ઇંદ્રિયોએ પોત પોતાનો ભાગ અર્પણ કરી દીધો ત્યારે પ્રાણે

શરીરમાં સ્વસ્થ થઈને ઇંદ્રિયોને પૂછ્યુ કે મારો ભોગ શું થશે ?- ત્યારે વાગાદિ ઇંદ્રિયોએ કહ્યું કે—ભગવન્ ! જે કાંઈ આ સંસારમાં કુતરાંથી લઈને પક્ષિયો સુધી ભોગ કરવા યોગ્ય જે વસ્તુ છે તે સંપૂર્ણ આપનો આહાર થશે, અગર જે કાંઈ પ્રાણી માત્રથી ખાઈ શકાય છે તે સર્વ આપનો ભોગ થશે. 'प्राणोऽत्ता सर्वस्यान्नस्य' આ શ્રુતિ પ્રમાણથી પ્રાણ તથા ઇંદ્રિયોની આખ્યાયિકાને કહીને ભગવતી શ્રુતિ સ્વયં પ્રાણની પ્રતિષ્ઠાને આ પ્રમાણે કહે છે કે અન્ન ભોગ અન્ન-પ્રાણનુંજ છે. અર્થાત્ જે કાંઈ લોકમાં ભોગ્ય વસ્તુ છે તે સર્વ પ્રાણનીજ છે. આ પ્રમાણે જાણનારા પુરૂષને સદા અન્ન પ્રાપ્ત થાય છે સર્વ પ્રાણોનુ 'અન્ન' એ નામ મૂળનું છે. પ્ર+અન—પ્રાણ, અપ+અન—અપાન, આદિ નામ તેનાં વિશેષ કાર્યોનાં હેતુથી તેના વિશેષ નામ છે. ૧.

**વિશેષ**—અભિપ્રાય એ છે કે પ્રાણવેત્તાને માટે એટલે કે જે જાણે છે હું સમસ્ત ભૂતોમાં સ્થિત સંપૂર્ણ અન્નોનો ભોક્તા છું તેને સારૂ અખિલ પ્રાણિયો દ્વારા ભક્ષિત થાય એવુ કોઈપણ અન્ન અભક્ષ્ય થતુ નથી- તાત્પર્ય એ છે કે, આ પ્રમાણે જાણનારાને સારૂ સર્વ અન્ન છે કારણ કે એવુ જાણનાર વિદ્વાન્ પ્રાણસ્વરૂપ થઈ જાય છે. જેમ કે એક બીજી શ્રુતિમાં પણ " પ્રાણથીજ આ સૂર્ય ઉદિત થાય છે તથા પ્રાણમાંજ અસ્ત થાય છે ' એવો ઉપક્રમ કરીને "આ પ્રકારે જાણનારાથીજ સૂર્ય ઉદિત થાય છે તથા આ પ્રકારે જાણનારામાંજ અસ્ત થાય છે" ( એવો ઉપ-સંહાર કરવામાં આવ્યો છે ) અભિપ્રાય એ છે કે-દરેક પ્રકારનું અન્ન પછી ગમે તો કુતરાં ખાતાં હોય કે પક્ષિયો ખાતાં હોય તે સર્વ પ્રાણનોજ આહાર છે. ૧.

નોટ—આ મંત્ર ઉપર ઘણા વિચાર થઈ શકે, તેમ છે. કોઈ કહે છે કે, છે તો સર્વકાંઈ અન્ન પણ ભક્ષ્યાભક્ષ્ય યોગ્યાયોગ્યનો વિચાર કરીને, કારણકે વેદોમાં મનુષ્યનું માંસ ભક્ષણ કરવાનો નિષેધ છે. કોઈ એવો અર્થ કરે છે કે, પ્રાણીમાત્રનું સર્વ કાંઈ ભક્ષ્ય છે. કોઈનું અન્ન મલ છે, કોઈનુ વિષ ઔષધિ છે. એજ પ્રમાણે કોઈ કાંઈ કહે છે અને કોઈ સર્વ કંઈ ખાવાનુ કહે છે. અહીં મંત્રનો વાસ્તવિક ભાવ એ છે કે—જે પુરૂષ અન્નની પરિભાષાને જાણે છે કે, અમેધ્યથી અમેધ્ય પદાર્થ પણ કોઈનુ ને કોઈનું પણ અન્ન છે, તેના જ્ઞાનમાં કોઈ પણ ભક્ષ્ય પદાર્થ અનન્ન નથી, પરન્તુ સર્વ અન્નજ છે.

પ્રાણનો વાસ નિર્દેશ.

**स होवाच किं मे वासो भविष्यतीत्याप इति होचुस्त-**

स्माद्वा एतदशिष्यन्तः पुरस्ताच्चोपरिष्टाच्चाद्भिः परिद्धति लम्भुको ह वासो भवत्यनग्नो ह भवति ॥ २ ॥

**ભાવાર્થ**—પછી પ્રાણે કહ્યું કે મારૂં વસ્ત્ર કયું થશે ? તે ઉપર વાગાદિકો એ કહ્યું કે જલ. એજ કારણથી ભોજન કરનાર મનુષ્ય ભોજન પહેલાં તથા પછી તેને જલથી ઢાંકે છે. (તેમ કરવાથી) તે મનુષ્ય વસ્ત્રને પ્રાપ્ત કરનારો થાય છે, તથા નગ્ન રહેવા પામતો નથી. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે સૌમ્ય ! મુખ્ય પ્રાણે પુનઃ ઇંદ્રિયોને પુછયું કે–મારૂં વસ્ત્ર કયું થશે ? તેના ઉત્તરમાં વાગાદિ ઇંદ્રિયોએ કહ્યું કે આપનું વસ્ત્ર જલ થશે. તેથીજ વિદ્વાન્ બ્રાહ્મણ ભોજન પછી તથા પહેલાં જલને વસ્ત્ર સ્થાનાપન્ન જાણીને પ્રાણને અર્પણ કરે છે. એવા વિદ્વાનને વસ્ત્રની પ્રાપ્તિ હમેશાં થાય છે. અને તે કદી પણ નગ્ન રહેતો નથી. ૨.

**વિશેષ**—તાત્પર્ય એ છે કે ભોજનના આરમ્ભમાં તથા ભોજન કરી રહ્યા પછી જે આચમન શુધ્ધિને સારૂં વિખ્યાત છે તેમાં એ પ્રાણનાં વસ્ત્ર છે એવી દૃષ્ટિમાત્રનું વિધાન કરવામાં આવ્યું છે. અર્થાત્ ખાધા પહેલાં અને ખાધા પછી જે આચમન કરવામાં આવે છે તે પ્રાણને પહેરવાનાં વસ્ત્ર છે. ૨.

હવે પ્રાણવિદ્યાની સ્તુતિ કરે છે.

तद्धैतत्सत्यकामो जाबालो गोश्रुतये वैयाघ्रपद्यायोक्त्वोवाच यद्यप्येनच्छुष्काय स्थाणवे ब्रूयाज्जायेरन्नेवास्मिञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥ ३ ॥

**ભાવાર્થ**—સત્યકામ જાબાલ નામના ઋષિએ એ પ્રાણ સ્તુતિને વૈયાઘ્રપદ્ય ગોશ્રુતિ પ્રતિ પ્રતિપાદન કરીને એ કહ્યું હતું કે–અગર જો પ્રાણોપાસક સુકા ઝાડના ઠુઠાને પણ આ વિદ્યા કહે તો તેમાં ડાલિયો ઉત્પન્ન થઈ જાય અને પાંદડાં પણ ફુટે.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે સૌમ્ય ! સત્યકામ જાબાલ ઋષિ જેઓ પ્રાણ વિદ્યાને સારી રીતે જાણતા હતા તેમણે વ્યાઘ્રપદના પુત્ર ગોશ્રુતિ નામના ઋષિ પ્રતિ કહી, અને એમ પણ કહ્યું કે જો પ્રાણવિદ્યા જાણનારો પ્રાણોપાસક કોઈ સુકા ઝાડના ઠુઠાને પણ વદ્યા કહે તો તેને નવીન શાખા પત્ર પુષ્પાદિ પ્રગટ થાય તો પછી જીવિત પુરૂષને કહે તો કાંઈ બાકીજ ન રહે. ૩.

વિશેષ—તાત્પર્ય એ છે કે, એ પ્રાણ વિદ્યાનો પ્રાણોપાસક દ્વારા સાધનસંપન્ન જીજ્ઞાસુ પ્રતિ ઉપદેશ કરવામાં આવે તો તેના હૃદયમાં શ્રધ્ધારૂપી શાખા, ધારણ રૂપ પત્ર, ઉપાસના રૂપ પુષ્પ તથા સૂત્રાત્માના પદની પ્રાપ્તિ રૂપ ફલ પ્રાપ્ત થાય તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી. ૩.

પ્રાણવિદ્‌ના મહત્વને સારૂ મન્થ કર્મ કહે છે, યથા—

**अथ यदि महज्जिगमिषेदमावास्यायां दीक्षित्वा पौर्णमास्याꣳ रात्रौ सर्वौषधस्य मन्थं दधिमधुनोरुपमथ्य ज्येष्ठाय श्रेष्ठाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत् ॥ ४ ॥**

ભાવાર્થ—તે પછી જો મહત્વ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તેણે અમાવાસ્યાથી દીક્ષિત થઈને પૂર્ણિમાંની રાતમાં સર્વ ઓષધિયોના મન્થ-કાચારસને દહિ તથા મધુની સાથે પાત્રમાં ઉપમથ્ય- મેળવીને ' જ્યેષ્ઠાય શ્રેષ્ઠાય સ્વાહા ' એ પ્રમાણે કહિને અગ્નિમાં ઘૃતનો હવન કરી તેના અવશિષ્ટ ભાગને ભક્ષ્યમાં નાખવો જોઈએ. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—વાગાદિમાં પ્રાણની જ્યેષ્ઠતા તથા શ્રેષ્ટતા જાણ્યા પછી તે વિદ્વાનને સર્વમાં મહત્તા પ્રાપ્ત કરવાની કામના હોય તો, તેને સારૂ આમન્થાખ્ય કર્મ વિધિ કહે છે—ધનથી યજ્ઞ થાય છે તથા યજ્ઞથી દેવયાન તથા પિતૃયાનની પ્રાપ્તિ થાય છે. તેથી એ માર્ગોની પ્રાપ્તિને સારૂ મન્થાખ્ય કર્મ વિદ્વાને કરવુ જોઈએ. તે વિદ્વાન્ પ્રથમ સત્ય ભાષણ કરે, બ્રહ્મચર્યથી રહે, સ્નાનાદિથી પવિત્ર રહે, ભૂમિ ઉપર કામળી કે સાદડી બિછાવે તેના ઉપર શયન કરે, ઇંદ્રિયોને વિષયોથી રોકે, સમાહિત ચિત્ત થઈ પ્રાણની જ્યેષ્ઠતા તથા શ્રેષ્ઠતા આદિ ગુણોને શ્રુતિઓના વાક્યાનુસાર વિચારતો રહે, અન્નનો ત્યાગ કરી કેવલ દૂધનો આહાર કરે. આ પ્રમાણે આચરણ કરતો અમાવાસ્યાને દિવસે દીક્ષિત થઈને પૌર્ણમાસીની રાત્રીમાં કર્મનો આરમ્ભ કરે. તથા ગ્રામ અને અરણ્યમાં પ્રાપ્ત થનારી ઔષધિયોને પોતાની શક્તિ અનુસાર એકઠી કરીને તેમને ખાંડીને એકપાત્રમાં રાખે પછી તેમાં દહી તથા મધ મેળવીનોગૂલરના લાકડાથી મન્થન કરે, તે પછી તેને પોતાની પાસે રાખી આવસથ્યાગ્નિમાં આવાપસ્થાનમા ઘૃતની- આહુતિ આપે તથા શરવામાં રહેલા અવશિષ્ટ હવિને મન્થમાં નાખે. ૪.

વિશેષ—ભાષ્યમાં ગ્રામ તથા અરણ્યમાં પ્રાપ્ત થનારી સર્વ ઔષધિયોને પોતાની શક્તિ અનુસાર થોડી થોડી લેવાનું કહેલુ છે તેનું તાત્પર્ય એ છે કે—આગળ ઉપર એ વાત કહેવામાં આવશે કે સર્વ ઔષધિયોનું મન્થના અંતમાં યજમાનને ભક્ષણ કરવુ પડે છે. તેથી પોતાની ભક્ષણ કરવાની શક્તિ અનુસારજ ઔષધિયો લેવી, કારણકે તે ફેંકી દેવામાં આવતી નથી. દીક્ષાના સંબન્ધમાં જે સોમયજ્ઞોના આરમ્ભમાં વિધિ છે તે નહી પણ તપ, સત્યવચન, બ્રહ્મચર્ય, ભૂમિશયન આદિ દીક્ષાના ધર્મનું પાલન કરવાનો અભિપ્રાય છે. ૪.

**वसिष्ठाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत्प्रतिष्ठायै स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत्संपदे स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेदायतनाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत् ॥ ५ ॥**

ભાવાર્થ—"वशिष्ठाय स्वाहा" એ મંત્રથી અગ્નિમાં આહુતિ આપે અને શરવામાં બચેલા ઘૃતને મન્થમાં નાખે "प्रतिष्ठाय स्वाहा" એ મંત્રથી અગ્નિમાં ઘૃતની આહુતિ આપે તથા શરવામાં બચેલા ઘૃતને મન્થમાં નાખે. તથા "सम्पदे स्वाहा" એ મંત્રથી અગ્નિમાં ઘૃતની આહુતિ આપે તથા શરવામાં બચેલા ઘૃતને મન્થમાં નાખે તથા "आयतनाय स्वाहा" એ મંત્રથી અગ્નિમાં ઘૃતની આહુતિ આપે તથા શરવામાં બચેલા ઘૃતને મન્થમાં નાખે ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—'वसिष्ठाय, प्रतिष्ठायै, सम्पदे તથા 'आयतनाय स्वाहा' એ ચાર મન્ત્રોથી અલગ અલગ અગ્નિમાં ઘૃતની આહુતિ આપીને શરવામાં અવશિષ્ટ ઘૃતને મન્થમાં નાખે. ૫.

વિશેષ—પૂર્વ મંત્રોમાં પ્રાણ, વાણી, નેત્ર, શ્રોત્ર તથા મનના જે જે ગુણ બતાવેલા છે તેજ નામોથી અહીં આહુતિયો કહેલી છે. વિશિષ્ટ શક્તિના નામનેજ લોકો નમે છે, તેથી અહીં તેમનેજ ભાગ આપવાનું વિધાન કરવામાં આવેલુ છે: અલ્પને પૂછે જ કોણ ? ૫.

**अथ प्रतिसृप्याञ्जलौ मन्थमाधाय जपत्यमो नामा॰**

स्यमा हि ते सर्वमिदꣳ स हि ज्येष्ठः श्रेष्ठो राजाऽधिपतिः स मा ज्यैष्ठ्यꣳ श्रैष्ठ्यꣳ राज्यमाधिपत्यं गमयत्वहमेवेदꣳ सर्वमसानीति ॥ ६ ॥

ભાવાર્થ—હવન કર્યા પછી અગ્નિથી દૂર હઠી અંજલીમાં મન્થને લઇને તેની આ પ્રમાણે સ્તુતિ કરે—અમ—પ્રાણ નામક આપ છો, અમા—પ્રાણ સહિત આપનુંજ આ સંપૂર્ણ જગત્ છે. એ નિઃસંદેહ જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, રાજા, દીપ્તિમાન તથા અધિપતિ છે. તે મારે સારૂ જ્યેષ્ઠતા, શ્રેષ્ઠતા, રાજ્ય તથા આધિપત્યને પ્રાપ્ત કરે, કે જેથી કરીને હું નિઃસંદેહ એ સંપૂર્ણ ઐશ્વર્યને પ્રાપ્ત થઈ જાઉં. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! પૂર્વોક્ત રીતિથી શ્રદ્ધાપૂર્વક હવન કર્યા પછી અગ્નિદેવથી જરા પાછા હઠીને અંજલિમાં મન્થને લઇને આ પ્રકારે તેની સ્તુતિ કરે—હે મન્થ ! તુંજ પ્રાણ છે, તથા પ્રાણ સહિત સંપૂર્ણ જગત્ તુંજ છે. તુંજ નિઃસંદેહ જ્યેષ્ઠ શ્રેષ્ઠ તથા દીપ્તિમાન સ્વામી છે. તું મને જ્યેષ્ઠતા, શ્રેષ્ઠ તથા દીપ્તિમાન સ્વામી છે. તું મને જ્યેષ્ઠતા, શ્રેષ્ઠતા તથા સ્વામિત્વને પ્રાપ્ત કરાવ કે જેથી કરીને હું પૂર્વોક્ત સર્વ પ્રકારના ઐશ્વર્યને પ્રાપ્ત થાઉ ૬.

વિશેષ—'અમ' એ પ્રાણનું નામ છે, અન્નથીજ પ્રાણ શરીરમાં પ્રાણન ક્રિયા કરે છે. તેથી મન્થ રૂપ દ્રવ્ય પ્રાણનું અન્ન એટલે કે આશ્રય હોવાથી એ મન્થની પ્રાણ રૂપથી સ્તુતિ કરે છે—હે મન્થ ! તું અમ નામવાળો છે, તું પ્રાણની સાથે એક છે, કારણકે આ બધુ જગત્ પોતાના પ્રાણભૂત તારી સાથે અવસ્થિત છે. નિશ્ચયે કરીને એ પ્રાણભૂત મન્થ જ્યેષ્ઠ શ્રેષ્ઠ છે તેથી સર્વનો રાજા તથા સર્વનો અધિષ્ઠાતા હોવાથી સર્વનો તું પાલયિતા છે. તેથી તું મને પણ પ્રાણાત્મ ભૂત પ્રાણના જ્યેષ્ઠત્વાદિ ગુણોને પ્રાપ્ત કરાવ કે જેથી કરીને હું પ્રાણવત્ ગુણવાન થઈ જાઉં.

अथ खल्वेतयर्चा पच्छ आचामति तत्सवितुर्वृणीमह इत्याचामति वयं देवस्य भोजनमित्याचामति श्रेष्ठꣳ सर्वधातममित्याचामति तुरं भगस्य धीमहीति सर्वं पिबति निर्णिज्य कꣳसं चमसं वा पश्चादग्नेः संविशति चर्मणि वा स्थण्डिले वा वाचंयमोऽप्रसाहः स यदि स्त्रियं पश्येत्समृद्धं कर्मेति विद्यात् ॥ ७ ॥

ભાવાર્થ—તે પછી નિશ્ચયે કરીને આ ઋચાથી पच्छः—એક એક પાદ ભણીને પીતા જવુ. 'तत्सवितुर्वृणीमहे' એ મંત્રને ભણીને મન્થને પીએ. 'वयं देवस्य भोजनम्' એ મંત્રને બોલીને મન્થને પીએ. 'श्रेष्ठं सर्वधातमम्' એ મંત્રને બોલીને મન્થને પીએ. 'तुरं भगस्य धीमहि' એ મંત્રથી સર્વ મન્થ લેપને પી જાય. એટલે કે કાંસાના પાત્રને અગર ઔદુમ્બર ( ઉમરડો )ના લાકડાના વાટકાને ધોઇને સર્વ પી જાય. તથા તે સમાહિત ચિત્ત થઇને અગ્નિની પાછળ વાચં યમઃ—મૌન થઇને મૃગચર્મ ઉપર અગર પવિત્ર યજ્ઞ ભૂમિ ઉપર શયન કરે. જો સ્વપ્નમાં સ્ત્રી દેખે તો એવું જાણે કે કાર્ય સિદ્ધ થયુ. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! તેના પછી એક એક પાદ ભણીને મન્થમાંથી એક એક ગ્રાસ લઇને ભક્ષણ કરતા જવુ. એ પ્રથમ પાદને ભણીને પ્રથમ ગ્રાસનું ભક્ષણ કરે. એ બીજા પાદને ભણીને બીજા ગ્રાસનુ ભક્ષણ કરે. એ ત્રીજા પાદને ભણીને ત્રીજા ગ્રાસનું ભક્ષણ કરે, એ ચોથા પાદને ભણીને તે મન્થ પાત્રને ધોઇને પી જાય, તે પછી સમાહિત ચિત્ત થઇને અગ્નિના તરફ મસ્તક કરી પૂર્વ દિશામા મૃગચર્મ અથવા યજ્ઞ ભૂમિ ઉપર શયન કરે એ પ્રમાણે સુતેલો યજમાન જો સ્વપ્નમ સ્ત્રીને દેખે તો નિશ્ચય કાર્ય સિદ્ધ થશે અગર લક્ષ્મી પ્રાપ્ત થશે એમ જાણવુ. ૭

વિશેષ—तत्सवितुर्वृणी महे—ઇત્યાદિ ચારે પદોનો સ્પષ્ટ અર્થ એ છે કે—અમે દેવસ્ય સવિતુ—સર્વને ઉત્પન્ન કરનારા સૂર્યદેવના એ મન્થ રૂપ ભોજનની પ્રાર્થના કરીએ છીએ—અહી પ્રાણ તથા આદિત્યને એક માનીને એ પ્રમાણે કહેવામાં આવ્યુ છે—જે અન્ન ( અર્થાત્ સવિતા દેવતાથી ઉપભોગ કરાએલા )ના ભોજન દ્વારા અમે સૂર્ય સ્વરૂપને પ્રાપ્ત થઇશુ. એ સમસ્ત અન્નોથી ઉત્તમ, સંપૂર્ણ જગતની ઉત્પત્તિકર્તા મન્થનું—આદિત્ય દેવના સ્વરૂપનુ શીઘ્રજ ધ્યાન કરીએ છીએ. તાત્પર્ય એ છે કે—એ વિશિષ્ટ ભોજનથી સસ્કાર યુક્ત તથા શુદ્ધ ચિત્ત થઇને અમે તેના સ્વરૂપનું ધ્યાન કરીએ છીએ. અથવા ભગ અર્થાત્ શ્રીના કારણભૂત મહત્વને પ્રાપ્ત કરવાને સારૂ કર્મ કરનારા અમે તેનુ ચિંતન કરીએ છીએ. ટૂંકામાં આ ઋચાનો અર્થ આ પ્રમાણે છે—અમે પ્રકાશમાન સવિતાના એ સર્વ વિષયક શ્રેષ્ટતમ ભોજનની પ્રાર્થના કરીએ છીએ તથા શીઘ્રજ સવિતા દેવના સ્વરૂપનું ધ્યાન કરીએ છીએ. ૭

तदेष श्लोकः ।

यदा कर्मसु काम्येषु स्त्रियꣳ स्वप्नेषु पश्यति
समृद्धिं तत्र जानीयात्तस्मिन्स्वप्ननिदर्शने
तस्मिन्स्वप्ननिदर्शन इति ॥ ८ ॥

ભાવાર્થ—"જ્યારે કામ્ય કર્મો કરવામાં સ્વપ્નમાં સ્રીને દેખે તો એ સ્વપ્ન દર્શન થતા તે કમમ સિદ્ધિની પ્રાપ્તિ જાણે"—એ વિષયમાં આ મંત્ર પ્રમાણ છે.

વિ૦ ત૦ ભાષ્ય—હે સૌમ્ય—જે વિદ્વાન્ પુરૂષ જે સમયે કોઈ કામનાથી યજ્ઞાદિ કર્મો કરવામાં સ્વપ્નમાં જો સ્રીને દેખે તો તેને સમૃદ્ધિ જાણે, તે કર્મોનું ફળ પ્રાપ્ત થશે એમ જાણે. તાત્પર્ય એ છે કે તે સ્રી આદિ પ્રશસ્ત સ્વપ્ન દર્શન થાય ત્યારે કર્મની સફળતા સમજે. *'तस्मिन्स्वप्ननिदर्शने तस्मिन्स्वप्ननिदर्शने'* એ દ્વિરૂક્તિ કર્મની સમાપ્તિને સારૂ છે.

વિશેષ—સ્વપ્નમાં ગમે તે સ્રીને જોવાથી નહીં, પણ સૌભાગ્યવતી સ્રીને જોવાથી કર્મમાં સફળતા મળે છે. ભાવ એ છે કે, એ સ્વપ્ન એટલા સારૂ શુભ સૂચક છે કે, તે પ્રસન્ન ચિત્તવાળાને આવે છે. તથા કામ્ય કર્મોમાં એવું સ્વપ્ન સમૃદ્ધિ પ્રદ છે. કામ્ય કર્મોમાં મંગલસૂચક પદાર્થ દ્રષ્ટિએ પડવા જોઇએ. સ્રી શૃંગાર પ્રધાન હોવાથી મંગલ સૂચક છે.

વળી સર્વથી મોટી વાત એ છે કે—પુરૂષને સારૂ સ્રીથી ચઢિયાતો ઐશ્વર્ય તથા માંગલિક પદાર્થ સંસારમાં બીજો કોઈ છે જ નહી. અમે પામરોની વાત નથી કરતા. અમારૂ કથન આર્યજનોને સારૂ છે કે જેઓ વૈદિક મર્યાદાનુ પાલન કરે છે. સ્રી એ પિતૃશક્તિથી ચઢિયાતી માતૃશક્તિ છે, જેણે સંસાર શકટના વહનના ભારનો અંગિકાર કરી તેને સ્વર્ગ બનાવ્યુ છે. સ્વપ્નમાં એવા દેવતાનાં દર્શન થાય એ સૌભાગ્ય સૂચક તો છેજ. એ વિષયમાં ઘણું કહેવા જેવું છે પણ સ્થાનના અભાવને કારણે વિવશતા છે. ૮.

## ખંડ ત્રીજો



હવે મુમુક્ષુ પુરૂષ જે મોક્ષની દ્રઢ ઇચ્છાવાળો છે, તેને આ નામરૂપ ક્રિયાત્મક અતિ દુઃખમય સંસાર બંધનનો હેતુ થાય છે. તેને વૈરાગ્ય ઉત્પન્ન કરવાને સારૂ, બ્રહ્મા આદિથી લઈને સ્તંભ પર્યન્ત, સંસારની નાના પ્રકારની ગતિયોનું વર્ણન કરવાનું યોગ્ય જાણીને, પરમ ઉપકારક શ્રુતિ ભગવતિ એક આખ્યાયિકા કહે છે. જેમાં ઉદ્દાલક નામના ઋષિ તથા પ્રવાહણ નામના રાજાનો સંવાદ છે. તેમા રાજાએ ઋષિને સંસારની ગતિ દર્શાવવા સારૂ પંચાગ્નિ વિદ્યાનો ઉપદેશ કરેલો છે.

**श्वेतकेतुर्हारुणेयः पञ्चालानाᳬ समितिमेयाय तᳬ ह**

**प्रवाहणो जैवलिरुवाच कुमारानु त्वाऽशिषत्पितेत्यनु हि भगव इति ॥ १ ॥**

**ભાવાર્થ**—શ્વેતકેતુ નામનો પ્રસિદ્ધ આરૂણેય પચાલોની સભામા પ્રાપ્ત થયો, ત્યારે તેને પ્રવાહણ નામક જૈબલિ રાજાએ પુછયુ કે—હે કુમાર ! તમારા પિતાએ તમને શી શિક્ષા આપી છે ? તે ઉપર તેણે કહ્યુ—હા ભગવન્ ! શિક્ષા આપી છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એક સમયે શ્વેતકેતુ નામનો પ્રસિદ્ધ આરૂણેય અર્થાત્ અરૂણનો પુત્ર આરૂણી અને તેનો પુત્ર આરૂણેય પચાલ નામના દેશના રાજાની સભામાં ગયો ત્યારે તેને પોતાની સભામા આવેલો જોઇને પ્રસિદ્ધ પ્રવાહણ નામક જીબલ રાજાના પુત્રે તેને પૂછયુ કે હે કુમાર ! તમને પિતાએ વિદ્યા શિક્ષા આપી છે ? અર્થાત્ તું તારા પિતા પાસેથી શિક્ષા મેળવીને અનુશિષ્ટ—સર્વ વિદ્યા સપન્ન થયો છે ? એ પ્રમાણે જ્યારે પ્રવાહણ જૈબલી રાજાએ શ્વેતકેતુને પૂછયુ ત્યારે તેણે જવાબ આપ્યો કે—હે પૂજ્ય યોગ્ય રાજન્ ! હું શિક્ષા પામ્યો છુ

**વિશેષ**—આ જે પાચમા અધ્યાય સબધી આખ્યાયિકા છે તે છઠ્ઠા અધ્યાયની આખ્યાયિકા પછીની છે, કારણ કે ઉદ્દાલક ઋષિએ પોતાના શ્વેતકેતુ નામના પુત્રને છઠ્ઠા અધ્યાયમા ઉપદેશ કરેલો છે તે પહેલા ઉદ્દાલકે સ્વય એ શ્વેતકેતુને વિદ્યાધ્યયન કરાવ્યુ ન્હોતુ, પણ બીજા આચાર્યની પાસે મોકલીને વિદ્યાધ્યયન કરાવેલુ હતુ તથા આ પાચમા અધ્યાયની આખ્યાયિકામાં જૈબલિ રાજાએ પ્રશ્ન કર્યો છે કે—હે કુમાર ! તમને તમારા પિતાએ સર્વ વિદ્યાનો ઉપદેશ કરેલો છે ? તેથી એમ જણાઈ આવે છે કે છઠ્ઠા અધ્યાયની આખ્યાયિકા પછીની આ આખ્યાયિકા હોવી જોઇએ. શ્વેતકેતુને રાજાએ કરેલા પાચે પ્રશ્નોમાથી કોઇના પણ ઉત્તર તે ન આપી શકયો ત્યારે તેણે અત્યત લજ્જિત થઇને પોતાના પિતાની પાસે જઇને કહ્યુ કે—હે ભગવન્ ! આપે મને કહ્યું હતુ કે મેં તને સર્વ વિદ્યાઓનુ અધ્યયન કરાવી દીધેલુ છે, પરતુ રાજાએ પૂછેલી વિદ્યાનું અધ્યયન કરાવેલુ નથી. તેથી જણાય છે કે, જે પાચમા અધ્યાય સબધી શ્વેતકેતુની કથા છે તે છઠ્ઠા અધ્યાય પછીની છે પરતુ છ, સાત તથા આઠમા અધ્યાય મા જે કથા છે. તે સર્વ આત્મવિદ્યા મહાવાકય તથા આત્મોપાસનાનો ઉપદેશ છે. તેથી આ છઠ્ઠા અધ્યાયના પછીની આખ્યાયિકા હોવાથી આમા અન્ય ઉપાસનાઓ પણ કહેલી છે. ૧.

( બીજા તથા ત્રીજા મંત્રના વ્યાખ્યાન સાથેજ કરવામાં આવે છે, કારણ કે બીજા મંત્રમાં ત્રણ પ્રશ્નો તથા ત્રીજા મંત્રમા બે પ્રશ્નો કરેલા છે તે પાચે પ્રશ્નોનું સાથે વ્યાખ્યાન કરેલુ છે

**वेत्थ यदितोऽधि प्रजाः प्रयन्तीति न भगव इति वेत्थ यथा पुनरावर्तन्त ३ इति न भगव इति वेत्थ पथोर्देवयानस्य पितृयानस्य च व्यावर्तना ३ इति न भगव इति ॥ २ ॥**

**ભાવાર્થ**—પ્રજા જે પ્રકારે આ લોકથી ઉપરના લોકમાં જાય છે, તેને તું જાણે છે ? તેણે ઉત્તર આપ્યો—હે ભગવન્ ! તે હું નથી જાણતો પછી તેણે પૂછ્યુ—જઇને ફરી જે પ્રમાણે પાછો આવે છે, તે તું જાણે છે ? તેણે ઉત્તર આપ્યો કે—હે ભગવન્ ! તે હું નથી જાણતો. ફરી પૂછ્યુ કે—એ સ્થાનને તું જાણે છે કે જ્યાથી દેવયાન તથા પિતૃયાનના માર્ગોનો વિયોગ થયો છે ? તેણે એ પ્રમાણે ઉત્તર આપ્યો કે—હે ભગવન્ ! તે પણ હું જાણતો નથી. ૨

**वेत्थ यथासौ लोको न संपूर्यत ३ इति न भगव इति वेत्थ यथा पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्तीति नैव भगव इति ॥ ३ ॥**

**ભાવાર્થ**—ફરી રાજાએ પૂછ્યુ—શુ, તું જાણે છે કે પિતૃલોક કેમ નથી ભરાતા ? તેણે ઉત્તર આપ્યો—'ભગવન્ ! ના' ફરી રાજાએ પૂછ્યુ કે—તું એ જાણે છે કે પાચમી આહુતિમા જલ પુરૂષ વાચક કેવી રીતે થાય છે ? તેણે ઉત્તર આપ્યો—હે ભગવન્ ! તે પણ હું નથી જાણુ તો ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પ્રવાહણ રાજાએ પ્રશ્ન કર્યો—હે સૌમ્ય ! આ લોક માંથી મરીને પ્રજા જેવી રીતે ઉર્ધ્વલોકમાં જાય છે તે તુ જાણે છે ? શ્વેતકેતુએ ઉત્તર આપ્યો કે—ના, ભગવન્ ! તે હું જાણતો નથી ફરી રાજાએ પૂછ્યુ કે—જેવી રીતે તે પ્રજા પાછી આ લોકમા આવે છે તેને તું જાણે છે ? શ્વેતકેતુએ, ઉત્તર આપ્યો—હે ભગવન્ ! તે હું નથી જાણતો ત્યારે રાજાએ ફરી પૂછ્યુ કે—હે કુમાર ! તું એ સ્થાનને જાણે છે કે જ્યાથી દેવયાન તથા પિતૃયાનના માર્ગ જુદા પડે છે, તથા દેવમાર્ગથી ગએલા પુનરાવૃત્તિને પ્રાપ્ત નથી થતા,

તથા પિતૃમાર્ગથી ગએલા પાછા આવે છે ? તેના ઉત્તરમાં શ્વેતકેતુએ કહ્યું કે હે રાજન્ ! હું તેને જાણતો નથી. જ્યારે શ્વેતકેતુએ પ્રવાહણ રાજાના એ ત્રણ પ્રશ્નોનો ઉત્તર આપ્યો નહી, ત્યારે રાજાએ પુનઃ પ્રશ્ન કર્યો કે હે શ્વેતકેતો ! પિતૃલોક સંબંધી સ્વર્ગલોકમાં અનેક કર્મ કરનારા જાય છે, તે પણ નથી ભરતા તેનું કારણ શું છે તે તું જાણે છે ? તેના ઉત્તરમાં શ્વેતકેતુએ કહ્યુ કે હે ભગવન્ ! તેને પણ હું નથી જાણતો, પુનઃ રાજાએ પ્રશ્ન કર્યો કે હે શ્વેતકેતુ ! આહુતિ આપેલુ જળ પાંચમી આહુતિમાં પુરૂષાકાર થઈ જાય છે, શુ તેને તું જાણે છે ? તેણે ઉત્તર આપ્યો કે હે ભગવન્ ! હું નથી જાણુતો. ૩.

**વિશેષ**—શ્વેતકેતુ તેની બાલ્યાવસ્થામા માતા પિતાને અધિક પ્રિય તથા ચચળ સ્વભાવનો હોવાથી શિક્ષાને ગ્રહણ ન કરતાં મૂર્ખ બાળકોના સમાન રમતો ફરતો રહ્યો, ત્યારે તેના પિતાએ તેના સ્વભાવને જોઇને મનમા વિચાર કર્યો કે એ અહીં ભણી શક્તો નથી, કોઈ અન્ય આચાર્યની પાસે અધ્યયનને સારૂ તેને મોકલવો જોઇએ. એવો વિચાર કરીને તેનો યજ્ઞોપવીત સસ્કાર કરીને અન્ય આચાર્યને ત્યાં વિદ્યાધ્યયન કરવાને મોકલ્યો. તે સમયે શ્વેતકેતુની અવસ્થા બાર વર્ષની હતી, તથા તીવ્ર બુદ્ધિનો હોવાથી ચોવીસ વર્ષની અવસ્થામાં તેણે છએ અગ સહિત ઋગાદિ ચારે વેદોનો અભ્યાસ કરી લીધો. અને અન્ય સર્વ વિદ્યાર્થિયોમાં અધિક વિદ્વાન્ થવાથી તેને એવુ અભિમાન થયુ કે આ સમયમાં મારા જેવો વિદ્વાન્ બીજો કોઈ નથી. એ પ્રમાણે શ્વેતકેતુ અહંકારી અપ્રણુત સ્વભાવવાળો થઈ દેશ દેશાતરોમાં જઈ શાસ્ત્રાર્થમાં અન્ય બ્રાહ્મણોને પરાસ્ત કરી ફરતો ફરતો પોતાના પિતા પાસે આવ્યો, પરંતુ પોતાને મોટા વિદ્વાન્ સમજીને પિતાને પણ પ્રણામ કર્યા નહી. ત્યારે તેના પિતાએ તેને મહાઅભિમાની અપ્રણુતસ્વભાવરૂપ દોષથી યુક્ત જોઇને પોતાના શુદ્ધ કુળમાં કલંકરૂપ જાણીને તેના દોષની નિવૃત્તિને સારૂ પૂછ્યુ કે બીજા બ્રાહ્મણો કરતાં તારામાં શું વિશેષતા છે, શું તું એ જાણે છે કે જે એકને જાણવાથી સર્વ કાંઈ જણાઈ જાય છે ? ત્યારે તેણે કહ્યુ કે હું તે વિદ્યાને નથી જાણુતો આચાર્યે પણ તે વિદ્યા મને કહી નથી. તેથી હે ભગવન્ ! આપ તે વિદ્યા મને બતાવો. શ્વેતકેતુના એ પ્રમાણે કહેવાથી તેના પિતાએ દષ્ટાંતપૂર્વક અદ્વૈત આત્મવિદ્યાનો તેને ઉપદેશ કર્યો. ત્યારે શ્વેકેતુ 'પરા અપરા' ઉભય વિદ્યા જાણીને સર્વ વિદ્યાનો અધિકારી થયો. તે વખતે પચાળ દેશના રાજાની સભામાં તે ગયો. રાજાએ પ્રથમથી

એ વાત સાભળી હતી કે એક ઋષિનો પુત્ર વિદ્યાના પોતાને સર્વથી અધિક માનીને જ્યા ત્યા બ્રાહ્મણોમા વિવાદ કરતો ફરે છે તેજ ઋષિપુત્ર શ્વેતકેતુને પોતાની સભામા આવેલો જોઇને રાજાએ તેને પૂર્વોક્ત પાચ પ્રશ્નો કર્યા, અને તેના તે ઉત્તર આપી શક્યો નહી, તેથી તેનુ માન અભિમાન ગળી ગયુ ૩ ડુ

હવે પ્રવાહણથી હાર પામીને શ્વેતકેતુનુ પોતાના પિતાની પાસે આવ્યાનું કથન કરે છે—

**अथानु किमनुशिष्टोऽवोचथा यो हीमानि न विद्यात्कथꣳ सोऽनुशिष्टो ब्रुवीतेति स हाऽऽयस्तः पितुरर्धमेयाय तꣳ होवाचाऽननुशिष्य वाव किल मा भगवानब्रवीदनु त्वाऽशिषमिति ॥ ४ ॥**

**ભાવાર્થ**—રાજાએ કહ્યુ કે જ્યારે તું જાણતો ન હોતો ત્યારે તેં એવુ શા માટે કહ્યું કે હું અનુશિષ્ટ છું, જે નિશ્ચયે કરીને એ પ્રશ્નોનો ઉત્તર નથી જાણતા તે શા માટે એવુ કહે કે હું અનુશિષ્ટ છું ? ત્યારે એ શ્વેતકેતુએ લજ્જિત થઈને પોતાના પિતાના સ્થાન ઉપર આવીને પિતાને કહ્યુ કે મને સ્પષ્ટ અનુશાસન કર્યા વિનાજ આપે કહી દીધુ કે તને સર્વ વિદ્યાની શિક્ષા આપી દીધી છે ૪

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! ઉપર પ્રમાણે જ્યારે શ્વેતકેતુ નિરુત્તર થઈ ગયો, ત્યારે રાજાએ કહ્યું કે હે કુમાર ! જો તું આ પ્રમાણે અજ્ઞ છે કે મારા કહેલા પ્રશ્નોમાથી જ્યારે એકનો પણ ઉત્તર નહોતો જાણતો, ત્યારે તેં પોતાને 'હું અનુશિષ્ટ છુ' એમ શા માટે કહ્યુ જે પ્રસિદ્ધ આ મેં પૂછેલા પ્રશ્નોના ઉત્તરો ન જાણતો હોય તે વિદ્વાનોમા એમ કેવી રીતે કહી શકે કે હું અનુશિષ્ટ છુ ? કદીજ ન કહી શકે એ પ્રમાણે તે રાજાએ કંઈક નિરાદરપૂર્વક એ શ્વેતકેતુને કહ્યું ત્યારે તે અત્યંતલજ્જિત થઈ તે સભામાથી નિકળીને પોતાના પિતાના સ્થાન ઉપર આવ્યો, અને કહ્યુ હે પિતાજી ! આપે મને અનુશાસન કર્યા વિના, અર્થાત્ સર્વ વિદ્યાનો ઉપદેશ કર્યા વિનાજ મને સમાવર્તનને સમયે એટલે કે બ્રહ્મચર્યપૂર્વક વિદ્યાધ્યયનની સમાપ્તિ સમયે કહ્યુ કે મેં તને સર્વ વિદ્યાનુ અધ્યયન કરાવી દીધુ છે, હવે કોઈ વિદ્યા અધ્યયનને સારૂ અવશિષ્ટ નથી એ આપે અસત્ય કહ્યું ૪

વિશેષ—અહીં પિતા પુત્ર બન્નેનું કહેવુ સાભળવુ ઠીકજ છે કારણ કે પિતાને જે જ્ઞાત હતુ, તે સર્વ કાઈ છુપાવ્યા વિના પુત્રને કહી દીધુ તે પછી પિતા

તરફથી પુત્રને એજ કહેવાનું રહ્યુ કે મેં તને સર્વવિદ્યા અધ્યયન કરાવી દીધી. પિતાનું એ કહેવુ તેમના જ્ઞાનની અપેક્ષાથી હતુ. કોઈ ગમે તેવો હોય પણ ઈશ્વર સિવાય સર્વના જ્ઞાન શક્તિ બળ આદિ સસીમજ હોય છે. પુત્રે પિતાના એ કથનનો એવો અભિપ્રાય સમજવો જોઈતો હતો કે પિતાને કાંઈ માલમ હતુ તે સર્વ તેમણે મને શિખાડી દીધુ છે. પણ તે ન સમજીને પિતાની પાસે એમ કહેવા આવ્યો કે આપે મને અમુક વિદ્યા ભણાવીજ નથી કે જે અમુક જગોએ અમુકે મને પૂછી છે ? એ પ્રશ્નનો ઉત્તર પિતાએ એજ આપવાનો હતો કે, ભાઈ તે વિદ્યા હું પોતેજ જાણુતો ન્હોતો એટલે તને હું ના બતાવી શકયો. ૪.

**पञ्च मा राजन्यबन्धुः प्रश्नानप्राक्षीत्तेषां नैकं च-नाशकं विवक्तुमिति स होवाच यथा मा त्वं तदेतानवदो यथाऽहमेषां नैकं चन वेद यद्यहमिमानवेदिष्यं कथं ते नावक्ष्यमिति ॥ ५ ॥**

**ભાવાર્થ**—હે ભગવન્ ! એ રાજન્યબન્ધુએ મને પાંચ પ્રશ્નો પૂછ્યા, તેમાંથી હું એકનો પણ ઉત્તર આપવાને સમર્થ થઈ શકયો નહી. પિતાએ કહ્યુ—હે પુત્ર ! આવતાંજ તેં મને જેવા એ પ્રશ્નો સભળાવ્યા છે તેમાથી એકનો ઉત્તર પણ હું જાણુતો નથી જો એ પ્રશ્નની મને ખબર હોત તો તને કેમ ન બતાવત ? ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—શ્વેતકેતુએ પોતાના પિતાને કહ્યુ કે હે ભગવન્ ! રાજન્યબન્ધુએ—રાજન્ય ( ક્ષત્રી લોક ) જેના બન્ધુ હોય તેને રાજન્યબન્ધુ કહે છે, એટલે જે સ્વય દુરાચારી છે એવો રાજન્યબન્ધુ, ધૃષ્ટ ક્ષત્રીયે મને ગણુતરીના પાચ પ્રશ્નો પૂછ્યા હતા પરતુ હું એ પ્રશ્નોમાંથી એકનું પણ વિવેચન કરી શકયો નહી, અર્થાત્ તેમનો વિશેષ રૂપથી અર્થતઃ નિર્ણય કરી શકયો નહી. ત્યારે પિતાએ તેને કહ્યું કે હે પુત્ર ! જેમ તું રાજાના પ્રશ્નોના ઉત્તર આપવામાં અસમર્થ થયો, તેમજ મને પણ તેમના ઉત્તર આપવામા અસમર્થ જાણુ. જો હું તે વિદ્યાને જાણુતો હોત તો જરૂર તને તેમાં શિક્ષિત કરત. હે પુત્ર ! તું મને પરમ પ્રિય છે, તેથી જો હું તે વિદ્યાને જાણુતો હોત તને સમાવર્તન કાળમા જરૂર કહેતો. ૫

**વિશેષ**—પિતાના કથનનું તાત્પર્ય એ છે કે હે પુત્ર ! મારા ઉપર અસત્યવાદિત્વનો આરોપ કરીને ક્રોધ કરવો તને યોગ્ય નથી, કારણ કે ગુરૂ શિષ્યમાંથી એકના અજ્ઞાનરૂપ હેતુથી બીજાના વિષયમા અનુમાન દ્વારા અજ્ઞાનની સિદ્ધિ

થઈ જાય છે. તેથી પોતાના અજ્ઞાનથી તમે તે વિષયમાં મારૂં અજ્ઞાન સમજી લો, કારણ કે એ પ્રશ્નોમાંથી એકનો પણ ઉત્તર હું જાણતો નથી. હે તાત ! જેમ એ પ્રશ્નોનો ઉત્તર તું જાણતો નથી તેમજ હું પણ જાણતો નથી, તેથી મારા પ્રતિ તારે અન્યથા બુદ્ધિ ન કરવી જોઇએ. ૫.

પિતા પુત્રને સાથે લઇને પ્રવાહણની પાસે જાય છે, તેનુ વર્ણન કરે છે, યથા—

**स ह गौतमो राज्ञोऽर्धमेयाय तस्मै ह प्राप्तायार्हां- चकार स ह प्रातः सभाग उदेयाय तꣳ होवाच मानुषस्य भगवन्गौतम वित्तस्य वरं वृणीथा इति स होवाच तवैव राजन्मानुषं वित्तं यामेव कुमारस्यान्ते वाचमभाषथास्तामेव मे ब्रूहीति स ह कृच्छ्रीबभूव ॥ ६ ॥**

ભાવાર્થ—ત્યારે એ ગૌતમ રાજાના સ્થાન ઉપર આવ્યા. રાજાએ પોતાને ત્યાં આવેલા એ પ્રસિદ્ધ ગૌતમની પૂજા કરી. પછી બીજે દિવસે પ્રાતઃકાળમાં રાજાના સભામાં ગયા પછી એ ગૌતમ તેની પાસે ગયા. ત્યારે રાજાએ ગૌતમ ઋષિને આ પ્રમાણે કહ્યું—હે ભગવન્ ગૌતમ ! માનુષવિત્તનું વરદાન માગી લો. ત્યારે એ સ્પષ્ટ કહ્યું કે રાજન્ ! મનુષ્યસંબધી ધનાદિક તમારીજ પાસે રાખો. તમે મારા પુત્રના પ્રતિ જે વાત પ્રશ્નરૂપથી કહી હતી તેજ મને કહો. એ સાંભળીને રાજા અત્યત દુઃખી થયો ! ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—એ ગૌતમગોત્રોત્પન્ન મુનિ રાજા જૈબલિના સ્થાન ઉપર ગયા, ત્યારે રાજાએ તેમની પાસે જઈને કુશળ પ્રશ્ન પૂર્વક અર્ઘપાદ્યાદિથી આતિથ્ય સત્કાર કરીને સુખવિશ્રામ નિમિત્ત તેમને એક મકાનમાં ઉતારો આપ્યો. બીજે દિવસે ઉદ્દાલક ઋષિ સ્નાન સધ્યોપાસનાદિ નિત્યકર્મ કરીને રાજાની સભામાં પહોચ્યા, ત્યારે રાજાએ ફરીથી તેમનો પૂજા આદિથી સત્કાર કર્યો અને હાથ જોડીને વિનય પૂર્વક ઋષિને કહ્યું કે—હે પૂજ્ય ગૌતમ ! મનુષ્યલોક સંબધી ધન, ગ્રામ, રત્ન, રથ આદિ પદાર્થોમાંથી આપની ઇચ્છાનુસાર માગી લો. તેના ઉત્તરમાં ગૌતમ ઋષિએ કહ્યું કે હે રાજન્ ! મનુષ્યલોક સબધી ધનાદિક આપની પાસે ભલે રહે, મને તેમની ઇચ્છા નથી ત્યારે રાજાએ શંકાપૂર્વક પ્રશ્ન કર્યો કે તો આપની ઇચ્છા શી છે ? કયા હેતુથી આપનુ આગમન થયુ છે ? ત્યારે ઉદ્દાલક ઋષિએ ઉત્તર આપ્યો કે હે રાજન ! જે આપે મારા પુત્રના પ્રતિ પાંચ પ્રશ્નો કર્યા છે કે જેમનો ઉત્તર



તે આપી શકયો નહી, તેને હું પણ જાણતો નથી, તેથી તે મને અવશ્ય કહો. એ સાંભળીને રાજાને ઘણો ખેદ થયો. ૬.

વિશેષ—પ્રાચીન લોકોમાં જ્ઞાનપ્રાપ્તિની કેટલી ઉત્કંઠા રહેતી હતી, તે આ ઘટનાથી સમજાશે. ઋષિ પોતાના પુત્રની નિરુત્તરતાથી રાજાના જ્ઞાનની યોગ્યતા સમજી ગયા. તે ઋષિ તત્કાળ જીજ્ઞાસુ બનીને રાજાની સેવામાં જઈ ઉપસ્થિત થયા, ધન પ્રાપ્તિના સુઅવસરનો ત્યાગ કર્યો અને વિદ્યા ગ્રહણની પ્રાર્થના કરી. બીજી પાસ રાજાને વિદ્યાની રક્ષાનું, જે પરંપરાથી એક વિશેષ જાતિમાં ચાલી આવતી હતી, તેનુ કેટલું મમત્વ હતુ. ઋષિની પ્રર્થના સાભળીને રાજાને કષ્ટ થયુ.

તેની કોઈ એવા અજ્ઞાત-કુળ શીઘ્ર તથા ભિન્ન કુળમાં તે વિદ્યાનું સંક્રમણ કરવાની ઈચ્છા ન હોતી. એ બીજી વાત છે કે તેને શિષ્ટાચારથી બાધ્ય થઈને તેમ કરવાને વિવશ થવુ પડયુ. ૬.

એ પ્રમાણે દુઃખિત થએલા રાજાએ 'બ્રાહ્મણની આજ્ઞાનું ઉલ્લઘન કરવુ જોઈએ નહી' એવુ માનીને 'વિદ્યાના નિયમાનુસાર ઉપદેશ કરવો જોઈએ' એ સમજીને એવો નિર્ણય કર્યો—

**तꣳ ह चिरं वसेत्याज्ञापयांचकार तꣳहोवाच यथा मा त्वं गौतमावदो यथेयं न प्राक् त्वत्तः पुरा विद्या ब्राह्मणान् गच्छति तस्मादु सर्वेषु लोकेषु क्षत्रस्यैव प्रशासनमभूदिति तस्मै होवाच ॥ ७ ॥**

**ભાવાર્થ**—એ પ્રવાહણ રાજાએ ગૌતમ ઋષિને સ્પષ્ટ કહ્યુ કે આપ થોડો વખત અહીં રહો, તથા એવુ કહીને ફરીથી પણ એ ગૌતમ ઋષિને સ્પષ્ટ કહ્યું કે હે ગૌતમ ! જેમ તમે મને કહ્યુ છે તેથી તમે એ સમજી લો કે પૂર્વકાળમાં તમારાથી પહેલાં એ વિદ્યા બ્રાહ્મણો પાસે ગઈ ન હોતી. તથા એજ કારણથી નિશ્ચયે કરીને સર્વ લોકોમાં ક્ષત્રિયવશમાજ એ વિદ્યાનુ પઠન પાઠન થતુ આવ્યુ છે. એમ કહીને તેણે ગૌતમને તે વિદ્યા કહી. ૭.

*વિ૦ વિ૦ ભાષ્ય*—હે સૌમ્ય ! જ્યારે ગૌતમે સંસારસમ્બન્ધી વિત્તાદિકોની યાચના ન કરતાં વિદ્યાની ઈચ્છા પ્રગટ કરી, ત્યારે રાજા દુ ખિત થઇને વિચારવા લાગ્યા કે આ સર્વોત્તમ વિદ્યા ક્ષત્રિયવશમાંજ આજ સુધી રહી. તે વિદ્યાને આ બ્રાહ્મણ માગે છે, જે ન આપુ તો ધર્મથી ચ્યુત થવાય છે. કારણ કે ક્ષત્રિયોનો સુપાત્ર બ્રાહ્મણોને દાન આપવું પરમ ધર્મ છે. જો આપુ છું તો એ અદ્વિતીય વિદ્યા મારા ક્ષત્રિય ઘરાણામાંથી નિકળી બ્રાહ્મણોને ઘેર જાય છે. પરતુ ક્ષત્રીયને ધર્મથી ચ્યુત થવુ અનુચિત છે, તેથી આ જીજ્ઞાસુ બ્રાહ્મણની પરીક્ષા લઈને વિદ્યા પ્રદાન કરીજ જોઈએ એવો વિચાર કરીને રાજાએ કહ્યુ કે હે ગૌતમ ! અહીં એક વર્ષ સુધી મારી પાસે નિવાસ કરો, તે પછી એ વિદ્યાને હું આપના પ્રતિ કહીશ તથા આ પ્રકારે કહ્યું તેને માટે ક્ષમા કરશો. હે ગૌતમ ! આપ સર્વ પ્રકારની વિદ્યાં જાણો છો તથા સર્વોત્તમ બ્રાહ્મણ છો, તો પણ એ વિદ્યા કે જેના સંબંધમાં મેં આપના પુત્રને પાંચ પ્રશ્નો કર્યા હતા, તે વિદ્યા આપ જાણતા નથી તેને ગ્રહણ

કરવાને નિમિત્તે આપને તપ કરવુ ઉચિત છે, એ શાસ્ત્ર રીતિને આપ સારી રીતે જાણો છો. એ પ્રમાણે નિવેદન કર્યા પછી એક વર્ષ ગૌતમને રાજા જૈબલિએ વિદ્યાનો ઉપદેશ કર્યા. ૭.

**વિશેષ**—એક વખતે આરૂણિનો પુત્ર શ્વેતકેતુ પંચાલ દેશની સભામાં ગયો, ત્યાં જ્યારે જૈબલિ પ્રવાહણે તેને પૂછયુ કે આપના પિતાજીએ જે ઉદ્દાલક નામથી વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે, તેમણે આપને કાંઈ ભણાવ્યુ છે ? 'જરૂર સર્વ કાંઈ શિક્ષા આપી છે' એવો શ્વેતકેતુથી ઉત્તર મળતાં પ્રવાહણે તેને ઉપર્યુક્ત પાંચ પ્રશ્નો પૂછ્યાં, તેમાંથી તે એકનો પણ ઉત્તર આપી શકયો નહી. અન્તમાં નિરૂત્તર થઈ તેણે પોતાના પિતાને પંચાલની સભામાં પોતે અપમાનિત થયાનો પ્રસંગ કહી સંભળાવ્યો. જે પ્રશ્નોનો ઉત્તર શ્વેતકેતુ આપી શકયો નહોતો તેનો ઉત્તર ઉદ્દાલક પણ જાણતા નહોતા. જો જાણતા હોત તો પ્રથમથીજ તે વિદ્યા પુત્રને બતાવી દીધી હોત, જેનાથી શ્વેતકેતુને સભામાં લજ્જિત ન થવા પામતુ. અન્તમાં બન્ને રાજાની પાસે ગયા. રાજાની તે વિદ્યા ઉદ્દાલકને બતાવાની ઇચ્છા ન હોતી કે જે અત્યાર સુધી બ્રાહ્મણોમાં પ્રચલિત ન હોતી. તે વિદ્યા ક્ષત્રિયોને પ્રાપ્ત હોવાથી તેમની ઘણી ખ્યાતિ હતી. આ સર્વ હોવા છતાં પણ અન્તમાં યોગ્ય પાત્ર સમજીને એ વિદ્યા કે જેના ઉપર આજ સુધી ક્ષત્રિયોનોજ અધિકાર હતો તે રાજાએ બ્રાહ્મણને આપી દીધી. ૭.



# ખંડ ચોથો



હવે પાંચમી આહુતિમાં જલ પુરૂષસંજ્ઞક કેમ થઈ જાય છે ? એ પ્રશ્નનુ સર્વથી પહેલુ નિરાકરણ કરવામાં આવે છે, કારણ તેનું નિરાકરણ થયા પછી અન્ય પ્રશ્નોનાં નિરાકરણ સુગમ થઈ જશે. અગ્નિહોત્રની પ્રાતઃકાળની તથા સાયંકાળની બન્ને આહુતિયોના જે કર્મારંભ છે તે વાજસનેયોપનિષદ્માં બતાવવામાં આવેલાં છે. ત્યાં તેના વિષયમાં એ બન્ને આહુતિયોની ઉત્ક્રાન્તિ, ગતિ, પ્રતિષ્ઠા, તૃપ્તિ, પુનરાવૃત્તિ તથા લોકો પ્રતિ ઉત્થાન કરવુ એ છ પ્રશ્ન છે. ત્યાંજ તેમનુ નિરાકરણ પણ આ પ્રમાણે બતાવેલુ છે—

એ આહુતિયો હવન કર્યા પછી અપૂર્વરૂપ થઇને ઉત્ક્રમણ કરતા યજમાનને આવૃત્ત કરી તેની સાથે ઉત્ક્રમણ કરતી અન્તરિક્ષલોકમાં પ્રવેશ કરે છે.

તથા અન્તરિક્ષલોકમાંજ આહવનીય વાયુને સમિધ તથા કિરણોથી શુક્લ આહુતિ બનાવે છે. આ રીતે એ અન્તરિક્ષલોકને તૃપ્ત કરે છે, અર્થાત્ અન્તરિક્ષલોકસ્થ યજમાનને ફલોન્મુખ કરે છે. ફરી ત્યાંથી યજમાનનું ઉત્ક્રમણ થતાં તે ઉત્ક્રમણ કરે છે. ઈત્યાદિ રૂપથી એજ પ્રમાણે પહેલાનાજ સમાન દ્યુલોકને ( દ્યુલોકસ્થ યજમાનને ફળ પ્રદાન દ્વારા ) તૃપ્ત કરે છે. તે પછી પ્રારબ્ધનો ક્ષય થતાં યજમાનના પુનરાવર્તન કરતાં ત્યાંથી પાછી આવે છે, તથા આ લોકમાં પ્રવેશ કરી તેને તૃપ્ત કર્યા પછી પુરૂષમાં પ્રથમ તે પ્રવેશ કરે છે. પછી સ્ત્રીમાં પ્રવેશ કરીને તે પરલોક પ્રતિ લૌકિક કર્મ કરાવતી ઉત્થાન કરનારી થાય છે. એટલે કે ગર્ભરૂપમાં ઉત્પન્ન થએલા યજમાનને કર્માનુષ્ઠાનમાં સમર્થ દેહની પ્રાપ્તિ કરાવી તેના દ્વારા પારલૌકિક કર્મ કરાવતી તેનુ પરલોક પ્રતિ ગમન કરાવે છે.

વાજસનેયોપનિષદ્માં તો એ બતાવવામાં આવ્યુ હતુ કે અગ્નિહોત્રની આહુતિયોનો કેવળ કાર્યારંભમાત્ર આ પ્રમાણે થાય છે. પરતુ અહીં અગ્નિહોત્રના અપૂર્વના વિપરિણામરૂપ તે કાર્યારંભને પાંચ પ્રકારમાં વિભક્ત કરી તેમાં ઉત્તરમાર્ગની પ્રાપ્તિના સાધનભૂત અગ્નિભાવથી ઉપાસનાનુ વિધાન કરવાની ઈચ્છાથી શ્રુતિ, 'असौ वाव लोको गौतमाग्निः' ઈત્યાદિ કથન કરે છે. આ લોકમાં જળ આદિ જેમનાં સાધનછે, જે શ્રદ્ધાપૂર્વક નિષ્પન્ન કરવામા આવે છે, જેમનામાં આહવનીય અગ્નિ, સમિધ, ધૂમ, અર્ચિ, અંગાર તથા વિસ્ફુલિંગની તથા કર્તા આદિ કારકની ભાવના કરવામાં આવેલી છે, તે અગ્નિહોત્રની સાયકાળની તથા પ્રાતઃકાળની બે આહુતિયો અન્તરિક્ષ ક્રમથી ઉત્ક્રમણ કરી દ્યુલોકમાં પ્રવેશ કરતી સૂક્ષ્મ અને જળમયી હોવાથી 'અપ' શબ્દની વાચ્ય છે તથા શ્રદ્ધાજનિત હોવાથી 'શ્રદ્ધા' શબ્દની વાચ્ય છે. અહીં તેમના આશ્રયભૂત અગ્નિ તથા તેનાથી સમ્બદ્ધ જે સમિધ આદિ છે, તેમનુ વર્ણન કરવામાં આવે છે તથા એ આહુતિયોમાં જે અગ્નિ આદિની ભાવના છે, તેનો પણ એજ પ્રમાણે નિર્દેશ કરવામાં આવે છે.

હવે અર્થક્રમનું આશ્રયણ કરીને પચમ પ્રશ્નનો ઉત્તર દેવાને સારૂ લોકરૂપ અગ્નિવિધાને કહે છે, યથા—

**असौ वाव लोको गौतमाग्निस्तस्यादित्य एव समिद्रश्मयो धूमोऽहरर्चिश्चन्द्रमा अङ्गारा नक्षत्राणि विस्फुलिङ्गाः ॥ १ ॥**

**ભાવાર્થ**—હે ગૌતમ ! એ સ્વર્ગલોકજ અગ્નિ છે, તથા તેના ઇંધન નિશ્ચય કરીને સૂર્ય છે, કિરણો ધૂમ છે, દિન અર્ચિ પ્રકાશ છે, ચન્દ્રમા અંગારા છે, તથા નક્ષત્ર ચિનગારિયો છે. ૧

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે ગૌતમ ! અગ્નિની ઉપાસના કરનાર પુરૂષ હવન કરતી વખતે આ પ્રકારનું ચિંતન કરે છે કે—મારી સામેનો આહવનીય અગ્નિ સ્વર્ગ રૂપ અગ્નિ છે, તેનું ઇંધન સૂર્ય છે, કારણ કે તેજ સમ્યક્ દીપન કરે છે, તેમાથી નિકળનારાં કિરણો ધૂમ છે, કારણ કે સમિધથીજ ધૂમાડો નિકળે છે પ્રકાશમા સમાનતા તેમજ આદિત્યનું કાર્ય હોવાથી દિવસ એ જ્વાળા છે ચન્દ્રમા અંગારા છે, કારણકે એ દિવસના શાંત થતા અભિવ્યક્ત થાય છે. લૌકિક અંગારા પણ જ્વાળા શાંત થાય છે ત્યારેજ પ્રગટ થાય છે તથા ચન્દ્રમાના અવયવો સમાન નક્ષત્રગણ વિસ્ફુલિંગ ચિનગારિયો તણખા છે કારણકે આમ તેમ છુટા રહેવામા તેમની ચિનગારિયો સાથે સમાનતા છે ૧.

**વિશેષ**—તાત્પર્ય એ છે કે—એ પ્રમાણે સમજીને એ અગ્નિનુ સ્વર્ગ સાથે તાદાત્મ્ય કરીને જ્યારે શરીરનો ત્યાગ કરે છે ત્યારે એજ આહવનીય અગ્નિની આહુતિયો તેને સ્વર્ગલોકમાં લઇ જાય છે તથા ત્યા તે પોતાના કર્મ અનુસાર ઉત્તર સુખનો ભોગ કરીને ચંદ્રલોકમા આવે છે તથા ચદ્રલોકથી જળ દ્વારા પૃથ્વી ઉપર આવે છે તથા વ્રીહી આદિ અન્ન દ્વારા મનુષ્યનુ વીર્ય બને છે અને પુન સ્ત્રી યોનિને પ્રાપ્ત થઇને પુરૂષના રૂપમા બહાર નિકળે છે, તથા મોટો થતા ફરી પાછો પોતાનાં અગ્નિ હોત્રાદિ કર્મ કરવા માડે છે કે જેનાથી તે સ્વર્ગને પ્રાપ્ત થએલો હતો. એજ પ્રમાણે કર્મ દ્વારા પુણ્ય જન્મ ઉત્તમ લોકને પ્રાપ્ત થતો રહે છે. ૧.

**तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या आहुतेः सोमो राजा संभवति ॥ २ ॥**

**ભાવાર્થ**—તે આ અગ્નિમા દેવગણ શ્રદ્ધા (જલ)ની આહુતિ કરે છે. તે આહુતિથી સોમ રાજા ઉત્પન્ન થાય છે ૨

**વિ૦ વિ૦ ભાષ્ય**—જ્યારે હવન કરનાર પુરૂષ દૂધ, ઘી આદિ દ્રવ્યોને, સ્વર્ગાખ્ય અગ્નિનુ સ્મરણ કરતો, પોતાના સામેના આહવનીય અગ્નિમા હવન કરે છે, ત્યારે હોમ કરેલા ઘૃતાદિ દ્રવ્યો સૂક્ષ્મ પરિણામને પ્રાપ્ત થઈ સૂર્યન કરણો દ્વારા સ્વર્ગને પ્રાપ્ત થાય છે તથા ત્યા એકત્રિત રહે છે, જ્યારે અગ્નિહોત્ર કરનાર શરીરને છોડે છે તથા તેનો દાહ તેના અગ્નિહોત્ર અગ્નિથી કરવામાં આવે છે ત્યારે

તે પુરૂષને અગ્નિદેવ સ્વર્ગમા પહોચાડે છે. અને ત્યા તે પોતાના પૂર્વકૃત કર્મના ફળને ભોગવે છે. તથા જ્યારે કર્મ ફળનો ક્ષય થાય છે ત્યારે પુનઃ તે શેષ કર્મને ભોગવવાને સારૂ સ્વર્ગાખ્ય અગ્નિમા શ્રદ્ધારૂપ સૂક્ષ્મ જલનો હોમ કરે છે તથા તેજ આહુતિયોની સાથે તન્મય થઈને પોતે પણ હવન કરાએલા જેવો થઈ જાય છે. જેના ફળ રૂપ સોમ રાજા થઈ જાય છે ૨.

વિપશે—તાત્પર્ય એ છે કે તે ચદ્રલોકના ભોગોને ભોગવવાને સારૂ ચદ્રલોકમાં ઉત્પન્ન થાય છે હે ગૌતમ ! યજમાનની પ્રાણ આદિ ઇંદ્રિયોને અગ્નિ આદિ દેવતાઓનો આશ્રય હોવાથી તેમને દેવતા કહે છે. એ જે અગ્નિહોત્રની ઘૃતાદિ આહુતિયો છે તે, એ પરિણામ રૂપ થતા પહેલા સૂક્ષ્મ જળરૂપ હતી, તથા શ્રદ્ધાએ કરીને ભાવિત થવાથી તેને શ્રદ્ધા કહેવામા આવે છે, તથા એજ શ્રદ્ધા રૂપી જલ સ્વર્ગાખ્ય અગ્નિમા હવન કરેલી પાચમી આહુતિથી સ્રી રૂપ—અગ્નિમાં પુરૂષના પરિણામને પ્રાપ્ત થાય છે. ૨.



## ખંડ પાંચમો



પર્જન્ય રૂપી અગ્નિવિદ્યા અર્થાત્ તે સોમ પર્જન્ય રૂપી અગ્નિમાં હોમાઇને વૃષ્ટિ રૂપમાં પરિણત થાય છે. એ વાતને કહે છે, યથા—

**पर्जन्यो वाव गौतमाग्निस्तस्य वायुरेव समिदभ्रं धूमो विद्युदर्चिरशनिरङ्गारा ह्रादनयो विस्फुलिङ्गाः ॥ १ ॥**

ભાવાર્થ—હે ગૌતમ ! મેઘજ અગ્નિ છે તેના સમિધ વાયુજ છે, અભ્ર ધુમ છે, વિજળી જ્વાલા છે, વજ્ર અગાર છે, તથા ગર્જન વિસ્ફુલિંગ છે. ૧.

વિ० વિ० ભાષ્ય—હે ગૌતમ ! અગ્નિનો ઉપાસક બીજીવાર પોતાના સન્મુખ અગ્નિને મેઘ દેવ રૂપ અગ્નિ સમજીને કલ્પના કરે છે કે તેના ઇંધન વાયુ છે જેમ ઇંધનથી અગ્નિ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે, તેમજ વાયુ દ્વારા મેઘની વૃદ્ધિ થાય છે તથાં વૃષ્ટિ થાય છે તેનો ધુંમ અભ્ર ( વાદળા ) છે, જેમ ધુમથી અગ્નિની સિદ્ધિ થાય છે તેમજ અભ્રરૂપ ધુમથી મેઘદેવની સિદ્ધિ થાય છે. તેની જ્વાળા વિજળી છે, જેમ જ્વાળામા ચમક હોય છે તેમજ વિજળીમાં ચમક હોય છે

તેની ચિનગારિયો મેઘનુ ગર્જન, શબ્દ છે, જેમ ચિનગારિયોમાં શબ્દ થાય છે તેમજ મેઘોના ગર્જનમાં શબ્દ થાય છે. ૧.

વિશેષ—કેવળ પર્જન્ય રૂપ અગ્નિજ વૃષ્ટિનું કારણ નથી, પરતુ વાયુઓ સમિધાઓનુ કામ કરે છે. તથા પ્રકૃતિની દિવ્ય શક્તિ ચતુરણુકાદિ પરમાણુપુંજન એકત્રિત કરીને જ્યારે તેની આહુતિ આપે છે ત્યારે વૃષ્ટિ થાય છે. એ પ્રમાણે પર્જન્ય રૂપ અગ્નિ વૃષ્ટિનું કારણ છે. સર્વ કાંઈ યજ્ઞથી થાય છે. ગીતામાં તો જપને પણ યજ્ઞ કહ્યો છે. ગત એકવીસમી શતાબ્દી નિકટ—આરંભમાં સ્વાધીનતા રૂપ સ્વર્ગની પ્રાપ્તિને સારૂ સ્વાતંત્ર્ય સંગ્રામ રૂપ યજ્ઞમાં ભારતીય નેતા રૂપ હોતાઓએ પોતાના સ્વાર્થ ત્યાગ રૂપ ધૃતની સાથે પોતાનાં અસ્થિ-રૂધિરમય જીવન દ્રવ્યની આહુતિ આપી હતી. ૧.

**तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः सोमꣳ राजानं जुह्वति तस्या आहुतेर्वर्षꣳ संभवति ॥ २ ॥**

ભાવાર્થ—તે આ અગ્નિમાં દેવગણ રાજા સોમના હવન કરે છે, તે આહુતિથી વર્ષા ઉત્પન્ન થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—તે આ અગ્નિમાં દેવગણ પૂર્વવત્ રાજા સોમનો હવન કરે છે. તે આહુતિથી વર્ષા થાય છે. શ્રદ્ધા સંજ્ઞક આપ આ દ્વિતીય પર્યાયમા સોમના આકારમાં પરિણુત થઈ મેઘરૂપ અગ્નિને પ્રાપ્ત થઈ વૃષ્ટિ રૂપ પરિણુત થઈ જાય છે. ૨.

વિશેષ—તાત્પર્ય એ છે કે, હવનકર્તા આ પ્રમાણેની કલ્પના કરે છે કે—પર્જન્ય રૂપ અગ્નિમાં યજમાનની ઇંદ્રિયે, જે દેવતા કહેવાય છે, તે સોમ રાજા અર્થાત્ સોમલોકસ્થ જીવાત્માને હવન કરે છે અર્થાત્ લઈ જાય છે. તથા તે આપેલી આહુતિથી વર્ષા રૂપ ફળની ઉત્પત્તિ થાય છે. ૨.



## ખંડ છઠો



આ પ્રમાણે ઉત્પન્ન થએલી વૃષ્ટિ આ લોકમાં હુતાન્ન રૂપે પરિણુત થાય છે, એ વાતને કહે છે, યથા—

**પૃથिवी वाव गौतमाग्निस्तस्याः संवत्सर एव समिदाकाशो धूमो रात्रिरर्चिर्दिशोऽङ्गारा अवान्तरदिशो विस्फुलिङ्गाः ॥ १ ॥**

**ભાવાર્થ**—હે ગૌતમ ! પૃથ્વીજ અગ્નિ છે, સંવત્સરજ તેનાં સમિધ છે, આકાશ ધૂમ છે, રાત્રિ જ્વાલા છે, દિશાઓ અંગારા છે તથા અવાંતર દિશાઓ ચિનગારિયો છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—રાજા જૈબલિએ કહ્યું કે—હે ગૌતમ ! આ પૃથ્વીજ પ્રસિદ્ધ અગ્નિ છે તથા એ પૃથ્વી રૂપ અગ્નિનાં સમિધ સંવત્સરજ છે, કારણ કે સવત્સરરૂપ કાળથી સમૃદ્ધ થઈને—પુષ્ટિ લાભ કરીનેજ પૃથ્વી ધાન્યાદિની નિષ્પત્તિમાં સમર્થ થાય છે, તથા એ પૃથ્વીનો ધૂમ આકાશ છે, કારણકે જેમ અગ્નિમાંથી ધૂમ ઉપર ઉઠે છે તેમજ આકાશ પૃથ્વીમાંથી ઉઠેલા જેવું દેખાય છે, રાત્રી જ્વાળા છે તથા એ પૃથ્વી રૂપ અગ્નિના પૂર્વાદિ દિશાઓ અંગારા છે, કારણકે જેમ અગ્નિ અંગારા રૂપ થઈ જવાથી શાંત પ્રતીત થવા માંડે છે તેમ દિશા પણ શાંત પ્રતીત થાય છે તથા ક્ષુદ્રત્વમાં સમાનતા હોવાથી અવાંતર દિશાઓ એટલે કે ઈશાનાદિ ચારે ખુણા વિસ્ફુલિંગે ચિનગારિયો છે. કારણ કે જેમ ચિનગારિયો અગ્નિમાંથી આમતેમ નિકળે છે તેમજ ઉપદિશાઓ પણ દિશાઓમાંથી આમતેમ નિકળે છે. ૧.

**વિશેષ**—'ભાષ્યમાં રાત્રિ જ્વાળા છે' એમ કહેવામાં આવ્યુ છે, તેનુ તાત્પર્ય એ છે કે, અપ્રકાશાત્મિકા પૃથ્વીની અનુરૂપજ રાત્રિ જ્વાળા છે, કારણકે તે તમોરૂપા છે, તેથી (પૃથ્વી રૂપ) અગ્નિના સમાન તેના અનુરૂપ જ્વાળા છે. ૧.

**तस्मिन्नेतस्मिन्नग्नौ देवा वर्षं जुह्वति तस्या आहुतेरन्नꣳ संभवति ॥ २ ॥**

**ભાવાર્થ**—તે આ અગ્નિમાં દેવતા વર્ષાની આહુતિ કરે છે, અને આહુતિથી અન્ન થાય છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ પૃથ્વી રૂપ અગ્નિમાં દેવગણ વર્ષાનો હવન કરે છે, અને એ આહુતિથી વ્રીહિ, યવ આદિ અન્ન રૂપ ફળની ઉત્પત્તિ થાય છે. ૨.

વિશેષ—તાત્પર્ય એ છે કે, જ્યારે એવી પૃથ્વી રૂપા અગ્નિમાં દેવતા વર્ષાની આહુતિ આપે છે ત્યારે એ આહુતિથી વ્રીહિ, યવ આદિક અન્ન ઉત્પન્ન થાય છે. ૨.



## ખંડ સાતમો

એ અન્ન પુરૂષ રૂપ અગ્નિમાં હોમાઇને વીર્યના રૂપમાં પરિણત થાય છે, એજ વાતને આ ખંડમાં કહે છે, યથા—

**पुरुषो वाव गौतमाग्निस्तस्य वागेव समित्प्राणो धूमो जिह्वाऽर्चिश्चक्षुरङ्गाराः श्रोत्रं विस्फुलिङ्गाः ॥ १ ॥**

ભાવાર્થ—હે ગૌતમ ! પુરૂષજ અગ્નિ છે, તેની વાણીજ સમિધ છે, પ્રાણ ધૂમ છે, જીહ્વા જ્વાળા છે, કર્ણ ચિનગારિયો છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે ગૌતમ ! એ પુરૂષજ પ્રસિદ્ધ અગ્નિ છે, તેનાં ઇંધન વાણી છે, જેમ ઇંધનથી અગ્નિ પ્રજ્વલિત થાય છે તેમજ વાણી દ્વારા પુરૂષ પ્રકાશને પ્રાપ્ત થાય છે પ્રાણ તેનો ધૂમ છે જેમ અગ્નિથી ધૂમનુ ઉત્થાન થાય છે, તેમ પુરૂષ રૂપ અગ્નિથી મુખ દ્વારા પ્રાણનું ઉત્થાન થાય છે, તેની જ્વાળા જીહ્વા છે, જેમ જ્વાલા લાલરંગની થાય છે તેમ જીહ્વા પણ લાલ હોય છે તેના અંગારા ચક્ષુ છે, જેમ અગારા ઝળકે છે તેમ નેત્ર પણ ચમકે છે. તેની ચિનગારિયો શ્રોત્ર છે, જેમ ચિનગારિયો આમ તેમ વિખરાય છે તેમ શ્રોત્ર પણ ઘૂમતા ફરતા શબ્દને ગ્રહણ કરે છે. ૧.

વિશેષ—પુરૂષ અગ્નિની વાણી સમિધા છે. મનુષ્ય અગ્નિના સમાન તેજસ્વી ત્યારેજ થાય છે કે જ્યારે તેનામાં વાણી રૂપ ઇંધનનો સયોગ થાય છે. ઇંધન વિના અગ્નિ હોલવાઈ જાય છે. વાણી વગરનો મનુષ્ય નકામો થઈ જાય છે. જો કે ધન, બળ, જન આદિ શક્તિયો પણ માણસને ચમકાવી દે છે, તો પણ વાણીની શક્તિ તો તેને સર્વોચ્ચ સ્થાનનો એકમાત્ર પૂર્ણ અધિકારી બનાવી દે છે.

**तस्मिन्नेतस्मिन्नग्नौ देवा अन्नं जुह्वति तस्या आहुते रेतः संभवति ॥ २ ॥**

ભાવાર્થ—એ રસ અગ્નિમાં દેવતા અન્નનો હોમ કરે છે, તે હોમથી વીર્ય ઉત્પન્ન થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જ્યારે પુરૂષ રૂપ અગ્નિમા ઇંદ્રિય દેવતા, વ્રીહિ યવાદિક અન્નની આહુતિ આપે છે, ત્યારે તે આહુતિથી વીર્ય રૂપ ફળ ઉત્પન્ન થાય છે

વિશેષ—પુરૂષાગ્નિમા ઇંદ્રિય દેવગણુ વ્રીહિ યવાદિ સસ્કૃત એટલે કે સિદ્ધ કરેલા અન્નની આહુતિ આપે છે તેનાથી વીર્યરૂપ ફળની ઉત્પત્તિ થાય છે ૨



## ખંડ આઠમો.

પછી તે વીર્ય યોષિત રૂપ અગ્નિમા હુત થતા પુરૂષાકારમા પરિણુત થાય છે એજ વાતનું વર્ણન પ્રકૃત મન્ત્રથી કરવામા આવેલુ છે—

**योषा वाव गौतमाग्निस्तस्या उपस्थ एव समिद्यदुपमन्त्रयते स धूमो योनिरर्चिर्यदन्तः करोति तेऽङ्गारा अभिनन्दा विस्फुलिङ्गाः ॥ १ ॥**

ભાવાર્થ—હે ગૌતમ ! સ્ત્રી જ અગ્નિ છે તેનુ ઉપસ્થજ ઇંધન છે પુરૂષ જે વાર્તાલાપ કરે છે તે ધૂમ છે, યોનિ જ્વાળા છે, તેની અંદરની બાજુએ જે થાય છે તે અંગારા છે, તથા વિષયજન્ય સુખાભાસ વિસ્ફુલિંગ છે ૧

વિ૦ વિ૦ ભાષ્ય—રાજા જૈબલિએ કહ્યુ કે—હે ગૌતમ ! એ સ્ત્રીજ પ્રસિદ્ધ અગ્નિ છે તેનુ ઇંધન પુરૂષની ઉપસ્થ ઇંદ્રિય છે જેમ ઇંધનથી અગ્નિ પ્રજ્વલિત થાય છે તેમજ સ્ત્રી પણ પુત્રાદિકોની ઉત્પત્તિ કરવાને સારૂ પ્રકાશિત થાય છે, તેનો ધૂમ વાર્તાલાપ છે, જેમ ધૂમથી અગ્નિની સિદ્ધિ થાય છે તેજ પ્રમાણે વાર્તાલાપ કરવાથી સ્ત્રીની સ્થિતિ પ્રગટ થાય છે, તેની જ્વાળા યોનિ છે જેમ જ્વાળામા અરૂણતા હોય છે તેમ યોનિમા પણ છે. તેના અંગારા મૈથુન છે, જેમ અગ્નિ અંગારા રૂપ થઇને શાંત થઇ જાય છે, તેમજ મૈથુન પછી કામાગ્નિની શાંતિ થઇ જાય છે તેની ચિનગારિયો સ્ત્રી ભોગ જન્ય આનંદ છે, જેમ ચિનગારિયો અગ્નિમાથી નિકળીને ક્ષણમાત્રમા શાંત થઇ જાય છે તેમજ ભોગજન્ય સુખાભાસ પણ ક્ષણમાત્રમાં નષ્ટ થઇ જાય છે ૧

વિશેષ—જગતમા બેજ શક્તિયો છે એક માતૃશક્તિ, બીજી પિતૃ

શક્તિ એ ભાવ લઇને અહીં સ્ત્રીને યજ્ઞાગ્નિ કહેલો છે.' કારણ કે સૃષ્ટિ ક્રમમાં બન્ને પરમ આવશ્યક છે. એવી ભૂલ ન કરવી જોઇએ કે—પુરૂષજ સર્વ કાંઈ છે. સ્ત્રીનો પણ ઘણો ભાગ છે. અહીં શ્રુતિ તેનો ઉપયોગ બતાવે છે. ૧.

**तस्मिन्नेतस्मिन्नग्नौ देवा रेतो जुह्वति तस्या आहुतेर्गर्भः संभवति ॥ २ ॥**

**ભાવાર્થ**—તે આ અગ્નિમાં દેવતા વીર્યની આહુતિ આપે છે, તે આહુતિથી ગર્ભ ઉત્પન્ન થાય છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જ્યારે એવી આ રૂપ અગ્નિમાં દેવતા ( ઇન્દ્રય ) પુરૂષમાં હુત વ્રીહિ આદિથી સારી રીતે તૈયાર થએલા વીર્યની આહુતિ આપે છે ત્યારે તે આહુતિથી ગર્ભ રૂપ ફલની ઉત્પત્તિ થાય છે. ૨

**વિશેષ**—હે ગૌતમ ! શ્રદ્ધા શબ્દનું વાક્ય જપી, સ્વર્ગલોકાદિ ઉક્ત યોનિયોમા હવન થઈ ક્રમથી સોમ, વર્ષા, અન્ન, રેત ઈત્યાદિ પરિણામને પામી સ્ત્રી રૂપ અગ્નિમાં પરિણામને પ્રાપ્ત થાય છે, આહુતિને જલ કહેવાનુ કારણ એ છે કે તેમાં જલભાગ—ઘી વિશેષ રહે છે તથા અન્ન તથા અગ્નિભાગ ન્યૂન રહે છે તેથી તેને જલનુ પરિણામ કહે છે.



## ખંડ નવમો

પંચમ આહુતિમાં પુરૂષત્વને પ્રાપ્ત થએલા જલની ગતિ છે.

**इति तु पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्तीति स उल्बावृतो गर्भो दश वा नव वा मासानन्तः शयित्वा यावद्वाथ जायते ॥ १ ॥**

**ભાવાર્થ**—'उल्बावृतः—ઓળથી લપેટાએલો એ ગર્ભસ્થ પુરૂષ નવ કે દશ કે ઓછાવત્તા મહીના સુધી પેટમાં રહ્યા પછી ઉત્પન્ન થાય છે.' આ રીતે પાંચમી આહુતિમાં જલ પુરૂષના પરિણામને ઉપરોક્ત રીતિથી પ્રાપ્ત થાય છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે ગૌતમ ! શ્રદ્ધારૂપ જલ જે પ્રથમ સ્વર્ગાખ્ય અગ્નિમાં હવન કરવામાં આવેલુ હતુ. તેજ ક્રમથી પંચમ સ્ત્રી રૂપ અગ્નિમાં વીર્ય રૂપથી હવન થઈ પુરૂષાકારમાં પરિણુત થઇને જરાયુ સંજ્ઞક ગર્ભ વેષ્ટન ચર્મથી વેષ્ટિત થઈ દશ અગર નવ માસ અગર તેથી વધારે ઓછા સમયમાં પૂર્ણાંગ થઈ માતાની કુખમાં શયન કરીને પછી ઉત્પન્ન થાય છે. એ ઉત્તર આ પ્રશ્નનો છે—'પાંચમી આહુતિમાં જલ પુરૂષ નામવાળુ થાય છે,' કે જે મેં આપના પુત્રને પૂછેલો હતો. ૧.

**વિશેષ**—આ પ્રશ્નનું તાત્પર્ય વૈરાગ્ય ઉત્પન્ન કરવામાં છે, કે જેથી એવા એવા પરિણામને પ્રાપ્ત થએલો પુરૂષ, અનેક પ્રકારનાં દુ:ખોથી, કે જે ગર્ભાશયમાં તેને વારંવાર ભોગવવાં પડે છે તેનાથી બચવાનો પ્રયત્ન કરે.

અહી પાચમા પ્રશ્નનો ઉત્તર થઈ ગયો કે—આહુતિથી જલ જે દ્યૌમાં શ્રદ્ધા રૂપથી વર્તમાન હતું તેની આહુતિ થઇને સોમ, સોમની આહુતિ થઇને વૃષ્ટિ, વૃષ્ટિની આહુતિ થઇને અન્ન, અન્નની આહુતિ થઇને વીર્ય, તથા વીર્યની આહુતિ થઇને પુરૂષના રૂપમાં ફરી પાછા આવી ગયા.

હવે આગળ પહેલો પ્રશ્ન જે ( શુ તું જાણે છે કે આ પ્રજાઓ ક્યાંથી કેવી રીતે આવે છે ? ) તેના ઉત્તરનો આરંભ કરવામાં આવશે. ૧.

**स जातो यावदायुषं जीवति तं प्रेतं दिष्टमितोऽग्नय एव हरन्ति यत एवेतो यतः संभूतो भवति ॥ २ ॥**

**ભાવાર્થ**—પેદા થએલો એ ગર્ભસ્થ પુરૂષ, જેટલો તેનો આયુ છે તેટલા-કાળ સુધી જીવે છે પછી તેને મૃત દેખીને દાહ કર્મને સારૂ અગ્નિ પ્રતિ લઈ જાય છે કે જ્યાથી તે આવેલો હતો તથા જેનાથી તેની ઉત્પત્તિ થએલી હતી. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે ગૌતમ ! ઉપરોક્ત રીતિથી પુરૂષ ગર્ભાશયમાં નિવાસ કરી અનુકૂળ સમય તેમાથી બહાર નિકળે છે અને જેટલી આયુ હોય તેટલા કાળ પર્યંત તે જીવે છે તથા જ્યારે કર્મ ફળનો ભોગ કરી મૃત્યુને પ્રાપ્ત થાય છે ત્યારે જો તે રાજા હોય તો તેના મૃત શરીરને પુરોહિત આદિ સ્મશાનમાં લઈ જાય છે અને જો તે ગૃહસ્થ સાધારણ પુરૂષ હોય તો તેના પુત્રાદિ તેને સ્મશાનમાં લઈ જાય છે તથા ત્યાં તેને અગ્નિથી દાહ કરે છે કે જેનાથી તેની ઉત્પત્તિ થએલી હતી.

**વિશેષ**—આનું તાત્પર્ય એ છે કે—કેવળ વેદોક્ત અગ્નિહોત્ર કર્તા ઘટીયંત્ર વત્ વારંવાર જન્મ મરણને પ્રાપ્ત થાય છે, ફરી ઊર્ધ્વ લોકમા જઈ સ્વર્ગલોકના

ભોગોને ભોગવે છે અને કદી પાછો આવીને મર્ત્યલોકમાં સ્ત્રી યોનિને પ્રાપ્ત થઇને અનેક પ્રકારનાં દુઃખ વેઠે છે અને અંતમાં વળી પાછો એજ અગ્નિમાં તેનો દાહ કરવામાં આવે છે. એ પ્રમાણે જે પંચાગ્નિથી પેદા થએલો હતો તે પાછો સ્વર્ગલોકમાં ગયો. ૨.



## ખંડ દશમો



હવે 'તું શું જાણે છે કે આ લોકમાંથી પ્રજા ક્યાં જાય છે?' એ પ્રમાણેના આ પ્રથમ પ્રશ્નના નિરાકરણને સારૂ ભગવતી શ્રુતિ કહે છે, યથા—

**तद्य इत्थं विदुः। ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते तेऽर्चिषमभिसंभवन्त्यर्चिषाऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षडुद ङेति मासाꣳस्तान्॥१॥ मासेभ्यः संवत्सरꣳ संवत्सरादादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान्ब्रह्म गमयत्येष देवयानः पन्था इति ॥ २ ॥**

**ભાવાર્થ**—જે ગૃહસ્થાશ્રમી પુરૂષ એ પંચાગ્નિને એ પ્રમાણે જાણે છે તથા વાનપ્રસ્થ, સંન્યાસી વનમાં શ્રદ્ધા તથા તપ પૂર્વક હિરણ્ય ગર્ભની ઉપાસના કરે છે તે મૃત્યુ પછી અગ્નિ અભિમાની દેવતાઓને પ્રાપ્ત થાય છે, અગ્નિ અભિમાની દેવતાઓથી દિવસાભિમાની દેવતાઓને, દિવસાભિમાનિયોથી શુક્લ પક્ષાભિમાની દેવતાઓને, શુક્લ પક્ષાભિમાનિયોથી એ છ મહીનાઓને કે જેમાં સૂર્ય ઉત્તર બાજુથી નિકળે છે, એ મહીનાઓથી સંવત્સરને, સંવત્સરથી આદિત્યને, આદિત્યથી ચન્દ્રમાને ચંદ્રમાથી વિદ્યુતને પ્રાપ્ત થાય છે. ત્યાં એક અમાનવ પુરૂષ રહે છે તે તેમને કાર્ય બ્રહ્મને પ્રાપ્ત કરાવી દે છે. એ દેવયાન માર્ગ છે. ૧-૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે ગૌતમ ! જે અગ્નિહોત્ર કર્મનો કર્તા ગૃહસ્થ પુરૂષ, જેમાં ઉપકુર્વાણ બ્રહ્મચારીનો પણ સમાવેશ થાય છે, તેને ન જાણીને કર્મ કરે છે તે વારવાર ઉપરોક્ત રીતિથી જન્મ મરણને પ્રાપ્ત થાય છે. પરંતુ જે અગ્નિહોત્ર કર્મનો કર્તા આ પંચાગ્નિ વિદ્યાને યથાર્થ રૂપથી જાણીને હિરણ્યગર્ભની ઉપાસના

સહિત યજ્ઞકર્મને કરે છે તે ઉપાસના કર્મના બળથી બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે તથા ત્યાં બ્રહ્માની પાસેથી બ્રહ્મવિદ્યા મેળવીને મુક્ત થઈ જાય છે. બ્રહ્મચારી બે પ્રકારના હોય છે—ઉપકુર્વાણ તથા નૈષ્ઠિક ઉપકુર્વાણ બ્રહ્મચારી એ છે કે જે બ્રહ્મચર્ય વ્રત ધારણકરી વિદ્યાધ્યયન પછી ગૃહસ્થાશ્રમી બને છે, તથા નૈષ્ઠિક બ્રહ્મચારી એ છે કે જે બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને ગૃહસ્થાશ્રમને ગ્રહણ કરતો નથી તથા જેને વાનપ્રસ્થ તથા સન્યાસનો અધિકાર હોય છે. આગળ પ્રકૃતમન્ત્રનું વિશેષ વ્યાખ્યાન ભાવાર્થ પ્રમાણે જ છે. ૧-૨.

વિશેષ—ગૃહસ્થોમાં જે વિદ્વાન્ લોક છે, તેમને સારૂ ઉત્તર માર્ગ તથા જે કેવળ કર્મિયો છે તેમને સારૂ દક્ષિણ માર્ગ છે. ઉર્ધ્વરેતસ્ તથા વનવાસિયોને સારૂ ઉત્તર માર્ગજ છે. ઉત્તર માર્ગથી તેઓજ જાય છે કે જે કામ ક્રોધાદિ દોષ રહિત હોય છે તથા તે માર્ગથી જનારા પુરૂષની આ લોકમા આવૃત્તિ થતી નથી પણ બ્રહ્મલોકમાંજ. એવા કેટલાક લોક છે કે જેમા તે તપના પ્રભાવથી જાય છે મહઃ, જનઃ, તપ તથા સત્ય એ ચારજ લોક બ્રહ્મલોકના અન્તર્ગત છે. સાધક પોતાના સાધનના પ્રભાવથી તેમાંના કોઈ પણ એક લોકમાં જાય છે અને પછી ત્યાંથી જ્ઞાન દ્વારા ઉત્તરોત્તર લોકમાજ તે સત્ય લોકમા પહોચીને મુક્ત થઈ જાય છે. એ લોકાંતર ગમનના ક્રમ દ્વારા તેની મુક્તિ થાય છે. તેના સિવાય જેમનો એવો અનુભવ છે કે 'એકમાત્ર અદ્વિતીય સતજ છે તેમનુ શીર્ષ સ્થાનીય નાડી દ્વાર અર્ચિરાદિ માર્ગથી ગમન થતું નથી. જેમકે 'તે બ્રહ્મજ થઇને બ્રહ્મને પ્રાપ્ત થાય છે', તેનાથીજ તે સર્વ કાઈ થઈ ગયો', 'તેના પ્રાણ ઉત્ક્રમણ નથી કરતા, ત્યાજ લીન થઈ જાય છે" ઈત્યાદિ સેંકડો શ્રુતિયોથી પ્રમાણિત થાય છે. ૧-૨

દેવયાન તથા ધૂમયાનના વ્યાવર્તનનું સ્થાન.

**अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसंभवन्ति धूमाद्रात्रिं रात्रेरपरपक्षमपरपक्षाद्यान्षड्दक्षिणैति मासाꣳस्तान्नैते संवत्सरमभिप्राप्नुवन्ति ॥ ३ ॥**

ભાવાર્થ—તથા જે એ કર્મોપાસક ગૃહસ્થ ગ્રામમા ઈષ્ટ પૂર્ત તથા દત્ત, એવી ઉપાસના કરે છે તે ધૂમને પ્રાપ્ત થાય છે, ધૂમથી રાત્રિને, રાત્રિથી કૃષ્ણપક્ષને તથા કૃષ્ણપક્ષથી જે છ મહીનામા સૂર્ય દક્ષિણ માર્ગથી જાય છે તેને પ્રાપ્ત થાય છે. એ લોક સવત્સરને પ્રાપ્ત થતા નથી. ૩.

(બ્ર૦ વિ૦ ભાષ્ય—હે ગૌતમ! જે ગૃહસ્થ ...ાદિ કર્મ કરે છે

પરંતુ પંચાગ્નિને નથી જાણતા, તેઓ મૃત્યુ પછી અગ્નિમાં દાહ થઈ ધૂમાભિમાની દેવતાના લોકને પ્રાપ્ત થાય છે, ધૂમલોકથી રાત્રિ અભિમાની દેવતાના લોકને પ્રાપ્ત થાય છે, રાત્રિલોકથી કૃષ્ણ પક્ષાભિમાની દેવતાના લોકને, કૃષ્ણ પક્ષાભિમાની દેવતાના લોકને, કૃષ્ણપક્ષાભિમાની લોકથી ષટ્માસાભિમાની દેવતાના લોકને પ્રાપ્ત થાય છે કે જેમાં સૂર્ય દક્ષિણાયન રહે છે. પરંતુ એ ગૃહસ્થ કર્મી સંવત્સરાભિમાની દેવતાને પ્રાપ્ત થતા નથી. 'પણ અહીં સંવત્સર પ્રાપ્તિનો પ્રસંગજ ક્યાં હતો કે જેનો પ્રતિષેધ કરવામાં આવ્યો' એ શંકાનુ સમાધાન એ છે કે—દક્ષિણાયન તથા ઉત્તરાયણ—એ સંવત્સરના બે અવયવ છે, તેમાં અર્ચિરાદિ માર્ગેથી જનારા પુરૂષોને ઉત્તરાયણના મહીનાઓથી તેમના અવયવી સંવત્સરની પ્રાપ્તિ બતાવવામાં આવી હતી. તેથી અહીં પણ તેના અવયવ ભૂત દક્ષિણાયનના મહીનાઓની પ્રાપ્તિ સાંભળીને પૂર્વવત્ તેમના અવયવી સવત્સરની પણ પ્રાપ્તિ થઈ જાય છે તેથી તેઓ સવત્સરને પ્રાપ્ત થતા નથી. એવું કહીને તેની પ્રાપ્તિનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. ૩.

**વિશેષ**—ઇષ્ટનો અર્થ અગ્નિહોત્રાદિ વૈદિક કર્મ છે તથા પૂર્તનો અભિપ્રાય કુવા, વાવ, તળાવ, પાઠશાળા આદિક છે. દાનમાં ઉત્તમદાન તથા નિકૃષ્ટ દાન છે. ઉત્તમદાન ધન, અન્ન, વસ્ત્રાદિ જે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ સ્વકર્મારૂઢોને શ્રદ્ધા પૂર્વક આપવામાં આવે તે છે તથા નિકૃષ્ટ દાન જે સ્વનામ પ્રકાશાર્થ, આંધળા, લુલા, લંગડા, અગર અન્ય કર્મ રહિત બ્રાહ્મણોને આપવામાં આવે છે તે છે, એ પિતૃયાન માર્ગ કહેવાય છે. ૩.

**मासेभ्यः पितृलोकं पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसमेष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति ॥४॥**

**ભાવાર્થ**—ષટ્ માસાભિમાની દેવતાના લોકથી પિતૃલોકને, પિતૃલોકથી આકાશને તથા આકાશથી ચંદ્રમાને પ્રાપ્ત થાય છે. તેજ કારણથી એ સોમ રાજા દેવતાઓનું અન્ન છે તેને દેવગણ ભક્ષણ કરે છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે ગૌતમ ! એ દક્ષિણાયનના મહીનાઓથી પિતૃલોકને, પિતૃલોકથી આકાશને તથા આકાશથી ચદ્રમાને પ્રાપ્ત થાય છે તે એજ ચંદ્રમા છે કે જે અંતરિક્ષમાં દ્રષ્ટિ ગોચર થાય છે તથા એ લોકને પ્રાપ્ત થએલા યજમાન ઇંદ્રાદિ દેવતાઓનાં અન્ન ( ભોગ ) બની જાય છે. તાત્પર્ય એ છે કે જ્યારે યજમાન શરીર છોડીને ચંદ્રલોકમાં જાય છે ત્યારે ત્યાં તેઓ સ્ત્રી, સેવક, પશુ ઇત્યાદિ પોતપોતાના કર્મ અનુસાર બની જાય છે તથા તેમની સાથે ઇંદ્રાદિ

દેવતાઓને મળે છે. ચદ્રરૂપ અન્નનું ભક્ષણ કરવાનું એજ તાત્પર્ય છે કે જે ઉપર કહી ગયા. એમ નથી કે જેમ મનુષ્ય અન્નનો ગ્રાસ કરીને ખાય છે તે પ્રમાણે દેવગણ ઉપાસકોનું ભક્ષણ કરે છે. ૪.

વિશેષ—તથા તેના સુખોપભોગ્ય જલીય ( જળથી બનેલા ) શરીરનો ચંદ્રમંડળમાં આરભ થાય છે. એ પ્રથમ કહેવામાં આવ્યુ છે કે 'શ્રદ્ધા' શબ્દ વાચ્ય જલનો દ્યુલોક રૂપ અગ્નિમાં હવન કરવાથી સોમ રાજાની ઉત્પત્તિ થાય છે. એ કર્મ સંબંધી જલ અન્ય ભૂતોની સાથે અનુગત થઈ દ્યુલોકમાં પહોચી ચદ્રત્વને પ્રાપ્ત થઈ ઈષ્ટાદિ કર્મોની ઉપાસના કરનારા પુરૂષોનાં શરીરાદિનો આરભ કરનારાં થાય છે. પુનઃ શરીર રૂપ અતિમ આહુતિના હુત થતાં જ્યારે અગ્નિ દ્વારા શરીર દગ્ધ થવા માડે છે ત્યારે તેનાથી ઉત્પન્ન થતુ આપ ( જળ ) ધૂમની સાથે મળીને ( યજ્ઞકરનાર ) યજમાનને આચ્છાદિત કરીને ઉપર ચદ્રમંડળમાં પહોચાડી કુશ અને મૃતિકા સ્થાનીય બાહ્ય શરીરનો આરભ કરનારાં થાય છે. તેનાથી પ્રારબ્ધ શરીરથીજ એ ઈષ્ટાદિ કર્મોનાં ફળ ભોગવતો ત્યાં રહે છે. ૪.

દ્વિતીય પ્રશ્નનો ઉત્તર પુનઃ આવર્તક્રમ.

**तस्मिन्यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते यथेतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवति ॥ ५ ॥**

**ભાવાર્થ**—કર્મક્ષય થતા સુધી એ ચદ્રમડળમાં રહીને, તે પછી ફરી એજ માર્ગથી જે પ્રમાણે ગયો હતો, તેજ પ્રમાણે ત્યાથી આકાશમાં પાછો આવે છે તથા આકાશમાંથી વાયુ થઇને ધૂમ થાય છે તથા ધૂમ થઇને અભ્ર બને છે. ૫

વિ૦ વિ૦ ભાષ્ય—હે ગૌતમ ! જ્યાં સુધી એ ચદ્રલોકના ઉપભોગોના નિમિત ભૂત કર્મનો ક્ષય થાય છે, જેના દ્વારા સપતન થાય છે તેને સપાત એટલે કે કર્મનો ક્ષય કહે છે, યાવત્ સપાત એટલે કે, જ્યાં સુધી કર્મનો ક્ષય થાય છે ત્યાં સુધી તે ચદ્રમડળમા નિવાસ કર્યા પછી પુનઃ વક્ષ્યમાણોક્ત માર્ગમાં પાછો આવે છે. 'ફરી પાછો આવે છે' એવા પ્રયોગથી એવુ જ્ઞાત થાય છે કે પ્રથમ પણ કોઈ વાર તે ચદ્રમડળને પ્રાપ્ત થઈ ચુકેલો છે, અર્થાત્ તે આ લોકમાં ઈષ્ટાદિ કર્મ કરીને ચદ્ર-મડળમા ગએલો છે અને કર્મનો ક્ષય થતાં ત્યાથી પાછો આવેલો છે. ત્યાંની સ્થિતિના નિમિત્ત ભૂત કર્મનો ક્ષય થતાં એક ક્ષણ પણ તે ત્યાં રહી શકતો નથી.

જેમ કે તેલનો ક્ષય થતાં દીવો રહી શક્તો નથી. ચદ્રમડળથી તે એજ માર્ગે પાછો આવે છે કે જે માર્ગથી તે ત્યાં ગએલો હતો. અર્થાત્ ચંદ્રલોકથી આકાશમાં ત્યાંથી વાયુલોકમાં આવીને ધૂમ થાય છે અને ધૂમ થઇને મેઘ થાય છે. ૫.

**વિશેષ**—( ક ) શંકા—જે એમ કહે છે કે ઇષ્ટાપૂર્તાદિ સર્વ કર્મ ફળોને કર્મકર્તા ચદ્રલોકમાં ભોગવી લે છે અને તે કર્મોનો ક્ષય થતાં મૃત્યુલોકમાં પાછો આવે છે, એ સંભવનીય નથી, કારણકે જ્યારે કાંઈ કર્મ શેષ જ ન રહ્યું તો પછી તે કર્મી મૃત્યુલોકમાં પાછો શા માટે આવે ? સમાધાન—કર્મી ઇષ્ટાપૂર્તનાં કર્મ ફળોને ચંદ્રલોકમાં ભોગવે છે, અને તે કર્મ ફળની સમાપ્તિ ત્યાંજ થઈ જાય છે. પરંતુ જે તેણે તેનાથી બીજાં કર્મ કરેલાં છે તેનો ભોગ મૃત્યુલોકમાંજ થઈ શકે છે, તે કર્મ સંસ્કારથી પ્રેરિત થઇ તે કર્મી મૃત્યુલોકમાં પાછો આવે છે. તથા પોતાનાં કર્માનુસાર જન્મ પામે છે અને કર્મ કરવા માડે છે.

( ખ ) શકા—જ્યારે શરીર નષ્ટ થાય છે ત્યારે તેની સાથે કર્મ પણ નષ્ટ થઈ જાય છે, ત્યારે ઇષ્ટાપૂર્ત કર્મ કરતા પહેલાં શરીરથી કરાએલાં જે કર્મ છે તે કર્મ ઈષ્ટાપૂર્ત કર્મ પછી શરીરનો દાહ થતાં નષ્ટ થઈ ગયાં ત્યારે ફરી કર્મી ચંદ્રલોકમાંથી મૃત્યુલોકમાં કેવી રીતે આવી શકે ? સમાધાન—શરીરના નાશ થવાથી, ભોગવ્યા વગરનાં કર્મ ફળનો નાશ કની થતો નથી કર્મના સૂક્ષ્મ સસ્કાર બુદ્ધિ આદિમાં સ્થિત રહે છે તથા તે કર્મીના જન્મ લેવામાં કારણ બની જાય છે. જો તેમ ન હોય તો પેદા થતાંજ પોતાના માતા પિતાને અનુસરીને કર્મ કરી શકે નહી, જ્યારે વાંદરાનું બચ્ચુ પેદા થાય છે ત્યારે તે પેદા થતાંજ પોતાનાં માતા પિતા સમાન કુદાકુદ કરવા માડે છે, કારણ એ છે કે—તે બચ્ચુ આ જન્મ પહેલાં પણ મર્કટ હતુ, તથા તે જન્મમા કરેલા કર્મના સસ્કાર બનેલા હતા. જો તેમ ન હોય તો પેદા થતાજ વ દરાની પેઠે કુદાકુદ કરી શકે નહી, કારણકે તેને કોઇએ શિખવાડેલુ નથી

( ગ ) શકા—શ્રુતિએ કર્મીના જવાની વિધિ જેવી ( ચદ્રલોકમાં ) કહી છે, તેવીજ વિધિ ચદ્રલોકથી આવવાની પણ કહેલી છે, પરતુ તે પ્રમાણે કર્મી આવતો નથી. સમાધાન શ્રુતિના કહેવાનુ તાત્પર્ય, ચદ્રલોકમાથી મૃત્યુલોકમા આવવાને સારૂ ગમે તે કોઈ પણ માર્ગથી આવે, એ છે ૫

**अभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्तेऽतो**

वै खलु दुर्निष्प्रपतरं यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एव भवति ॥ ६ ॥

ભાવાર્થ—તે જીવ અભ્ર થઈને મેઘ બને છે, મેઘ થઈને વરસે છે, ત્યારે એ સર્વે આ મૃત્યુલોકમા ધાન, યવ, ઔષધી, વનસ્પતિ, તલ, તથા અડદ રૂપમાં ઉત્પન્ન થાય છે. તેમાંથી નિકળવુ એ નિશ્ચયે કરીને કઠણ છે, કારણકે જે જે અન્નને ખાય છે તથા જે જે વીર્યનું સિંચન કરે છે, ફરી તેજ નિશ્ચયે કરીને તેજરૂપથી ઉત્પન્ન થાય છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—હે ગૌતમ ! તે પુરૂષ જેમનાં વિશેષ કર્મ સ્વર્ગમાં ક્ષીણ થઈ ગયાં છે તથા થોડા બાકી રહેલાં કર્મ ભોગવવાને સારૂ રહેલાં છે, તે અભ્ર થઈને પછી વર્ષા કરવામાં સમર્થ મેઘ થાય છે. પછી મેઘ થઈને ઉંચાં સ્થાનોમાં વૃષ્ટિ કરે છે એટલે કે વર્ષાની ધારાઓના રૂપમાં પૃથ્વીને પ્રાપ્ત થાય છે, પછી પૃથ્વી માંથી અન્ન અગર વનસ્પતિરૂપ થઈ જાય છે. પછી તે પુરૂષના ભક્ષણ કર્યા પછી વીર્ય રૂપમાં પરિણત થાય છે. પછી સ્ત્રીના ગર્ભાશયને પ્રાપ્ત થાય છે અને પછી મનુષ્ય શરીર મેળવી રહેલા કર્મ ફળને ભોગવે છે, તથા ભવિષ્યમાં ફળ ભોગને અર્થે કર્મ કરે છે આ ગતિ શુભકર્મિયોની છે. જે અશુભ કર્મી છે, તે વૃષ્ટિ દ્વારા નદી, સમુદ્ર, પર્વત, વન આદિ સ્થાનોમા પડે છે તથા ઘાસાદિમાં પ્રવેશ કરીને ક્રૂર જીવોના ભક્ષ્ય બને છે. તથા અચેતાવસ્થામાં ઘણાકાળ સુધી પડ્યા રહે છે. જ્યારે કિંચિત્ કર્મફળ પામવાનો ઉદય થાય છે, ત્યારે ઉદ્‌ભિજ્જ આકારને પ્રાપ્ત થાય છે એટલે કે પૃથ્વીમાથી બહાર નિકળે છે, જેમકે ઘાસ વૃક્ષ આદિ નિકળે છે. તે પછી સ્વેદજને પ્રાપ્ત થાય છે જેવા કે જુ, માકડ આદિ, પછી અંડજને પ્રાપ્ત થાય છે જેવા કે, ચકલી, કાગડા, મરઘડાં આદિ, એ ઘટીયત્રની પેઠે ક્રૂર યોનિયોમાં વારંવાર આવ, જા કરે છે તેમનો અસખ્ય કાળ સુધી ઉદ્ધાર થતો નથી. હે ગૌતમ ! તમે અનુભવ કરી શકો તેમ છો કે સ્ત્રીના ગર્ભાશયને પ્રાપ્ત થવું એ બીજી યોનિની અપેક્ષાએ ઘણું દુર્લભ છે, તથા એ શ્રેષ્ટ કર્મોનુ ફળ છે. કારણકે કદી અભક્ષ્યોમાં ઉત્પન્ન થઈ તેઓ ત્યાજ સુકાઈ જાય છે, કદી અન્ન ભક્ષણ કરનારા અનેક હોવાથી ઊર્ધ્વરેતા, બાળક, નપુંસક, અથવા વૃદ્ધ પુરૂષોના ખાવાથી તેઓ પેટની અંદરજ નષ્ટ થઈ જાય છે, જે વખતે કાકતાલીય ન્યાયથી તેઓ કદી વીર્ય સેવન કરનારા પુરૂષો દ્વારા ભક્ષિત થાય છે તે સમયે વીર્ય સેચકરૂપતાને પ્રાપ્ત થએલા એ જીવોને કર્મોની વૃત્તિનો લાભ થાય છે.

કયે પ્રકારે વૃત્તિ લાભ થાય છે?—જે જે વીર્યસેચક અનુશયી જીવોથી યુક્ત અન્ન ભક્ષણ કરે છે તથા પુનઃ ઋતુકાળમાં સ્ત્રીમાં વીર્ય સેચન કરે છે તે જીવ 'તદ્‌ભૂયઃ' તેજ આકારનો બની જાય છે. તેના અવયવોની આકૃતિની અધિકતા થવાને 'ભૂયઃ' કહેવામાં આવે છે.

પરતુ જે અનુશયી જીવોથી ભિન્ન પ્રાણી પોતાનાં ઘોર પાપ કર્મોના કારણથી ચંદ્રમડળ ઉપર આરૂઢ થયા વગરજ વ્રીહિ, યવાદિ ભાવને પ્રાપ્ત થાય છે તે તે મનુષ્યાદિ ભાવને પ્રાપ્ત થતા નથી. તેમનુ વ્રીહિ યવાદિ ભાવથી નિષ્ક્રમણ થવું એ ઘણું કષ્ટપ્રદ નથી, કારણ કે તેમણે કર્મને કારણેજ વ્રીહિ યવાદિ દેહ પ્રાપ્ત કર્યો છે તેથી તે ઉપભોગના નિમિત્તનો ક્ષય થતાં વ્રીહિ આદિ સ્તબ્ધ દેહનો નાશ થવાથી તેઓ પોતાનાં કર્માનુસાર ઉપાર્જિત અન્ય નવીન નવીન શરીરમાં જળોના સમાન વિજ્ઞાન યુક્ત રહીનેજ સક્રમણ કરે છે. જેમકે "એ સવિજ્ઞાન થાય છે તથા સવિજ્ઞાન રહીનેજ અન્ય શરીરમાં સક્રમણ કરે છે" આ અન્ય શ્રુતિથી સિદ્ધ થાય છે

જો કે જીવ ઇંદ્રિયોના હૃદયમાં લય થયા પછીજ દેહાન્તરમા જાય છે, તો પણ આ શ્રુતિ પ્રમાણથી તેઓ સ્વપ્નના સમાન દેહાન્તરની પ્રાપ્તિના નિમિત્ત ભૂત કર્મથી ઉત્પન્ન કરેલી વાસનાના વિજ્ઞાનથી સવિજ્ઞાન થઈનેજ દેહાન્તરને પ્રાપ્ત થાય છે.

એજ પ્રમાણે અર્ચિરાદિ તથા ધૂમાદિ માર્ગથી જે ગમન થાય છે તે પણ સ્વપ્નના સમાન ઉદ્‌ભૂત વિજ્ઞાન રૂપથીજ થાય છે, કારણકે તે ગમન લબ્ધ વૃત્તિ કર્મના કારણથી થાય છે. પરતુ વ્રીહિ યવાદિ રૂપથી ઉત્પન્ન થએલા અનુશયી જીવોનો જે સ્ત્રીના દેહો સાથે સબધ થાય છે તે સવિજ્ઞાન રૂપથી થવાનો સભવ નથી. કારણકે વ્રીહિ આદિને કાપતાં, ખાંડતાં, દળતાં તેમાં સવિજ્ઞાન જીવોની સ્થિતિ હોતી નથી. ૬.

**વિશેષ**- શંકા—ચંદ્રમંડળથી ઉતરનારા જીવોનાં દેહાન્તર ગમન પણ એવાંજ હોવાથી તેમની પણ જળોના સમાન સવિજ્ઞાનતા જ માનવી ઉચિત છે. તેમ થતાં ઇષ્ટા પૂર્તાદિ કર્મ કરનારાઓને ચંદ્રમડળથી લઈને જ્યા સુધી બ્રાહ્મણાદિ જન્મની પ્રાપ્તિ થાય ત્યાં સુધી ઘોર નરકના અનુભવ થવાનુ સિદ્ધ થશે. એવી અવસ્થામાં ઇષ્ટા પૂર્તાદિ ઉપાસના અનર્થને સારૂજ માનવામાં આવશે તથા એ પ્રમાણે વૈદિક કર્મ અનર્થાનુબધી થવાના કારણથી શ્રુતિની અપ્રમાણિકતા સિદ્ધ થશે

સમાધાન—એવી વાત નથી. કારણકે વૃક્ષ ઉપર ચઢવાના તથા તેના ઉપરથી પડવાના સમાન એ અવસ્થાઓમાં અતર હોવાનો સભવ છે. એક દેહથી બીજા દેહને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા કર્મલબ્ધ વૃત્તિના હોવાથી તે કર્મ દ્વારા

ઉત્પન્ન કરેલા વિજ્ઞાનથી તે જીવનું સવિજ્ઞાન રહેવુ ઉચિત છે. ફળ લેવાની ઇચ્છાથી વૃક્ષ ઉપર ચઢનારા મનુષ્યની જે પ્રકારે સવિજ્ઞાનતા સંભવે છે, તેજ પ્રમાણે અર્ચિરાદિ માર્ગથી જનારા તથા ધૂમાદિ માર્ગથી ચંદ્રમંડળ ઉપર આરૂઢ થનારા જીવોની પણ સવિજ્ઞાનતા સંભવે છે. પરંતુ તેજ પ્રમાણે વૃક્ષની ટોચ ઉપરથી પડનારા પુરૂષોના સમાન ચંદ્રમંડળમાંથી પડનારાની સચેતનતા સંભવતી નથી.

જે પ્રમાણે મુદ્દગરાદિથી આહત પુરૂષોની ઇંદ્રિયો આઘાતોની વેદનાથી મૂર્છિત થઈ ગએલી છે તે પોતાના દેહથીજ એક સ્થાનથી બીજે સ્થાને જતાં વિજ્ઞાન શૂન્ય થઈ ગએલા જણાય છે, તેજ પ્રમાણે સ્વર્ગ ભોગના નિમિત્તભૂત કર્મોનો ક્ષય થઈ જવાથી જેમનાં જળીય ( જળથી બનેલાં ) શરીર નિશ્ચેષ્ટ થઈ ગયાં છે, ઇંદ્રિય સમૂહ અવરૂદ્ધ થઈ ગએલો છે. તે ચંદ્રમંડળથી મનુષ્યાદિ દેહાન્તરો પ્રતિ ( નીચે ) જનારા અનુશયી જીવોની વિજ્ઞાન શૂન્યતા ઉચિતજ છે. તેથી દેહના બીજ ભૂત આપોના પરિત્યક્ત ન થવાથી તે તેમના ( આપો ) સહિત જ મૂર્છિત થએલાના જેવા આકાશાદિ ક્રમથી આ પૃથ્વી ઉપર ઉતરીને પોતાના કર્માનુસાર જાતિવાળા સ્થાવર શરીરોમાં મળી જાય છે. તથા ઇંદ્રિયોના પ્રતિબદ્ધ રહેવાથી અચેતજ રહે છે.

એજ પ્રકારે તે કાપવા, ખાંડવા, દળવા, રાંધવા, ખાવા, રસાદિ રૂપમાં પરિણત થવા તથા વીર્યસેચનને સમયે પણ મૂર્છિત જેવાજ રહે છે. કારણકે તેમના દેહાન્તરનું પ્રારબ્ધ કરનારૂ કર્મ અલબ્ધ વૃત્તિ વાળુ રહે છે. તે સર્વ અવસ્થાઓમાં બીજભૂત આપનો સંબધ ન છોડતાં વિધમાન રહે છે. તેથી જળોના સમાન તેમના ચેતના યુક્ત હોવામાં પણ કોઈ વિરોધ આવતો નથી. વચમાં જે વિજ્ઞાન શૂન્ય દશા રહે છે તે મૂર્છિતના સમાન છે, તેથી તેમાં કોઈ દોષ નથી. ૬.

અનુશયી જીવોની કર્માનુરૂપગતિ.

**तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन्ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वाथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चण्डालयोनिं वा ॥७॥**

**ભાવાર્થ**—તેમાંથી જે આ લોકમાં શુભાચરણવાળા છે તેઓ શીઘ્રજ ઉત્તમ યોનિને એટલે કે બ્રાહ્મણયોનિ, ક્ષત્રિય યોનિ અથવા વૈશ્યયોનિને પ્રાપ્ત થાય છે જે આ સંસારમાં નિંદિત આચરણ વાળા છે તેઓ શીઘ્રજ નિંદિત યોનિ એટલે કે શ્વાન યોનિ, સૂકર યોનિ અથવા ચંડાળ યોનિને પ્રાપ્ત થાય છે. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે ગૌતમ ! જે દૈવીસંપદવાળા પુરૂષ છે અર્થાત્ જેમણે ઈષ્ટાપૂર્ત આદિ કર્મ કરેલાં છે તથા તેની સ.થેજ તેનાં સત્ય, દયા, આર્જવ તથા ક્ષમા આદિ લક્ષણોથી લક્ષિત રહે છે તેઓ ચદ્રલોકમાં પોતાનાં ઈષ્ટાપૂર્ત આદિ કર્મોના ફળને ભોગવીને મૃત્યુલોકમાં ઉપર કહેલા માર્ગ દ્વારા આવીને બ્રાહ્મણ, ક્ષત્રિય, અગર વૈશ્યના કુળમાં જન્મ લે છે, તથા જે તેનાથી વિપરીત આસુરી સંપદ વાળા છે એટલે કે ઈષ્ટાપૂર્તાદિ કર્મ તો કરે છે, પરતુ અસત્ય, પરસ્ત્રી-ગમન. નિર્દયતા, કુટિલતા, ક્રોધ આદિ દુષ્ટ લક્ષણોથી લક્ષિત રહે છે તો ઈષ્ટા-પૂર્તાદિ કર્મફળ ચદ્રલોકમાં ભોગવીને મર્ત્યલોકમાં આવીને અધમ યોનિ અર્થાત્ શ્વાન, સુકર, ચંડાલાદિ યોનિયોને પ્રાપ્ત થાય છે. ૭.

વિશેષ—રમણીય આચરણવાળા રમણીય યોનિને પ્રાપ્ત થાય છે તેનુ તાત્પર્ય એ છે કે જેમનાં સત્વગુણાત્મક કર્મ ઉત્તમ છે તેઓ બ્રાહ્મણ કુલમાં, જેમનાં મધ્યમ છે તેઓ ક્ષત્રિય કુલમાં તથા જેમનાં નિકૃષ્ટ કર્મ છે તેઓ વૈશ્ય કુલમાં ઉત્પન્ન થાય છે. ૭.

ચતુર્થ પ્રશ્ન—તે પરલોક કેમ નથી ભરાતો ? તેનો ઉત્તર

પરતુ જે શુભાચરણ શીલ દ્વિજાતિ છે તે જો પોતાનાં કર્મોમાં સ્થિત રહીને ઈષ્ટાદિ કર્મ કરે છે તો તે ઘટીયન્ત્રના સમાન ધૂમાદિ માર્ગથી પુનઃ પુનઃ આવતો જતો રહે છે, તથા જો તેને ઉપાસનાત્મક વિદ્યાની પ્રાપ્તિ થઈ જાય તો તે અર્ચિરાદિ માર્ગથી જાય છે. તથા જે સમય તે ન તો ઉપાસના કરે છે કે ન તો ઈષ્ટાદિ કર્મોનું સેવન કરે છે તે સમય—

**अथैतयोः पथोर्न कतरेण च न तानीमानि क्षुद्राण्य-सकृदावर्तीनि भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्येतत्तृतीय-ꣳ स्थानं तेनासौ लोको न संपूर्यते तस्माज्जुगुप्सेत तदेष श्लोकः ॥ ८ ॥**

**ભાવાર્થ**—જે પંચાગ્નિ વિદ્યાના સેવી નથી. તથા જે ઈષ્ટા પૂર્તાદિ કર્મોનું પણ સેવન કરતા નથી તેઓ આ ઉપર કહેલા બન્ને માર્ગોમાંથી કોઈ પણ માર્ગ દ્વારા જતા નથી. તેઓ એ નિશ્ચયે કરીને ક્ષુદ્ર, કીટ, પતંગાદિ વારવાર જીવવા મરનારા જીવરૂપથી ઉત્પન્ન થાય છે, 'તેથી જન્મે અને મરે' એ ઈશ્વરની તેમના પ્રતિ આજ્ઞા છે, એ પ્રમાણે એ તૃતીય સ્થાન છે તથા તેજ કારણથી આ લોક પૂર્ણ થતો ( ભરાઈ જતો ) નથી. તેથી આ સંસારની ગતિની ઘૃણા કરવી જોઇએ. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—હે ગૌતમ ! પંચાગ્નિ ઉપાસના કરનારા ઉત્તરાયણ માર્ગથી ક્રમશઃ સંવત્સરને પ્રાપ્ત થાય છે તેજ પ્રમાણે ઈષ્ટા પૂર્તાદિ કર્મ કરીને કર્મી દક્ષિણાયન માર્ગથી સંવત્સરની અવધિ સુધી પહોચે છે, પુનઃ સંવત્સરની આગળ પચાગ્નિનો ઉપાસક ઉત્તરાયણ માર્ગથી સૂર્યલોકને પ્રાપ્ત થાય છે. તથા ઈષ્ટા પૂર્તાદિ કર્મનો કર્તા દક્ષિણ માર્ગથી પિતૃલોકને પ્રાપ્ત થાય છે. અગ્નિનો ઉપાસક બ્રહ્મલોકમાં દિવ્ય ભોગોને ભોગવે છે, તથા બ્રહ્મા પાસેથી બ્રહ્મવિદ્યા પામીને સ્વેચ્છિત મર્ત્યલોકમાં આવે છે તથા ઈષ્ટા પૂર્તાદિ કર્મનો કર્તા પોતાનાં કર્મ ફળને અલ્પકાળ સુધી ચંદ્રલોકમાં ભોગવીને ક્રમશઃ મર્ત્યલોકમાં જન્મને પામે છે. પરંતુ જે આ બન્ને માર્ગોનાં કર્મોથી પડેલા છે, અર્થાત્ જે ઈષ્ટાપૂર્તાદિ કર્મ પણ નથી કરતા તથા પચાગ્નિ વિદ્યાની ઉપાસના પણ નથી કરતા તેઓ મૃત્યુ લોકમાંજ અધમયોનિ અર્થાત્ કીટ પતંગાદિ યોનિયોને પ્રાપ્ત થતા રહે છે. તાત્પર્ય એ છે કે એ જીવોને બન્ને માર્ગથી પતિત થએલા દેખીને જાણે ઈશ્વરજ કહે છે કે 'તમે 'જન્મ લો અને મરો' તે કારણથી તેઓ સ્વર્ગલોકમાં જતા નથી અને સ્વર્ગલોક, પૂર્ણ પણ થતો ભરાતો નથી. આ સંસાર અત્યંત ઘૃણાસ્પદ છે કારણ કે તેમા કિંચિત્ માત્ર પણ સુખ નથી, એ કેવળ દુઃખરૂપ છે. જીવ ઘટી યંત્રની પેઠે ઉપર નીચે અહર્નિશ ફર્યા કરે છે. ૮.

વિશેષ—ઉપર્યુક્ત પ્રશ્નોમાંથી પાંચમા પ્રશ્નની વ્યાખ્યા પંચાગ્નિ વિદ્યા દ્વારા કરવામાં આવી, પ્રથમ પ્રશ્નનુ નિરાકરણ દક્ષિણ અને ઉત્તર માર્ગના વર્ણનમાં કરવામાં આવ્યુ તથા—મરેલા ઉપાસકનો તથા કર્મઠનો અગ્નિમા હોમ એક સમાન છે ત્યાંથી આગળ તેમનો વિયોગ થાય છે, તેમાથી એક અર્ચિરાદિ માર્ગથી જાય છે તથા બીજો ધૂમાદિમાર્ગથી જાય છે, પુનઃ ઉત્તરાયણ તથા દક્ષિણાયન— એ છ છ મહિનાઓને પ્રાપ્ત થઈ તેઓ એકવાર મળીને પાછા છુટા પડી જાય છે તેમાંથી એક તો સવત્સરને પ્રાપ્ત થાય છે તથા બીજો માસાભિમાની દેવતાઓ દ્વારા પિતૃલોકમા જાય છે—આ પ્રમાણે દક્ષિણ તથા ઉત્તર માર્ગોની વ્યાવૃત્તિની પણ વ્યાખ્યા કરવામા આવી. ક્ષીણાનુશયી જીવોની ચદ્રમડળથી આકાશાદિક્રમથી પુનરાવૃત્તિ પણ બતાવવામાં આવી આ પરલોકની અપૂર્તિનો તો 'येनासौ लोको न संपूर्यते' એવા પ્રત્યક્ષ શબ્દોથીજ ઉલ્લેખ કરવામાં આવ્યો

આ પ્રમાણે એ વાત સ્પષ્ટ બતાવવામાં આવી છે કે સંસાર ગતિ અત્યંત કષ્ટમયી છે તેથી તેની ઘૃણા કરવી જોઇએ કારણ કે જન્મ મરણથી થનારી વેદનાના અનુભવમાંજ જેમનો સમય જાય છે એવો ક્ષુદ્રજીવ નૌકાહીન અગાધ

સાગરના સમાન જેને જોઇને નિરાશ થાય છે એવા અતિ દુસ્તર ઘોર અજ્ઞાનાંધકારમાં તે ધકેલાઈ જાય છે. એવી સંસાર ગતિની ઘૃણા કરવી જોઇએ. એવા ઘોર સસાર મહાસાગરમાં અમારૂ પતન ન થાઓ. એજ અર્થમાં પંચાગ્નિ વિદ્યાની સ્તુતિને સારૂ આ મંત્ર છે ૮.

પાંચ પતિત કોણ છે ? હવે તેનુ વર્ણન કરે છે.

**स्तेनो हिरण्यस्य सुरां पिबꣳश्च गुरोस्तल्पमावसन्ब्रह्महा च। एते पतन्ति चत्वारः पञ्चमश्चाचरꣳस्तैरिति ॥९॥**

ભાવાર્થ—સુવર્ણનો ચોર, મદ્યપીનારો, ગુરૂપત્નીની સાથે ગમન કરનારો, બ્રહ્મ હત્યારો એ ચારે પતિત થાય છે. તથા પાંચમો તેમની સાથે સસર્ગ કરનારો પણ પતિત થાય છે ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—હે ગૌતમ ! ચાર પ્રકારના મહાપાતકી હોય છે. તેમાં પહેલો જે બ્રાહ્મણ સુવર્ણ ચોરે છે તે, બીજો, જે બ્રાહ્મણ મદ્યપાન કરે છે, ત્રીજો જે ગુરૂપત્ની સાથે ગમન કરે છે. તથા ચોથો એ કે જે બ્રાહ્મણનો વધ કરે છે. અને પાંચમો એ કે જે આ મહાપાતકિયોનો સાથ કરે છે. એ પાંચે પતિત છે ૯.

વિશેષ—આગળ દશમા મંત્રમાં પચાગ્નિ વિદ્યાની સ્તુતિ એ પ્રમાણે કરવામાં આવી છે કે, પંચવિધ મહાપાતકી પણ જો પચાગ્નિ વિદ્યાને જાણે તો તે પાપથી લિપ્ત થતો નથી. તેથી પ્રથમ પંચવિધ મહાપાતકિયોનો ઉલ્લેખ કરવાનું આવશ્યક જાણી તે પ્રમાણે પ્રકૃત મન્ત્રમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ૯.

હવે ભગવતી શ્રુતિ પચાગ્નિ વિદ્યાના મહત્વનું વર્ણન કરે છે, યથા—

**अथ ह य एतानेवं पञ्चाग्नीन्वेद न सह तैरप्याचरन्पाप्मना लिप्यते शुद्धः पूतः पुण्यलोको भवति य एवं वेद य एवं वेद ॥ १० ॥**

ભાવાર્થ—તે પછી જે પુરૂષ નિ સદેહ આ પૂર્વોક્ત પંચાગ્નિઓને જાણે છે તે ઉપરોક્ત મહાપાતકિયો સાથે સબધ થતાં પણ પાપથી લિપ્ત થતો નથી જે એ પ્રમાણે જાણે છે, જે એ પ્રમાણે જાણે છે. તે શુદ્ધ અન્તઃકરણ વાળો પુરૂષ પવિત્ર સ્વર્ગાદિ લોકોને પ્રાપ્ત થાય છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—હે ગૌતમ ! જે પચાગ્નિ વિદ્યાના મહત્વને સારી રીતે જાણે છે તે એ મહાપાતકિયો સાથે વ્યવહાર કરતો રહેવા છતાં પણ શુદ્ધ જ રહે છે. કારણ કે તે પચાગ્નિ વિદ્યાના પ્રસાદથી શુદ્ધ થઇને પ્રજાપતિ આદિ લોકોને પ્રાપ્ત થાય છે. તથા જે ( य एववेद ) બે વાર કહેવામાં આવ્યુ છે તે સર્વ પ્રશ્નોના નિર્ણયના પ્રતિપાદનને સારૂ તથા પચાગ્નિ વિદ્યાની સમાપ્તિ સૂચક છે.

વિશેષ—આ ખડમા પાંચ પ્રશ્ન કરેલા હતા જેમના ઉત્તર પણ આપવામાં આવેલા છે. એ પ્રશ્નોત્તર સક્ષેપમાં આ પ્રમાણે છે—પહલો પ્રશ્ન—'કેવા પ્રકારે પાંચમી આહુતિમાં જળ પુરૂપ કહેવાય છે ? એ છે. તેનો ઉત્તર, પાચ અગ્નિયો દ્વારા પુરૂષની ઉત્પત્તિ બતાવીને, આપવામાં આવ્યો છે બીજો પ્રશ્ન—'મરણ પછી પુરૂષ ક્યાં જાય છે ? એ છે તેનો ઉત્તર, કેટલાક દેવયાનથી બ્રહ્મલોકમાં જાય છે તથા કેટલાક પિતૃયાનથી ચદ્રલોકમા તથા કેટલાક અહીંજ વાર વાર જન્મે છે અને મરે છે ત્રીજો પ્રશ્ન—'પછી કેવી રીતે પાછા આવે છે ?' એ છે. તેનો ઉત્તર—કેટલાક બ્રહ્મને પહોચી જાય છે કેટલાક આકાશાદિ માર્ગથી પૃથ્વી ઉપર પાછા આવે છે. ચોથો પ્રશ્ન— દેવતાઓ તથા પિતરોના માર્ગ ક્યાં જુદા પડે છે ? એ છે તેનો ઉત્તર—તે જ્યાથી દેવયાનથી જાય છે, એટલે કે અયન ( અડધાવર્ષ )થી ગમન કરે છે, પિતૃયાન વાળા અયનથી પિતૃલોકમાં જાય છે. એટલે કે એક ઉત્તરાયણથી બીજો દક્ષિણાયનથી એ બે જુદા માગ છે. પાંચમો પ્રશ્ન—'એ લોક કેમ ભરાઈ જતા નથી ?' એ છે તેનો ઉત્તર આછે, કારણ કે એ જનારા પોતાના કર્મફળનો ભોગ કરીને આ લોકમા પાછા આવે છે, તેથી જવા આવવાનુ ચાલુ રહેવાથી એ લોક ભરાઈ જતો નથી. ૧૦.

## ખંડ અગિયારમો

પચાગ્નિ વિદ્યાની સમાપ્તિ પછી હવે વૈશ્વાનર વિદ્યાને કહે છે, યથા—

**प्राचीनशाल औपमन्यवः सत्ययज्ञः पौलुषिरिन्द्रद्युम्नो भाल्लवेयो जनः शार्कराक्ष्यो बुडिल आश्वतराश्विस्ते हैते**

**महाशाला महाश्रोत्रियाः समेत्य मीमाꣳसां चक्रुः को नु आत्मा किं ब्रह्मेति ॥ १ ॥**

**ભાવાર્થ**—ઉપમન્યુનો પુત્ર પ્રાચીન શાલ, પુલુષનો પુત્ર સત્ય યજ્ઞ ભલ્લવિના પુત્રનો પુત્ર ઇન્દ્રદ્યુમ્ન, શર્કરાક્ષનો પુત્ર જન તથા અશ્વતરાશ્વનો બુડિલ—એ મહાગૃહસ્થ તથા પરમ શ્રોત્રિય એકઠા થઇને આપસમાં વિચાર કરવા લાગ્યા કે—આપણો આત્મા કોણ છે? તથા બ્રહ્મ કોણ છે? ૧.

**વિં વિ૦ ભાષ્ય**—હે સૌમ્ય! ઉપમન્યુનો પુત્ર પ્રાચીન શાલ, પુલુષનો પુત્ર સત્યયજ્ઞ, ભાલ્લવિનો પૌત્ર ઇંદ્રદ્યુમ્ન, શર્કરાક્ષનો પુત્ર જન તથા અશ્વતરાશ્વનો પુત્ર બુડિલ એ પાંચ ઋષિ અકસ્માત્ કોઈ એક તીર્થ ઉપર મળી ગયા તથા સ્નાનાદિ ક્રિયાથી પરવારીને પોતાની વૈશ્વાનર વિદ્યાનો પાઠ કરવા લાગ્યા, પરંતુ વૈશ્વાનરના એક એક અંગના જ્ઞાતા હોવાથી તેમના પાઠ એક બીજા સાથે મળયા નહી. ત્યારે બધાએ પરસ્પર મળીને વૈશ્વાનર આત્માના વિષયમાં વિચાર કરવા લાગ્યા કે—આપણો આત્મા કોણ છે? શું, આત્મા બ્રહ્મ છે કે બ્રહ્મ અને આત્મા એક બીજાના વિશેષ્ય વિશેષણ ભાવ છે? કે અધ્યાત્મ ઉપાધિ પરિચ્છિન્ન હોવાથી બ્રહ્મને જ આત્મા કહેવામાં આવે છે? કે ઉપાધિના અભાવથી આત્માનેજ બ્રહ્મ કહ્યો છે? કે અભેદે કરીને (અયમાત્મા બ્રહ્મ) આત્માજ બ્રહ્મ છે, (નાતઃ પરમસ્તિ) તેનાથી પૃથક્ કાંઈ નથી. (તત્વમસિ) એજ બ્રહ્મ તું જીવાત્મા છે, ઈત્યાદિ શ્રુતિ પ્રમાણ પૂર્વક વિચાર કરવા લાગ્યા. ૧.

**વિશેષ**—'એ દેવતાઓનુ અન્ન છે'. દેવગણ તેનું ભક્ષણ કરે છે'—એમ કહીને દક્ષિણ માર્ગથી જનારાના અન્ન ભાવનું પ્રતિપાદન કરવામાં આવ્યુ તથા ક્ષુદ્ર જંતુ રૂપ સંસારની કષ્ટમયી ગતિ પણ બતાવવામાં આવી. એ બન્ને દોષોના ત્યાગની ઈચ્છાથી વૈશ્વાનર સંજ્ઞક ભોક્તૃત્વની પ્રાપ્તિને સારૂ પ્રકૃત ગ્રંથનો આરંભ કરવામાં આવ્યો છે. અહીં જે આખ્યાયિકાનો આરંભ કરેલો છે તે સરળતાથી સમજવાને સારૂ તથા વિદ્યા પ્રદાનની ઉચિત વિધિ પ્રદર્શિત કરવાને મારૂ છે. ૧.

**ते ह संपादयांचक्रुरुद्दालको वै भगवन्तोऽयमारुणिः संप्रतीममात्मानं वैश्वानरमध्येति तꣳ हन्ताभ्यागच्छामेति तꣳ हाभ्याजग्मुः ॥ २ ॥**

ભાવાર્થ—એ પૂજ્યોએ નિશ્ચય કર્યો કે એ અરૂણકુમાર ઉદ્દાલક સમ્પ્રતિ આ વૈશ્વાનર આત્માને જાણે છે તેથી આપણે ચાલો તેમની પાસે જઇએ. એવો નિશ્ચય કરીને તેઓ તેમની પાસે આવ્યા. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! પૂર્વોક્ત પાચે ઋષિયોએ એવુ જાણીને કે—આ સમયમાં અરૂણના પુત્ર ઉદ્દાલક ઋષિએ વૈશ્વાનર વિદ્યાને સારી રીતે જાણે છે તેથી તેમની પાસે જવુ ઉચિત છે, એવો વિચાર કરીને તેઓ આરૂણિ પાસે ગયા. ૨.

વિશેષ—આ સમયે આપણે વૈશ્વાનર વિદ્યા જાણવી છે અને તેના જ્ઞાતા ઉદ્દાલક છે, હમણાંજ તેમની પાસે જઇને આપણે તે વિદ્યા સંપાદન કરવી જોઇએ. તેઓ જ આપણા સંપાદક થશે. વખતે તેઓ કોઈ રાજાના યજ્ઞકાર્યમાં ફસાઈ જાય, અગર આપણે જ કોઈ અનુષ્ઠાન વિશેષમાં લાગી જઇએ તો પછી સમય મળે નહી, માટે જો હમણાંજ જઇએ તો કામ બની જાય ૨.

**स ह संपादयांचकार प्रक्ष्यन्ति मामिमे महाशाला महाश्रोत्रियास्तेभ्यो न सर्वमिव प्रतिपत्स्ये हन्ताहमन्य-मभ्यनुशासानीति ॥ ३ ॥**

ભાવાર્થ—તેણે વિચાર કર્યો કે એ પરમ શ્રોત્રીય મહાગૃહસ્થ મને પ્રશ્ન કરશે, પરતુ હું તેમને સારી રીતે બતાવી શકીશ નહી, તેથી હું તેમને બીજા ઉપદેષ્ટા બતાવી દઉં. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! એ પાંચે ઋષિયોને આવતા દેખીને નિશ્ચય કર્યો કે વેદનુ પઠન કરનારા આ સર્વ ગૃહસ્થ મને વૈશ્વાનર વિદ્યાના વિષયમાં પ્રશ્ન કરશે અને હું તેમના પ્રશ્નોના ઉત્તર સારી રીતે આપી શકીશ નહી તેથી ઉચિત એ જ છે કે તેને સારૂ હું તેમને બીજો ઉપદેશક બતાવી દઉં ૩.

વિશેષ—પૂર્વોક્ત કથનથી શિક્ષા મળે છે કે, કોઈ જો કોઇને કંઈ પૂછે તો તેના સબધમાં સારી રીતે તે જાણતો હોય તો બતાવે, નહી તો જૂઠી જૂઠી વાતો કરીને પ્રતારણા કરે નહી ૩

**तान्होवाचाश्वपतिर्वै भगवन्तोऽयं कैकेयः सांप्रतीम-मात्मानं वैश्वानरमध्येति तꣳ हन्ताभ्यागच्छामेति तꣳ हाभ्याजग्मुः ॥ ४ ॥**

**ભાવાર્થ**—ઉદ્દાલકે એ લોકોને કહ્યું—હે ભગવન્ ! અપ્રતિ કેકયનો પુત્ર અશ્વપતિ એ વૈશ્વાનર નામક આત્માને પૂરી રીતે જાણે છે. આવો, આપણે બધા તેની પાસે જઇએ એ પ્રમાણે કહીને તેઓ તેની પાસે ચાલ્યા ગયા. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉદ્દાલક ઋષિએ એ પાચે ઋષિને કહ્યુ કે—આ સમયે કેકય દેશના રાજા અશ્વપતિ વૈશ્વાનર વિદ્યાને સારી રીતે જાણે છે, આપણે તેની પાસે જઇએ અને તેમની પાસેથી એ વિદ્યાને ગ્રહણ કરીએ એવો વિચાર કરીને તેઓ અશ્વપતિ રાજાની પાસે ગયા. ૪.

**વિશેષ**—એ ઋષિયોની સાથે અશ્વપતિ રાજાની પાસે ઉદ્દાલક પણ ગયા. ઉદ્દાલક વૈશ્વાનર વિદ્યાના વિષયમાં જાણતા તો હતા. પણ તેઓ એકવાર ફરીથી કોઈ વિજ્ઞાતા દ્વારા તેને સાંભળીને તેને અસદિગ્ધ કરવાની ઇચ્છા રાખતા હતા. તેમને આ અવસર અકસ્માત્ સાચો મળી ગયો. એમ જણાય છે કે વૈદિક કાળમાં સાંપ્રદાયિકતાનો એ અર્થ ન હોતો થતો કે જે આજકાલ કૂપમડૂકોએ કરી રાખ્યો છે. પહેલા કોઈ પણ કોઇની પાસે પણ વિદ્યાધ્યયનને સારૂ જઈ શકતુ હતુ ભણાવવાનો કોઈ જાતિ વિશેષનો ઇજારો ન હોતો. ૪.

**तेभ्यो ह प्राप्तेभ्यः पृथगर्हाणि कारयांचकार स ह प्रातः संजिहान उवाच ।**

**न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपः ।**
**नानाहिताग्निर्नाविद्वान्न स्वैरी स्वैरिणी कुतः ॥**

**यक्ष्यमाणो वै भगवन्तोऽहमस्मि यावदेकैकस्मा ऋत्विजे धनं दास्यामि तावद्भगवद्भ्यो दास्यामि वसन्तु भगवन्त इति ॥ ५ ॥**

**ભાવાર્થ**—તે રાજાએ આવેલા ઋષિયોનાં પૂજન અલગ અલગ સારી રીતે કરાવ્યાં. બીજે દિવસે પ્રાતઃકાળમા આ પ્રમાણે તેમને કહ્યુ કે, હું યજ્ઞ કરીશ, જરૂર આપ અહીં રહેજો. તથા જેટલુ ધન પ્રત્યેક ઋત્વિજને આપીશ તેટલુંજ આપલોકોને પણ આપીશ. એ સાભળીને ઋષિયોએ ઈન્કાર કર્યો, તે ઉપર રાજાએ કહ્યું—મારા દેશમાં ન ચોર છે, ન લોભી છે, ન મદિરા પીનારો છે,

ન યજ્ઞ હીન છે, ન મૂર્ખ છે, ન વ્યભિચારી છે, એટલે વ્યભિચારિણી તો હોયજ ક્યાંથી ? માટે આપ ધનને ગ્રહણ કરો. ૫.



વિ૦ વિ૦ ભાષ્ય—પોતાની પાસે આવેલા ઋષિયોનો રાજાએ પુરોહિત તથા સેવકો દ્વારા જુદા જુદા સત્કાર કરાવ્યા. બીજે દિવસે પ્રાતઃકાળમાં રાજાએ તેમની પાસે જઇને વિનય પૂર્વક કહ્યું કે જો આપ ધન નિમિત્ત આવેલા હો તો હું આપું, તે આપ કૃપા કરીને ગ્રહણ કરો. ધનનો સ્વીકાર કરવાની ઋષિયોએ આનાકાની કરી. ત્યારે રાજાને શંકા પડી કે ઋષિયો મારા ધનને અયોગ્ય સમજીને તેનો અસ્વીકાર તો કરતા નથી, તેથી એ સંશયને દૂર કરવાને રાજા તેણે કહ્યું—મહાત્મન્ ! મારા દેશમાં ચોર, લોભી, કુકર્મી, મૂર્ખ, વ્યભિચારી કે વ્યભિચારિણી

સ્ત્રી આદિ કોઈ નથી આપ કયા કારણથી ધન લેવાની ના પાડો છો ? વળી રાજાને શંકા થઈ કે વખતે અલ્પ ધનની પ્રાપ્તિ થશે એવા વિચારને લીધે પણ ધન લેવાની ના પાડતા હોય, તેથી એ શંકાને દૂર કરવાને રાજાએ કહ્યું કે—હું યજ્ઞ કરીશ તેમાં જેટલુ ધન હું મારા ઋત્વિજોમાંથી પ્રત્યેકને આપીશ તેટલુંજ હુ આપ પ્રત્યેકને આપીશ. માટે આપ સર્વ અહીં રહો. ૫.

વિશેષ—એ ઋષિયો પ્રતિ રાજા કહે છે, કે મારા રાજ્યમાં બીજાનું ધન હરણ કરનાર, સંપત્તિ હોવા છતાં દાન ન કરનાર, દ્વિજશ્રેષ્ટ મદ્યપાન કરનાર, સો ગાયોવાળા હોઈને અગ્નિ હોત્રાદિ ન કરનાર, પોતાના અધિકાર અનુરૂપ અવિદ્વાન, પરસ્ત્રિયો પ્રતિ ગમન કરનાર, તથા દુરાચારિણી કોઈ સ્ત્રી નથી. એ કથનનું તાત્પર્ય એ છે કે રાજા પોતાના દ્રવ્યને વિશુદ્ધ જણાવીને તે લેવાને સારૂ ઋષિયોને આગ્રહ કર્યો, પરંતુ એ આગંતુક ઋષિયોનું તાત્પર્ય વૈશ્વાનર વિદ્યાને જાણવામાં હતુ તેથી એ લોકોએ તે દ્રવ્યને હેય સમજીને તેનો સ્વીકાર કરવાની ના કહી.

ભાવ એ છે કે—રાજાને એ વાત કહેવાની આવશ્યકતા કદાચિત્ એ પણ હોય કે—'પહેલાંના બ્રાહ્મણ, પોતાનુ કર્તવ્ય ન પાળનાર રાજા પાસેથી દ્રવ્ય લેતા ન હોતા. તેથી પોતાની પ્રજા પ્રતિનું કર્તવ્ય પોતે બરાબર પાળે છે, તથા પ્રજા પણ ધર્મ, ન્યાય, નીતિથી વર્તે છે તેથી પોતાનું ધન અન્યાયોપાર્જિત નથી. એ જણાવવાનો રાજાનો આશય હતો. ૫.

**ते होचुर्येन हैवार्थेन पुरुषश्चरेत्तꣳ हैव वदेदात्मान-मेवेमं वैश्वानरꣳ संप्रत्यध्येषि तमेव नो ब्रूहीति ॥ ६ ॥**

ભાષાર્થ—એ ઋષિયોએ એ પ્રમાણે કહ્યું કે, જે નિમિત્તથી પુરૂષ બીજા પાસે જાય, તે અર્થને નિશ્ચયે કરીને કહે. આ સમયે એ વૈશ્વાનર આત્માને આપ જાણો છો, તેથી તેનેજ અમને કહો. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! ઋષિયોએ રાજાને કહ્યું કે—જ્યારે એક પુરૂષ બીજા પુરૂષની પાસે જાય ત્યારે તેણે પોતાનુ પ્રયોજન પ્રથમ પ્રગટ કરવુ જોઈએ. અમે સાંભળ્યું છે કે, આપ વૈશ્વાનર વિદ્યાને સારી રીતે જાણો છો તેથી તે વિદ્યાનું પ્રદાન અમોને કરો. ૬.

વિશેષ—સત્પુરૂષોનો એવો નિયમ હોય છે કે તેઓ જ્યાં જાય છે ત્યાં સ્પષ્ટ-વાત કહી દે છે કે મારે આવવાનું પ્રયોજન અમુક છે. તેથી એ ઋષિયોએ

રાજાની પાસે આવવાનું પ્રયોજન વૈશ્વાનર વિદ્યાને જાણવાનુ બતાવ્યુ અને કહ્યું કે—હે રાજન્ ! આપ વૈશ્વાનર વિદ્યાના જ્ઞાતા છો તેથી તે વિદ્યાનો અમોને ઉપદેશ કરો. ૬

तान्होवाच प्रातर्वः प्रतिवक्तास्मीति ते ह समित्पाणयः पूर्वाह्णे प्रतिचक्रमिरे तान्हानुपनीयैवैतदुवाच ॥७॥

**ભાવાર્થ**—એ ઋષિયોને રાજાએ એ પ્રમાણે કહ્યુ કે—તેનો ઉત્તર હું કાલે પ્રાતઃકાળે આપીશ ત્યારે બીજે દિવસે પૂર્વાન્હમાં હાથમાં સમિધા લઇને તેઓ રાજાની પાસે ગયા, ત્યારે રાજાએ તેમને અનુપનીય—શિષ્ય કર્મ કરાવ્યા વગરજ ઉપદેશ કર્યો. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે સૌમ્ય ! રાજાએ એ ઋષિયોને કહ્યુ કે—જે વિદ્યાની આપ સર્વ ઇચ્છા રાખો છો, તેનુ પ્રદાન કાલે પ્રાતઃકાળમાં કરીશ. બીજે દિવસે પ્રાતઃકાળમાં તે દ્વિજો પોતાના નિત્યકર્મથી પરવારીને, સમિધા હાથમાં લઇને શિષ્યવત્ નમ્ર ભાવથી રાજાની પાસેથી વૈશ્વાનર વિદ્યાને ગ્રહણ કરવાને સારૂ ગયા. અને રાજાએ તેમને શિષ્યકર્મ કરાવ્યા વિના વૈશ્વાનર વિદ્યાનુ પ્રદાન કર્યું. ૭

**વિશેષ**—એ ઋષિગણ મહાન્ ગૃહસ્થ તથા પરમ શ્રોત્રિય હોવા છતાં પણ મહા ગૃહસ્થત્વ આદિનું અભિમાન છોડીને હાથમા સમિધા લઇને વિદ્યાર્થી બની પોતાથી હીન જાતિવાળા રાજાની પાસે વિનય પૂર્વક જેવી રીતે ગયા હતા તેવીજ રીતે વિદ્યોપાર્જનની ઇચ્છાવાળા અન્ય પુરૂષોએ પણું કરવું જોઇએ. તથા રાજાએ તેમનું ઉપનયન કર્યા વિનાજ તેમને વિદ્યા આપી, તેથી આ આખ્યાયિકાનુ એજ તાત્પર્ય છે કે—જે પ્રમાણે એ યોગ્ય વિદ્યાર્થીયોને રાજાએ વિદ્યા આપી હતી તેજ પ્રમાણે બીજાઓએ પણ વિદ્યાદાન કરવુ જોઇએ ૭.

---

## ખંડ બારમો

અશ્વપતિ તથા ઓપમન્યનો સવાદ તેણે કેવી રીતે ઉપદેશ કર્યો ? તે કહે છે, યથા—

औपमन्यव कं त्वमात्मानमुपास्स इति दिवमेव

**भगवो राजन्निति होवाचैष वै सुतेजा आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव सुतं प्रसुतमासुतं कुले दृश्यते ॥ १ ॥**

**ભાવાર્થ**—'હે ઉપમન્યુ કુમાર ! આપ કયા વૈશ્વાનર આત્માની ઉપાસના કરો છો ? એ પ્રમાણે રાજાએ પૂછ્યુ. ઋષિએ ઉત્તર આપ્યો કે—હે ભગવન્, હે રાજન્ ! દ્યુલોકની. પુનઃ રાજાએ કહ્યું કે, એ વૈશ્વાનર આત્મા સુતેજા નામથી વિખ્યાત છે, જે આત્માની તમે ઉપાસના કરો છો, અને તેથી તમારા કુળમાં સુત, પ્રસુત તથા આસુત જોવામાં આવે છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે સૌમ્ય ! એ છએ ઋષિયોમાંથી એક ઋષિ જેનુ નામ ઔપમન્યવ હતુ તેને રાજાએ પ્રશ્ન કર્યો કે—હે મુને ! તમે કયા વૈશ્વાનર આત્માની ઉપાસના કરો છો, તેમણે ઉત્તર આપ્યો કે હે રાજન્ હું દ્યુલોક સંબંધી આત્માની ઉપાસના કરૂ છું. રાજાએ કહ્યું—હે ઋષે ! તમે સુતેજા નામક વૈશ્વાનરની ઉપાસના કરો છો અને તેજ કારણથી તમારૂ કુળ, ઘણુાજ કર્મનિષ્ઠ, પુત્રો, પૌત્રો તથા પ્રપૌત્રોથી સપન્ન છે.

વ એ છે કે—'સોમ' ને 'અહર્ગણ'માં, 'સુતઃ' 'આહીન' માં, 'પ્રસુત' તથા 'સત્રયજ્ઞ'માં 'આસુત' કહે છે. અર્થાત્ આપના કુળમાં પૂર્ણ રીતિના અગ્નિહોત્રી જોવામાં આવે છે. ૧.

**વિશેષ**—શંકા—આચાર્ય થઇને પણ શિષ્યને પૂછે છે, એ તો ઠીક નથી ! સમાધાન—એ કાંઈ દોષ નથી. કારણ કે 'જે કાંઈ તું જાણે છે તે કહીને મારા પ્રતિ પ્રાપ્ત થા, અને તે પછી તેનાથી આગળ હું તને બતાવીશ'. એવો ન્યાય સાતમા અધ્યાયમાં સનત્કુમારની ઉક્તિથી જાણવામાં આવેલો છે. તેના સિવાય અન્યત્ર પણ આચાર્ય અજાત શત્રુએ પોતાના પ્રતિભા શૂન્ય શિષ્યમાં પ્રતિભા ઉત્પન્ન કરવાને સારૂ 'તો પછી એ ક્યાં ઉત્પન્ન થયો, અને ક્યાંથી આવ્યો ?' એવો પ્રશ્ન કર્યાનુ જોવામાં આવ્યુ છે. ૧.

**अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते मूर्धा त्वेष आत्मन इति होवाच मूर्धा ते व्यपतिष्यद्यन्मां नागमिष्य इति ॥ २ ॥**

ભાવાર્થ—તમે અન્ન ભક્ષણ કરો છો તથા પ્રિય પુત્રાદિકોને જુવો છો જે કોઈ બીજો પણ એજ પ્રમાણે એ વૈશ્વાનર આત્માની ઉપાસના કરે છે તેના વંશમાં બ્રહ્મતેજ થાય છે, તે અન્નને ખાય છે તથા પ્રિય પુત્રાદિકોને દેખે છે. પરંતુ વૈશ્વાનર આત્માનું મસ્તક છે. જો તમે મારી પાસે ન આવ્યા હોત તો તમારૂ મસ્તક પડી જાત. એ પ્રમાણે રાજાએ કહ્યું. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—હે ઋષે ! તમે દીપ્તાગ્નિ થઈને અન્ન ભોજન કરવામાં સમર્થ છો તથા પ્રિય પુત્રાદિકોને પોતાના ઘરમાં જુવો છો, જે કોઈ બીજો પણ એ વૈશ્વાનર આત્માની ઉપાસના કરે છે તેના કુલમાં બ્રહ્મતેજ થાય છે. તથા તે અન્નને ભોગવવામાં નીરોગતાને કારણે સમર્થ થ ય છે. તથા પ્રિય પુત્ર પૌત્રાદિકોને જુવે છે. ૨.

વિશેષ—કોઈ પણ વસ્તુ હોય, તેનુ સાંગોપાગ જ્ઞાનજ લાભપ્રદ થઈ શકે છે. ઘડિયાળનો સંગ્રહ સારો છે, સભવ છે કે તેમાનો કોઈ સ્ક્રુ ઢીલો પડી ગયો હોય તો પણ ચાલતુ હોય, પરતુ સમય પર તે એકદમ બંધ પડી જાય અગર ન્યુનાધિક રૂપમાં પ્રતિકૂળ સમય બતાવીને મનુષ્યને હાનિ પહોચાડે છે. એ પ્રમાણે અહીં દ્યુલોકની ઉપાસના એ સંપૂર્ણ વૈશ્વાનરની ઉપાસના નથી. દ્યુલોક તો માત્ર તેનુ મસ્તકજ છે. તેથી તેના એક અંગની સમસ્ત બુદ્ધિથી ઉપાસનાને કારણે ઉપાસકનુ માથુ નીચે પડે છે, અર્થાત્ તે વિદ્વાનોની સભામા એટલા સારૂ લજ્જિત થાય છે કે તેણે આધળાની માફક હાથીના એક એક અંગને સંપૂર્ણ હાથી માની લીધો.



## ખંડ તેરમો



**अथ होवाच सत्ययज्ञं पौलुषिं प्राचीनयोग्य कं त्वमात्मानमुपास्स इत्यादित्यमेव भगवो राजन्निति होवाचैष वै विश्वरूप आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव बहु विश्वरूपं कुले दृश्यते ॥ १ ॥**

ભાવાર્થ—પછી તેણે પુલુષના પુત્ર સત્યયજ્ઞને કહ્યુ—હે પ્રાચીન યોગ્ય ! તમે ક્યા આત્માની ઉપાસના કરો છો ? તેણે કહ્યું—હે પૂજ્ય રાજન્ ! હું આદિત્યનીજ

ઉપાસના કરૂ છું. રાજાએ કહ્યું—એ જરૂરજ વિશ્વરૂપ વૈશ્વાનર છે, જે આત્માની તમે ઉપાસના કરો છો, એજ કારણથી તમારા કુળમાં ઘણુ ખરૂ વિશ્વરૂપ સાધન જોવામાં આવે છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે સૌમ્ય ! તે પછી રાજાએ સત્યયજ્ઞ નામક પુલુષ-કુમારને પૂછ્યુ કે—હે પ્રાચીન યોગ્ય ! તમે કયા વૈશ્વાનર આત્માની ઉપાસના કરો છો ? તેણે ઉત્તર આપ્યો—હે રાજન્ ! હું સૂર્યની ઉપાસના કરૂ છું. એ સાંભળીને રાજાએ કહ્યું કે એજ વિશ્વરૂપ વૈશ્વાનર આત્મા છે કે જેની તમે ઉપાસના કરો છો અને એજ કારણથી તમારા ઘરમાં ઘણું ધન તથા દોલત જોવામાં આવે છે. ૧.

*વિશેષ*—તાત્પર્ય એ છે કે શુક્લ, નીલ આદિ રૂપ હોવાને કારણે આદિત્યની વિશ્વરૂપતા છે, અગર સર્વરૂપ હોવાને કારણે અથવા સર્વરૂપ ત્વષ્ટાનાંજ છે, તેથી આદિત્ય વિશ્વરૂપ છે. તેની ઉપાસનાથી તમારા કુળમાં ઘણું વિશ્વરૂપ ઐહિક તથા પારલૌકિક સાધન જોવામાં આવે છે. ૧.

**प्रवृत्तोऽश्वतरीरथो दासीनिष्कोऽत्स्यन्नं पश्यसि प्रिय-मत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेव-मात्मानं वैश्वानरमुपास्ते चक्षुष्ट्वेतदात्मान इति होवा-चान्धोऽभविष्यो यन्मां नागमिष्य इति ॥ २ ॥**

**ભાવાર્થ**—તમારે સારૂ ખચ્ચર ગાડી, દાસ. દાસી તથા મણિ આદિક તૈયાર છે, તમે અન્નનું ભોજન કરો છો, પ્રિય પુત્રાદિકોને દેખો છો. જે કોઈ વૈશ્વા-નર આત્માની ઉપાસના કરે છે તે અન્ન ભક્ષણ કરે છે, પ્રિય પુત્રાદિકોને જુવે છે તથા તેના વંશમાં બ્રહ્મતેજ થાય છે. પરંતુ વૈશ્વાનર આત્માનું એ નેત્ર છે રાજાએ એ પ્રમાણે સ્પષ્ટ કહ્યું કે—જો તમે મારી પાસે ન આવ્યા હોત તો આંધળા થઈ જાત. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે સૌમ્ય ' રાજાએ પ્રાચીન યોગ્ય ઋષિને કહ્યું કે—જે તમે સૂર્યરૂપ વૈશ્વાનર આત્માની ઉપાસના કરો છો તે સૂર્યરૂપ વૈશ્વાનર આત્માનું નેત્ર છે, તેથી તમે એકાંગી ઉપાસના કરો છો. તેનાથી તમે આરોગ્ય છો, સારી રીતે ભોજન કરો છો, પ્રિય પુત્રાદિકોને જુવો છો તથા તમારી પાસે ઘણાં ખચ્ચર, દાસ, દાસી, રત્ન આદિ ભોગને સારૂ મોજૂદ છે. તેજ પ્રમાણે બીજો પણ જે કોઈ

વૈશ્વાનર આત્માની ઉપાસના કરશે તે પણ તમારા સમાન ઐશ્વર્યવાન્ થશે જો તમે મારી પાસે ન આવ્યા હોત અને કોઈ સભામા શાસ્ત્રાર્થે નિમિત્તે ગયા હોત તો]એક ગી ઉપાસનાને કારણે નેત્રહીન થઈ જાત. ૨

વિશેષ—સૂર્ય વૈશ્વાનર નથી તે એનુ નેત્ર છે એના એક ગની સમસ્ત બુદ્ધિથી ઉપાસના કરવી એ, નેત્ર હીનતાનોજ પરિચય આપનારૂ કહેવાય 'सर्वस्य लोचन शास्त्र यस्य नास्त्यन्ध एव स.'એ વચનથી તેને અસલી અધ કહેવામાં આવે . છે કે જે શાસ્ત્રને જાણતો નથી અગર તેનાથી વિપરિત સમજી બેઠો છે સારૂ થયુ કે તમે મારી પાસે આવીને એ ગુચને ઉકેલી શકયા, નહી તો વિદ્વાનોની સભામા શાસ્ત્રના વિપરિત જ્ઞાનને કારણે પ્રજ્ઞાધની ઉપાધી પ્રાપ્ત કરી લેત તમારી અધમા ગણતરી થાત. શું, ખરેખરી આખો ફુટવી તે આનાથી વધારે છે? ૨.



## ખંડ ચૌદમો.



અશ્વપતિ તથા ઇંદ્રદ્યુમ્નનો સવાદ—

**अथ होवाचेन्द्रद्युम्नं भाल्लवेय वैयाघ्रपद्य कं त्वमात्मानमुपास्स इति वायुमेव भगवो राजन्निति होवाचैष वै पृथग्वर्त्माऽऽत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्वां पृथग्वलय आयन्ति पृथग्रथश्रेणयोऽनुयन्ति ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી રાજાએ ભાલ્લવી કુમાર ઇંદ્રદ્યુમ્નને કહ્યુ—હે વૈયાઘ્રપદ્ય ! તમે કયા આત્માની ઉપાસના કરો છો? તેણે કહ્યુ—હે પૂજ્ય રાજન્ ! હું વાયુનીજ ઉપાસના કરૂ છું રાજાએ કહ્યું—જે આત્માની તમે ઉપાસના કરો છો તે અવશ્યજ પૃથગ્વર્ત્મા વૈશ્વાનર આત્મા છે, તેથી તમારે સારૂ ઘણા ઉપહાર આવે છે તથા તમારી પાછળ ઘણી રથની ( સ્વારિયો ) પક્તિયો ચાલે છે ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! તે પછી રાજાએ ભાલ્લવેય ઇંદ્રદ્યુમ્નને કહ્યું કે—હે ઋષે ! તમે કયા વૈશ્વાનર આત્માની ઉપાસના કરો છો ? ઋષિએ ઉત્તર આપ્યો કે રાજન્ ! હું વાયુની ઉપાસના કરૂ છું એ સાંભળીને રાજાએ કહ્યું—એજ

નિ સંદેહ અનેક માર્ગોમા ફરવાવાળો વૈશ્વાનર આત્મા છે કે જેની તમે ઉપાસના કરો છો અને તેથીજ તમારી પાસે ઘણી ભોગ્ય વસ્તુઓ તથા રથાદિક ઘણી સવારિયો છે. ૧.

**વિશેષ**—ન કરનારની અપેક્ષા એ અલ્પ કરનાર મારો એક બ્રાહ્મણની પાસે ખંડિત ભાગવત હતુ તેમા દશમ સ્કધ પૂર્ણ હતો, થોડા દિવસમા તે તેનો પૂર્ણ પંડિત થઈ ગયો તેનાથી તેના સ્થાનમા, પહેલાના કરતા જ્યારે કે તે કાંઈ પણ જાણતો ન હોતો, ઘણો વધારો થયો જો કે તે શ્રીકૃષ્ણ ચરિતનો પૂર્ણ જ્ઞાતા થઈ શકયો નહી તોપણ તે લોકોમા પ્રતિષ્ઠા તથા ભોગ સામગ્રિયોની ઉપલબ્ધિમા સમર્થ થયા ૧.

**अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते प्राणस्त्वेष आत्मन इति होवाच प्राणस्त उदक्रमिष्यद्यन्मां नागमिष्य इति ॥ २ ॥**

**ભાવાર્થ**—તમે અન્નને ખાઓ છો, પ્રિય પુત્રાદિકોને જુવો છો જે કોઈ આ વૈશ્વાનર આત્માની ઉપાસના કરે છે, તે પણ અન્નને ખાય છે, પ્રિય પુત્રાદિકોને દેખે છે, તેના કુળમા બ્રહ્મતેજ હોય છે, પરતુ તે વૈશ્વાનર આત્માના પ્રાણ છે. જો તમે મારી પાસે ન આવ્યા હોત તો તમારા પ્રાણ નિકળી જાત એ પ્રમાણે રાજાએ કહ્યુ ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ભાવાર્થમાં અર્થ સ્વતઃ સ્પષ્ટ છે. ૨.

વિશેષ—કેવળ વાયુની ઉપાસના પણ આત્મદેવની પૂર્ણ ઉપાસના નથી અધુરાને પુરૂ સમજનાર કોઈ, જો વિદ્વાનોની સભામા એવુ કહી બેસે, અને વિદ્વાન્ તેના અજ્ઞાનને ઉઘાડુ પાડી દે તો લજ્જાથી તેનો શ્વાસ એવો રૂંધાવા માડે કે જેમ કોઈ શ્રેષ્ઠ પુરૂષના અચાનક આવતા અભિવાદન ન કરવાથી કનિષ્ઠના પ્રાણ ઉત્ક્રમણ જેવા થઈ જાય છે. 'ભૂલની સાબિતી થવી' એ ભૂંડા હાલ છે. ૨.



## ખંડ પંદરમો

અશ્વપતિ તથા જનનો સંવાદ—

**अथ होवाच जनꣳ शार्कराक्ष्य कं त्वमात्मानमुपास्स इत्याकाशमेव भगवो राजन्निति होवाचैष वै बहुल आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं बहुलोऽसि प्रजया च धनेन च ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી રાજાએ જનનામક ઋષિને એ પ્રમાણે કહ્યું કે—હે શર્કરાક્ષ્ય કુમાર ! તમે કયા વૈશ્વાનર આત્માની ઉપાસના કરો છો ? ઋષિએ ઉત્તર આપ્યો કે, હે પૂજ્ય રાજન્ ! હું આકાશનીજ ઉપાસના કરૂં છું. એ સાંભળીને રાજાએ કહ્યું કે—એજ બહુલ નામક અર્થાત્ વ્યાપક વૈશ્વાનર આત્મા છે, કે જેની તમે ઉપાસના કરો છો. અને તેજ કારણથી તમે ઘણા સતાન તથા ધન સપન્ન છો. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—'પછી તેણે જનને કહ્યુ' ઈત્યાદિ અર્થ પૂર્વવત્ છે. તે અવશ્યજ બહુલ સંજ્ઞક વૈશ્વાનર આત્મા છે. સર્વગત હોવાથી તથા બહુલ ગુણરૂપથી ઉપાસિત હોવાના કારણથી આકાશનું બહુલત્વ એટલે કે પૂર્ણત્વ છે. તેથી તમે પુત્ર પૌત્રાદિકરૂપ પ્રજા તથા સુવર્ણાદિ ધનથી બહુલ એટલે કે પરિપૂર્ણ છો. ૧.

વિશેષ—આકાશ વ્યાપક છે, તેની ઉપાસના કરનારા અગર તેને એ સમજનારા કે એજ આત્મા છે, તે બનતા સુધી કોઈની સાથે વિદ્વેષ નહી કરે. કારણકે તે ઘણે ભાગે સર્વ ધન, ધાન્ય, પુત્ર, પશુ આદિ ઐશ્વર્ય હશે, તેનો વિરોધી કોઈ નહી થાય કારણકે તે કોઈની સાંથે વેર કરશે નહી. એજ એની શ્રીવૃદ્ધિનું કારણ બની જશે. ૧.

**अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते संदेहस्त्वेष आत्मन इति होवाच संदेहस्ते व्यशीर्यद्यन्मां नागमिष्य इति ॥ २ ॥**

ભાવાર્થ—તમે અન્ન ભક્ષણ કરો છો તથા પ્રિય પુત્રાદિકને દેખો છો, જે કોઈ બીજો પણ એજ પ્રમાણે વૈશ્વાનર આત્માની ઉપાસના કરશે તેના વંશમાં બ્રહ્મતેજ થશે તથા તે અન્ન ભક્ષણ કરશે તથા પ્રિય પુત્રાદિકોને દેખશે. પરંતુ એ વૈશ્વાનર આત્માનો સદેહ શરીરનો મધ્ય ભાગ છે. અગર જો તમે મારી પાસે ન આવ્યા હોત તો તમારા દેહનો મધ્ય ભાગ ગળી જાત, એ પ્રમાણે રાજાએ કહ્યું. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે ઋષે ! તમે અન્નનું ભોજન કરવામાં સમર્થ છો, તથા પ્રિય પુત્રાદિકોને તમારા ઘરમાં દેખો છો. જો કોઈ બીજો પણ આ વૈશ્વાનર આત્માની ઉપાસના કરશે તેના કુળમાં બ્રહ્મતેજ થશે. તથા તે અન્નના ભોગમાં નિરોગતાને કારણે સમર્થ રહેશે. તથા પ્રિય પુત્રાદિકોને પોતાના ઘરમાં દેખશે. રૂપ અર્થ ભાવાર્થમાં સ્પષ્ટ છે ૨.

**વિષશે**—આકાશની ઉપાસના પણ વૈશ્વાનરની પૂર્ણ ઉપાસના નથી. એ કેવળ ધડની ઉપાસના છે. વિદ્વાનો દ્વારા જો તે જાણવામાં આવી જાય કે ધડ અગર શરીરનો મધ્ય ભાગજ પૂરૂ શરીર નથી. કે જેને તેણે અત્યાર સુધી પોતાનુ ધ્યેય માની ગણ્યુ હતુ. તે ધારણાનો ભગ થઈ જશે. એક વાર તો એવુ થશે કે જાણે પક્ષાઘાત થઈ ગયો છે. માટે ભાઈ! તમે ઘણુ સારૂ કર્યું કે મારી પાસે આવીને વખત સર વાત સમજી લીધી. ૨.



## ખંડ સોળમો



**अथ होवाच बुडिलमाश्वतराश्विं वैयाघ्रपद्य कं त्वमात्मानमुपास्स इत्यप एव भगवो राजन्निति होवाचैष वै रयिरात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वꣳ रयिमान्पुष्टिमानसि ॥ १ ॥**

**ભાવાર્થ**—પછી રાજાએ અશ્વતરશ્વ કુમાર બુડિલને કહ્યું કે—હે વૈયાઘ્રપદ્ય ! તમે કયા આત્માની ઉપાસના કરો છો ? ઋષિએ ઉત્તર આપ્યો કે—હે પૂજ્ય રાજન્ ! હું તો જલનીજ ઉપાસના કરૂ છું. ત્યારે રાજાએ કહ્યું—જેની તમે ઉપાસના કરો છો તે અવશ્યજ રયિ નામક વૈશ્વાનર આત્મા છે, તેજ કારણથી તમે રયિમાન તથા પુષ્ટિમાન છો. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે સૌમ્ય ! તે પછી રાજાએ બુડિલ સંજ્ઞક અશ્વતરાશ્વના પુત્રને પૂછ્યુ કે—હે વ્યાઘ્રપદ્યકુમાર ! તમે કયા વૈશ્વાનર આત્માની ઉપાસના કરો છો ? ઋષિએ ઉત્તર આપ્યો કે—હે રાજન્ ! હું જલરૂપી વૈશ્વા-

અગર ધન રૂપ વૈશ્વ નર આત્મા છે, કે જેની તમે ઉપાસના કરો છો, તેથીજ તમે ધનવાન તથા શરીરથી બળવાન છો. ૧.

[વિશેષ—જલ—આત્માના ઉપાસક હમેશાં શાંત રહે છે. અને બીજાને પણ તે તેવા જ જોવાની ઇચ્છા રાખે છે. તેઓ એવા લોકોની સાથે સંપર્ક રાખે છે કે જે બખેડા ખોર નથી હોતા. એજ કારણથી તેઓ ધન આદિ મેળવવામાં તેનુ રક્ષણ કરવામાં તથા તેનો ઉપયોગ કરવામાં બીજાના કરતાં અધિક યોગ્ય હોય છે.

**अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते बस्तिस्त्वेष आत्मन इति होवाच बस्तिस्ते व्यभेत्स्यद्यन्मां नागमिष्य इति ॥ २ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! તે પછી રાજાએ કહ્યું, હે ઋષે ! તમે અન્ન ભક્ષણ કરો છો, તથા પ્રિય પુત્રાદિકોના દર્શન કરો છો. જે કોઈ બીજો પણ તે પ્રમાણે વૈશ્વાનર આત્માની ઉપાસના કરશે તે પણ અન્ન ભક્ષણ કરશે, પોતાના ઘરમાં પ્રિય પુત્રાદિકોને દેખશે તથા તેના વંશમાં બ્રહ્મ તેજ રહેશે પરતુ એ વૈશ્વાનર આત્માની બસ્તિજ છે. અગર જો તમે મારી પાસે ન આવ્યા હોત તો તમારૂ બસ્તિ સ્થાન ફાટી જાત. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—એ વૈશ્વાનર આત્માનું બસ્તિ, એટલે કે મૂત્ર સંગ્રહ સ્થાન છે, મૂત્ર સગ્રહ સ્થાનને બસ્તિ કહે છે. એ નિશ્ચયજ ધનરૂપ રયિ સજ્ઞક વૈશ્વાનર આત્મા છે, કારણ કે જલથી અન્ન બને છે તથા અન્નથી ધન બને છે. તેથીજ તમે રયિવાન એટલે કે ધનવાન છો તથા શરીરે પુષ્ટિમાન છો, કારણ કે પુષ્ટિ અન્નથી થાય છે. એજ ભાવ પહેલા મંત્રમાં કહેવામાં આવેલો છે.

વિશેષ—જલની ઉપાસના પણ આત્માની પૂર્ણ ઉપાસના નથી એ વાત મારી પાસેથી જાણી લો. એ પ્રમાણે રાજાએ કહ્યું, નહીં તો કોઈ પણ જગાએ હાસ્યાસ્પદ થઈ જશો. એટલા શિથિલ થઈ જશો કે લઘ્વી-બાહ્યભૂમિ નિવર્ત્ય—શકાની સુધ પણ ભૂલી જવાશે. અધિક કહેવામાં અશ્યતા આવી જાય છે. તેથી પાઠક સ્વય સમજી લે. ૨.

## ખંડ સત્તરમો

अथ होवाचोद्दालकमारुणिं गौतम कं त्वमात्मान-मुपास्स इति पृथिवीमेव भगवो राजन्निति होवाचैष वै प्रतिष्ठात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं प्रतिष्ठितोऽसि प्रजया च पशुभिश्च ॥ १ ॥

ભાવાર્થ—ને પછી રાજાએ અરુણ કુમાર ઉદ્દાલકને કહ્યું કે—હે ગૌતમ ! તમે કયા આત્માની ઉપાસના કરો છો ? ઋષિએ કહ્યું કે—હે પૂજ્ય રાજન્ ! હું તો પૃથ્વીની જ ઉપાસના કરૂં છું. તે ઉપરથી રાજાએ કહ્યું કે—જેની તમે ઉપાસના કરો છો તે અવશ્યજ પ્રતિષ્ઠા નામક વૈશ્વાનર આત્મા છે. તેથીજ તમે પ્રજા તથા પશુઓએ કરીને પ્રતિષ્ઠિત છો.

વિ૦ વિ૦ ભાષ્ય—રાજાના પ્રશ્નની ઋષિએ એવો ઉત્તર આપ્યો કે—હું પૃથ્વીની ઉપાસના કરૂં છું.તે સર્વની આધાર છે, તેના વિના કોઇની સ્થિતિ થઈ શક્તી નથી. ગૃહ, અન્ન, આહાર, શૈય્યા આદિ પાર્થિવ પદાર્થજ મનુષ્યને દેવ ભાવમાં લાવનાર તથા વિશ્રામના સાધન છે. રાજાએ કહ્યું—ઠીક છે, તેથીજ તમે સંપન્ન થઈ રહેલા છો ૧.

વિશેષ—ભૂમિની ઉપાસના કરનારા પોતાના ઉપર તે ઉપકાર કરે છે જ પણ તેથી બીજાને કંઇ ઓછો લાભ પહોંચાડતા નથી. કૃષક અજ્ઞ હોય છે, પણ તેમનાથી કેટલો બધો ઉપકાર થાય છે ! એ બિચારા ઉપાસનાનું તત્ત્વ જાણતા નથી, જે લોક તેને આત્મા સમજીને સેવે છે તેમની પાસે વસ્તુની કમી રહેતી નથી. કોઇને જાણવાની ઈચ્છા હોય તો ભૂસ્વામિયોનાં ધાન્ય—પૂર્ણ ઘરોને જોઇ શકે છે. ૧.

अत्त्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते पादौ त्वेतावात्मन इति होवाच पादौ ते व्यम्लास्येतां यन्मां नागमिष्य इति ॥ २ ॥

**ભાવાર્થ**—હે ઉદ્દાલક ઋષે ! તમે અન્ન ભક્ષણ કરો છો તથા પ્રિય પુત્રાદિકોને પોતાના ઘરમા દેખો છો. એજ રીતે કોઈ બીજો પુરૂષ એ વૈશ્વાનર આત્માની ઉપાસના કરશે તો તે પણ આપના સમાન અન્ન ભક્ષણ કરશે તથા પ્રિય પુત્રાદિકોને પોતાના ઘરમા દેખશે. પરતુ જેની તમે ઉપાસના કરો છો તે વૈશ્વાનર આત્માનાં ચરણ છે. જો તમે મારી પાસે ન આવ્યા હોત તો તમારાં ચરણ ગળીજાત અને તમે લુલા થઈ જાત. ૨.

**વિં વિં ભાષ્ય**—તાત્પર્ય એ છે કે જો મારી પાસે ન આવ્યા હોત તો તમારાં ચરણ વિશેષ રૂપથી મ્લાન એટલે કે શિથિલ થઈ જાત કારણ કે આ પૃથ્વીની ઉપાસના પૂર્ણ આત્માની ઉપાસના નથી, પૃથ્વી તો તેનાં ચરણ છે. ભાવ એ છે કે—પૃથ્વી એવી વસ્તુ છે કે તેના ભક્ત કહીં આવી—જઈ શક્તા નથી. તેને ત્યાં રહીનેજ વ્યવસ્થા કરવી પડે છે. કહેવત છે કે—ભૂમિ જેવી અચળ છે તેવીજ રીતે તેના ભક્તને તે અચળ બનાવી દે છે. ૨.

**વિશેષ**—દ્વાદશથી સપ્તદશ ખડોનુ થોડામા તાત્પર્ય એ છે કે, અશ્વપતિ રાજાએ પૂર્વોક્ત છ એ ઋષિયોને પૂછ્યુ કે, તમે કયા આત્માની ઉપાસના કરો છો ? તેના ઉત્તરમા છ એ મહાત્માઓએ ક્રમશઃ આ પ્રમાણે કહ્યુ—ઔપમન્યવે કહ્યુ—હું દ્યુલોકની ઉપાસના કરૂ છુ, સત્ય યજ્ઞે કહ્યુ—હું આદિત્યની ઉપાસના કરૂ છું, ઇદ્રદ્યુમ્ને કહ્યુ—હું વાયુની, શર્કરાક્ષે કહ્યું—હું આકાશની, બુડિલે કહ્યુ—હું જલની તથા ઉદ્દાલકે કહ્યુ—હું પૃથ્વીની ઉપાસના કરૂ છું એ સાભળીને રાજાએ ક્રમશ સર્વને અલગ અલગ બતાવીને કહ્યુ કે, એ એકાગી ઉપાસનાઓ છે કે જેની તમો ઉપાસના કરો છો. અગર જો મારી પાસે ન આવ્યા હોત તો તમારા અગ ભગ થઈ જાત

અહીં સુધી એ ક્રમ રહેલો છે કે—પ્રથમ રાજાએ પ્રત્યેક ઋષિને તેમનુ ઉપાસ્ય પૂછ્યુ તે જ્યારે જાણી લીધુ ત્યારે તેની પ્રશસા કરી, તેના ફળનુ કથન પણ કર્યું. તે પછી તેમા જે દોષાપત્તિ થતી હતી તે પણ બતાવી તેની સાથેજ ઉપાયનું બોધન પણ કર્યું. વિશેષતા એ છે કે રાજાએ તે તે ઋષિને તે તે હાનિ બતાવી કે જે જે વિષયમા તેમની ઉપાસના સબધી ત્રુટી હતી તથા એવુ કહીને સ્વાગત કર્યું કે—સારૂ થયુ કે આપ મારી પાસે આવી ગયા, નહી તો આપનું અમુક રીતે અનિષ્ટ થાત ૨.

———

# ખંડ અઢારમો

અશ્વપતિનો ઉપદેશ તથા સમસ્તોપાસનાનું ફળ—

**તાન્હોવાચૈતે વૈ યૂયં પૃથગિવેમમાત્માનં વૈશ્વાનરં વિદ્વાꣳસોऽન્નમત્થ યસ્ત્વેતમેવં પ્રાદેશમાત્રમભિવિમાનમાત્મનં વૈશ્વાનરમુપાસ્તે સ સર્વેષુ લોકેષુ સર્વેષુ ભૂતેષુ સર્વેષ્વાત્મસ્વન્નમત્તિ ॥ ૧ ॥**

**ભાવાર્થ**—રાજાએ એ છએ ઋષિયોને કહ્યું કે— તમે એ સર્વ આ વૈશ્વાનર આત્માને પૃથક્ પૃથક્ જાણીને અન્ન અનેક વિધ ભોગોને અત્થ ભોગવો છો. પરતુ જે કોઈ 'એજ હું છું' એ પ્રમાણેના અભિમાનના વિષય થનારા આ પ્રાદેશ માત્ર વૈશ્વાનર આત્માની ઉપાસના કરે છે, તે સર્વ ભૂતોમાં, સર્વ લોકમાં તથા સર્વ પ્રાણિયોમાં નિશ્ચે કરીને ભોગને ભોગવે છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—રાજાએ વૈશ્વાનર દૃષ્ટિવાળા એ છએ ઋષિયોને કહ્યું કે—એ તમો સર્વ તમારાથી અભિન્ન હોવા છતાં પણ આ વૈશ્વાનર આત્માના એક એક અંગને, સમસ્ત અંગ બુદ્ધિથી ઉપાસના કરો છો. તાત્પર્ય એ છે કે જન્માંધ પુરૂષોનાં હસ્તિ દર્શન સમાન અર્થાત્ જે પ્રમાણે કેટલાક જન્માંધ, જેમણે હાથીને કદીજ જોયોજ ન હોતો તેઓ તેના આકારનુ અનુમાન કરવા લાગ્યા. ત્યારે તેમાંથી જે પુરૂષે હાથીની સૂંઢ, શિર, કાન પગ આદિ જે અવયવનો સ્પર્શ કરે છે તે તેવાજ હાથીના સમગ્ર રૂપને સમજે છે. એજ પ્રકારે આપ સર્વની પણ વૈશ્વાનરના અવયવોમાં સમગ્ર વૈશ્વાનર બુદ્ધિ રહેલી છે. તેનું ફળ એ છે કે તમે અન્ન તથા પ્રિય પુત્રાદિ બહુલતાને પ્રાપ્ત છો જો કોઈ આ વૈશ્વાનર આત્માની એવુ સમજીને ઉપાસના કરે કે તે બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વમાં વ્યાપક છે તથા સ્વર્ગ, આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, સૂર્ય ચંદ્ર, તારાગણ આદિમાં સ્થિત છે, એજ જીવોના કર્મફળનો દાતા છે, એજ સમષ્ટિ ચેતન આત્મા છે, તેનાથી પૃથક્ કાંઈ નથી તેજ એકથી અનેક થઈને વિરાજમાન છે, તો એવો ઉપાસક સર્વ લોકોમાં, સર્વ પ્રાણિયોમાં, સમસ્ત ભૂતોમા પૂર્ણ ભોગોને પ્રાપ્ત થાય છે. વૈશ્વાનરના એક એક અંગની ઉપાસના કરવાથી ન્યૂન ફળને દેખાડી અનિષ્ટ ફળ પણ તેજ અંગનું

બતાવ્યુ છે, કે જેને સમજીને ઉપાસક અજ્ઞાનથી વૈશ્વાનરના એક એક અંગની ઉપાસના ન કરે, પણ જ્ઞાનની સાથે વૈશ્વાનરના પૂર્ણ અંગની ઉપાસના કરે તથા એ પ્રમાણે કરીને સંપૂર્ણ ફળની પ્રાપ્તિ કરે. ૧.

વિશેષ—એ પુરૂષનું પ્રાદેશ માત્રથી એ તાત્પર્ય છે કે જેનું શિર સ્વર્ગ, પગ પૃથ્વી, નેત્ર સૂર્ય—ચંદ્ર, ધડ આકાશ, શ્વાસ વાયુ, મુખ અગ્નિ છે. (प्रकर्षेण दिश्यन्ते इति प्रादेशाः,द्युलोकादयः ते एव परिमाणाः यस्य तत् प्रादेशमात्रम्)

અભિવિમાનનુ તાત્પર્ય એ પુરૂષથી છે કે, જેનો સંબંધ શરીરવાસી સમષ્ટિ ચેતન આત્મા સાથે છે, એટલે કે જે કર્મિયોને તેમના કર્માનુસાર તેમને સારૂ નિયત કરેલા લોકોમા લઈ જાય છે, અથવા વ્યાપક આત્માની સાથે છે, અગર એ ચેતન આત્માની સાથે છે કે જે એક અનેક થઈને વિરાજમાન છે. એ બન્ને શબ્દો વૈશ્વાનરના વિશેષણ છે. ૧.

વૈશ્વાનરનુ સાંગોપાંગ સ્વરૂપ—

**तस्य ह वा एतस्यात्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाश्चक्षुर्विश्वरुपः प्राणः पृथग्वर्त्मात्मा संदेहो बहुलो बस्तिरेव रयिः पृथिव्येव पादावुर एव वेदिर्लोमानि बर्हिर्हृदयं गार्हपत्यो मनोऽन्वाहार्यपचन आस्यमाहवनीयः ॥ २ ॥**

ભાવાર્થ—તે આ વૈશ્વાનર આત્માનું મસ્તકજ સુતેજા (દ્યુલોક) છે, ચક્ષુ વિશ્વરૂપ (સૂર્ય) છે, પ્રાણ પૃથગ્વર્ત્મા (વાયુ) છે, દેહનો મધ્ય ભાગ બહુલ (આકાશ) છે, બસ્તિજ રાય (જલ) છે, પૃથ્વીજ બન્ને ચરણ છે, વક્ષસ્થળ વેદી છે, લોમ દર્ભ છે, હૃદય ગાર્હપત્યાગ્નિ છે, મન અન્વાહાર્ય પચન છે તથા મુખ આહવનીય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—રાજા ઋષિયોને કહે છે કે—હે ઋષિયો! વૈશ્વાનર આત્માનું મસ્તક દ્યુલોક છે, પ્રાણ વાયુ છે, દેહનો મધ્ય ભાગ આકાશ છે, મૂત્રસમૂહ સ્થાન જલ છે પગ પૃથ્વી છે, નેત્ર સૂર્ય છે, વક્ષસ્થલ વેદી છે, રોમ કુશ છે, હૃદય ગાર્હપત્યાગ્નિ છે, મન અન્વાહાર્ય પચન છે તથા મુખ આહવનીયાગ્નિ છે.

હવે તેનાથી આગળ વૈશ્વાનર વેત્તાના ભોજનમાં અગ્નિહોત્રનો નિશ્ચય કરવાની ઈચ્છાથી રાજા કહે છે કે, આ વૈશ્વાનર અગર તો ભોક્તાનુ વક્ષસ્થલજ

આકારમાં સમાન હોવાથી વેદી છે, રોમ કુશાઓ છે કારણ કે વેદીમા પાથરલી કુશાના સમાન તેઓ વક્ષસ્થળ ઉપર પથરાએલાં જણાય છે, હૃદય ગાર્હપત્યાગ્નિ છે કારણ કે મન હૃદયથીજ ઉત્પન્ન થઇને તેનું અન્તર્ગત થાય છે, તેથી મન અન્વાહાર્ય પચન અગ્નિ છે તથા મુખ આહવનીયાગ્નિના સમાન આહવનીય છે કારણ કે તેમાં અન્નનો હોમ થાય છે. ૨.

વિશેષ—હે સૌમ્ય ! ગાર્હપત્ય એ અગ્નિ છે કે જે અગ્નિહોત્ર કર્તાના ઘરમાં સદા સ્થાપિત રહે છે, અન્વાહાર્ય અગ્નિ એ છે જેને અગ્નિહોત્રકર્તા ગાર્હપત્યાગ્નિમાંથી હવન કરતી વખતે કહાડીને પોતાની દક્ષિણ બાજુએ રાખે છે, આહવનીય અગ્નિ એ છે કે જે અન્વાહાર્ય અગ્નિમાંથી કહાડીને હવનકર્તા પોતાના સન્મુખ રાખે છે તથા જેમાં મંત્ર ભણીને આહુતિયો આપે છે, ગાર્હપત્યાગ્નિની હૃદય સાથે સમતા એ કારણથી કહેલી છે કે જેમ સર્વ અગ્નિયોમાં મુખ્ય અગ્નિ ગાર્હપત્ય છે તેમજ શરીરનાં સર્વ સ્થાનોમાં હૃદય મુખ્ય છે, જેમ ગાર્હપત્યાગ્નિથી દક્ષિણાગ્નિની ઉત્પત્તિ થાય છે તેમજ મનની ઉત્પત્તિ હૃદયથી થાય છે કારણ કે ખાધેલા અન્નનો સર્વ રસ પ્રથમ હૃદયમાં જાય છે, પછી તેના સૂક્ષ્મ અંશ મનની વૃદ્ધિ કરે છે, તથા જેમ આહવનીય અગ્નિમાં આહુતિયો અપાય છે તે એવા અભિપ્રાયથી કે તેનું ફળ દેવતાઓને મળે, એજ પ્રમાણે અન્નાદિક ભોગ્ય વસ્તુની આહુતિ મુખરૂપ અગ્નિમાં આપવામાં આવે છે કે જેથી તેનું ફળ નેત્રાદિક શરીરસ્થ દેવતાઓને મળે. ૨.

## ખંડ ઓગણીસમો

હવે ભોજનની અગ્નિહોત્રત્વની સિદ્ધિને સારૂ 'પ્રાણાય સ્વાહા' એ પહેલી આહુતિનું વર્ણન કરે છે, યથા—

**तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयꣳ स यां प्रथमामाहुतिं जुहुयात्तां जुहुयात्प्राणाय स्वाहेति प्राणस्तृप्यति ॥ १ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ' રાજાએ ઋષિયોને કહ્યું કે—ભોજન સમયે જે અન્ન પહેલુ આવે તેજ હવન કરવાને યોગ્ય છે. તથા પહેલો ગ્રાસ જેને તે આહુતિ કરવાની ઇચ્છા રાખે છે તે ગ્રાસને 'પ્રાણાય સ્વાહા' કહીને મ્હોંમાં મુકવો. એ

પ્રમાણે કરવાથી પ્રાણ સતુષ્ટ થાય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય – એ પ્રમાણે હોવાથી ભોજન સમયે જે અન્ન આવે તેમાથી હવન કરવો જોઇએ. 'અહીં અગ્નિહોત્રની કલ્પના માત્ર વિવક્ષિત છે, તેથી અગ્નિહોત્રના અગભૂત સહકારી સાધનોની પ્રાપ્તિ નથી. તે ભોક્તા જે પહેલી આહુતિ આપે, તે કેવી રીતે આપે ? તે ભગવતી શ્રુતિ બતાવે છે, 'પ્રાણાય સ્વાહા' એ મંત્રથી મુખમાં હવન કરે એમ કરવાથી પ્રાણ સતુષ્ટ થાય છે. ૧.

**વિશેષ**—અહીં 'આહુતિ' શબ્દ હોવાથી અવદાન પ્રમાણ એટલે કે જેટલુ આહુતિમાં વિહિત છે તેટલુજ અન્ન મુખમાં નાંખવુ જોઇએ. ૧.

**प्राणे तृप्यति चक्षुस्तृप्यति चक्षुषि तृप्यत्यादित्य स्तृप्यत्यादित्ये तृप्यति द्यौस्तृप्यति दिवि तृप्यन्त्यां यत्किंच द्यौश्चादित्यश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥**

**ભાવાર્થ**—રાજા ઋષિયોને કહે છે કે પ્રાણના તૃપ્ત થતા નેત્ર તૃપ્ત થાય છે, નેત્રના તૃપ્ત થતા સૂર્ય તૃપ્ત થાય છે. સૂર્યના તૃપ્ત થતાં જે કોઈ સૂર્ય તથા દ્યુલોકની વચમાં સ્થિત છે, અગર જે કોઈના ઉપર દ્યુલોક તથા આદિત્ય સ્વામી ભાવથી અધિષ્ઠિત છે તે સર્વ તૃપ્ત થાય છે. તે સર્વના તૃપ્ત થતા હવનકર્તાની તૃપ્તિ, સંતાન, પશુ, અન્નાદિ, તેજ તથા બ્રહ્મતેજ દ્વારા થાય છે. ૨

વિ૦ વિ૦ ભાષ્ય—જ્યારે હોમીય દ્રવ્યથી આહુતિ આપે ત્યારે 'પ્રાણાય સ્વાહા' એ મત્ર બોલીને આપે. તેનાથી પ્રાણ તૃપ્ત થાય છે. પહેલુ પ્રત્યક્ષ ફળ તો એ છે કે હવન કરવાથી અપૂર્વ તો ( યજ્ઞીય પુણ્ય વિશેષ ) ઉત્પન્ન થાય છેજ ઉપરાંત વાયુ પણ વિશુદ્ધ થઈ જાય છે. વાયુનું શુદ્ધ થવુ એ પણ તેની તૃપ્તિ છે, વાયુ તૃપ્ત થતાં ચક્ષુની તૃપ્તિ થાય છે, કારણ કે હવનાદિ યજ્ઞોમાં પ્રથમ નેત્રનોજ સંબધ વિશેષ હોય છે. પ્રકાશક હોવાથી નેત્ર વિશેષ શક્તિનું નામ આદિત્ય છે, તેનાથી દ્યુલોકની, દ્યુલોક તથા આદિત્યના તૃપ્ત થવાથી અન્ય જેટલા પદાર્થ છે તે સર્વની તૃપ્તિ થાય છે. તે પછી યજમાન પ્રજાથી, પશુઓથી, વિવિધ ભોગ્ય પદાર્થોથી, સાંસારિક ઐશ્વર્યરૂપ તેજથી તથા બ્રહ્મતેજથી તૃપ્ત થાય છે. ૨.

**વિશેષ**—શરીરસ્થ દીપ્તિ, ઉજ્વલતા, અગર પ્રગલ્ભતાનું નામ 'તેજ' છે તથા સદાચાર અને સ્વાધ્યાયથી થાય તે તેજ 'બ્રહ્મતેજ' છે. ૨.

# ખંડ વીસમો

अथ यां द्वितीयां जुहुयात्तां जुहुयाद्व्यानाय स्वाहेति व्यानस्तृप्यति ॥ १ ॥

ભાવાર્થ—તે પછી જે બીજી આહુતિ આપે તેને "વ્યાનાય સ્વાહા" એમ કહીને આપવી જોઇએ. તેનાથી વ્યાન તૃપ્ત થાય છે. ૧.

व्याने तृप्यति श्रोत्रं तृप्यति श्रोत्रे तृप्यति चन्द्रमास्तृप्यति चन्द्रमसि तृप्यति दिशस्तृप्यन्ति दिक्षु तृप्यन्तीषु यत्किंच दिशश्च चन्द्रमाश्चाधितिष्ठन्ति तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥२॥

ભાવાર્થ—વ્યાન તૃપ્ત થતાં શ્રોત્રેન્દ્રિય તૃપ્ત થાય છે શ્રોત્ર તૃપ્ત થતાં ચંદ્રમા તૃપ્ત થાય છે, ચંદ્રમા તૃપ્ત થતાં દિશાઓ તૃપ્ત થાય છે તથા દિશાઓ તૃપ્ત થતાં જે કોઈના ઉપર ચંદ્રમા તથા દિશાઓ સ્વામિભાવથી અધિષ્ઠિત છે તે સર્વ તૃપ્ત થઈ જાય છે, તેમની તૃપ્તિ પછી તે ભોક્તા પ્રજા, પશુ, અન્નાદ્ય, તેજ તથા બ્રહ્મતેજ દ્વારા તૃપ્ત થઈ જાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—આ ખંડના બન્ને મંત્રોનાં 'ભાષ્ય' તથા 'વિશેષ' સાથેજ આપવામાં આવે છે—વ્યાનના તૃપ્ત થવાથી શ્રોત્રેન્દ્રિય તૃપ્ત થાય છે. વ્યાન નામ—શ્રોત્રેન્દ્રિયાધિષ્ઠિત વાયુનું છે. તેથી એ વાયુના તૃપ્ત થતાં શ્રોત્રની તૃપ્તિનું કથન સમુચિતજ છે. શ્રોત્રની તૃપ્તિ થતાં ચંદ્રમા તૃપ્ત થાય છે, કારણ કે—'चदि=आल्हादे' (આનંદ જેનો અર્થ છે એવા ચદિ ધાતુથી ચંદ્રમા શબ્દની સિદ્ધિ થાય છે) તે અનુસાર ચંદ્રમાનો અર્થ આનંદ દાતા થાય છે. શ્રોત્રેન્દ્રિય દ્વારા શબ્દ શ્રવણ કરવાથી પણ આનંદની પ્રાપ્તિ થાય છે. ચંદ્રમાની તૃપ્તિથી દિશાઓ તૃપ્ત થાય છે, કારણ કે દિશાઓના સંબંધથીજ શ્રોત્રમાં શબ્દ આવે છે. તેથી શ્રોત્રની તૃપ્તિથી દિશાઓનું તૃપ્ત થવું સ્પષ્ટ છે. ચંદ્રમા તથા દિશાઓના તૃપ્ત થતાં તેમના અધિકારમાંના સર્વ પદાર્થોની પણ તૃપ્તિ થાય છે. તથા એ સર્વની તૃપ્તિ થયા પછી યજમાન સંતાન, પશુ, અન્ન, સાંસારિક તેજ તથા બ્રહ્મતેજથી તૃપ્ત થાય છે. ૧-૨.

વિશેષ—ભારતીય સભ્યતાનુસાર, આર્ય લોકોએ દૈનિક સંબંધ બરાબર

બનાવી રાખવાનો યત્ન કરેલો છે તે પોતાનાં કર્મોથી પોતાનીજ તૃપ્તિ ન હોતા માનતા. તેઓની એવી ધારણા હતી કે, દેવતાઓની તૃપ્તિથી ચરાચર જગત્ તૃપ્ત થઈ શકે છે. ગીતા—ઉપનિષદ્ તથા વેદોમા પણ દેવતાઓને સતુષ્ટ કરવાના યજ્ઞ, ભક્તિ, ઉપાસના આદિ અનેક ઉપાયોના સવિસ્તાર વર્ણન મળે છે. ૧-૨

## ખંડ એકવીસમો

'અપાનાય સ્વાહા' એ ત્રીજી આહુતિનું વર્ણન કરે છે, યથા—

**अथ यां तृतीयां जुहुयात्तां जुहुयादपानाय स्वाहेत्यपानस्तृप्यति ॥ १ ॥**

ભાવાર્થ—પછી જે ત્રીજી આહુતિ આપે તેને 'અપાનાય સ્વાહા' એવુ કહીને આપે, તેનાથી અપાન તૃપ્ત થાય છે ૧.

**अपाने तृप्यति वाक्तृप्यति वाचि तृप्यन्त्यामग्निस्तृप्यत्यग्नौ तृप्यति पृथिवी तृप्यति पृथिव्यां तृप्यन्त्यां यत्किंच पृथिवी चाग्निश्चाधितिष्ठतस्तत् तृप्यति तस्यानुतृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥**

ભાવાર્થ—અપાનના તૃપ્ત થવાથી વાગિન્દ્રિય તૃપ્ત થાય છે, વાણી તૃપ્ત થતાં અગ્નિ તૃપ્ત થાય છે, અગ્નિના તૃપ્ત થતા પૃથ્વી તૃપ્ત થાય છે તથા પૃથ્વી તૃપ્ત થતાં જે કોઈ ઉપર પૃથ્વી તથા અગ્નિ સ્વામીભાવથી અધિષ્ઠિત છે, તે સર્વ તૃપ્ત થાય છે તથા તેમની તૃપ્તિ થયા પછી ભોક્તા પ્રજા, પશુ, અન્નાદ્ય, તેજ તથા બ્રહ્મ તેજ દ્વારા તૃપ્ત થાય છે. ૨.

શિ૰ વિ૰ ભાષ્ય—'અપાનાય સ્વાહા' અહી અપાન શબ્દથી વાગિન્દ્રિય સ્થાનાધિષ્ઠિત વાયુનું ગ્રહણ કરવાનું છે. એજ અભિપ્રાયથી કહે છે કે—અપાન તૃપ્ત થવાથી વાણી તૃપ્ત થાય છે વાણીનુ ઉચ્ચારણ અગ્નિની સહાયતાથી થાય છે. કારણ કે જ્યા અગ્નિ નથી ત્યા વાણીનું ઉચ્ચારણ થઈ શકતુ નથી તેથીજ વ ણુની તૃપ્તિ દ્વારા અગ્નિની તૃપ્તિ કહેવી છે

અગર એમ કહો કે—વાણીના દેવતા અગ્નિ છે તેથી અગ્નિ તૃપ્ત થવાથી

પૃથ્વીની તૃપ્તિ થાય છે. અહીં પૃથ્વીનુ તાત્પર્ય વાણીગત સ્થાન છે. અને અગ્નિ તથા પૃથ્વીના અધિકારમાં જે પદાર્થ છે તેમની તથા તેમના પછી પ્રજા આદિથી યજમાનની તૃપ્તિ થાય છે. ૧-૨.

વિશેષ—વૈદિક સાહિત્ય ઘણું રોચક છે. તેમાં સાધારણ વ્યવહાર દ્વારા ઉચ્ચ શિક્ષા આપવામાં આવી છે. પણ આજકાલ આપણા સંસ્કાર મલિન થઈ જવાથી આપણે તેને સમજવાનો યત્ન કરતા નથી. ત્યાં સુધી વાત આવી ગઈ છે કે—આપણને વૈદિક વાર્તા વિલક્ષણ જેવી પ્રતીત થાય છે આજ સુધી આપણી વિદેશિયો ઉપર તથા તેમના કથન ઉપરજ શ્રદ્ધા રહી છે. એ આપણી દાસતાનો પ્રસાદ હતો. પણ હવે તો આપણે સ્વતન્ત્ર છીએ. તેથી હવે વેદો-ઉપનિષદો આદિકોને સમજવાને સારૂ અધિક દત્તચિત્ત થવું જોઇએ. ૧-૨.



## ખંડ બાવીસમો



'સમાનાય સ્વ હા' એ ચોથી આહુતિનુ વર્ણન કરે છે, યથા—

**अथ यां चतुर्थीं जुहुयात्तां जुहुयात्समानाय स्वाहेति समानस्तृप्यति ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી જે ચોથી આહુતિ આપે તેને 'સમાનાય સ્વાહા' એવું કહીને આપવી જોઇએ. તેનાથી સમાન વાયુ તૃપ્ત થાય છે. ૧.

**समाने तृप्यति मनस्तृप्यति मनसि तृप्यति पर्जन्यस्तृप्यति पर्जन्ये तृप्यति विद्युत्तृप्यति विद्युति तृप्यन्त्यां यत्किंच विद्युच्च पर्जन्यश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥**

ભાવાર્થ—સમાનના તૃપ્ત થવાથી મન તૃપ્ત થાય છે મન તૃપ્ત થતાં મેઘ તૃપ્ત થાય છે મેઘ તૃપ્ત થવાથી વિજળી તૃપ્ત થાય છે તથા વિજળી તૃપ્ત થતાં જે કોઈ પદાર્થ ઉપર વિજળી તથા મેઘ અધિષ્ઠિત છે તે તૃપ્ત થાય છે, એ પ્રમાણે તેમની તૃપ્તિ પછી ભોક્તા પ્રજા, પશુ, અન્નાદ્ય, તેજ તથા બ્રહ્મતેજ દ્વારા તૃપ્ત થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—બધા શરીરમાં વિચરનારા વાયુનું નામ 'સમાન' છે. તેનાથી ચોથી આહુતિ 'સમાનાય સ્વાહા' એ ભણીને આપે. તેનાથી સમાનની તૃપ્તિ થાય છે. અને સમાન તૃપ્ત થતાં મનની તૃપ્તિ અહીં એટલા સારૂ કહેલી છે કે—મન પણ સર્વ ઇંદ્રિયોમાં 'સમાન'ની પેઠે વર્તે છે. અહીં મનની શક્તિ વિશેષનું નામ પર્જન્ય તથા મનની ગતિનું નામ વિદ્યુત્ છે તથા એ પ્રર્જન્યના તૃપ્ત થતાં તૃપ્ત થાય છે. તે પછી પર્જન્ય તથા વિદ્યુતના અધિકારમાં જે કાંઈ છે તે સર્વ તૃપ્ત થાય છે, અને પછી બ્રહ્મતેજ આદિથી યજમાન તૃપ્ત થાય છે ૧ ૨.

વિશેષ—'मन एव मनुष्याणां कारण बन्धमोक्षयो.' એ કથનથી મનને સર્વ કાંઈ કહેવામાં આવેલુ છે. ચોથી આસરૂપ આહુતિને 'સમાનાય સ્વાહા' એ મંત્રથી હવન કરવાથી સમાન તે પઠી ક્રમથી મન, પર્જન્ય, વિદ્યુત, તથા વિદ્યુત—પર્જન્યના આશ્રિત સર્વ પ્રાણિમાત્ર તૃપ્ત થાય છે. એ વૈદિક સાહિત્ય છે, જેના ઉપર પ્રત્યેક મુમુક્ષુએ વિચાર કરવો જોઇએ. ૧ ૨.

## ખંડ તેઇસમો

હવે 'ઉદાનાય સ્વાહા' એ પાંચમી આહુતિનું વર્ણન કરે છે, યથા—

**अथ यां पञ्चमीं जुहुयात्तां जुहुयादुदानाय स्वाहेत्युदानस्तृप्यति ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી જે પાચમી આહુતિ આપે તેને 'ઉદાનાય સ્વાહા' એવુ કહીને આપવી જોઇએ, તેનાથી ઉદાન વાયુ તૃપ્ત થાય છે ૧.

**उदाने तृप्यति त्वक् तृप्यति त्वचि तृप्यन्त्यां वायुस्तृप्यति वायौ तृप्यत्याकाशस्तृप्यत्याकाशे तृप्यति यत्किंच वायुश्चाकाशश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्ति तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥२॥**

ભાવાર્થ—ઉદાનના તૃપ્ત થતાં ત્વચા તૃપ્ત થાય છે, ત્વચા તૃપ્ત થતા વાયુ થાય છે, વાયુ તૃપ્ત થતાં આકાશ તૃપ્ત થાય છે તથા આકાશના તૃપ્ત થતાં, જે

કોઈના ઉપર વાયુ તથા આકાશ સ્વામી ભાવથી અધિષ્ઠિત છે તે તૃપ્ત થાય છે તથા તેમની તૃપ્તિ પછી સ્વયં ભોક્તા પ્રજા, પશુ, અન્નાદ્ય, તેજ, તથા બ્રહ્મતેજ દ્વારા થાય છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—વાગિન્દ્રિય સ્થાનાધિષ્ઠિત વાયુનુ નામ 'ઉદાન' છે. એ ઉદાન વાયુની તૃપ્તિને સારૂ "ઉદાનાય સ્વાહા" ભણીને પાંચમી આહુતિ આપે. તેનાથી ઉદાનની તૃપ્તિ થાય છે. ઉદાનથી ત્વક્‌ની પુષ્ટિ થાય છે. ત્વક્‌ની પુષ્ટિ થવાથી સ્પર્શેન્દ્રિયની શક્તિ વધે છે. વાયુના તૃપ્ત થતાં આકાશની તૃપ્તિ તથા આકાશની તૃપ્તિ થતાં જે કાંઈ આકાશ તથા વાયુના આશ્રયમાં છે તે સર્વની પુષ્ટિ થાય છે. તે પછી પ્રજા આદિથી યજમાનની તૃપ્તિ—પુષ્ટિ-તુષ્ટિ-હૃષ્ટિ થાય છે.

વિશેષ—સંન્યાસી મહાત્માઓમાં તથા ગુજરાત અને દક્ષિણઆદિ દેશના ઘણા બ્રાહ્મણોમાં ભોજનના પહેલાં—'પ્રાણાય સ્વાહા', 'વ્યાનાય સ્વાહા', 'અપાનાય સ્વાહા', 'સમાનાય સ્વાહા' તથા 'ઉદાનાય સ્વાહા' એ પાંચ મંત્રોનુ ઉચ્ચારણ કરીને પંચગ્રાસ કરવાની પ્રથા છે. એ રીતિ વૈદિક છે. તેનું તત્વ આ પંચાગ્નિ વિદ્યામાં ઉપર્યુક્ત ખંડોમાં સમજાવવામાં આવ્યુ છે જેને પ્રત્યેક મુમુક્ષુએ જાણવુ જોઈએ. ૧-૨.



## ખંડ ચોવીસમો



હવે અવિદ્વાનના હવનના સ્વરૂપનું વર્ણન કરે છે, યથા—

**स य इदमविद्वानग्निहोत्रं जुहोति यथाङ्गारानपोह्य भस्मनि जुहुयात्तादृक्तत्स्यात् ॥ १ ॥**

**ભાવાર્થ**—એ જે અગ્નિહોત્ર કર્તા આ વૈશ્વાનર આત્માને ન જાણીને અગ્નિહોત્ર કરે છે, તે એવી રીતનું થાય છે કે જેમ કોઈ બળતા અગ્નિને છોડી દઈને રાખમાં હવન કરે છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—રાજા કહે છે કે, હે ઋષિયો ! જે કોઈ આ ઉપર્યુક્ત વૈશ્વાનર વિદ્યાને ન જાણીને અગ્નિહોત્ર કર્મ કરે છે, તેનો તે હવન વૈશ્વાનરોપાસકના અગ્નિહોત્રની અપેક્ષાએ, જેમ કોઈ આહુતિ યોગ્ય અગ્નિને છોડીને રાખમાં આહુતિ આપે તેના જેવુ થાય છે. ૧.

વિશેષ—તાત્પર્ય એ છે કે, પ્રાણ આદિ જે પુરુષના શરીરની અંદર સ્થિત છે, તેને સારૂ આહુતિ આપવી એ શ્રેષ્ઠ છે. જો કોઈ પુરુષ જ્ઞાનપૂર્વક પ્રાણાદિ શરીરસ્થ અગ્નિમા આહુતિ આપે છે તથા બાહ્ય અગ્નિમાં નથી આપતો તે પાપ યુક્ત થતો નથી. એ પ્રમાણે પ્રસિદ્ધ અગ્નિહોત્રની નિંદા દ્વારા વૈશ્વાનરોપાસકના અગ્નિહોત્રની શ્રેષ્ઠતા તથા સ્તુતિ કરવામા આવી છે. ૧.

હવે વિદ્વાનના હવનનું ફળ કહે છે. યથા—

**अथ च एतदेवं विद्वानग्निहोत्रं जुहोति तस्य सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मसु हुतं भवति ॥ २ ॥**

ભાવાર્થ—કારણ કે જે આ પ્રકારે એ વૈશ્વાનરને જાણીને અગ્નિહોત્ર કરે છે તેની હવનમાં આપેલી આહુતિ સર્વે લોકોમાં સર્વભૂતોમાં તથા સંપૂર્ણ આત્માઓમાં પ્રાપ્ત થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—સર્વેલોકોમાં ઇત્યાદિ વાક્યોનું તાત્પર્ય એ છે કે વૈશ્વાનર વેત્તા મસ્તકાદિરૂપ દ્યુલોકાદિ લોકોમાં, સપૂર્ણ ચરાચર ભૂતોમાં તથા શરીર, ઇંદ્રિય, મન તથા બુદ્ધિ રૂપ સમસ્ત આત્માઓમાં હુત એટલે કે અન્નનું ભક્ષણ કરે છે. ૨.

વિશેષ—'શરીરાદિ રૂપ સંપૂર્ણ આત્માઓમાં' એ કથનનું કારણ એ છે કે, તેમનામાંજ પ્રાણિયોની આત્મા કલ્પનાનો નિર્દેશ કરવામાં આવે છે. 'અન્ન ભક્ષણ કરે છે' એનુ તાત્પર્ય એ છે કે વૈશ્વાનર વેત્તા સર્વાત્મા બનીને અન્ન ભક્ષણ કરે છે. અજ્ઞાનિયોના સમાન પિંડમાત્રમા અભિમાન કરીને અન્ન નથી ખાતો. ૨.

**तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवꣳ हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति ॥३॥**

ભાવાર્થ—આ વિષયમાં એ દ્રષ્ટાંત પણ છે કે, જેમ જે કોઈ આ પ્રકારે એ વૈશ્વાનર વિદ્યાને જાણીને અગ્નિહોત્ર કર્મ કરે છે તેનાં સર્વે પાપ એ પ્રકારે ભસ્મ થઈ જાય છે કે જે પ્રમાણે મુંજનો પૂળો અગ્નિમાં નાખતાંજ ભસ્મ થઈ જાય છે.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ સીંકના તૂલનો અગ્રભાગ ( એક જાતના ઘાસનો અગ્રભાગ ) અગ્નિમા નાખતાં તરતજ બળી જાય છે તેમજ સર્વના અંતરાત્મ ભૂત તથા સમસ્ત અન્નોના ભોક્તા એ વિદ્વાનના અનેક જન્મોમાં સંચિત થએલાં તથા જ્ઞાનોત્પત્તિના પહેલાંનાં તથા જ્ઞાનની સાથે સાથે થનારાં ધર્માધર્મ સંજ્ઞક નિ શેષ

પાપ દગ્ધ થઈ જાય છે કે જે આ વૈશ્વાનર વિદ્યાને એ પ્રમાણે જાણનાર હોઇને હવન કરે છે અર્થાત્ ભોજન કરે છે

વિશેષ—સચિતાદિ સમસ્ત પાપ તો ભસ્મ થઈ જાય છે, પરન્તુ કેવળ વર્તમાન શરીરનો આરંભ કરનારા પાપ રહી જાય છે, કારણ કે લક્ષ્યના પ્રતિ છોડેલા બાણુની પેઠે ફળ આપવામાં પ્રવૃત્ત થઈ જવાને કારણે તેનો દાહ થઈ શકતો નથી.

**तस्माद् हैवंविद्यपि चण्डालायोच्छिष्टं प्रयच्छेदात्मनि हैवास्य तद्वैश्वानरे हुतꣳ स्यादिति तदेष श्लोकः ॥ ४ ॥**

ભાવાર્થ—હે ઋષિયો ! જો વૈશ્વાનર વિદ્યાનો જ્ઞાતા પોતાનું છાંડેલુ અન્ન પણ કદી ચાંડાળને આપે તો વૈશ્વાનર વિદ્યાને જાણવાને કારણે તે આપેલુ અન્ન એ ચાંડાલના વૈશ્વાનરમા આહુતિ આપ્યા સમાન થાય છે. એ વિષયમાં આ મત્ર છે ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—તે જો કે ઉચ્છિષ્ટ દાન અયોગ્ય ચાંડાળને, શાસ્ત્રથી પ્રતિષિદ્ધ ઉચ્છિષ્ટદાન પણ કરે તો પણ તે ચાંડાળના શરીરમા સ્થિત વૈશ્વાનર આત્મામા જ હુત થશે, પાપનો હેતુ નહી થાય. એ પ્રમાણે કહીને ભગવતી શ્રુતિ-વિદ્યાની પ્રશસા કરે છે. આ સ્તુતિના વિષયમા આ શ્લોક અર્થાત મત્ર પણ છે.

વિશેષ—જે વૈશ્વાનર વિદ્યાને જાણે છે, તેના અતઃકરણમા પાપોની વાસના રહેતી નથી તેનુ અન્ન સર્વદા વૈશ્વાનર અગ્નિમાજ હુત દ્રવ્યના સમાન પુણ્યપ્રદ થાય છે જો તે ચાડાળને પણ ઉચ્છિષ્ટ અન્ન આપે તો પણ તેના તપોબલથી તે વૈશ્વાનર અગ્નિમા હુત દ્રવ્યની પેઠે પુણ્ય કારક થઈ જાય છે. અર્થાત તેના સબધમા જેટલાં કાર્ય થાય છે તે સર્વકાર્યોમાં તેના આત્મિક બલનો પ્રભાવ વર્તમાન રહે છે. તેથી ચાંડાળ પણ તે અન્નને ખાઇને ઉત્તમ કાર્ય કરવાને સાંરૂ ઉદ્યત થાય છે. ૪.

**यथेह क्षुधिता बाला मातरं पर्युपासते । एवꣳ सर्वाणि भूतान्यग्निहोत्रमुपासत इत्यग्निहोत्रमुपासत इति ॥ ५ ॥**

ભાવાર્થ—જેમ આ લોકમાં ભૂખ્યાં બાલક સર્વ રીતે માતાની ઉપાસના કરે છે, તેવીજ રીતે સમસ્ત પ્રાણી અગ્નિહોત્રની ઉપાસના કરે છે, અગ્નિહોત્રની ઉપાસના કરે છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—રાજા કહે છે કે, હે ઋષિયો ! આ સસારમાં જેમ ભૂખ્યાં બાલક ક્ષુધાનિવૃત્તિને અર્થે સર્વ પ્રકારથી પોતાની માતાની ઉપાસના, પ્રતિક્ષા કરે છે કે—માતા અમને ક્યારે અન્ન આપશે ? તેવીજ રીતે અન્ન ભક્ષણ કરનારાં સર્વ પ્રાણી ફળ પ્રાપ્તિ ને સારૂ એ પ્રકારે જાણનારાના અગ્નિહોત્ર એટલે કે ભોજનની પ્રતીક્ષા કરે છે કે એ ક્યારે ભોજન કરશે ? 'અગ્નિહોત્રમુપાસતે' એ વાક્યની દ્વિરૂક્તિ અધ્યાયની સમાપ્તિ સૂચન કરવાને સારૂ છે. ૫

વિશેષ—વૈશ્વાનર વેત્તા પુરૂષના ભોજનની પ્રતીક્ષા નિરતર સર્વલોક કરે છે, તેનું કારણ એ છે કે ઉક્ત વેત્તા પુરૂષના ભોજન કરવાથી સમસ્ત જગતની તૃપ્તિ થઈ જાય છે.

જેમ ક્ષુધા પીડિત બાળક 'માતા અમને ક્યારે ભોજન આપશે' એ પ્રકારે માતાનુ ધ્યાન કરે છે, તેમજ વૈશ્વાનર ઉપાસકના પૂર્વે કહેલાં અગ્નિહોત્રનાં સર્વ પ્રાણી 'એ ક્યારે ભોજન કરશે કે જેનાથી અમે તૃપ્ત થઈએ' તેની વાટ જોયા કરે છે. વૈશ્વાનરનો ઉપાસક પોતે પોતાને વૈશ્વાનર સ્વરૂપ માને છે. વૈશ્વાનરથી કોઈ પ્રાણી ભિન્ન નથી, એ અર્થ આ 'વૈશ્વાનર' શબ્દથી પ્રગટ થઈ રહેલો છે, જેમ

વિશ્વનામ—'સર્વ, વિશ્વરૂપ થઇને, વળી સર્વનુ કારણ હોવાથી નર રૂપ હોય તે 'વૈશ્વાનર'' કહેવાય છે અથવા—વિશ્વ જેનું નિયમ્ય હોય એવો જે નર તેનુ નામ પણ 'વૈશ્વાનર' થઈ શકે છે તથા વિશ્વ નામ સર્વ, નર નામ પુરૂષ એટલે કે જે સર્વ પુરૂષ રૂપ હોય તે વૈશ્વાનર તેનાથી થયુ એમ કે—વૈશ્વાનર સર્વ રૂપ છે. તેને પોતાનુ રૂપ માનનારા જે ઉપાસક છે તે થયા વૈશ્વાનર. એવા વૈશ્વાનરના તૃપ્ત થવાથી સપૂર્ણ જગત્ તૃપ્ત થાય છે. તેથી સર્વભૂત તેને માતાવત્ પ્રિય જાણીને તેની ઉપાસના કરે છે. તે ખાય છે ત્યારે સર્વ તૃપ્તિનો અનુભવ કરે છે. વૈશ્વાનર વિદ્યાનું એ મહત્વ છે. ૫.

ઇતિ છાન્દોગ્યોપનિષદ્નો પાંચમો અધ્યાય સમાપ્ત.





# અધ્યાય છઠ્ઠો

## ખંડ પહેલો

ત્રીજા અધ્યાયમાં 'सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति' એ મંત્રથી જગતની ઉત્પત્તિ બ્રહ્મથી થએલી છે, તેનુંજ આશ્રિત છે તથા તેમાંજ લીન થઈ જાય છે,' એ કહી ચુકયા છીએ તેનું સાધન કરવાને સારૂ હમણાંજ બતાવવામાં આવ્યું છે કે 'એક વિદ્વાનને ભોજન કરવાથી સકળ સંસાર તૃપ્ત થઈ જાય છે. એ પ્રમાણે આત્માનું એકત્વ હોય તોજ બની શકે. તેને સિદ્ધ કરવાને સારૂ આ છઠ્ઠા અધ્યાયનો આરંભ થાય છે અહીં પુત્રને પિતાના ઉપદેશ રૂપમાં વિદ્યાનું સારતમત્વ સિદ્ધ કરવાને સારૂ આ આખ્યાયિકાની રચના કરેલી છે, યથા—

**ॐ श्वेतकेतुर्हाऽऽरुणेय आस तꣳ ह पितोवाच श्वेतकेतो वस ब्रह्मचर्यं न वै सोम्यास्मत्कुलीनोऽननूच्य ब्रह्मबन्धुरिव भवतीति ॥ १ ॥**

ભાવાર્થ—પ્રસિદ્ધ અરુણ ઋષિનો શ્વેતકેતુ નામનો પૌત્ર હતો તેને પ્રસિદ્ધ પિતાએ કહ્યુ—હે શ્વેતકેતો ! તું બ્રહ્મચર્ય વાસ કર, એટલે કે બ્રહ્મચર્ય વ્રત પાલન કરીને ગુરૂકુળમાં જઇને રહે કારણ કે, હે સૌમ્ય ! આપણા કુળમાં એવો પુરૂષ ઉત્પન્ન થતો નથી કે જે વેદોને ભણ્યા વગરનો બ્રહ્મબન્ધુ જેવો બની જાય. ૧

યોગ્યતા હોવા છતાં પણ તેમણે પુત્રનું ઉપનયન કર્યું નહી, તેથી એવું પ્રતીત થાય છે કે તેમને અવકાશ નહીં હોય અનુમાન એમ થાય છે કે, વખતે તેમને કોઈ અતિ આવશ્યક કામને માટે બહાર જવાનું હોય—

**स ह द्वादशवर्ष उपेत्य चतुर्विꣳशतिवर्षः सर्वान्वेदानधीत्य महामना अनूचानमानी स्तब्ध एयाय तꣳ ह**

**पितोवाच श्वेतकेतो यन्नु सोम्येदं महामना अनूचानमानी स्तब्धोऽस्युत तमादेशमप्राक्ष्यः ॥ २ ॥**

ભાવાર્થ—એ બાર વર્ષની વયમા આચાર્યની પાસે ગયો અને ચોવીસ વર્ષનો થયો ત્યા સુધી સપૂર્ણ વેદોને ભણીને પાછો આવ્યો પોતાને મોટો બુદ્ધિ માન તથા વ્યાખ્યાતા માનીને ઘણો અક્કડતો થઇને ઘેર આવ્યો તેને પિતાએ કહ્યું—હે સૌમ્ય ! તું જે એટલો મહામના, પડિતમન્ય તથા અવિનીત જેવો થયો છે તે શું તેં એ ઉપદેશ ( આચાર્યની પાસેથી ) લીવો છે ? ૨.

એ ઉપદેશને શ્રુતિ વિશેષ રૂપથી સ્પષ્ટ કરે છે, યથા—

**येनाश्रुतꣳ श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञात-मिति कथं नु भगवः स आदेशो भवतीति ॥ ३ ॥**

ભાવાર્થ—જેનાથી ન સાભળેલુ સાભળેલુ થઈ જાય છે, ન જાણેલુ જાણેલુ થઈ જાય છે તથા ન સમજેલું સમજેલુ થઈ જાય છે એ સ ભળીને શ્વેતકેતુ પૂછે છે કે—એ આદેશ કયા પ્રકારનો છે ? ૩

પિતાએ કહ્યું—'એ આદેશને સાભળો' એવુ કહીને પિતાએ અનેક દ્રષ્ટાંત આપીને ઉપપાદન કર્યું, યથા—

**यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातꣳ स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥४॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! જેમ એક માટીના ઢેલાથી સપૂર્ણ માટીના પદાર્થોનું જ્ઞાન થઈ જાય છે, કારણ કે વિકાર વાણીના આરંભ માત્રનો છે, નામ તો વાણીથી અલગ બોલવા માત્રનુંજ છે, સત્ય તો કેવળ મૃત્તિકાજ છે ૪

**यथा सोम्यैकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातꣳ स्याद्वाचारम्भणं विकारो नामधेयं लोहमित्येव सत्यम् ॥५॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! જે પ્રમાણે એક સુવર્ણમણીનુ જ્ઞાન થતા સપૂર્ણ સુવર્ણમય પદાર્થ જણાઈ જાય છે, એક સોનાની ટુકડીથી સોનાની દરેક વસ્તુ જાણી જવાય છે. કારણ કે વિકાર વાણીનું ઉત્પાદક નામ માત્ર છે, પણ એ જે સોનુ છે તેજ સાચુ છે ૫.

यथा सोम्यैकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातꣳ स्याद्वाचारम्भणं विकारो नामधेयं कृष्णायसमित्येव सत्यमेवꣳ सोम्य स आदेशो भवतीति ॥ ६ ॥

ભાવાર્થ—હે સૌમ્ય ! જેમ એક નખ કાપવાની લોઢાની નરેણીથી લોઢાના સર્વ વિકાર વિદિત થઈ જાય છે. કારણ કે વિકાર વાણીનો આરંભ હોવાથી નામ માત્ર છે, સત્ય કેવળ લોખંડજ છે, હે સૌમ્ય ! એવોજ એ આદેશ છે. ૬.

એ સાંભળી પુત્રે કહ્યું—

न वै नूनं भगवन्तस्त एतदवेदिषुर्यद्ध्येतदवेदिष्यन् कथं मे नावक्ष्यन्निति भगवाꣳस्त्वेव मे तद् ब्रवीत्विति तथा सोम्येति होवाच ॥ ७ ॥

ભાવાર્થ—એ મારા આચાર્ય અવશ્યજ એવુ નહી જાણતા હોય, જો એ જાણતા હોત તો મને કહેત નહી ? હવે આપજ મને બતાવો. ત્યારે ઉદ્દાલકે કહ્યુ હે સૌમ્ય ! તથાસ્તુ, એમજ થશે. એટલે કે બતાવુ છું. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—આ ખંડના સાતે મંત્રોનું ભાષ્ય તથા વિશેષ સાથેજ લખવામાં આવે છે—આરૂણીનો પુત્ર આરૂણેય શ્વેતકેતુ હતો, તેને પિતાએ ઘણા લાડથી ઉછેરેલો હતો. માતા પિતાની અતિ અધિક પ્રીતિથી તે રમતમાંજ લાગ્યો રહેતો હતો. તે ઉપનયન સંસ્કારથી રહિત હોઇને પોતાનાં સાથી બાળકોને પીડા તથા પોતાના વડીલાનું અપમાન સુધાં પણ કરી બેસતો હતો. એવી દશા જોઇને એક દિવસ તેના પિતાએ તેને કહ્યું કે—તું બાર વર્ષનો થયો તોપણ બ્રાહ્મણોના કર્મથી રહિત હોઇને, બ્રાહ્મણોમાં અધમ જેવો પ્રતીત થાય છે, તેથી કોઈ ગુરૂની પાસે જઇને વેદાધ્યયન કર. મારાથી તને ભણાવી શકાશે નહી. હું તને લાડ કરતો રહ્યો તેથી મારો તારા ઉપર પ્રભાવ રહ્યો નથી.

શ્વેતકેતુ પિતાની આજ્ઞા માનીને ગુરૂ પાસે જઇને અર્થ સહિત ચારે વેદ તથા છએ અંગો ભણ્યો, પરંતુ ઉપનિષદ્રૂપ વેદાન્ત ભણ્યો નહી. ચોવીસ વર્ષ પર્યંત વેદાદિકોને ભણીને ઘેર આવ્યો, પરતુ વિદ્યાના અભિમાનથી પિતાને પ્રણામ કર્યા વિનાજ ઉદ્ધત ભાવથી અકડાઇને બેસી ગયો. પુત્રની એવી અશિષ્ટતા દેખીને પિતાને ક્રોધ તો ચડ્યો નહી પણ દુઃખ તો જરૂર થયુ તેણે કહ્યું—હે પુત્ર !

જે અધિકતાના અભિમાનથી અકડાઇને સ્તબ્ધ થઇને બેઠો છે, જેનાથી પોતાને વેદોનો જ્ઞાતા માને છે તથા પોતાને સર્વથી ચઢિયાતો માની બેઠો છે, તે એવો તે કયો ગુણ તેં ગુરૂ પાસેથી શીખી મેળવ્યો છે ? ગુરૂએ એવી તે કઈ બુટી ઘુંટીને પીવડાવી છે કે જેથી તું અભિમાનનો માર્યો તારી મર્યાદાની બહાર જાય છે ? ભલા, એ તો કહે કે તેં તારા ગુરૂને એ પણ પૂછ્યુ હતુ કે જે વસ્તુના શ્રવણ કરવાથી અશ્રુત પદાર્થોનું પણ શ્રવણ થઈ જાય છે, જે એકના મનન કરવાથી સર્વનું મનન થઈ જાય છે તથા જે એકના નિશ્ચયથી સર્વ અનિશ્ચિત પદાર્થ પણ નિશ્ચિત થઈ જાય છે. જો તું તે જાણતો હોય તો મને સંભળાવ.

પિતાની એ વાત સાંભળીને શ્વેતકેતુ આશ્ચર્યમાં પડી ગયો અને કહેવા લાગ્યો કે એ કેવી રીતે બની શકે કે, કોઈ એકને જાણવાથી જાણ્યા વગરનું પણ જાણી શકાય ! તેનો ગર્વ ગળી ગયો, અને પિતાને પૂછતાં તેમણે જણાવ્યુ કે જેમ એક કારણ રૂપ મૃત્તિકાનું જ્ઞાન થવાથી મૃત્તિકામાનાં કાર્ય ઘટ આદિ સર્વનું જ્ઞાન થઈ જાય છે. એ ઘટ આદિ કાર્ય મૃત્તિકાથી ભિન્ન હોત તો તેમનુ જ્ઞાન ન થાત, પણ અહીં તો ઘટાદિ મૃત્તિકા માત્રજ છે. વાણીથી ઉચ્ચારણ કરેલા નામથી ભિન્ન ઘટાદિ પદાર્થ બીજી કોઈ ચીજ નથી, પરતુ નામ માત્રજ છે. એવીજ રીતે એક સુવર્ણ પિંડના જ્ઞાનથી તેના કાર્ય કટક કુંડળાદિનુ જ્ઞાન થઈ જાય છે તથા જેમ એક લોહ પિંડના જ્ઞાનથી એ લોખડના કાર્ય ખડ્ગાદિનુ જ્ઞાન થઈ જાય છે. સુવર્ણના કાર્ય કુંડળાદિ, લોહ કાર્ય ખડ્ગાદિ તથા મૃત્તિકા કાર્ય ઘટાદિ એ કેવળ નામ માત્ર હોવાથી વાણી દ્વારા ઉચ્ચારણ કરાય છે. વાસ્તવમા મૃત્, - સ્વર્ણ, લોહાદિથી કિંચિત્ પણ ભિન્ન નથી. મૃત્તિકા, સ્વર્ણ, લોહ એ કારણજ સત્ય છે મૃત્તિકા, સ્વર્ણ, લોહ રૂપ કારણના જ્ઞાનથી કાર્ય ઘટ, કુડળ, ખડ્ગાદિકોનું જ્ઞાન અવશ્ય થાય છે. 'ઘટ' એ નામ માત્રથી તે કાંઈ મૃત્તિકાથી ભિન્ન થઈ જતો નથી. પ્રકૃતમાં તેજ પ્રમાણે એક આત્માના જ્ઞાનથી તે આત્માના કાર્યરૂપ સર્વ પદાર્થોનું જ્ઞાન થઈ જાય છે. હે પુત્ર ! એકના જ્ઞાનથી એવા સર્વનું જ્ઞાન થાય છે. પાછો પોતાને ગુરૂ પાસે પિતાજી ન મોકલી દે, એ વાત મનમાં રાખીને શ્વેતકેતુએ પોતાના પિતાને કહ્યું, મારા ગુરૂદેવની મારા ઉપર ઘણી કૃપા હતી, તેથી તેમણે મને સમગ્ર વિદ્યાનો ઉપદેશ કર્યો. હું જે તેમનો અત્યત પ્રિય શિષ્ય હતો તેને નિષ્કપટ ભાવથી તેમણે સર્વ વિદ્યાઓ બતાવી પરતુ તેઓ એ વિદ્યા નહી જાણતા હોય કે જે વિદ્યાના સબંધમાં આપે પ્રશ્ન કર્યો, તેથી કૃપા કરીને આપજ તે બતાવો. ૧૭.

**વિશેષ**—વિકાર નામથી બનેલી વસ્તુ. જ્યારે કોઈ ચીજ નવી બને છે,

ત્યારે તેમાં નામ રૂપનો ભેદ થઈ જાય છે. માટીના વાસણ નામમાં તથા રૂપ આકારમાં ભિન્ન ભિન્ન થઈ જાય છે, પરતુ તે સર્વે માટીથી કાંઈ અલગ–ભિન્ન વસ્તુ નથી.

બ્રહ્મબન્ધુ–બ્રાહ્મણ જેવો, એ કે જે બ્રાહ્મણોને પોતાના બન્ધુ બતાવે છે. પણ એ સ્વયં બ્રાહ્મણના ગુણ–કર્મથી ભૂષિત નથી. આદેશ–એ ઉપદેશને કહે છે કે જે કેવળ શાસ્ત્રગમ્ય અથવા ગુરૂગમ્યજ હોય બીજા મન્ત્રમાં જે 'મહામના' શબ્દ આવ્યો છે તેનો અર્થ એ છે કે, જેનુ મન મહત્ અર્થાત્ ગભીર હોય, અથવા જેનુ મન સાર ભાવને બીજાના કરતાં સારી રીતે સમજી શકે છે. 'અભિમાન માને' પોતાને મોટો પ્રવક્તા માનનાર. આ ખડના મન્ત્રોમાં આવેલા ઉક્ત શબ્દોના સાધારણ અર્થ અભિપ્રાય સમજવાને સારૂ આપવામાં આવેલા છે. ૧ ૭.



## ખંડ બીજો.



જે એકના જાણવાથી સર્વ કાંઈ જાણી જવાય છે એમ જે પ્રથમ કહેલુ હતુ તે બતાવે છે, યથા—

**सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । तद्धैक आहुरसदेवेदमग्र आसीदेकमेवाद्वितीयं तस्मादसतः सदजायत ॥ १ ॥**

**ભાવાર્થ**—હે સૌમ્ય ! સૃષ્ટિથી પહેલાં એ એક અદ્વિતીય સતજ હતુ. એ પ્રસિદ્ધ બ્રહ્મના વિષયમા કોઈ એક એવુ કથન કરે છે કે—આરભમા એક માત્ર અદ્વિતીય અસતજ હતુ તે અસતથી સત્ ઉત્પન્ન થયુ ૧

એ મતનો પ્રતિષેધ કરે છે, યથા—

**कुतस्तु खलु सोम्यैवꣳ स्यादिति होवाच कथमसतः सज्जायेतेति सत्त्वेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥२॥**

ભાવાર્થ—કિન્તુ હે સૌમ્ય! એમ કેવી રીતે થઈ શકે, અર્થાત્ સત્‌ની ઉત્પત્તિ અસત્‌થી કેવી રીતે થઈ શકે? તેથી હે સૌમ્ય! સૃષ્ટિની પૂર્વે એ એકમાત્ર અદ્વિતીય સત્‌જ હતુ, એમ આરૂણીએ કહ્યું. ૨.

तदैक्षत बहु स्यां प्रजायेयेति तत्तेजोऽसृजत तत्तेज ऐक्षत बहु स्यां प्रजायेयेति तदपोऽसृजत तस्माद्यत्र क्व च शोचति स्वेदते वा पुरुषस्तेजस एव तदध्यापो जायन्ते ॥ ३ ॥

ભાવાર્થ—તેણે જ્ઞાનપૂર્વક સંકલ્પ કર્યો કે—'હું બહુરૂપ થઈને પ્રગટ થાઉં' એ પ્રમાણે ઈક્ષણ કરીને તેણે તેજ ઉત્પન્ન કર્યું. તે તેજે ઈક્ષણ કર્યું. 'હું બહુ થઈ જાઉં નાના પ્રકારથી ઉત્પન્ન થાઉં' એ પ્રમાણે ઈક્ષણ કરીને તેણે જલને ઉત્પન્ન કર્યું. એજ કારણથી મનુષ્ય જે કોઈ સ્થાનમાં અથવા પરસેવાથી ભીનો થઈ જાય છે તે જલ તેજથીજ ઉત્પન્ન થાય છે. ૩.

ता आप ऐक्षन्त बह्व्यः स्याम प्रजायेमहीति ता अन्नमसृजन्त तस्माद्यत्र क्व च वर्षति तदेव भूयिष्ठमन्नं भवत्यद्भ्य एव तदध्यन्नाद्यं जायते ॥ ४ ॥

ભાવાર્થ—એ જલે ઈચ્છા કરી કે અમે બહુ થઈ જઈએ—અમે પ્રજાવાળા થઈ જઈએ. તેમણે અન્નને ઉત્પન્ન કર્યું. તેથીજ જ્યાં કંઈ વૃષ્ટિ થાય છે ત્યાં ઘણુ અન્ન થાય છે. એ અન્નાદ્ય જલથીજ ઉત્પન્ન થાય છે, અર્થાત્ જલથીજ તે અન્ન ખાવાને યોગ્ય થાય છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—હે પ્રિયદર્શન પુત્ર! આ સંપૂર્ણ નામરૂપાત્મક જગત્ ઉત્પત્તિના પહેલાં સત્ અદ્વિતીય બ્રહ્મરૂપજ હતુ. એ જગતના સ્થૂળ નામ-રૂપ કાંઈ પણ ન હોતાં. તથા નાસ્તિક શૂન્યવાદી બૌદ્ધ કહે છે કે ઉત્પત્તિથી પૂર્વે શૂન્ય-રૂપ અસત્‌જ હતુ. એ અસત્‌જ એક અદ્વિતીય રહ્યુ. અસત્‌નેજ કારણ માન-નારા શૂન્યવાદી હઠીલા છે, અને તેમનુ એ કહેવુ બિલકુલ યુક્તિ રહિત છે. જો અસત્‌નેજ કારણ માનવામાં આવે તો વન્ધ્યા પુત્રમાં પણ કારણતાપત્તિ થઈ જશે, અર્થાત્ એક કારણ દોષરૂપ થશે. તેથી અસત્‌રૂપ શૂન્યથી કાર્યોની ઉત્પત્તિ થતી નથી. તેને એમ સમજી લો કે 'સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદ રહિત અદ્વિ-

તીય બ્રહ્મજ ઉત્પત્તિ પહેલાં હતુ. સ્થૂળરૂપમાં નામ–રૂપ પ્રપંચ કાંઈ પણ ન હોતુ.

હવે એ સત્ય અદ્વિતીય બ્રહ્મના બોધને માટે નામ રૂપ પ્રપચની ઉત્પત્તિ કરવાના પરમાત્માના વિચારનું કહે છે—સત્યરૂપ પરમાત્માએ આ પ્રમાણે ચિંતન કર્યું.—'મારા વિના પ્રપંચ ઘણાં રૂપો વાળો થઈ શક્તો નથી, તેથી હું પરમાત્મા બ્રહ્મજ નાના રૂપોને પ્રાપ્ત થાઉં,એવુ ચિંતન કરીને માયાશબલ (માયામાં મળેલા) પરમાત્માએ આકાશાદિ પચ મહાભૂતોને ઉત્પન્ન કર્યા. જો કે આ છાન્દોગ્ય ઉપનિષદ્‌માં પૃથ્વી, જલ તથા તેજ એ ભૂતોની ઉત્પત્તિ કહી છે, વાયુ તથા આકાશની નહી. તોપણ તૈત્તિરીય શ્રુતિમાં આકાશાદિ પચ ભૂતોની ઉત્પત્તિ કહેલી છે. તથા વ્યાસજીએ તથા શ્રીશંકરાચર્યજીએ શારીરક નામના ભાષ્યના,દ્વિતીયાઅવિરોધાધ્યાયના ત્રીજા વિયત્ પાદમાં તૈત્તિરીય ઉપનિષદ્ અનુસાર પંચભૂતોત્પત્તિ કથન કરેલી છે. તેથી આ ઉપનિષદ્‌નો તૈત્તિરીય ઉપનિષદ્‌ની સાથે વિરોધ સમજવો નહી. એજ પ્રમાણે પરમાત્માએ આકાશ તથા વાયુને ઉત્પન્ન કરીને અજને ઉત્પન્ન કર્યું. તેજ ઉપહિત થએલા પરમાત્માએ ચિંતન કર્યું—'હું બહુ રૂપોવાળો થઈ જાઉં,' તથા ઉપહિત પરમાત્માએ જલને ઉત્પન્ન કર્યું લોકમા પણ પ્રસિદ્ધ છે કે જ્યારે ઘણો તાપ પડે છે ત્યારેજ વૃષ્ટિ થાય છે, એ કારણથી અગ્નિથી જલની ઉત્પત્તિ કહેલી છે. પુનઃ જલ ઉપહિત પરમાત્માની એકથી બહુ થઈ જવાની ઈચ્છાથી અન્ન શબ્દાર્થ પૃથ્વીને ઉત્પન્ન કરી. ૧૪.

વશેષ—'तदैक्षत' અહી 'ઐક્ષત એ ક્રિયા પ્રગટ કરે છે કે એ સત્ ચેતન છે, નહી કે અચેતન. અહીં પ્રકૃતિને અન્તર્યામી માનીને તેને શબલ રૂપમાં પ્રગટ કરેલો છે.. કોઈ કહે છે કે જલ તથા તેજ જડ હોવાથી ઈક્ષણ એટલે કે ઈચ્છા કરી શકે નહી. તેનો ઉત્તર છે કે અહીં ઉપચારથી એવુ કહેવામાં આવ્યુ છે, અથવા એમ પણ શકાય છે કે તેજમાં વ્યાપક બ્રહ્મે ઈક્ષણ અગર ઈચ્છા કરીને જલને તથા જલગત બ્રહ્મે પૃથ્વીને ઉત્પન્ન કરી, તેથી આ શાસ્ત્ર ઉપર જડગત દોષ આવતો નથી. ૧-૪.



# ખંડ ત્રીજો



. હવે જીવા દ્વારા આવિષ્ટ ભૂત કાર્યોની પરંપરાથી બ્રહ્મ કાર્યતા છે, એ કહેવાને સારૂ તેમનો અનુવાદ કરે છે, યથા—

**तेषां खल्वेषां भूतानां त्रीण्येव बीजानि भवन्त्यण्डजं जीवजमुद्भिज्जमिति ॥ १ ॥**

**ભાવાર્થ**—નિશ્ચયે કરીને એ પક્ષી આદિ ભૂતોનાં, પ્રાણિયોનાં ત્રણજ બીજ હોય છે, અંડજ, જીવજ તથા ઉદ્ભિજ. ૧.

**सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणीति ॥ २ ॥**

ભાવાર્થ—તે આ દેવતાએ જેનુ મતનામ હતુ તેણે ઇક્ષણ–સંકલ્પ કર્યો કે હવે હું એ ત્રણે ( તેજ, જલ, પૃથ્વી ) દેદીપ્યમાન ભૂતોમા જીવાત્મા રૂપથી અનુપ્રવેશ કરીને નામ અને રૂપની અભિવ્યક્તિ વિસ્તાર કરૂ ૨.

**तासां त्रिवृतं त्रिवृतमेकैकां करवाणीति सेयं देवतेमास्तिस्रो देवता अनेनैव जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरोत् ॥ ३ ॥**

ભાવાર્થ—તેનામાથી એક એક દેવતાને ત્રિવૃત્–ત્રિવૃત્ કરૂ એટલે કે દરેકને ત્રણ ત્રણ ગણા બનાવુ એવો વિચાર કરીને તે આ દેવતાઓએ નામ રૂપથીજ એ પણ દેવતાઓમાં અનુપ્રવેશ કરીને નામ તથા રૂપનું વ્યાકરણ કર્યું—અલગ અલગ કર્યા. ૩.

**तासां त्रिवृतं त्रिवृतमेकैकामकरोद्यथा नु खलु सोम्येमास्तिस्रो देवतास्त्रिवृत्त्रिवृदेकैका भवति तन्मे विजानीहीति ॥ ४ ॥**

**ભાવાર્થ**—તેમનામાથી દરેકને ત્રણ ત્રણ ગણા બનાવ્યા, હે સૌમ્ય ! જે પ્રકારે એ ત્રણે દેવતા એક એક કરીને પ્રત્યેક ત્રિવૃત્–ત્રિવૃત છે—દરેક ત્રણ ત્રણ ગણા છે. હવે એ મારાથી જાણ ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શ્વેતકેતો ! પૃથ્વી, જલ તથા તેજ એ ત્રણ ભૂતોને અનુસારજ એ, ઉદ્ભિજ તથા જરાયુજ એ ત્રણ ભતોમાં બીજ ઉત્પન્ન થયાં છે,

સ્વેદજ બે પ્રકારના છે, એક તો મશક મચ્છરાદિ રૂપ સ્વેદજ ઉદ્‌ભિજ રૂપ થઈ જાય છે, બીજા યૂકાદિ ( જુઆદિ ) રૂપ સ્વેદજ અંડજ રૂપ થઈ જાય છે. તેનાથી સ્વેદજનું જળના કાર્યથી ઉદ્‌ભિજ રૂપ તથા પૃથ્વીના કાર્યથી અંડજ રૂપ ગ્રહણ કરવું ગર્ભના ચર્મવાળા વેષ્ટનનુ નામ જરાયુજ છે. એ જરાયુજની જઠરાગ્નિ રૂપ તેજથી ઉત્પત્તિ છે તે કારણથી તેને તેજનું કાર્ય કહેવામાં આવે છે.

પરમાત્મા પૃથ્વી આદિ ત્રણ ભૂતોમાં પ્રવિષ્ટ થયા અને એવો વિચાર કરવા લાગ્યા કે—એ ત્રણ ભૂતોમાં હું પરમાત્મા જીવરૂપથી પ્રવેશ કરીને—નામ-રૂપને સ્પષ્ટ કરૂ. પ્રથમ એ ત્રણ ભૂતોના ત્રણ ત્રણ ભાગ કરૂં, એ ભૂતોના નવભાગ કરવાથી નામ રૂપ સ્પષ્ટ થઈ જશે.

એ પ્રમાણે વિચાર કરીને એ પરમાત્માએ એક-એક ભૂતના બે બે ભાગ કરીને પોત પોતાના ભાગને છોડીને બ્રુ મોટા ભાગોમાં મેળવીને ત્રિવૃત્ કરણ કર્યું એ ત્રિવૃત્ કરણ પંચીકરણનું ઉપલક્ષણ છે. એ રીતે ઉદ્દાલક પિતાએ નામરૂપ પ્રપંચની ઉત્પત્તિ ભૂતોથી વર્ણન કરી. ૧-૪.

**વિશેષ**—તેજ આદિની ઉત્પત્તિ દેખાડીને હવે આ ખંડમાં તેના પછી જીવિત સૃષ્ટિનું ઉત્પન્ન થવુ તથા તેના દ્વારા અલગ અલગ નામ રૂપનો વ્યવહાર દેખાડવામાં આવ્યો છે.

આ ખંડના બીજા મંત્રમાં सेयं देवतैक्षत'નો ભાવ છે કે—જો કે તેજ, જળ તથા અન્નને ઉત્પન્ન કરી દીધાં છે. તો પણ હજી ઘણા થવાનું પ્રયોજન પૂરૂ થયુ નથી તેથી તેણે ફરી વિચાર કર્યો. એ सा-इयं देवता ऐक्षत, તેનો અભિપ્રાય છે.

ઈંડાંથી ઉત્પન્ન થએલાંને અંડજ કહે છે, તેથી ઈંડુજ બીજ છે એ કહેવુ ઉચિત છે, તો પછી અંડજને બીજ કેમ કહેલુ છે ? શ્રુતિમાં અંડજનેજ બીજ બતાવેલુ છે, કારણ કે અંડજ આદિનો અભાવ હોવાથીજ તે જાતિની સંતતિનો અભાવ થઈ જાય છે, ઇડાં આદિના અભાવથી નહીં. તેથી અંડજ આદિનું બીજ અંડજ આદિજ છે. ૧-૪.



## ખંડ ચોથો



એ દેવતાઓનુ જે ત્રિવૃત્‌કરણ કહેવામાં આવ્યુ છે, તેનુ ઉદાહરણ આપવામાં આવે છે. જે એક દેશની પ્રસિદ્ધિ દ્વારા સંપૂર્ણ દેશની પ્રસિદ્ધિને કહેવામાં આવે છે તેનુ ઉદાહરણ કહે

यदग्ने रोहितꣳ रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादग्नेरग्नित्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ १ ॥

ભાવાર્થ—જે અગ્નિમા રક્ત રૂપ છે તે તેજનું રૂપ છે, જે શુક્લ રૂપ છે તે જળનું રૂપ તથા જે કૃષ્ણ રૂપ છે તે અન્નનુ—પૃથ્વીનુ રૂપ છે એ પ્રમાણે અગ્નિથી અગ્નિત્વ આગપણું નિવૃત્ત થઈ ગયુ કારણ કે, અગ્નિ રૂપ વિકાર વાણીથી કહેવાને સારૂ નામ માત્ર છે કેવળ ત્રણ રૂપ છે એટલુંજ સત્ય છે ૧

એજ પ્રમાણે—

यदादित्यस्य रोहितꣳ रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादादित्यादादित्यत्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ २ ॥

ભાવાર્થ—જે સૂર્યનો લાલ રંગ છે તે તેજનો રંગ છે જે શ્વેત રંગ છે તે જળનો છે તથા જે કાળો છે તે પૃથ્વીનો છે હવે સૂર્યનું સૂર્યપણું ચાલ્યુ ગયુ વિકાર નામ માત્ર છે—અલગ છે, જે વાણીનો આશ્રય છે, જે કાંઈ સત્ય છે, તે ત્રણ રૂપજ છે ૨

यच्चन्द्रमसो रोहितꣳ रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागाच्चन्द्राच्चन्द्रत्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ ३ ॥

ભાવાર્થ—ચદ્રમાનું જે રોહિત રૂપ છે, તે તેજનુ રૂપ છે જે શુક્લ રૂપ છે તે જળનુ છે તથા જે કૃષ્ણ રૂપ છે તે અન્નનુ છે એ પ્રમાણે ચદ્રમાનુ ચદ્રત્વ નિવૃત્ત થઈ ગયુ કારણ કે ચદ્રમા રૂપ વિકાર વાણી ઉપર અવલબિત નામ માત્ર છે, ત્રણ રૂપ છે, એટલું જ સત્ય છે ૩

यद्विद्युतो रोहितꣳ रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागाद्विद्युतो विद्युत्त्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ ४ ॥

ભાવાર્થ—જે વિદ્યુતમાં રક્ત રૂપ દેખાય છે. તે તેજનુ, જે શુકલ રૂપ દેખાય છે તે જળનુ તથા જે કૃષ્ણ રૂપ છે તે અન્ન-પૃથ્વીનુ છે. વિદ્યુતમાંથી વિદ્યુતપણુ' જતુ રહ્યું, કારણ કે વિકાર વાણીના આરંભ માત્ર નામ વાળો છે. ત્રણ રૂપજ સત્ય છે. ૪.

**एतद्ध स्म वै तद्विद्वाꣳस आहुः पूर्वे महाशाला महाश्रोत्रिया न नोऽद्य कश्चनाश्रुतममतमविज्ञातमुदाहरिष्यतीति ह्येभ्यो विदांचक्रुः ॥ ५ ॥**

ભાવાર્થ—પ્રાચીન સમયના મ્હોટા ગૃહસ્થ તથા મ્હોટા વેદવેત્તા જેમણે એ વાતને જાણી લીધી હતી તેમણે કહ્યું—'હવે અમે કોઈ એવી વસ્તુ નહી બતાવીએ કે જે અમે સાંભળેલી નથી તથા જાણી ન હોય. કારણ કે એના (ગુણ-રૂપોના જાણવા)થી તેમણે સર્વકાઈ જાણી લીધુ હતુ. ૫

કેવે પ્રકારે જાણી લીધુ છે—

**यदु रोहितमिवाभूदिति तेजसस्तद्रूपमिति तद्विदांचक्रुर्यदु शुक्लमिवाभूदित्यपाꣳ रूपमिति तद्विदांचक्रुर्यदु कृष्णमिवाभूदित्यन्नस्य रूपमिति तद्विदांचक्रुः ॥ ६ ॥**

ભાવાર્થ—જે કાંઈ લાલ રૂપ છે તેને તેમણે તેજનુ રૂપ જાણ્યુ, તે શુકલ રૂપ છે તે જલનું રૂપ છે, એવુ તેમણે જાણ્યુ. તથા જે કૃષ્ણ છે તે અન્નનુ રૂપ છે એવુ તેમણે જાણ્યુ છે. ૬.

**यदु विज्ञातमिवाभूदित्येतासामेव देवतानाꣳ समास इति तद्विदांचक्रुर्यथा नु खलु सोम्येमास्तिस्रो देवताः पुरुषं प्राप्य त्रिवृत्त्रिवृदेकैका भवति तन्मे विजानीहीति ॥ ७ ॥**

ભાવાર્થ—તથા જે વિજ્ઞાત જેવુ છે તે એ દેવતાઓનાજ સમુદાય છે, એવુ તેમણે જાણ્યુ. હે સૌમ્ય ! હવે તું મારી પાસેથી એ જાણ કે એ ત્રણે દેવતા જ્યારે પુરૂષને પ્રાપ્ત થાય છે, તે કેવે પ્રકારે તેમનામાંથી ત્રિવૃત-ત્રિવૃત થઈ જાય છે—દરેક ત્રણ ત્રણ ગણા થઈ જાય છે. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એના પિતાએ જ અગ્નિ, સૂર્ય, ચદ્રમા તથા વિજળી એ ચાર દ્રષ્ટાંત જગતના અપવાદને સારૂ કહ્યાં છે. જેમ, હે શ્વેતકેતો ! અગ્નિ આદિ ચારેમાં જે રક્ત રૂપ પ્રતીત થઈ રહેલુ છે તેજનું જાણવુ, જે શુકલ છે તે જલનુ તથા જે કૃષ્ણ છે તે અન્નનું અગર પૃથ્વીનુ છે. કારણ કે તેજ આદિના રૂપ વિના કાર્યભૂત અગ્નિ, સૂર્ય, ચંદ્ર તથા વિદ્યુત આદિ વિકાર, વાણી વડે કરીને સિદ્ધ છે. નામ માત્રથી પૃથક્ નથી પૃથક્ કરીને મિથ્યાજ છે. એ પ્રમાણે સંસારમાં જે જે પદાર્થ પ્રતીત થઈ રહેલા છે, તે તે સર્વ તેમનાં કારણ તેજ, જલ, પૃથ્વીનાં રૂપોથી પૃથક્ નથી. તેજ આદિ સર્વ પદાર્થોનું કારણ પરમ આત્મા છે. તે પરમાત્મા રૂપ કારણથી ભિન્ન કોઈ તેજ આદિ સિદ્ધ થતુ નથી. એ સત્ય પરમાત્મા રૂપ કારણના જ્ઞાનથી તેજ આદિ કાર્યનું જ્ઞાન થઈ જાય છે. એ પ્રમાણે એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન કહેલુ છે.

હવે આ વિષયમાં વિદ્વાનોના અનુભવનું વર્ણન કરે છે, યથા—હે શ્વેતકેતો! કોઈ વિદ્વાન્ કારણને સત્ય જાણીને હર્ષને પ્રાપ્ત થયેલા આ પ્રમાણે કહે છે— અમારા વિદ્યારૂપ કુલમાં જે મનુષ્ય ઉત્પન્ન થશે તેમાંનો કોઈ પણ મનુષ્ય અજ્ઞાત વસ્તુનુ કથન કરશે નહીં. પરંતુ કારણ રૂપ સત્યને જાણીને તથા કારણથી ભિન્ન કાર્યને મિથ્યા જાણીને જ્ઞાત વસ્તુનુંજ નિરૂપણ કરશે. ૧૭.

**વિશેષ**—અગ્નિ, જલ આદિ કોઈ મૌલિક પદાર્થ નથી એવી કોઈ ચીજ છે કે જેના મિશ્રણથી એ બને છે અગ્નિનુ અગ્નિપણુ કાંઈ તેનું સ્વતંત્ર નથી. કારણ કે અગ્નિ ત્રણ રૂપોનો વિકાર વિશેષ છે, તેના સિવાય બીજુ કાંઈ નથી. એ વાત સૃષ્ટિની આદિમાં જે આચાર્ય ઋષિયોએ બતાવી હતી તેનુજ આજનુ વિજ્ઞાન સમર્થન કરે છે.

સમસ્ત જગત્ ત્રિવૃત્કૃત છે, તથા અગ્નિની પેઠે, કેવલ ત્રણ રૂપ સત્ય છે તેમજ અગ્નિના અગ્નિત્વની પેઠે સંસારનુ સંસારત્વ પણ નિવૃત્ત થઈ ગયુ તથા અન્ન જલનું કાર્ય છે, તેથી જલજ સત્ય છે, અન્ન કેવલ વાચારભણ છે, તથા તેજનું કાર્ય જલ હોવાથી જલનું પણ વાચારંભણત્વજ છે તેજ જ સત્ય છે. અને તેજ પણ સત્નું કાર્ય છે, તેથી તેનુ પણ વાચારંભણત્વ છે, કેવળ સત્ જ સત્ય છે. અહી એજ અર્થ બતાવવો ઇષ્ટ છે કે—સત્ય કેવળ સત્ છે તથા તેને જાણનારાને કાંઈ પણ જાણવાનું બાકી રહેતુ નથી. ૧૭.

# ખંડ પાંચમો

**अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यमस्तन्माꣳसं योऽणिष्ठस्तन्मनः ॥ १**

ભાવાર્થ—હવે અન્ન ( પૃથ્વી ) ખાવામાં આવે છે, તે ત્રણ પ્રકારનું થઈ જાય છે તેનો સર્વથી સ્થૂળ ભાગ મળ બની જાય છે, જે મધ્યમ ભાગ છે તે માંસ બની જાય છે તથા જે સર્વથી સૂક્ષ્મ ભાગ છે, તે મન બની જાય છે. ૧.

**आपः पीतास्त्रेधा विधीयन्ते तासां यः स्थविष्ठो धातुस्तन्मूत्रं भवति यो मध्यमस्तल्लोहितं योऽणिष्ठः स प्राणः ॥ २॥**

ભાવાર્થ—પીધેલું પાણી ત્રણ ભાગમાં વિભક્ત થઈ જાય છે, તેનો જે સ્થૂલતમ ભાગ છે તે મૂત્ર બને છે, જે મધ્યભાગ છે તે રૂધિર તથા જે સૂક્ષ્મતમ ભાગ છે તે પ્રાણ બની જાય છે. ૨

**तेजोऽशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तदस्थि भवति यो मध्यमः स मज्जा योऽणिष्ठः सा वाक् ॥ ३ ॥**

ભાવાર્થ—ઘૃતાદિ તૈજસ રૂપ પદાર્થ ગ્રહણ કરવાથી તે ત્રણ પ્રકારના બની જાય છે. તેનો જે સ્થૂલ ભાગ છે તે અસ્થિ બની જાય છે, જે મધ્યભાગ છે તેની મજ્જા તથા જે સૂક્ષ્મતમ ભાગ છે તે વાક્ થઈ જાય છે ૩

કારણ કે વાત એવી છે કે—

**अन्नमयꣳ हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ४ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! મન અન્નમય છે—અન્નનું બનેલું છે, પ્રાણ જલમય છે તથા વાણી તેજોમયી છે એવું સાંભળીને શ્વેતકેતુએ કહ્યું—'ભગવન્ !

મને ફરી કહો—અધિક સ્પષ્ટ કરીને બતાવો. ત્યારે આરુણિ ઉદ્દાલકે-સારૂ, સૌમ્ય ! એવુ કહ્યું. ૪.

[વિ૦ વિ૦ ભાષ્ય—પ્રથમ બાહ્ય અગ્નિ ચદ્રાદિ સર્વે પદાર્થોમાં ભૂત કાર્યતાનુ વર્ણન કરીને પછી હવે સ્થૂલસૂક્ષ્મ શરીરોમાં પણ ભૂતકાર્યતાનુ વર્ણન કરે છે, જેમ—હે શ્વેતકેતો ! ભક્ષણ કરેલા અન્નના ઉદરમા જઇને ત્રણ ભાગ થાય છે, અન્નનો સ્થૂલ ભાગ છે તેની વિષ્ઠા, મધ્યભાગ માસ તથા સૂક્ષ્મ ભાગ મન બની જાય છે. એજ પ્રકારે પીધેલુ પાણી પણ સ્થૂળ મધ્ય સૂક્ષ્મ ભાગથી ક્રમશઃ મૂત્ર, રૂધિર તથા પ્રાણ બની જાય છે. તથા તેલ ઘૃતાદિ રૂપ તેજ પણ અસ્થિ મજ્જા તથા વાણીમા વિભક્ત થઇ જાય છે. તેથી અન્નનુ કાર્ય મન છે, જલનું કાર્ય પ્રાણ તથા અગ્નિનું કાર્ય વાણી છે જો કે અન્ય ઉપનિષદોમા ભૂતોના સાત્વિક ભાગનું કાર્ય મન, રાજસનુ પ્રાણ તથા આકાશના રાજસ ભાગનું કાર્ય વાક્ ઇદ્રિય કહી છે, તો પણ તેલ ઘૃતાદિ રૂપ તેજ વાગિન્દ્રિયની પુષ્ટિનો હેતુ છે. પ્રાણની સ્થિતિનો હેતુ જલ છે તથા મનની પુષ્ટિનો હેતુ અન્ન છે, તથા મન આદિ કાર્ય તો ભૂતોના સાત્વિક ભાગોનુ જ છે ૧૪.

[વિશેષ—સસારની પ્રત્યેક વસ્તુ અન્ન જળ તથા તેજ, એ ત્રણની બનેલી છે. તેથી જે કોઈ વસ્તુ જે કોઈ પ્રાણધારીથી ખાઈ શકાય છે, તેમા આ ત્રણેના ભાગ જણાય છે, પછી તેના વધારે ઓછા પ્રમાણ ગમે તેટલુ હોય

ઉપર કહેવામાં આવ્યુ છે કે—હે સૌમ્ય ! મન અન્નમય છે, પ્રાણ જલમય છે, તથા વાક્ તેજોમયી છે, અહી શકા થાય છે કે—કેવળ અન્ન ભક્ષણ કરનારા ઉદર આદિ વાક્ યુક્ત તથા પ્રાણવાન જોવામા આવે છે તથા સમુદ્રમા રહેનારા કેવળ જળમાત્ર ભક્ષક મત્સ્ય, મગરાદિ મન તથા વાણીથી યુક્ત હોય છે, એજ પ્રમાણે ઘૃતાદિ ન ખાનારાનું પણ પ્રાણવત્ત્વ તથા મનસ્વિત્વ અનુમાનથી જાણી શકાય છે તો પછી 'હે સૌમ્ય ! મન અન્નમય છે' ઇત્યાદિ કથન કેવી રીતે કહી શકાય ?

ઉત્તર એ છે કે—સર્વ કાઈ ત્રિવૃત્કૃત હોવાથી સર્વનું સર્વ વસ્તુઓમા હોવાનું સભવનીય છે કોઈ પણ જીવ અત્રિવૃત્કૃત અન્ન ભક્ષણ કરતો નથી તેમજ અત્રિવૃત્કૃત જળ કે તેજ પીતો કે ખાતો નથી તેથી કાઈ વિરોધ નથી ઇશ્વરની અગમ્ય અતકર્ય સૃષ્ટિમા કોઈ જીવ અગર વસ્તુમા વિશેષ શક્તિના વિકાસને જોઇને સામાન્ય સિદ્ધાતો ઉપર વિચાર કરવો જોઇએ ૧૪

# ખંડ છઠ્ઠો

શ્વેતકેતુને બતાવવાનું જે કહ્યુ હતુ, હવે તેનુ કથન કરે છે, યથા—

**दध्नः सोम्य मथ्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तत्सर्पिर्भवति ॥ १ ॥**

**ભાવાર્થ**—હે સૌમ્ય ! મથન કરેલા દહીંનો જે સૂક્ષ્મ ભાગ હોય છે તે ઉપર એકઠો થઈ જાય છે તે માખણ બને છે. ૧.

જેવુ કે આ દ્રષ્ટાંત છે—

**एवमेव खलु सोम्यान्नस्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तन्मनो भवति ॥ २ ॥**

**ભાવાર્થ**—બરાબર તેજ પ્રમાણે હે સૌમ્ય ! અન્ન જ્યારે ખાવામા આવે છે ત્યારે તેનો સર્વથી સૂક્ષ્મ ભાગ ઉપર તરી આવે છે તેનુ મન બની જાય છે ૨.

**अपाꣳ सोम्य पीयमानानां योऽणिमा स ऊर्ध्वः समुदीषति स प्राणो भवति ॥ ३ ॥**

**ભાવાર્થ**—પીધેલા પાણીનો જે સૂક્ષ્મ ભાગ છે, તે એકઠો થઈ ઉપર આવી જાય છે તે પ્રાણ થાય છે ૩

**तेजसः सोम्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति सा वाग्भवति ॥ ४ ॥**

**ભાવાર્થ**—હે સૌમ્ય ! ભક્ષણ કરેલા તેજનો જે સૂક્ષ્મ ભાગ છે તે એકત્ર થઇને ઉપર આવે છે અને તેજ વાણી થાય છે ૪.

તે પ્રકારે—

**अन्नमयꣳ हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ५ ॥**

**ભાવાર્થ**—મન અન્નમય છે, પ્રાણ જળમય છે, વાણી તેજોમયી છે ( આરૂણિનું એ કહેવુ સાંભળીને શ્વેતકેતુએ કહ્યું ) હે ભગવન્! મને ફરી સંભળાવો પિતાએ કહ્યું 'તથા અસ્તુ—અર્થાત્ એ સંભળીને આરૂણિએ કહ્યું—હે સૌમ્ય! સારૂ. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—શ્વેતકેતુએ પૂછ્યુ કે—હે ભગવન્! સૂક્ષ્મ જે મન આદિક છે તે સ્થૂલ અન્ન આદિકોનુ કાર્ય કેવી રીતે થઈ શકે છે? એ સાંભળી ઉદ્દાલકે ઉત્તર આપ્યો કે—હે સ્વપ્રિય દર્શન! જેમ દહીંનુ મથન કરવાથી સ્થૂળ દહીંમાંથી સૂક્ષ્મ ઘૃતની ઉત્પત્તિ થાય છે, તેમજ મન આદિ સૂક્ષ્મ પણ સ્થૂલ ભૂતો માંથી પ્રગટ થાય છે. જેમ સ્થૂળ દહીંના મધ્ય ભાગનુ ઘીણુ થાય છે તથા સ્થૂળ ભાગ તક્ર થાય છે, તેમજ સ્થૂળ ભૂતોના મધ્યમ સ્થૂળ ભાગોનુ પ્રથમ નિરૂપણુ કરવામા આવેલુ છે ૧૫

**વિશેષ**—ઉદ્દાલકે—હે સૌમ્ય! મન અન્નમય છે, પ્રાણ જલમય છે તથા વાક્ તેજોમયી છે એ પ્રમાણેનુ મારૂ કથન યથાર્થજ છે, એમ કહ્યું ત્યારે શ્વેતકેતુએ પૂછ્યુ કે—'આપના કથન અનુસાર જલ તથા તેજના વિષયમા તો ભલે સર્વ કાઈ એવુ થતુ હોય, પરતુ હજી સુધી મને એ વાતનો નિશ્ચય થતો નથી કે—મન અન્નમય છે તેથી હે ભગવન્! મને મનનુ અન્નમયત્વ ફરી દ્રષ્ટાંત દ્વારા સમજાવો એ સાભળીને પિતાએ પુત્રને સમજાવવાનો વાયદો કર્યો. ૧-૫



## ખંડ સાતમો



મન અન્નથીજ બનેલુ છે એ વાતને અન્વય-વ્યતિરેકથી બતાવે છે, યથા—

**षोडशकलः सोम्य पुरुषः पञ्चदशाहानि माऽशीः काममपः पिबापोमयः प्राणो न पिबतो विच्छेत्स्यत इति ॥ १ ॥**

**ભાવાર્થ**—હે સૌમ્ય! પુરૂષ સોળ કળાઓવાળો છે ( જો તું એને પૂર્ણ રૂપે જાણવાની ઈચ્છા રાખતો હોય તો ) તું પદર દિવસ સુધી ભોજન ન કરીશ, જલ ઈચ્છાનુસાર પીજે, પ્રાણજલ મય છે જલ પીવાથી તારા પ્રાણ શરીરથી પૃથક્ નહી થાય ૧.

પિતાએ એ પ્રમાણે કહ્યું ત્યારે—

स ह पञ्चदशाहानि नाऽऽशाथ हैनमुपससाद किं ब्रवीमि भो इत्यृचः सोम्य यजूꣳषि सामानीति स होवाच न वै मा प्रतिभान्ति भो इति ॥ २ ॥

ભાવાર્થ—એ શ્વેતકેતુએ પંદર દિવસ ભોજન કર્યું નહીં. તે પછી તે પિતા આરૂણિની પાસે ગયો જઈને કહ્યું—હે ભગવન્! શું બોલુ એટલે કે શું સંભળાવું? પિતાએ કહ્યું—ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ સંભળાવો. શ્વેતકેતુ એ કહ્યું—હે ભગવન્! મને તેમનું સ્મરણ થતુ નથી. ૨.

એ પ્રમાણે કહેતાં પિતાએ કહ્યું કે—આ વિષયમાં જે કારણ છે તે સાંભળ—

तꣳ होवाच यथा सोम्य महतोऽभ्याहितस्यैकोऽङ्गारः खद्योतमात्रः परिशिष्टः स्यात्तेन ततोऽपि न बहु दहेदेवꣳ सोम्य ते षोडशानां कलानामेका कलाऽतिशिष्टा स्यात्तयैतर्हि वेदान्नानुभवस्यशानाथ मे विज्ञास्यसीति ॥ ३ ॥

ભાવાર્થ—એ શ્વેતકેતુને ઉદ્દાલકે કહ્યું કે—હે સૌમ્ય! જેમ પ્રજ્વલિત ઘણા અગ્નિનો એક અંગારો ચિનગારી માત્ર શેષ રહે તેનાથી ઘણો દાહ થતો નથી, તેવીજ રીતે હે સૌમ્ય! તારી સોળ કળાઓમાંથી એક કળામાત્ર રહી ગએલી છે તેના દ્વારા તું વેદોનો અનુભવ કરી શક્તો નથી. ઠીક છે, જા. ભોજન કર. ત્યારે તું મારી વાત સ્પષ્ટ સમજી શકીશ. ૩.

એ પ્રમાણે કહ્યાથી—

स हाशाथ हैनमुपससाद तꣳ ह यत्किंच पप्रच्छ सर्वꣳ ह प्रतिपेदे ॥ ४ ॥

ભાવાર્થ—તેણે ભોજન કર્યું. તથા પછી તે આરૂણિની પાસે ગયો, ત્યારે તેને જે કાંઈ પૂછ્યુ તે સર્વ તેને ઉપસ્થિત થઈ ગયુ. ૪.

तथ्ं होवाच यथा सोम्य महतोऽभ्याहितस्यैकमङ्गारं खद्योतमात्रं परिशिष्टं तं तृणैरुपसमाधाय प्राज्वलयेत्तेन ततोऽपि बहु दहेत् ॥ ५ ॥

**ભાવાર્થ**—શ્વેતકેતુને ઉદ્દાલકે કહ્યું—હે સૌમ્ય ! જેમ પ્રજ્વલિત ઘણા ભારે અગ્નિની બચેલી એક ચિનગારી માત્ર છે, તેને તૃણથી સપન્ન કરીને સળગાવવામા આવે તો તે પોતાના પૂર્વ પરિમાણના કરતા અધિક દાહ કરી શકે છે. ૫.

एवथ्ं सोम्य ते षोडशानां कलानामेका कलाऽतिशिष्टाभूत्साऽन्नेनोपसमाहिता प्राज्वालीत्तयैतर्हि वेदाननुभवस्यन्नमयथ्ं हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति ॥ ६ ॥

**ભાવાર્થ**—હે સૌમ્ય ! તેજ પ્રમાણે તારી સોળ કળાઓમાંથી એક કળા જે શેષ રહેલી હતી તે અન્ન દ્વારા વર્ધિત થઈને પ્રજ્વલિત થઈ ગઈ, હવે તેનાથીજ તું વેદોનો અનુભવ કરી રહ્યો છે. કારણ કે, હે સૌમ્ય ! મન અન્નમય છે, પ્રાણ જલમય છે તથા વાક્ તેજોમયી છે. એ પ્રસિદ્ધ પિતાના ઉપદેશને શ્વેતકેતુ સમજી ગયો. તેણે સમજી લીધો. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે શ્વેતકેતો ! જો તારૂં મન અન્નનું કાર્ય છે, એ અર્થનો દૃઢ નિશ્ચય કરવાનો સકલ્પ હોય તો પદર દિવસ સુધી ભોજન ન કરીશ, પરતુ જલપાન તારી ઇચ્છા પ્રમાણે કરતો રહેજે જો જલ પીવાનું છોડી દઈશ તો શરીર રહી શકશે નહી હે સૌમ્ય ! એ મનોમય જીવ અન્નની શક્તિથી સોળ કળાવાળો કહેવાય છે અન્નના ભક્ષણથી ઉત્પન્ન થએલી જે મનની વૃત્તિયો છે, તે (વૃત્તિયો) જ કળા કહેવાય છે એ વૃત્તિયોથી વિશિષ્ટ પુરૂષ ષોડશ કળાવાળો કહેવાય છે

એ પ્રમાણે પિતાની આજ્ઞા માનીને પુત્રે પદર દિવસ સુધી ભોજન કર્યું નહી પિતાની પાસે ગએલા પુત્રને પિતાએ કહ્યું—હે પુત્ર ! તમે ગુરૂ પાસેથી જે ભણ્યા છો તે સભળાવો પુત્રે કહ્યું—હે ભગવન્ ! ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ જે મેં ગુરૂ પાસેથી શ્રવણ કર્યા હતા, તેમનામાથી મને એકનું પણ સ્ફુરણ થતું નથી. પિતાએ કહ્યું—હે પુત્ર ! જેમ મહાન પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠાદિકોને દગ્ધ કરીને

કેવળ ખદ્યોત ( આગિયા ) ના જેવો અંગારાના રૂપમાં શેષ રહી જાય છે. તેનાથી ઘણાં કાષ્ઠાદિકોનું દહન થઈ શકતુ નથી. તેજ પ્રમાણે પંદર દિવસ સુધી ભોજન ન કરવાથી તમારા મનની પંદર કળાઓનો નાશ થએલો છે, કેવળ એક કળા શેષ રહેલી છે. તેથી તમે મનથી કિંચિત્ પણ જાણતા નથી. હવે ભોજન કરો

પછી જ્યારે શ્વેતકેતુએ ભોજન કર્યું ત્યારે પિતાએ પૂછયુ હતુ તે સર્વ કહી સંભળાવ્યુ પિતાએ કહ્યું હે પુત્ર ! જેમ ખદ્યોતના સમાન અગ્નિની ચિનગારીમાં સૂકા ઘાસનો સંયોગ કરીને તેને પ્રજ્વલિત કર્યા પછી તે લાકડાંના ઢગલાને પણ બાળી નાખે છે, તેમજ આહારના કરવાથી તારા મનની કળા માત્ર એકજ રહી ગએલી હતી. હવે ભોજન કરવાથી અગ્નિની પેઠે એ સોળે કળા સાવધાન થઈ છે, તેનાથી તું હવે વેદોનું સ્મરણ કરી શકયો. એ રીતે પિતા ઉદ્દાલકે તેજ આદિનાં કારણ અદ્વિતીય પરમાત્મા તત્પદાર્થનું નિરૂપણ કર્યું. ૧-૬.

**વિશેષ**—ખાધેલા અન્નનો જે સૂક્ષ્મ ભાગ મનને શક્તિ પહોચાડે છે તેના સોળ વિભાગ છે, એજ ષોડશ અંશ કળા કહેવાય છે. અર્થાત્ ભક્ષણ કરેલા અન્નના સૂક્ષ્મતમ અંશે મનમાં શક્તિનો સંચાર કર્યો. એ મનની શક્તિના સોળ પ્રકારના જે વિભાગ છે તેનોજ પુરૂષની કળારૂપે નિર્દેશ કરવામાં અવેલો છે. મનમાં અન્ન દ્વારા ઉપચિત તથા સોળ ભાગોમાં વિભક્ત થએલી એ શક્તિથી સંયુક્ત, એ શક્તિવાળો દેહ તથા ઇંદ્રિયોના સંઘાત રૂપ જીવ વિશિષ્ટ પુરૂષ સોળ કળાવાળો કહેવાય છે, તે શક્તિના રહેવાથીજ પુરૂષ દ્રષ્ટા, શ્રોતા, મન્તા, બોધ્ધા, કર્તા, વિજ્ઞાતા તથા સમસ્ત ક્રિયાઓમાં સમર્થ થાય છે. તથા જેના ક્ષીણ થવાથી તેની શક્તિનો હ્રાસ થઈ જાયછે. લોકમાં મનોબળથી સંપન્ન પુરૂષ બળવાન જોવામાં આવે છે. કારણ કે અન્ન સર્વરૂપ છે, તેથી માનસિક બળ અન્નથીજ ઉત્પન્નન થાય છે. જેમ ચંદ્રમાની સોળ કળા પંદર દિવસ વધે છે અથવા ઘટે છે તેજ પ્રમાણે એ પુરૂષની કળા પણ પંદર દિવસ ભોજન ન કરવાથી ક્ષીણ થતી જાય છે, અને ભોજન કરવાથી વધતી પણ જાય છે. અહીં અન્તિમ મન્ત્રના અન્તમાં 'વિજજ્ઞૌ ઇતિ' એ પદોનું દ્વિરૂચ્ચારણ ત્રિવૃત્કરણ વિદ્યાના પ્રકરણની સમાપ્તિને સારૂ છે. ૧-૬.



# ખંડ આઠમો



ત્રિવૃત્કરણ વિષયક અવાંતર પ્રકરણને સમાપ્ત કરીને, ફરીથી સત્ વિષયનું અનુ-

સરણુ કરતાં મનનો લય થયા પછી સુષુપ્તિમાં જીવની સત્ સંપત્તિનું વર્ણન કરવાને સારૂ જે કહેવામાં આવ્યુ છે, તેને કહે છે, યથા—

**उद्दालको हाऽऽरुणिः श्वेतकेतुं पुत्रमुवाच स्वप्नान्तं मे सोम्य विजानीहीति यत्रैतत्पुरुषः स्वपिति नाम सता सोम्य तदा संपन्नो भवति स्वमपीतो भवति तस्मादेनꣳ स्वपितीत्याचक्षते स्वꣳ ह्यपीतो भवति ॥ १ ॥**

**ભાવાર્થ**—પ્રસિદ્ધ છે કે, અરૂણના પુત્ર ઉદ્દાલકે, પોતાના પુત્ર શ્વેતકેતુને કહ્યું કે—હે સૌમ્ય ! તું મારી પાસેથી સ્વપ્નાંત ( સુષુપ્તિ અથવા સ્વપ્નના સ્વરૂપ ) ને અર્થાત્ સુષુપ્તિ અવસ્થાની વિદ્યાને વિશેષ રૂપથી જાણી લે. જે અવસ્થામાં પુરૂષ 'સૂતો છે એવુ કહેવામાં આવે છે' તે કાળમાં હે સૌમ્ય ! તે સતથી સંપન્ન થાય છે, બ્રહ્મની સાથે મળી જાય છે એટલે કે પોતે પોતાના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. તેથીજ તેને 'સ્વપિતિ' કહે છે. કારણ કે તે સમયે તે સ્વ—પોતાનેજ, અપીત—પ્રાપ્ત થઈ જાય છે, અર્થાત્ પોતાના સ્વરૂપમાં લીન થઈ જાય છે. ૧.

એ પ્રકારનું ઉક્ત સત્સંપત્તિનુંજ દ્રષ્ટાંતથી બોધન કરે છે, યથા—

**स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशं दिशं पतित्वाऽन्यत्रायतनमलब्ध्वा बन्धनमेवोपश्रयत एवमेव खलु सोम्य तन्मनो दिशं दिशं पतित्वान्यत्रायतनमलब्ध्वा प्राणमेवोपश्रयते प्राणबन्धनꣳ हि सोम्य, मन इति ॥ २ ॥**

**ભાવાર્થ**—જેમ દોરીથી બાંધેલુ પક્ષી ચારેપાસ ઉડીને અન્યત્ર સ્થાનનો લાભ ન કરતાં પોતાના બન્ધન સ્થાનનોજ આશ્રય લે છે તેને તેજ આશ્રય ઉપર આવવુ પડે છે, તેજ પ્રમાણે નિશ્ચયજ હે સૌમ્ય ! આ મન દિશા—વિદિશાઓમાં જઇને અન્યત્ર સ્થાન ન મળતાં પ્રાણુનોજ આશ્રય લે છે. કારણ કે હે સૌમ્ય ! મન પ્રાણરૂપ બન્ધનવાળુ છે—પ્રાણુથી બંધાએલુ છે. ૨.

'સ્વપિતિ' એ નામની પ્રસિદ્ધિ દ્વારા જીવના સત્યસ્વરૂપ જગતના મૂળને પુત્ર પ્રતિ દેખાડીને અન્ન, જળ આદિ રૂપ કાર્ય કારણ પરંપરાથી [પણ જગતના મૂળભૂત સતને દેખાડવાની ઇચ્છાથી ઉદ્દાલકે કહ્યુ—

अशनापिपासे मे सोम्य विजानीहीति यत्रैतत्पुरुषोऽशिशिषति नामाप एव तदशितं नयन्ते तद्यथा गोनायोऽश्वनायः पुरुषनाय इत्येवं तदप आचक्षतेऽशनायेति तत्रैतच्छुङ्गमुत्पतितꣳ सोम्य विजानीहि नेदममूलं भविष्यतीति ॥ ३ ॥

ભાવાર્થ—હે સૌમ્ય ! ભૂખ તથા તરસના તત્ત્વને તું મારી પાસેથી જાણ. જે સમયે તે પુરૂષ 'અશિશિષતિ'—ખાવાની ઇચ્છા કરે છે, એવા નામવાળો થાય છે, અર્થાત્ ભૂખ્યો થાય છે, તો તે સમયે જલદી તેણે ભક્ષણ કરેલા અન્નને (જલ) લઈ જાય છે. તેનો અભિપ્રાય એ થયો કે, 'જ્યારે એમ કહેવામાં આવે છે કે—'ભૂખ્યો છે' જલ તેના ખાધેલાને પચાવી રહ્યું છે. જે પ્રમાણે લોકમાં ગાય લઈ જનારાને 'ગોયાન' ઘોડાને લઈ જનારાને 'અશ્વનાય' તથા પુરૂષને લઈ જનારા રાજા અગર સેનાપતિને 'પુરૂષનાય' કહે છે. તેજ પ્રમાણે જલને (જે અન્નને જીર્ણ કરેલા તથા ક્ષુધાનુ કારણ છે) 'અશનાયા' નામથી કથન કરે છે. હે સૌમ્ય ! એ જે (અન્નના પચવા આદિથી) અંકુર (શરીરરૂપ) નિકળે છે, વિશ્વાસ રાખો વિના મૂળ (કારણ) નથી થયુ, કારણ કાર્ય વિના સત્ કારણ થતુ નથી. ૩.

વડના અંકુરવત્ આ શરીર સમૂળ છે, તો તેના મૂળને કહો ? તેનો પિતા ઉત્તર આપે છે કે—

तस्य क्व मूलꣳ स्यादन्यत्रान्नादेवमेव खलु सोम्यान्नेन शुङ्गेनापोमूलमन्विच्छाद्भिः सोम्य शुङ्गेन तेजोमूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः ॥ ४ ॥

ભાવાર્થ—તેના મૂળ સિવાય અન્નના તથા ક્યાં (શુ) થઈ શકે છે ? એજ પ્રકારે હે સૌમ્ય ! અન્ન પણ એક અંકુર છે, તેના મૂળને પણ શોધ (ખોળતાં જાણીશ કે) તે જલ છે. એજ પ્રમાણે જલરૂપ કાર્ય દ્વારા 'તેજ' રૂપ મૂળને સમજો, એટલે તેજ રૂપ શુંગ (પુંજ) દ્વારા સદ્રૂપ મૂળનું અનુસંધાન કરો. બસ, હે સૌમ્ય !

આ સર્વ પ્રજાઓનુ ( વાસ્તવિક ) મૂળ સત્ છે. હાલ સ્થિતિ કાળમાં પણ તે સત્નું આશ્રિત છે. અને અન્તમાં સત્માં લીન થઈ જાય છે. ૪.

હવે જલ રૂપ અંકુર દ્વારા પણ સત્નું અનુસંધાન કરે છે, યથા—

**अथ यत्रैतत्पुरुषः पिपासति नाम तेज एव तत्पीतं नयते तद्यथा गोनायोऽश्वनायः पुरुषनाय इत्येवं तत्तेज आचष्ट उदन्येति तत्रैतदेव शुङ्गमुत्पतितꣳ सोम्य विजानीहि नेदममूलं भविष्यतीति ॥ ५ ॥**

ભાવાર્થ—હવે એ કથન કરે છે કે, જે કાળમાં પુરૂષ તરસ્યો થાય છે, ત્યારે તેજ જાતે પીધેલાને યથાસ્થાનમાં પહોચાડે છે. તેથી જે પ્રમાણે ગોનાય, અશ્વનાય તથા પુરૂષનાય કહેવાય છે, તેજ પ્રમાણે તે તેજને 'ઉદન્યા' કહેવામાં આવે છે. હે સૌમ્ય ! એ જલરૂપ મૂળથી શરીરરૂપ અંકુર ઉત્પન્ન થાય છે, એમ જાણ. તે એ મૂળ ( કારણ ) વગર બની શકતુ નથી. ૫.

**तस्य क्व मूलꣳ स्यादन्यत्राद्भ्योऽद्भिः सोम्य शुङ्गेन तेजो मूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठा यथा नु खलु सोम्येमास्तिस्रो देवताः पुरुषं प्राप्य त्रिवृत्त्रिवृदेकैका भवति तदुक्तं पुरस्तादेव भवत्यस्य सोम्य पुरुषस्य प्रयतो वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम् ॥ ६ ॥**

ભાવાર્થ—તેનું મૂળ જલના વગર બીજુ' ક્યાં હોઈ શકશે ? એજ પ્રકારે હે સૌમ્ય ! જલ પણ એક અંકુર છે, તેનાથી તું તેના મૂળનું અન્વેષણ કર. શોધતાં માલમ પડશે કે, એ તેજ છે. તેજને પણ એક અંકુર જાણ, તેના પણ મૂળને ખોળ, અને તે સત્ છે. બસ, હે સૌમ્ય ! આ સકળ પ્રજાઓનું મૂળ સત્ છે. એ સર્વ

સતને આશ્રયે છે તથા સતમાંજ લીન થઈ જાય છે. હે સૌમ્ય ! જે પ્રમાણે એ ત્રણે દેવતાઓ ( અન્ન, જલ તથા તેજ ) પુરૂષને પ્રાપ્ત થઇને,તેમનામાંનુ પ્રત્યેક ત્રિવૃત્-ત્રિવૃત્ એટલે કે ત્રણ ત્રણ ગણું થઈ જાય છે, કે જે પ્રથમ કહેવામાં આવેલુ છે. હે સૌમ્ય ! જ્યારે કોઈ પુરૂષ અહીંથી મરી જાય છે ત્યારે તેની વાણી મનમાં લીન થઈ જાય છે, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં તથા તેજ પરદેવતા ( સત્ ) માં પ્રતિષ્ઠિત થઈ જાય છે. ૫.

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ७ ॥

**ભાવાર્થ**—એ જે આ અણિમા છે, સૂક્ષ્મતા છે એ તદ્રૂપજ આ સર્વ છે ( આરૂણિ ઉદ્દાલકનું ઉપર્યુક્ત કથન સાંભળીને શ્વેતકેતુએ કહ્યું ) હે ભગવન્ ! મને ફરી સમજાવો. પિતાએ ઉત્તર આપ્યો ' તથાસ્તુ. હે સૌમ્ય !' એટલે કે બહુ સારૂ બેટા. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—'અદ્વિતીય પરમાત્માજ ત્વં પદાર્થ પ્રત્યક્ રૂપે છે' હવે એ અર્થનું નિરૂપણ કરે છે, જેમ કે હે શ્વેતકેતો ! આ જીવાત્મા સુષુપ્તિ અવસ્થામાં સદ્રૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. તેનાથી જીવ સુષુપ્તિમાં 'स्वपिति' નામવાળો કહેવાય છે. જેમ કોઈ બાજ કબૂતર–બુલબુલ આદિ પક્ષી દોરીમાં બંધાએલુ અનેક દિશાઓમાં ચલાયમાન થતુ નથી, આમ તેમ ઉડીને ફડફડાટ કરે છે, પરંતુ અન્ય સ્થાનમાં આશ્રયને પ્રાપ્ત ન થતાં પોતાના ખૂટીરૂપ સ્થાન ઉપરજ આવી જાય છે, તેમજ મન વિશિષ્ટ જીવ પણ જાગ્રત સ્વપ્નમાં ભ્રમણ કરતો કહીં આશ્રયને પામતો નથી, પણ સુષુપ્તિ બ્રહ્મકોટીને પ્રાપ્ત થાય છે. હે શ્વેતકેતો ! આ આત્મા વાસ્તવમાં ક્ષુધા પિપાસાથી રહિત છે, ભૂખ તરસ તો પ્રાણોનો ધર્મ છે. પ્રાણોની સાથેના અધ્યાસથી જાગ્રત સ્વપ્ન અવસ્થામાં એ પ્રાણોના ક્ષુત્ તૃટ્ ધર્માદિ વ્યર્થજ પોતાનામાં માની રાખ્યા છે. જ્યારે ભૂખ્યો માણસ અન્ન ખાય છે ત્યારે તેને જલપણ ભાવે કહીને લઈ જાય છે. તેથી જલનું નામ 'અશનાયા' છે. અશન–ભોજનને જે લઈ જાય તે. જે અશ્વોને પ્રાપ્તિ કરનારા 'અશ્વનાય' કહેવાય છે, ગાયોને લઈ જનારા 'ગોનાય', અન્નને લઈ જવાને કારણે જલને 'અશનાય' તથા તેજનું નામ શ્રુતિમાં 'ઉદન્યા' કહેલુ છે.

હે શ્વેતકેતો ! આ શરીરરૂપ કાર્યથી તેના કારણને જાણો, કારણ કે કારણ

દ્વારાજ કાર્યનું જ્ઞાન થાય છે. તેથી શરીરરૂપ કાર્ય દ્વારા કારણરૂપ અન્નનુ જ્ઞાન થાય છે. એ અન્નરૂપ કાર્યથી પૃથ્વીરૂપ કારણનો નિશ્ચય કરો. જલરૂપ કાર્યથી તેજરૂપ કારણનું અન્વેષણ કરો. તથા તેજરૂપ કાર્યથી તેનુ કારણ જે સદાત્મા બ્રહ્મ છે, તેનો નિશ્ચય કરો. આ સ્થાવર જંગમરૂપ સર્વ પ્રજા સત્ બ્રહ્મનુજ કાર્ય છે તથા સદ્રૂપ બ્રહ્મમાં સ્થિત છે. અને તેમાંજ લીન થઈ જાય છે. એ કારણથી સર્વ નામરૂપ પ્રપંચ આત્મરૂપ છે. એ સૂક્ષ્મ આત્માથી ભિન્ન કાંઈ પણ નથી. એ બ્રહ્મજ આત્મા છે. એ રીતે તમે બ્રહ્મજ છો.

આ સાંભળીને શ્વેતકેતુ શંકા કરે છે કે હે ભગવન્ ! ભલા, હું બ્રહ્મ કેવી રીતે છું ? હું પરિચ્છિન્ન ( અવ્યાપક ) છું, બ્રહ્મ તો વ્યાપક છે ? એ સાંભળીને પિતાએ સમાધાનરૂપ પ્રથમાભ્યાસનું આવી રીતે નિરૂપણ કર્યું—હે શ્વેતકેતો ! જ્યારે મનુષ્ય મરી જાય છે ત્યારે પ્રથમ નેત્રાદિ ઇંદ્રિય સહિત વાક્ ઇંદ્રિય મનમાં લય થઈ જાય છે, મન પ્રાણમાં, પ્રાણ પંચભૂતો સહિત જીવાત્મામાં તથા જીવાત્મા એ પંચભૂતો તથા માયા સહિત બ્રહ્મમાં લયભાવને પ્રાપ્ત થાય છે. એ કારણથી મરણ સમયે જીવ જે બ્રહ્મમાં એકતાને પ્રાપ્ત થાય છે તે બ્રહ્મ તુંજ છે. તથા નિત્ય સુષુપ્તિ અવસ્થામાં એ બ્રહ્મની સાથે અભેદ ભાવને પ્રાપ્ત થાય છે. પરિચ્છિન્નતા આદિક પણ કેવળ શરીરાદિ ઉપાધિએ કરીને છે, વાસ્તવમાં તું શુદ્ધ પૂરણ બ્રહ્મજ છે. તેથી આ પરિચ્છિન્ન દેહાદિકોમાંના અભિમાનનો ત્યાગ કરીને તારા શુદ્ધ રૂપ બ્રહ્મનું સ્મરણ કર. શ્વેતકેતુ શંકા કરે છે કે હે ભગવન્ ! જ્યારે કે સર્વ જીવ સુષુપ્તિ અવસ્થામાં બ્રહ્મમાં એકતાને પ્રાપ્ત થાય છે, ત્યારે સર્વ સાધારણ જીવોનો અનુભવ હોવો જોઇએ કે અમે બ્રહ્મની સાથે અભિન્ન એક થયા છીએ, અભેદ થઈ જાય તો તેનું જ્ઞાન ન હોય ? આ વિષયને મને અનુકુળ દૃષ્ટાંત આપીને સમજાવવાની કૃપા કરો. મારા પ્રશ્નનો સરળ ઉત્તર આપો. પિતાએ કહ્યું ઠીક. ૧-૭.

વિશેષ—'અન્ન શરીરનો મૂળ રસ છે,' તેનો ભાવ એ છે કે અન્ન જ્યારે ખાવામાં આવે છે ત્યારે તેને તેજ આપ જીર્ણ કરી દે છે, અને તે જઠરાગ્નિમાં જઇને એક પ્રકારનો રસ બની જાય છે, રસથી રૂધિર, રૂધિરથી માંસ, માંસથી ચરબી, ચરબીથી હાડકાં, હાડકાંથી મજ્જા તથા મજ્જાથી વીર્ય બને છે. બીજી પાસ સ્ત્રીએ ખાધેલા અન્ન રસ આદિકનું ક્રમથી રજ બને છે. રજ તથા વીર્ય એ બન્ને અન્નના કાર્ય છે. એ ઉભયના મેળથી નવુ શરીર બને છે અને તે પ્રતિદિન આહારથી વધે છે. જ્યારે પુરૂષ મરે છે ત્યારે પ્રથમ તેની વાણી બન્ધ થઈ જાય છે. તે બોલતો નથી પણ સમજે છે. પછી તેનું મન લીન થઈ જાય છે, તે કાંઈ સમજતો નથી, પણ

તેની છાતી ગરમ રહે છે. પછી જ્યારે તેજ લીન થઈ જાય છે ત્યારે તે ઠંડા થઈ સદાને સારૂ ચાલ્યો જાય છે.

"તત્ત્વમસિ" એ વેદાન્તનુ સર્વથી મોટુ વાક્ય, એ ચાર મહા વાકયોમાંનુ એક છે. એજ અદ્વૈતવાદનો સ્તંભ મનાય છે. એ મહાવાક્યોના વિષયમાં અનેક વાદિયોના પરસ્પર ઘણા વિચાર થએલા છે. જે અહી વિસ્તાર ભયથી બતાવવામાં આવતા નથી.

આ 'તત્ત્વમસિ" મહાવાકય અહીં નવવાર સમજાવવામાં આવેલુ છે. તે ઉપરથી મહત્વ પાઠકોને સમજાશે. ૧-૭.

——❀❀❀——

## ખંડ નવમો



પ્રતિદિન સતને પ્રાપ્ત થઇને પણ પ્રજા એ જાણતી નથી કે હું સતને પ્રાપ્ત થયો. તેનુ દ્રષ્ટાંત કહે છે, યથા—

**यथा सोम्य मधु मधुकृतो निस्तिष्ठन्ति नानात्ययानां वृक्षाणाꣳ रसान्समवहारमेकताꣳ रसं गमयन्ति ॥ १ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! જે પ્રમાણે મધ બનાવનારી માખિયો સમૂહ બનીને, નાના ગતિયો વાળી—વિવિધ દિશાઓમાં સ્થિત—વૃક્ષોનો રસ લાવીને—એકઠો કરીને તેને એક રૂપમાં રસ બનાવી દે છે ૧.

**ते यथा तत्र न विवेकं लभन्तेऽमुष्याहं वृक्षस्य रसोऽस्म्यमुष्याहं वृक्षस्य रसोऽस्मीत्येवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सति संपद्य न विदुः सति संपद्यामह इति ॥ २ ॥**

ભાવાર્થ—તે રસ જેમ મધુમા આ પ્રકારે વિવેક—વિવેચનનથી કરી શકતો કે—'હું અમુક વૃક્ષનો રસ છું, હું એ વૃક્ષનો રસ છુ. હે સૌમ્ય ! તેજ પ્રમાણે ( સુષુપ્તિમાં અગર મરણાતર ) સર્વજીવ સતમા લીન થઈ જાય છે ત્યારે તેઓ એ નથી જાણતા કે, અમે સતમાં લીન થયા છીએ. ૨.

તેઓ પોતાની સદ્રૂપતા જાણ્યા વગરજ સતને પ્રાપ્ત થાય છે, તેથી—

**त इह व्याघ्रो वा सिꣳहो वा वृको वा वराहो वा कीटो**

वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद्भवन्ति तदा भवन्ति ॥ ३ ॥

**ભાવાર્થ**—તેઓ આ જગાએ—આ લોકમાં—વ્યાઘ્ર, સિંહ, ઘેટાં, ભૂંડ, કીડા, પતંગ, ડાંસ અથવા મચ્છર જે જે પણ (સુષુપ્તિ આદિથી પહેલાં) હોય છે, તેજ પુનઃ થઈ જાય છે. ૩.

જેમાં પ્રવેશ કરીને સાધારણ પ્રજા તો પાછી આવે છે, સત્યાત્માના અભિનિવેશી (તેમાં આગ્રહ રાખનાર) પાછા નથી આવતા એ કહે છે, યથા—

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ४ ॥

**ભાવાર્થ**—તે જે આ અણિમા-સૂક્ષ્મતા છે એ તદ્ રૂપજ આ સર્વ છે અર્થાત્ સૂક્ષ્મજ સર્વનું મૂળ છે. તે સત્ય છે, તે આત્મા છે તથા હે શ્વેતકેતો ! તેજ તું છે. (ઉદ્દાલકની વાત સાંભળીને શ્વેતકેતુએ કહ્યું) ભગવન્ ! મને ફરી સમજાવો. પિતાએ ઉત્તર આપ્યો 'તથાસ્તુ' હે સૌમ્ય ! ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ પ્રમાણેના પ્રશ્નને સાંભળીને પિતા બીજા અભ્યાસનું કથન કરે છે. હે પુત્ર ! જેમ નાના વૃક્ષોના રસને મક્ષિકા મધુમાં એકત્ર કરે છે એ રસોને એ જ્ઞાન નથી હોતુ કે—અમે અમુક વૃક્ષનો રસ છીએ, તથા જેમ કોઈના ઘરમાં ભૂમિમાં ખજાનો દાટેલો રહે છે પણ તેને તેની ખબર હોતી નથી, તેમજ તમે નિત્ય સુષુપ્તિ અવસ્થામા બ્રહ્મની સાથે એકતાને પ્રાપ્ત થાઓ છો, પરંતુ અજ્ઞાનના સદ્ભાવથી તમને 'અમે બ્રહ્મથી અભિન્ન છીએ', એ જ્ઞાન થતુ નથી; તથા જ્ઞાનનું સાધન મન આદિના અભાવથી પણ સુષુપ્તિમાં જ્ઞાન થતુ નથી, તથા અવિદ્યા કર્મવાસનાઓ વ્યાઘ્ર, સિંહ, ખડ, વરાહ. કીટ, પતંગ, દંશ તથા મશક આદિ, પોતાનાં શરીરોને કર્માનુસાર સર્વ જીવ પ્રાપ્ત થાય છે. એવુ શુદ્ધ બ્રહ્મ તમારૂ સ્વરૂપ છે, તેનો નિશ્ચય કરો. ૧-૪.

**વિશેષ**—ચોથા મંત્રના અંતમાં પોતાના પિતાને શ્વેતકેતુએ જે એમ કહ્યું કે—'હે ભગવન ! આપ મને ફરી સમજાવો'. એ શંકાનો અભિપ્રાય એ છે કે—શ્વેતકેતુ કહે છે કે, હે પિતાજી ! સુષુપ્તિ અવસ્થામાં તથા મરણાવસ્થામાં, સર્વની

બ્રહ્મની સાથે એકતા થઈ જાય છે, એ તો હું સમજ્યો. પરંતુ જ્યારે કોઈ પુરૂષ પોતાના ઘરમાં સુવે છે તથા સવારમાં ઉઠીને પાછો કોઈ બીજા ગામમાં જાય છે. ત્યારે તે જાણે છે કે—હું મારે ઘેરથી આવ્યો છું. ત્યારે એવુ ક્યુ કારણ છે કે આ પ્રજાઓ સત્‌થી આવીને પણ નથી જાણતી કે અમે સત્‌થી ( અમારે ઘેરથી ) આવ્યા છીએ ? અર્થાત્—જેમ સુષુપ્તિ અવસ્થામાં અમે બ્રહ્મની સાથે અભિન્ન થયા હતા, હવે તે બ્રહ્મથીજ અમે આગમન કરેલુ છે, એવુ જાગ્રતમાં સ્મરણ હોવુ જોઇએ, પણ તે થતુ નથી તેનાથી પ્રતીત થાય છે કે—'હું બ્રહ્મ નથી' તે કારણથી મને ફરીથી સમજાવો. ૧-૪.



## ખંડ દશમો



આ વિષયમાં દ્રષ્ટાંતને શ્રવણ કર, જે પ્રમાણે—

**इमाः सोम्य नद्यः पुरस्तात्प्राच्यः स्यन्दन्ते पश्चात्प्रतीच्यस्ताः समुद्रात्समुद्रमेवाभियन्ति समुद्र एव भवति ता यथा तत्र न विदुरियमहमस्मीयमहमस्मीति ॥ १ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! પૂર્વ દિશા તરફ જનારી નદિયો પૂર્વ બાજુએ વહે છે, તથા પશ્ચિમ બાજુએ જનારી નદિયો પશ્ચિમ તરફ વહે છે. તેઓ સમુદ્રમાંથી નિકળીને પાછી સમુદ્રમાંજ મળી જાય છે, તે સમુદ્રજ થઈ જાય છે ( મેઘ સમુદ્રમાંથી ખેંચીને પાણીને અંતરિક્ષમાં લઈ જાય છે, ત્યાંથી વરસે છે, પાછી નદિયો થઈને વહીને સમુદ્રમાં મળી જાય છે, પાછી ત્યાંથી ખેંચાય છે, પાછી વૃષ્ટિ અને પાછી નદિયો દ્વારા સાગરમાં ) એ નદિયો એ સમુદ્રને પ્રાપ્ત થઈને, એ નથી જાણતી કે—'આ હું છું, આ હું છું. ૧.

**एवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सत आगस्य न विदुः सत आगच्छामह इति त इह व्याघ्रो वा सिꣳहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद्भवन्ति तदा भवन्ति ॥ २ ॥**

ભાવાર્થ—એજ પ્રકારે નિશ્ચયે કરીને હે સૌમ્ય ! એ સર્વ પ્રજા સત્ સ્વરૂપ બ્રહ્મમાંથી આવીને એ નથી જાણતી કે—અમે સત્‌માંથી આવી છીએ આ લોકમાં જે વ્યાઘ્ર, સિંહ, શૂકર, કીટ, પતંગ, ડાંસ અથવા મચ્છર જે પણ જીવ હોય છે તેજ પાછા બની જાય છે ૨.

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

ભાવાર્થ—તે જે આ સૂક્ષ્મતા છે, તે સર્વ કાંઈ આનાથીજ આત્માવાળુ છે, તે સત્ય છે, તે આત્મા છે, હે શ્વેતકેતો ! તેજ તું છે. પુત્રે કહ્યુ—હે ભગવન્ ! મને ફરી સમજાવો. પિતાએ ઉત્તર આપ્યો—ઘણુ સારૂ. સૌમ્ય ! ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—આ શંકાના સમાધાનને સારૂ પિતા ત્રીજા અભ્યાસનું કથન કરે છે—હે પુત્ર ! જેમ પ્રાણિયોનાં કર્મો દ્વારા પ્રેરાએલો મેઘ સમુદ્રમાંથી જલ ગ્રહણ કરીને દેશાંતરોમાં વરસાવે છે, તે જલ નદીના રૂપમાં સાગર તરફ જાય છે, એ નદિયો પોતાના વાસ્તવિક સમુદ્ર-રૂપને જાણતી નથી તેમજ તમે પણ અદ્વિતીય બ્રહ્મ રૂપ છો, કેવળ ઉપાધિએ કરીને તમે પરિચ્છિન્નતાને પ્રાપ્ત થઈ રહ્યા છો. હવે તમે દેહાદિ ઉપાધિનો ત્યાગ કરીને તમારા શુદ્ધ રૂપનો નિશ્ચય કરો. તમે નિર્વિકાર બ્રહ્મ રૂપ છો. ૧ ૩.

વિપશે—ત્રીજા મંત્રના અંતમા 'ભૂય એવ યા ભગવન્, વિજ્ઞાપયતુ ઇતિ' ફરી મને સમજાવો એ કથનનુ એ તાત્પર્ય છે કે, ઉદ્દાલકને શ્વેતકેતુએ કહ્યું—હે ભગવન્ ! નદિયોના દૃષ્ટાંતમાં મને સદેહ છે જેમ નદિયો સમુદ્રમા લય ભાવને પ્રાપ્ત થઇને નષ્ટ થઈ જાય છે, તેમજ જીવનો પણ નાશ થઈ જશે. એ વિનાશી જીવની બ્રહ્મની સાથે એકતા નથી બની શકતી તથા આ નામ રૂપ પ્રપચ પણ એ સદ્‌રૂપ બ્રહ્મથી ઉત્પન્ન થયો છે તેથી આ પ્રપચ પણ સત્ય હોવો જોઇએ. તાત્પર્ય એ છે કે જેમ તરંગ, ફીણ તથા પરપોટા જે પાણીમાંથી ઉઠે છે અને પાછા પાણીમા લીન થઈ નષ્ટ થઈ જાય છે પરતુ આ પ્રજાઓ સત્‌માંથી આવીને સુષુપ્તિમાં, મરણમા તથા પ્રલયમા, સત્‌મ જ લીન થઈ કેમ નષ્ટ થઈ જતી નથી ? એ મને ફરી સમજાવો. ૧-૩.

——※——

# ખંડ અગિયારમો

જીવના નાશ ભાવને દ્રષ્ટાંતથી કહે છે, યથા—

**अस्य सोम्य महतो वृक्षस्य यो मूलेऽभ्याहन्याज्जीवन् स्रवेद्यो मध्येऽभ्याहन्याज्जीवन्स्रवेद्योऽग्रेऽभ्योहन्याज्जीवन्स्रवेत्स एष जीवेनात्मनानुप्रभूतः पेपीयमानो मोदमानस्तिष्ठति ॥ १ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! જો કોઈ આ ( સામેના ) વડના ઝાડનાં મૂળ ઉપર ઘાકરે તો તે જીવતુ રહીનેજ વહ્યા કરશે ( અર્થાત્ તેમાંથી રસવહેશે પણ સુકાઈ નહી જાય ) જો મધ્યમાં આઘાત કરે તો પણ તે જીવિત રહેશે અને રસ ઝરતો રહેશે તથા જો કોઈ તેની ટોચ ઉપર ઘાકરે તો પણ તે જીવતુ રહેશે. એ વૃક્ષ જીવતુ રહીને, આત્માથી વ્યાપ્ત થયુ ( તથા પુષ્ટિ કારક રસોને ) પૂરી રીતે પીતુ લીલુને લીલુ રહીને ઉભુ રહેશે. ૧.

**अस्य यदेकाᳬ शाखां जीवो जहात्यथ सा शुष्यति द्वितीयां जहात्यथ सा शुष्यति तृतीयां जहात्यथ सा शुष्यति सर्वं जहाति सर्वः शुष्यत्येवमेव खलु सोम्य विद्धीति होवाच ॥ २ ॥**

ભાવાર્થ—પરતુ જ્યારે તેની એક શાખાને જીવ છોડી દે છે ત્યારે તે સુકાઈ જાય છે. જો બીજીને છોડી દે તો તે સુકાઈ જાય છે તથા ત્રીજીને છોડી દે તો તે પણ સુકાઈ જાય છે. એજ પ્રમાણે આખા વૃક્ષને છોડી દે તો આખુ વૃક્ષ સુકાઈ જાય છે. ૨.

જીવથી યુક્ત વૃક્ષ સુકાતુ નથી, રસપાન કરતુ રહે છે, પણ જીવથી રહિત થતાં તે મરી જાય છે, રસ પણ પી શકતુ નથી. વૃક્ષના દ્રષ્ટાંતથી એજ કહેવામાં આવ્યુ છે, યથા—

जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियत इति स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत् सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

ભાવાર્થ—હે સૌમ્ય ! એ જ પ્રમાણે નિશ્ચય કરીને તું જાણ કે—જીવથી પૃથક્ થએલુ આ શરીર મરી જાય છે, જીવ નથી મરતો. આરૂણિએ એવુ કહ્યું. એટલે એ સૂક્ષ્મના કે જે સર્વનું મૂળ છે તેજ સર્વકાંઈ છે તેથીજ આત્માવાળા છે, તે સત્ય છે, તે આત્મા છે, તે તું છે હે શ્વેતકેતો ! આરૂણિના એમ કહ્યા પછી શ્વેતકેતુએ કહ્યું—હે ભગવન્ ! મને ફરી સમજાવો. એ સાંભળીને આરૂણિએ કહ્યુ—'સારૂ પ્રિયદર્શન ' ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉક્ત શકાની નિવૃત્તિને સારૂ પિતા ચતુર્થ અભ્યાસને કહે છે. હે શ્વેતકેતો ! જેમ આ વૃક્ષના મૂળદેશમાં કુહાડી આદિનો પ્રહાર કરવાથી રસ નિકળે છે, મધ્યમાં પ્રહાર કરે તો પણ રસ નિકળે છે તથા વૃક્ષના અગ્રભાગમાં પ્રહાર કરે તો પણ રસ નિકળે છે, તેનાથી પ્રતીત થાય છે કે, તે વૃક્ષ નિશ્ચય જ જીવ સહિત છે. તથા તે વૃક્ષ શરીરવાળો જીવ જ્યારે એક શાખાને તજી દે છે, ત્યારે તે શાખા સુકાઈ જાય છે બીજી શાખાને ત્યાગતા તે પણ સુકાઈ જાય છે, તથા એજ પ્રમાણે ત્રીજી પણ જ્યારે જીવ સર્વ વૃક્ષ શરીરનો ત્યાગ કરે છે ત્યારે આખુ વૃક્ષ સુકાઈ જાય છે. તેમજ આ જીવાત્મા મનુષ્ય દેહાદિકોનો ત્યાગ કરીને બીજા દેહને ગ્રહણ કરે છે જીવનો કદી નાશ થતો નથી. કેવળ કર્મો કરવાથી પ્રાપ્ત થએલા આ સ્થૂળ દેહનોજ નાશ થાય છે. એ નિત્ય જીવાત્મા બ્રહ્મ રૂપજ છે. બ્રહ્મથી ઉત્પન્ન થએલુ જે નામ રૂપ જગત્ છે તે રજ્જુ-સર્પની પેઠે મિથ્યા છે, સત્ય નથી. જેમ રજ્જુથી ઉત્પન્ન થએલો સર્પ મિથ્યાજ છે, સત્ય કહેવાતો નથી, તેમજ બ્રહ્મથી ઉત્પન્ન થએલો પ્રપચ મિથ્યા છે, સત્ય નથી. એ કારણથી હે શ્વેતકેતો ! તમે પોતાના અદ્વૈત ભાવને ગ્રહણ કરો. ૧૩

વિશેષ—આ ખડના ત્રીજા મત્રના અતમાં જે કહેવામાં આવ્યુ છે કે—'હે ભગવન્ ! મને ફરી સમજાવો'. તેનું તાત્પર્ય એ છે કે—પિતાને પુત્રે કહ્યુ કે—હે ભગવન્ ! આ સૂક્ષ્મ બ્રહ્મથી આ સ્થૂળ પ્રપંચ કેવી રીતે ઉત્પન્ન થાય છે ? તથા બ્રહ્મ આ સ્થૂળ જગતનો આધાર પણ કેવી રીતે છે ? સ્થૂળ મૃતિકાજ ઘટને

ઉત્પન્ન કરે છે. પરમાણુથી ઘટની ઉત્પત્તિ જોવામાં આવતી નથી. તથા સૂક્ષ્મ પરમાણુને આશ્રયે રહીને પણ ઘટની સ્થિતિ બની શકતી નથી; પરતુ સ્થૂળ મૃતિકા થીજ તે થાય છે. તેથી એ સૂક્ષ્મ બ્રહ્મ જગતનુ કારણ તથા આશ્રય કદાપિ બની શકતું નથી. તેથી મારી શંકાનુ સમાધાન કરીને સમજાવો.

આ ખંડના ત્રીજા મંત્રમાં 'स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वम्—એ જે અણિમા છે, તે તદ્ રૂપજ'આ સર્વ છે.' એમ કહેલુ છે. તેનો અર્થ એ થાય છે કે—આ સર્વ જગતનું કારણ બ્રહ્મ છે, તે કેવી રીતે ? જેમ રજ્જુ સર્પનુ વિવર્ત છે તેમજ બ્રહ્મ જગતનું વિવર્ત છે 'સત્ય અધિષ્ઠાનનુજ મિથ્યા રૂપે પ્રતીત થવુ', એ વિવર્ત છે. જગત્, બ્રહ્મનું જો પરિણામ હોત તો જગત્ સત્ય હોત, જેમ દૂધ વાસ્તવિક રીતે દધિ રૂપતાને પ્રાપ્ત થાય છે. તે દૂધથી દહીં ભિન્ન છે પણ દૂધના જેવીજ તેની સત્તા છે. તેજ પ્રમાણે નિરવયવ બ્રહ્મનુ આ જગત્ પરિણામ નથી બની શકતુ. હા, વિવર્તતો નિરવયવ આકાશમાં પણ નીલ રૂપ તથા કઢાઈના આકારના રૂપથી પ્રતીતા થાય છે. તેથી જેમ રજ્જુ સર્પમા સર્પ મિથ્યા ઉત્પન્ન થાય છે તથા જેમ આકાશમાં મિથ્યા નીલ રૂપાદિ પ્રતીત થાય છે તેમજ બ્રહ્મથી મિથ્યાજ ઉત્પન્ન થએલુ જગત્ બ્રહ્મમાંજ પ્રતીત થાય છે. એ કારણથી હે શ્વેત-કેતો ! તમે પોતાના સ્વરૂપાનુસંધાનમાં લાગી જાઓ. ૧-૩.



## ખંડ બારમો



સૂક્ષ્મ; સ્થૂળનું કારણ છે, તેનુ દ્રષ્ટાંતથી વર્ણન કરે છે, યથા—

**न्यग्रोधफलमत आहरेतीदं भगव इति भिन्धीति भिन्नं भगव इति किमत्र पश्यसीत्यण्व्य इवेमा धाना भगव इत्यासामङ्गैकां भिन्धीति भिन्ना भगव इति किमत्र पश्य सीति न किंचन भगव इति ॥ १ ॥**

ભાવાર્થ—આ ( જે સામે છે ) વડનુ એક ફળ લઈ આવો.
( શ્વેતકેતુએ કહ્યું )—ભગવન્ ! આ લાવ્યે ( લ્યે' )

( આરૂણિએ કહ્યું )—તેને ફોડ
( શ્વેતકેતુએ કહ્યું )—ભગવન્ ! ફોડી નાંખ્યુ.
( આરૂણિએ કહ્યું )—તેમાં શું દેખે છે ?
( શ્વેતકેતુએ કહ્યું )—ભગવન્ ! તેમાં અતિ સૂક્ષ્મ દાણા છે.
( આરૂણિએ કહ્યું )—પ્રિય ! ઠીક, તો તેમનામાંથી એકને ફોડ.
( શ્વેતકેતુએ કહ્યું )—હે ભગવન્ ! ફોડયુ
( આરૂણિએ કહ્યું )—તેમાં શું દેખે છે ?
( શ્વેતકેતુ બોલ્યો )—ભગવન્ ! કાંઈ પણ નહી. ૧.

**तꣳ होवाच यं वै सोम्यैतमणिमानं न निभालयस एतस्य वै सोम्यैषोऽणिम्न एवं महान्न्यग्रोधस्तिष्ठति श्रद्धत्स्व सोम्येति ॥ २ ॥**

ભાવાર્થ—ત્યારે એ શ્વેતકેતુને આરૂણિએ કહ્યું—હે સોમ્ય ! આ વડના વૃક્ષની જે સૂક્ષ્મતાને તું નથી દેખી શકતો, હે સોમ્ય ! તે અણુમાનુંજ આ આટલુ મોટુ વડનું વૃક્ષ છે જે અહી ઉભેલુ છે. હે સોમ્ય ! તું એ વાતમાં શ્રદ્ધા રાખ. ૨.

**स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥**

ભાવાર્થ—એ જે આ સૂક્ષ્મતા છે, આ સર્વકાંઈ તેનાથીજ આત્માવાળુ છે, તે સત્ય છે, તે આત્મા છે, તે તુ છે, હે શ્વેતકેતો ! આરૂણિની વાત સાંભળીને શ્વેતકેતુએ કહ્યું—'ભગવન્ ! મને ફરી ઉપદેશ કરો. ત્યારે આરૂણિએ કહ્યું—સારૂ, સોમ્ય ! ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉક્ત સંદેહની નિવૃત્તિને સારૂ પિતા પંચમ અભ્યાસનું વર્ણન કરે છે—હે પુત્ર ! આ વડ વૃક્ષ ઉપરથી કોઈ સારૂ ફળ લાવ, આજ્ઞા મળતાંજ શ્વેતકેતુ ફળ લઇ આવ્યો. પિતાએ કહ્યું—તે ફળને ફોડી નાંખ. શ્વેતકેતુએ ફોડી નાખ્યુ. પિતાએ કહ્યું—એ ફોડેલા ફળમાં શું જણાય છે ? પુત્રે ઉત્તર આપ્યો—અતિ ઝીણાં ઝીણાં બીજ દેખાય છે. પિતાએ કહ્યુ—એ સૂક્ષ્મ બીજોમાંના એકને ફોડ. પુત્રે એકને ફોડયુ. પિતાએ કહ્યું—એ ફુટેલા બીજમાં તું શું

દેખે છે ? પુત્રે જવાબ દીધો—હે ભગવન્ ! મને કાંઈ પણ જણાતુ નથી. એ સાંભળીને પિતાએ કહ્યુ—હે પુત્ર ! આ મહાન્ વટ વૃક્ષ આ સૂક્ષ્મ વડના બીજમાં સ્થિત છે જો આ બીજમાં વડનો અભાવ માનો તો જેમ વન્ધ્યા પુત્રથી કાંઈ પણ ઉત્પન્ન થતુ નથી તેમજ આ સૂક્ષ્મ બીજથી પણ વૃક્ષ ઉત્પન્ન થશે નહી. એ કારણથી સૂક્ષ્મ રૂપથી આ મહાન્ વૃક્ષ ઉત્પત્તિના પહેલાં આ બીજમાં સ્થિત હતુ તેથીજ ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે સૂક્ષ્મ બ્રહ્મમાં આ જગત સૂક્ષ્મ રૂપે સ્થિત હતુ તેથી ઉત્પન્ન થાય છે. ૧-૩.

વિશેષ—હે ભગવન્ ! મને ફરી સમજાવો એમ જે આ ખંડના ત્રીજા મંત્રના અંતમાં કહેવામાં આવેલુ છે. તેનો ભાવ એ છે કે—હે ભગવન્ ! જ્યારે પ્રત્યગ્ બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે તો સર્વ સાધારણને પોતાનુ આત્મ રૂપ પ્રતીત થવુ જોઇએ. તથા સર્વ જગતમાં વ્યાપક હોવાથી અખિલ વિશ્વમાં પણ પ્રતીત થાય એ યોગ્ય છે. અને જ્યારે સૂક્ષ્મ હોવાથી તેનાં દર્શન કરી શકાય તેમ ન હોય તો તે બ્રહ્મનો સાક્ષાત્કાર કોઈ પણ મનુષ્યને ન હોવાથી કોઇનો પણ સંસાર ભ્રમ નિવૃત્ત ન થવો જોઇએ, તેથી 'હું બ્રહ્મ કેવી રીતે છું' એવી શંકા શ્વેતકેતુએ કરી.

પાછલા મંત્રોમાં વારવાર કોઈ જગાએ બ્રહ્મને અણુ અગર સૂક્ષ્મ કહેવામાં આવેલો છે. પણ એ કેવળ સૂક્ષ્મજ નથી, મહાન્ પણ છે. તેને અણોરણીયાન્ મહતો મહીયાન' કહ્યો છે. હે પુત્ર તમારૂ સમાધાન તમારી શંકાને અનુસરીને કરેલુ છે. વાસ્તવમાં તો મહાન્ આકાશાદિકો કરતાં પણ બ્રહ્મ મહાન્ છે અને સત્તા રૂપથી ઘટાદિ રૂપ સર્વ જગતમાં વ્યાપક છે. સૂક્ષ્મ રૂપથી શ્રુતિમાં જે કથન કરેલુ છે તે કેવળ દુર્લક્ષ્યના અભિપ્રાયથી છે. અલ્પ છે એ કથનમાં શ્રુતિનુ તાત્પર્ય નથી, જેમ સૂક્ષ્મ વસ્તુનુ દર્શન સાવધાન થયા વિના થઈ શકતુ નથી, તેમજ સાવધાન થયા વિના બ્રહ્મનું પ્રત્યક્ રૂપથી દર્શન થઈ શકતુ નથી. તેથી તમે શુદ્ધ બ્રહ્મ છો. ૧-૩.



# ખંડ તેરમો



કદી કોઈ વસ્તુ રહેવા છતાં પણ ઉપલબ્ધ થતી નથી, પણ પ્રકારાંતર થઈ જાય છે, તેનું દ્રષ્ટાંત કહે છે, યથા—

लवणमेतदुदकेऽवधायाथ मा प्रातरुपसीदथा इति स ह तथा चकार तꣳ होवाच यद्दोषा लवणमुदकेऽवाधा अङ्ग तदाहरेति तद्धावमृश्य न विवेद ॥ १ ॥

ભાવાર્થ—આ લવણ પિંડને જલમા નાખીને પછી કાલે પ્રાતઃકાળમાં મારી પાસે આવો. પિતાના એવુ કહેવાથી શ્વેતકેતુએ તેમ કર્યું. ત્યારે ઉદ્દાલકે તેને કહ્યું કે—હે વત્સ ! તમે રાતમા જે લવણ જલમા નાખ્યુ હતુ તેને લાવો. પુત્રે તેને ખોળ્યુ પણ મળ્યુ નહી. ૧.

यथा विलीनमेवाङ्गास्यान्तादाचामेति कथमिति लवणमिति मध्यादाचामेति कथमिति लवणमित्यन्तादाचामेति कथमिति लवणमित्यभिप्रास्यैनदथ मोपसीदथा इति तद्ध तथा चकार तच्छश्वत्संवर्तते तꣳ होवाचात्र वाव किल सत्सोम्य न निभालयसेऽत्रैव किलेति ॥ २ ॥

ભાવાર્થ—આરૂણિએ કહ્યુ—જેમ એ મીઠુ પાણીમા ગળી ગયુ છે. એ જલનું તું ઉપરથી આચમન કર (તું આંખોથી એટલા માટે નથી દેખતો કે તે એકાકાર થઈ ગયુ છે જો જાણવાની ઇચ્છા હોય તો આચમન કર). તે ઉપરથી આચમન કર્યા પછી પિતાએ પૂછયુ—કેવુ છે ? પુત્રે કહ્યુ—ખારૂ છે આરૂણિએ કહ્યું—વચમાથી આચમન કર, શ્વેતકેતુએ તેમ કર્યું આરૂણિએ પૂછયુ—કેવા પ્રકારનું છે ? શ્વેતકેતુએ ઉત્તર આપ્યો કે—ખારૂ છે. આરૂણિએ કહ્યુ—નીચેથી આચમન કરો. શ્વેતકેતુએ તેમ કર્યા પછી આરૂણિએ પૂછયુ—કેવુ છે, શ્વેતકેતુએ કહ્યુ—ખારૂ છે. આરૂણિએ કહ્યુ—ઠીક, એ જલને મુકીને હવે મારી પાસે આવો. તેણે તેમ કર્યું અને કહ્યુ—એ લવણ બધુ વિદ્યમાન છે. ત્યારે ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું—હે સૌમ્ય ! તેજ પ્રમાણે એ સત્ પણ અહીં વિદ્યમાન છે, તમે તેને નથી દેખી શકતા, પરતુ તે અવશ્યજ અહી ઉપસ્થિત છે. ૨.

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

**ભાવાર્થ**—તે જે આ સૂક્ષ્મતા છે, આ સર્વકાંઈ તેનાથીજ આત્માવાળુ છે. તે સત્ય છે, તે આત્મા છે તથા હે શ્વેતકેતો ! તેજ તું છે. પિતાના એ પ્રમાણે કહેતાં, પુત્રે કહ્યું—ભગવન્ ! મને ફરીથી સમજાવો. આરૂણિએ કહ્યું—ઠીક, હે સોમ્ય ! ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ શંકાની નિવૃત્તિને સારૂ, પિતા છઠા અભ્યાસનો ઉપદેશ કરે છે—હે પુત્ર ! એ લવણને રાત્રીમાં પાણીમાં નાખી સવારમાં તું તેને મારી પાસે લાવજે. શ્વેતકેતુએ તેમ કર્યું અને સવારમાં પિતાની પાસે પહોચી ગયો. ઉદ્દાલકે કહ્યું હે પુત્ર ! રાત્રીમાં તે જે મીઠુ પાણીમાં નાખ્યુ હતુ તેને કહાડ. શ્વેતકેતુએ પાણીમાં હાથ નાખી બહુ ખોળ કરી પણ કહીં પતો લાગ્યો નહી. એ જોઈને પિતાએ કહ્યું—જલના ઉપરના ભાગમાંથી આચમન કરો, તેણે તેમ કર્યું. પિતાએ પૂછયુ—કેવુ છે ? પુત્રે કહ્યું—ખારૂ છે. પછી જલના મધ્યભાગમાંથી આચમન કર્યું પૂછતાં તેને પણ ખારૂ જણાવ્યુ. પછી નીચેના ભાગમાંથી આચમન કર્યું, તે પણ પિતાએ સ્વાદ પૂછતાં પુત્રે કહ્યું—ખારૂ છે. પિતાએ કહ્યું—ઠીક, એ જલને મુકીને મારી પાસે આવો. પિતા પાસે આવતાં શ્વેતકેતુએ કહ્યું—લવણ સદા વર્તમાન છે. એ સાંભળીને પિતાએ કહ્યું—હે પુત્ર ! જેમ આ જલમાં મીઠુ છે; પરતુ તમને આ નેત્રોથી પ્રતીત થતુ નથી, તેમજ સર્વમાં વ્યાપક બ્રહ્મ પણ બહિર્મુખ ઇદ્રિયોથી પ્રતીત થતો નથી. જેમ લવણનું રસનાથી જ્ઞાન થાય છે તેમ શુદ્ધ બુદ્ધિથીજ આત્માનું જ્ઞાન પ્રત્યક્ષ થાય છે. તેથી શ્રદ્ધા સહિત બુદ્ધિને કરીને પોતાના શુદ્ધ સ્વરૂપનો નિશ્ચય કરો. બ્રહ્મને દૂર ન જાણો. આ શરીરમાં સાક્ષિરૂપે બ્રહ્મ વિદ્યમાન છે. જેમ લવણ જલથી ભિન્ન છે તેમજ દેહાદિકોથી બ્રહ્મ ભિન્ન છે, તેથી દેહાદિકોથી ભિન્ન તમે શુદ્ધ બ્રહ્મ રૂપ છો. ૧૩.

**વિશેષ**—આ ખંડના ત્રીજા મંત્રના અંતમાં જે 'હે ભગવન્ ! આપ મને ફરી સમજાવો' એમ કહેલુ છે, એ કથનનો ભાવ એ છે કે—શ્વેતકેતુએ આરૂણિને કહ્યું કે—જે આપે અત્યાર સુધી કહ્યું છે, તેને હું સમજ્યો. પરંતુ હે ભગવન્ ! નેત્રાદિકોના અવિષય સ્વભાવ આત્માના પ્રત્યક્ષનો કોઈ ઉપાય બતાવો, કે જેનાથી હું શીઘ્રતાથી આત્માને જાણીને કૃતાર્થ થઈ જાઉં. અર્થાત્ લવણની પેઠે જગતનું મૂળ પણ, એ સત્ કોઈ ઉપાયથી ઉપલબ્ધ થવુ જોઈએ. ઈંદ્રિયોથી તો તે ઉપલબ્ધ થતુ નથી. ત્યારે તેની ઉપલબ્ધિનો ઉપાય શો છે? તે

ખતવા. જેને જાણવુ એજ જીવનું પરમ પુરૂષાર્થ છે, અને મારે તેજ કરવુ યોગ્ય છે ૧-૩.



## ખંડ ચૌદમો.



હવે તેના ઉપાયનું દ્રષ્ટાંતથી બોધન કરે છે, યથા—

**यथा सोम्य पुरुषं गन्धारेभ्योऽभिनद्धाक्षमानीय तं ततोऽतिजने विसृजेत्स यथा तत्र प्राङ् वोदङ् वाऽधराङ् वा प्रत्यङ् वा प्रध्मायीताभिनद्धाक्ष आनीतोऽभिनद्धाक्षो विसृष्टः ॥ १ ॥**

**ભાવાર્થ**—હે સૌમ્ય ! જેમ કોઈ પુરૂષ ( ચોર આદિ ) કોઈ મનુષ્યની આખો બાધીને કન્ધાર દેશથી લઈ આવે, અને તેને નિર્જન વનમા છોડી દે, અને ત્યા તે પૂર્વ પશ્ચિમ, તથા ઉત્તર દક્ષિણ તરફ મ્હો કરીને પોકાર કરે—બૂમો પાડે કે મને આખો બાધીને અહી લાવવામા આવ્યો છે, અને બાધેલી આખોએજ મને અહી છોડી દેવામા આવ્યો છે ૧.

**तस्य यथाभिनहनं प्रमुच्य प्रब्रूयादेतां दिशं गन्धारा एतां दिशं व्रजेति स ग्रामाद्ग्रामं पृच्छन् पण्डितो मेधावी गन्धारानेवोपसंपद्येतैवमेवेहाचार्यवान् पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्य इति ॥ २ ॥**

**ભાવાર્થ**—તે ઉપરથી જેમ કોઈ પુરૂષ તેનો પાટો છોડીને બતાવે કે—'ગાન્ધાર દેશ આ દિશામા છે તેથી તમે એજ દિશામા ચાલ્યા જાઓ' તે જો વિદ્વાન્ અને સમજવાળો હશે તો એક ગામથી બીજે ગામ પૂછતો પૂછતો નિ સંદેહ ગાધાર દેશમા પહોચી જશે બરાબર તેજ પ્રમાણે અહીં પણ પુરૂષ, જેને આચાર્ય મળી ગયા છે તે એ સતને જાણી લે છે તેને સારૂ મુક્તિમા એટલીજ વાર છે કે જ્યા સુધી બધન છુટતુ નથી, તે પછી તો તે સત્યથી અભિન્ન થઈ જાય છે—બ્રહ્મને પ્રાપ્ત કરી લે છે ૨

**स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥**

**ભાવાર્થ**—તે જે આ સૂક્ષ્મતા છે, એ તદ્રૂપ જ સર્વકાંઈ છે. એ સત્ છે, એ આત્મા છે. હે શ્વેતકેતો ! તેજ તું છે. આરૂણિએ એમ કહ્યું ત્યારે શ્વેતકેતુ બોલ્યો—ભગવન્ ! મને ફરી સમજાવો. 'ઠીક, સૌમ્ય !' આરૂણિએ એવુ કહી તેનો સ્વીકાર કર્યો. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ શંકાની નિવૃત્તિને સારૂ પિતાએ સાતમા અધ્યાસનું કથન કર્યું—હે પુત્ર ! કોઈ ગાન્ધાર દેશના નિવાસી મનુષ્યને પકડીને તથા તેની પાસેથી તેના વસ્ત્રાભૂષણ દ્રવ્ય આદિ લઈને, તેની આંખે પાટા બાંધીને ચોર જંગલમાં મુકી ચાલ્યા ગયા. એ મનુષ્ય એ નિર્જન વનમાં અત્યત દુઃખી થઈ બૂમો પાડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, ચોરોએ મને લુટી લીધો છે, મારા હાથ પગ બાધેલા છે, મારી આખોએ પાટા બાધેલા છે, હું ગાધાર દેશનો રહેવાસી છું. મને કોઈ છોડાવો.

એ પ્રકારે ઉચ્ચ સ્વરે પોકારતા એ મનુષ્યને દુઃખી દેખીને કોઈ કૃપાળુ મનુષ્યે તેના બંધ તથા આંખના પાટા છોડી નાખ્યા અને કહ્યું—આ દિશા તરફ ગાંધાર દેશ છે. ઉપકાર માનતો તે મનુષ્ય તે દિશા તરફ ચાલતો ચાલતો, ગાન્ધાર દેશ પહોચી પ્રસન્ન થયો.

હે શ્વેતકેતો ! એજ પ્રમાણે તમને કામ ક્રોધાદિ ચોરોએ શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ સ્વદેશમાંથી લાવી સમાર રૂપી વનમાં લાવી છોડી દીધા છે. એ કામ ક્રોધાદિ ચોરોએ તમારાં સાક્ષિરૂપ નેત્રોને બાંધીને મહાન્ દુ.ખી કરેલા છે. બ્રહ્મવેત્તા ગુરૂના મહાવાક્ય—ઉપદેશ રૂપ હાથ વડે અજ્ઞાન રૂપ દ્રઢ બધનને નિવૃત્ત કરી તેનાથી તમે પણ ગન્ધાર દેશની પેઠે તમારા બ્રહ્મ રૂપ દેશને પ્રાપ્ત થશો. ગુરૂનો ઉપદેશજ બ્રહ્મ પ્રાપ્તિનું દ્વાર છે. ભાવ એ છે કે—તેના સહકારી શિષ્યની બુદ્ધિ તથા આત્મ જીજ્ઞાસા, ગુરૂનો ઉપદેશ સાંભળીને, આત્મનિશ્ચય

વાળી થઈ તે બ્રહ્મ સ્વરૂપને પ્રાપ્ત થઈ જાય છે એ મહાત્મા જ્ઞાનીનું જ્યા સુધી શરીર છે ત્યા સુધી પ્રારબ્ધ છે. ભોગ કરીને પ્રારબ્ધની નિવૃત્તિ થતા તે વિદ્વાન્ વિદેહ કૈવલ્યને પ્રાપ્ત થાય છે જે વિદ્વાન્ બ્રહ્મમા અભિન્ન થઈ જાય છે, એવુ શુદ્ધ બ્રહ્મ એ તમારૂ સ્વરૂપ છે. ૧૩.

**વિશેષ**—આ ખડના ત્રીજા મત્રના અતમા હે ભગવન્ ! આપ મને ફરી સમજાવો' એવુ જે શ્વેતકેતુએ પિતાને કહેલુ છે, તેનો અભિપ્રાય એ છે કે—હે ભગવન્ ! સુષુપ્તિની પેઠે મગ્ન કે કોઈ બીજી રીતે બ્રહ્મની સાથે અભિન્ન થાય છે, હે ભગવન્ ! તે મને કૃપા કરીને સમઝાવો તેને ભાષ્યકારોના શબ્દોમા કહેવામા આવે છે—જે પ્રમાણે કૃપાળુ મનુષ્ય દ્વારા બતાવાએલા માર્ગથી બુદ્ધિ વાળો ગધાર દેશ નિવાસી પુરૂષ બધનોથી છુટી તથા વનના કલેશથી બચીને પૂછતો પૂછતો પોતાને દેશ પહોચી આનદને પ્રાપ્ત થયો બરાબર તેજ પ્રમાણે સસારના આત્મ સ્વરૂપ સત્‌થી તેજ, જલ તથા અન્નાદિમય દેહ રૂપ વનમા કે જ્યા વાત, પિત્ત, કફ, રૂધિર, મેદ, માસ, અસ્થિ, મજ્જા, શુક્ર, કૃમિ તથા મળ મૂત્રથી પૂર્ણ શીતોષ્ણાદિ અનેક દ્વન્દ્વ તથા સુખ—દુ ખથી યુક્ત છે, તે જીવ મોહ રૂપી વસ્ત્રથી બધાએલા નેત્રવાળો થઈ તથા સ્ત્રી, પુત્ર, મિત્ર, પશુ તથા બધુ આદિ દ્રષ્ટ તથા અદ્રષ્ટ અનેક વિષય તૃષ્ણાઓથી જકડાઈ પુણ્ય પાપ રૂપ ચોરો દ્વારા આક્રમણ થવાથી 'હું આનો પુત્ર છું, એ મારો બાધવ છે હું સુખી, દુ ખી, મૂઢ, પડિત ધાર્મિક છુ, હું ઉત્પન્ન થયો છુ, જરાગ્રસ્ત છું, પાપી છુ, મરૂ છુ, મારો પુત્ર મરી ગયો છે, ધન નષ્ટ થયુ છે, હાય ! હું માર્યો ગયો ! હવે કેવી રીત જીવાશે ? મારી શી ગતિ થશે ? હવે મારો રક્ષક કોણ છે ? એ પ્રમાણે અનેક અનર્થ જાળમા ગુચવાતો ગુચવાતો, જ્યારે પુણ્યની અધિકતા થવાથી કોઈ પરમ કૃપાળુ બ્રહ્મજ્ઞ બધન મુક્ત બ્રહ્મનિષ્ટ મહા પુરૂષ તેને પ્રાપ્ત થાય છે તથા તેમના દ્વારા સાસારિક વિષયોના દોષ દર્શન થાય છે ત્યારે સાસારિક વિષયોથી વિરક્ત થઈ જવાય છે અને તું સાસારિક નથી તથા તેના પુત્રત્વાદિ ધર્મવાળો નથી એમ સમજાય છે ત્યારે તું કોણ છે ? 'જે સત્ તત્ત્વ છે તેજ તું છે' એ પ્રકારના ઉપદેશથી અવિદ્યામય મોહરૂપ વસ્ત્રના બધનથી મુક્ત થઈ ગાન્ધાર દેશના પુરૂષના સમાન તારા સ્વદેશને—સદાત્માને પ્રાપ્ત થઈને સુખી તથા શાત થઈ જવાય છે એજ, આચાર્યવાન્ પુરૂષો વેદ' એ વાકયનો ભાવ છે. ૧૩



# ખંડ પંદરમો



તેનો ક્રમ દેખાડે છે—

**पुरुषᳪ सोम्योतोपतापिनं ज्ञातयः पर्युपासते जानासि मां जानासि मामिति तस्य यावन्न वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायां तावज्जानाति ॥ १ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! જ્યારે કોઈ મનુષ્ય જરાદિથી સંતપ્ત થઈ જાય છે, એટલે કે મુમુક્ષુ હોય છે તો તેના સંબંધી બાન્ધવ તેની આસપાસ ચારે બાજુએ બેસીને તેને ઘેરી લે છે, અને પૂછે છે કે—'તમે મને જાણો છો ?' 'તમે મને ઓળખો છો ?' જ્યાં સુધી તેની વાણી મનમાં લીન થતી નથી, તથા મન પ્રાણમાં, પ્રાણ તેજમાં તથા તેજ પણ દેવતા (સત)મા લીન નથી થતા ત્યાં સુધી તે જાણે છે. ૧.

**अथ यदास्य वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायामथ न जानाति ॥ २ ॥**

ભાવાર્થ—પણ જ્યારે તેની વાણી મનમા લીન થઈ જાય છે, તથા મન પ્રાણમાં, પ્રાણ તેજમાં તથા તેજ પણ દેવતામાં લીન થઈ જાય છે ત્યારે તે ઓળખતો નથી. ૨.

**स य एषोऽणिमैतदात्म्यमिदᳪ सर्वं तत्सत्यᳪ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥**

ભાવાર્થ—તેથી જે આ સૂક્ષ્મતા ( સર્વેનું મૂળ ) છે તે સર્વ કાંઈ તેનાથીજ આત્મા વાળુ છે. તે સત્ય છે, તે આત્મા છે, તથા હે શ્વેતકેતો ! તેજ તું છે.

આરૂણિનું એ કથન સાંભળીને શ્વેતકેતુએ કહ્યું—ભગવન્ ! તમે મને ફરીથી સમજાવો. એ આરૂણિએ કહ્યું—હે સૌમ્ય ! તેમજ કરીશ. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ શંકાના નિવારણને સારૂ પિતા આઠમા અધ્યાસનું વર્ણન કરે છે—હે પુત્ર ! મરણ કાળમાં સબંધી લોક અજ્ઞાની પુરૂષની પાસે જઈને પૂછે છે કે તમે મને ઓળખો છો ? તે પુરૂષ ત્યાં સુધીજ ઓળખે છે કે જ્યા સુધી તેની વાણી મનમાં લય પામતી નથી, તથા મન પ્રાણમાં, પ્રાણ જીવમાં તથા જીવ પરમાત્મામાં લય ભાવાપન્ન થતો નથી. જ્યારે તેની વાગિન્દ્રિયાદિ સર્વ લય પામે છે ત્યારે તે કાંઈ જાણતો નથી. બ્રહ્મ પ્રાપ્તિ પર્યંત તો એ ક્રમથી વિદ્વાન્ તથા અજ્ઞાનીની સમાન ગતિ છે વિલક્ષણતા એ છે કે અજ્ઞાની પુરૂષ મરણ કાળમાં સુષુપ્તિની પેઠે બ્રહ્મમાં લય થાય છે, પરતુ જ્ઞાનના અભાવથી તેની અવિદ્યા નિવૃત્ત થતી નથી. તથા કર્મવાસના પણ સુષુપ્તિની પેઠે સૂક્ષ્મ રૂપથી કાયમ રહે છે, તેથી તે અજ્ઞાની પુરૂષ અવિદ્યા કર્મને આધીન થઈ પુનર્જન્મને પ્રાપ્ત થાય છે. તથા જ્ઞાની પુરૂષની અવિદ્યાનો બ્રહ્મજ્ઞાનથી નાશ થઈ જાય છે. અવિદ્યાના નષ્ટ થવાથી એ અવિદ્યાનુ કાર્ય વાસના કર્મ સશય તથા વિપર્યય આદિ નિવૃત્ત થઈ જાય છે તેથી તે જ્ઞાનીના પ્રાણાદિક પરલોકમા ગમન કરતા નથી, પણ બ્રહ્મમાં લય ભાવને પ્રાપ્ત થાય છે. એ કારણથી હે શ્વેતકેતો ! જ્ઞાની આ શરીરનો ત્યાગ કરી જે બ્રહ્મ સાથે અભિન્ન થઈ જાય છે તે શુદ્ધ બ્રહ્મને પ્રાપ્ત થાઓ, એજ તમારૂ સ્વરૂપ છે. ૧૩.

**વિશેષ**—આ ખંડના ત્રીજા મત્રના અન્તમાં 'હે ભગવન્ ! આપને ફરી સમજાવો' એમ જે કહેવામાં આવેલું છે તેનો અભિપ્રાય એ છે કે શ્વેતકેતુ પૂછે છે હે ભગવન્ ! જ્યારે અજ્ઞાની પુરૂષને મૃત્યુ પરલોકમાં લઈ જાય છે ત્યારે જ્ઞાનીને કેમ લઈ જતુ નથી ? તેનું શું કારણ છે તે મને કહો. અથવા અજ્ઞાની જ્યારે પર લોકમાં બ્રહ્મને પ્રાપ્ત થાય છે તો પછી સુખી દુઃખી શા માટે થાય છે ?

અભિપ્રાય એ છે કે, તે જે સતને નથી જાણતા તથા જે જાણે છે તે બન્ને મરણ પછી સતને પ્રાપ્ત થાય છે. પણ જે જાણે છે તે તેને પ્રાપ્ત કરી લે છે. તેમાં જે કારણ છે તે મને ફરી દૃષ્ટાંત દ્વારા સમજાવો. ૧૩.

———



ग्निपरीक्षा—तप्त लोहा छूने से अपराधी का जलना और निरपराधी का न जलना (अ० ६, ख० १६)

अग्नि परीक्षा – तपेला लोखंडने अडवाथी अपराधी दाझी जाय छे. ने निरपराधी दाझतो नथी. (अ० ६, ख० १६)

# ખંડ સોળમો

તેના બોધનને સારૂ દૃષ્ટાંત કહે છે, યથા—

**पुरुषꣳ सोम्योत हस्तगृहीतमानयन्त्यपहार्षीत्स्तेयमकार्षीत्परशुमस्मै तपतेति स यदि तस्य कर्ता भवति तत एवानृतमात्मानं कुरुते सोऽनृताभिसन्धोऽनृतेनात्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स दह्यतेऽथ हन्यते ॥१॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! રાજાના સેવક રાજકર્મચારી કોઈ મનુષ્યના હાથ બાંધીને રાજાની પાસે લાવે છે અને કહે છે કે—'આણે ધનનુ અપહરણ કર્યું છે—આણે ચોરી કરી છે.' (ત્યારે રાજા કહે છે) તેના સારૂ પરશુ તપાવો, પરશુ યંત્ર ગરમ કરો જો તે ચોરીનો કર્તા છે તો તે ચોરીને છુપાવવાને કારણેજ પોતાને મિથ્યા વાદી સિદ્ધ કરે છે. જેમ તે અનૃત ભાષી પુરૂષ અનૃતથી પોતાના આત્માને છુપાડીને, તે તપ્ત પરશુ યંત્રને પકડે છે, તેનાથી તે દાઝે છે, તથા માર્યો જાય છે. ૧.

**अथ यदि तस्याकर्ता भवति तत एव सत्यमात्मानं कुरुते स सत्याभिसन्धः सत्येनात्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स न दह्यतेऽथ मुच्यते ॥ २ ॥**

ભાવાર્થ—અને જો તે ચોરીનો કર્તા નથી તો તે તેનાથીજ પોતે પોતાન સાચો પ્રમાણિત કરે છે. તે સાચા અભિપ્રાયવાળો સચાઈથી પોતે પોતાને ઢાંકીને તપેલા લોખંડને પકડે છે. તે તેનાથી દાઝતો નથી તથા તરતજ છોડી દેવામાં આવે છે. ૨.

**स यथा तत्र नादाह्येतैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति ॥ ३ ॥**

ભાવાર્થ—જે પ્રમાણે તે સત્યાભિસન્ધ-સત્યાત્મક પુરૂષ તે પરીક્ષાને સમયે દાઝતો નથી તે સર્વ એજ આત્માનો ભાવ છે, તે સત્ય છે, તે આત્મા છે તથા હે શ્વેતકેતો! તેજ તું છે. તે પછી શ્વેતકેતુ, આરૂણિના કથનનું તત્વ જાણી ગયો તેને જાણી ગયો. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉક્ત શંકાની નિવૃત્તિને સારૂ અન્તિમ નવમા અધ્યાસનું પિતા વર્ણન કરે છે—હે શ્વેતકેતો! જેમ એક માણસ ચોર છે અને બીજો સાધુ છે, તે બન્નેને રાજકર્મચારીઓએ ચોર સમજીને પકડી લીધા અને રાજાની પાસે ઉભા કર્યા. તે બન્ને જણાએ કહ્યું—અમે ચોરી કરી નથી. રાજાના મંત્રિએ કહ્યું—જો તમે ચોરી કરી નથી તો તમે આ તપાવેલા લોખંડને પકડો. જો તમે ચોરી નહી કરી હોય તો દાઝશો નહી. જે ખરેખરો ચોર હતો તેણે પોતાનો ગુન્હો કબૂલ ન કર્યો અને તપ વેલુ પકડયુ ત્યારે તેના હાથ દાઝી ગયા. અને તેને શિક્ષા કરવામાં આવી.

અને જ્યારે બીજો જે સાધુ પુરૂષ હતો તેનો હાથ ન દાઝયો, ત્યારે એજ કર્મચારિયોએ તેની ક્ષમા માગી તથા તેને ક્ષતિપૂર્તિ રૂપ અન્ન-ધન વસ્ત્રાદિ આપીને વિદાય કર્યો. આ પ્રમાણે અજ્ઞાની પુરૂષ પોતાના શુદ્ધ સ્વરૂપને ન જાણતા હોવાથી કહે છે કે 'હું બ્રહ્મ નથી, હું સુખી દુઃખી જન્મ-મરણવાળો છું' બસ, એજ ચોરી રૂપ કર્મને છુપાવવુ છે. જેમ એ ચોરનો પ્રથમ હાથ દાઝયો. પછી રાજાના નોકરોએ તેને શિક્ષા કરી. તેજ પ્રમાણે એ અજ્ઞાની પ્રથમ મૃત્યુની પીડાને પ્રાપ્ત થયો, પછી ચોરાસી લાખ યોનિરૂપ બન્ધનને પ્રાપ્ત થઈ દુઃખી થાય છે. તથા સાધુ પુરૂષને જરાપણ દુઃખ થયુ નહી, ઉલટ સભામાં તેનો સત્કાર થયો. તેજ પ્રમાણે જ્ઞાની પુરૂષ પણ પોતાના શુદ્ધ સ્વરૂપમાં નિશ્ચયવાળો છે, તથા સર્વ વિક્ષેપોથી રહિત થઈ પૂજ્ય બને છે. આ પ્રમાણે અજ્ઞાની પુરૂષ પોતાના શુદ્ધ સ્વરૂપને ન જાણીને પુનઃ પુનઃ જન્મ મૃત્યુને પ્રાપ્ત થાય છે. જ્ઞાની શુદ્ધ સચ્ચિદાનન્દ બ્રહ્મને પોતાનું સ્વરૂપ જાણીને જીવન મરણનાં ચક્કરમાં આવતો નથી જે બ્રહ્મ સ્વરૂપને જ્ઞાની પ્રાપ્ત થાય છે, હે શ્વેતકેતો! 'तत्त्वमसि તે બ્રહ્મ તમારૂ પોતાનું સ્વરૂપ છે. તેને જાણીને કૃતકૃત્ય ભાવને પ્રાપ્ત થાઓ. ૧-૩.

(વિશેષ—આ ખંડના પ્રથમ મન્ત્રમાં 'परशुमस्मै तपत इति' એટલે કે તેને સારૂ કુહાડીને તપાવો'. એમ કહેવામાં આવ્યુ છે. તેના ભાવ એ છે કે તપાવેલા લોખંડને સાચા અને જૂઠા બન્ને પકડે છે. એકના હાથ સત્યથી લપેટાએલા છે

તેથી તે અગ્નિના દાહથી બચી જાય છે. બીજાએ પોતાના હાથ જૂઠથી લપેટયા છે, તેથી તે અગ્નિની અસરથી બચી શક્તો નથી. એજ પ્રમાણે મરણ પછી જો કે બન્ને સત્યને પ્રાપ્ત થાય છે તો પણ જે તેને જાણે છે તથા નથી જાણતો તે બન્નેને સારૂ ફળ જુદાં જુદાં થઈ જાય છે. એક બ્રહ્માનંદને પામેલો છે તથા બીજો જન્મ લેવાને પાછો આવે છે. જ્યાં લૌકિક ઉપાયથી સાચા જુઠાની ખબર ન પડી શકે ત્યાં સાચા જુઠાની પરીક્ષાને સારૂ ગરમ લોખંડને પકડવા રૂપ દિવ્ય ઉપાય સ્મૃતિઓમાં બતાવેલો છે. આ ઉપાય કેટલે સુધી સફલ થાય કે ન થાય ? તેનો પાઠક પોતેજ વિચાર કરી લે એજ ઠીક છે. જો કોઈ અમને પૂછે તો, અમે એજ કહીશું કે તે સમયને સારૂ તેજ ઉપાય ઠીક હોવો જોઈએ. કારણ કે જેના હાથમાં 'અચોર્ય' ની પ્રતિષ્ઠા થાય છે તથા સત્યનો આગ્રહી હોય છે, તે કદી આપત્તિયોથી ગ્રસ્ત થતો નથી. તેને જલ, અગ્નિ, વિષ આદિના મારાત્મક ભયાનક પ્રયોગ હાનિ પહોચાડી શક્તા નથી. પ્રલ્હાદ, મીરાં આદિ તેના અનેક ઉદાહરણ છે. જેમ અહિંસાના પ્રતિષ્ઠાનથી એટલે કે અહિંસા વ્રતનું પાલન કરવાથી સર્પ, સિંહાદિ ભયંકર જન્તુઓનો જરા પણ ભય રહેતો નથી, ઉલટ તેઓ તેના મિત્ર બની જાય છે. તેજ પ્રમાણે અહીં અચોર્યકર્મનું અનુષ્ઠાન કરનારાના હાથ દાઝતા નથી. તેનાથી વિપરિત આચરણ કરનારાના હાથ દાઝી ગયા.—અસ્તુ નામ.

શ્રી ભગવતી શ્રુતિમાતા ઉપદેશ આપે છે કે જેમ ઉદ્દાલક આરૂણિનો ઉપદેશ શ્રવણ કરીને, પુનઃ તેનું મનન તથા નિદિધ્યાસન કરી, સ્વસ્વરૂપ બ્રહ્મને જાણી, ભોગ દ્વારા પ્રારબ્ધ કર્મોનો ક્ષય કરતો શ્વેતકેતુ વિદેહ કૈવલ્યને પ્રાપ્ત થઈ ગયો, તે પ્રમાણે સર્વ મુમુક્ષુજનોએ બ્રહ્મને આત્મ સ્વરૂપે કરીને નિશ્ચય કરવાને સારૂ આત્માનુજ શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવુ એજ સર્વદા—સર્વથા કર્તવ્ય છે. જે અમોએ મહાપુરૂષો વૃદ્ધ સંન્યાસિયો દ્વારા સાંભળ્યુ છે, તથા તેમણે કહેલાં છાન્દોગ્યોપનિષદ્‌નાં વ્યાખ્યાનોનું અધ્યયન કરેલુ છે તેનો સંક્ષેપમાં અત્રે ઉલ્લેખ કરવાનું અનુચિત નહી ગણાય.

શ્રવણના બે પ્રકાર છે. — એક સાધારણ શ્રવણ તથા બીજુ અસાધારણ શ્રવણ. કથાદિકોનું શ્રવણ તથા સન્ત મહાત્માઓના વચનાનું શ્રવણ, એ સાધારણ શ્રવણ છે તથા ષડ્‌વિધ લિંગોથી વેદાંતોના અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્યનો નિશ્ચય કરવો એ બીજુ અસાધારણ શ્રવણ છે.

હવે વેદાંતના તાત્પર્ય ગ્રાહક ષડ્‌લિંગો કયા છે તે જોઈએ.—૧–ઉપક્રમ—

ઉપસંહાર. ૨—અભ્યાસ. ૩—અપૂર્વતા. ૪—ફળ. ૫—અર્થવાદ. ૬—ઉપપત્તિ.

૧—ઉપક્રમ નામ આરંભનું છે.

૨—ઉપસંહાર નામ સમાપ્તિનું છે.

આદિ અન્તમાં અદ્વિતીય બ્રહ્મનાં કથનનું નામ ઉપક્રમોપસંહાર છે, અને તે શ્રવણનુ પહેલુ લિંગ છે, એટલે કે કારણ છે. જેમ કે છાન્દોગ્યોપનિષદ્‌ના આ છ અધ્યાયના આરંભમાં એ શ્રુતિ વચન છે કે 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाऽद्वितीयम्' હે સૌમ્ય ! આ સર્વ જગત ઉત્પત્તિના પહેલાં સદ્રૂપજ હતુ એ સત્ સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદત્રયથી રહિત છે. તથા પ્રસંગ સમાપ્તિમાં આ શ્રુતિ વાક્ય છે કે 'एतदात्म्यमिदं सर्वम्' આ સંપૂર્ણ જગત્ આ આત્માનુજ સ્વરૂપ છે. આદિ અન્તમાં એકજ અર્થનુ બોધક હોવાથી એ 'ઉપક્રમોપસહાર' લિંગ થયુ.

૨—અભ્યાસ—સત્ અદ્વિતીય બ્રહ્મનાં વારવાર કથનનું નામ છે. આ છાન્દોગ્યના છઠા અધ્યાયમાંજ શ્રુતિ વચન વારવાર કહે છે કે 'तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो' તે બ્રહ્મ સત્ય છે, એ સાક્ષી આત્મારૂપ બ્રહ્મજ છે, હે શ્વેતકેતો. એટલે કે શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ ભેદત્રય રહિત અમારો આત્મા છે. એ શ્રુતિ વચન વારવાર કહેવામાં આવેલુ છે.

૩—અપૂર્વતા—અદ્વિતીય બ્રહ્મમાં, ઉપનિષદના પ્રમાણ વિના અન્ય પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અવિષયત્વ પ્રતિપાદનનું નામ છે.

આ છાન્દોગ્યના છઠા અધ્યાયમાંજ અપૂર્વતા પ્રતિપાદક એ શ્રુતિ વચન છે કે 'अत्र वाव किल तत्सोम्य ! न निभालयसे' આ શરીરમ જ, હે સૌમ્ય ! તત્ સ્વરૂપ બ્રહ્મ સ્થિત છે, તેને અમે નથી જાણતા. અહીં ઉક્ત શ્રુતિ વાક્ય 'किल' એ શબ્દ આચાર્યના મહાવાક્ય ઉપદેશ રૂપ ઉપાયને બ્રહ્મ પ્રાપ્તિમાં દ્વારરૂપથી કથન કરવાને સારૂ કહેલુંછે.

૪—ફલ—અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનથી અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિરૂપ ફળના કથનનું નામ છે. એ ફલમાં આ છાન્દોગ્યની એ શ્રુતિ છે કે 'तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये' એના જ્ઞાનીની વિદેહ મુક્તિમાં એટલીજ વાર છે કે જ્યાં સુધી તે પ્રારબ્ધથી રહિત થતો નથી. । પ્રારબ્ધનો ભોગ કર્યા પછી કૈવલ્યને પ્રાપ્ત થશે.

૫—અર્થવાદ—અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનની સ્તુતિ કરવાનુ નામ છે. આ છાન્દોગ્યના છઠા અધ્યાયમા એ શ્રુતિ વચન છે કે 'येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं

વિજ્ઞાતમિતિ' જે એક બ્રહ્મના શ્રવણ કરવાથી નહીં શ્રવણ કરેલા પદાર્થનું પણ શ્રવણ થઈ જાય છે, નહી મનન કરેલાનું પણ મનન તથા અનિશ્ચિત પદાર્થ પણ નિશ્ચિત થઈ જાય છે. એવા અદ્વિતીય બ્રહ્મના શ્રવણ, મનન, નિદિધ્યાસનથી અન્ય અશ્રુત, અમત તથા અવિજ્ઞાત પદાર્થનું શ્રવણાદિ રૂપથી સ્તુતિ કથન કરવામાં આવેલુ છે.

૬—ઉપપત્તિ—અદ્વિતીય બ્રહ્મના, દ્રષ્ટાંતરૂપ યુક્તિથી વારંવાર પ્રતિપાદનનું નામ છે. આ છાન્દોગ્યના છઠ્ઠા અધ્યાયમાં એ શ્રુતિ આવેલી છે કે 'વાચાऽऽરંભણં વિકારો નામધેયં મૃત્તિકેત્યેવ સત્યમ્' વાણીના ઉચ્ચારણ માત્રજ ઘટાદિ વિકાર છે, જેનાથી ઘટાદિનાં નામ માત્રજ છે, તેથી મિથ્યાજ છે. કારણરૂપ મૃત્તિકાજ સત્ય છે.

આ પ્રમાણે છાન્દોગ્યોપનિષદ્‌માં ઉદ્દાલક ઋષિએ મૃત્તિકા, સ્વર્ણ, લોખંડાદિકોનાં દ્રષ્ટાંતોથી કારણ બ્રહ્મની અદ્વિતીયતા પ્રતિપાદન કરી છે. એ પ્રકારના ષડ્‌વિધ લિંગોથી અદ્વિતીય બ્રહ્મમાં વેદાન્તોના તાત્પર્યના નિશ્ચયનું નામ શ્રવણ છે. વેદાન્ત બ્રહ્મનું પ્રતિપાદક છે ? અગર અન્ય કોઈ અર્થનું પ્રતિપાદક છે ? એ પ્રકારની અસંભવતા આ 'શ્રવણ'થીજ નિવૃત્ત થઈ જાય છે.

હવે મનનના વિષયમાં ભેદ બાધક યુક્તિયોથી અદ્વિતીય બ્રહ્મના ચિંતનનું નામ છે. જીવ ઈશ્વરનો સ્વાભાવિક ભેદ છે કે ઔપાધિક ભેદ છે? સ્વાભાવિક ભેદ એટલે સાક્ષીરૂપ જીવ ચેતનથી ઈશ્વરને ભિન્ન માનવો, ત્યારે તે ઈશ્વરમાં જડતાની પ્રાપ્તિ થશે. શ્રુતિએ ઈશ્વરનું ચેતન રૂપથી વર્ણન કરેલુ છે, એટલે શ્રુતિથી તેનો વિરોધ થશે. ચેતન રૂપ ઈશ્વરથી જીવને ભિન્ન માનિયે તો, ચેતન તો એકજ છે, એ ચેતનથી ભિન્ન તો જડજ હોય, તેથી જીવમાં જડતાપત્તિ થશે. એ કારણથી સ્વાભાવિક ભેદ નથી.

ઉપાધિએ કરીને ભેદ માનિએ તો અન્તઃકરણોપાધિ સુષુપ્તિમાં રહેતી નથી તેથી સુષુપ્તિમાં જીવ ઈશ્વરના ભેદનો લોપ થઈ જશે. જો અજ્ઞાનને ઉપાધિ માનિએ તો તે બની શકતુ નથી. તેનાથી બ્રહ્મ ઈશ્વરનો ભેદ કાયમ રહે છે કારણ કે અજ્ઞાન શુદ્ધ બ્રહ્મથી ઈશ્વરના ભેદનું સાધક છે, જીવ ઈશ્વરના ભેદનું સાધક નથી, કારણ કે તે બન્નેમાં અજ્ઞાનનો સંબંધ કાયમ રહે છે. જો એમ માનશો તો, જીવ ઈશ્વરના ભેદને અજ્ઞાન ઉત્પન્ન કરે છે ? કે પ્રકાશ કરે છે ? કે સ્થિત કરે છે ? જીવ ઈશ્વરના ભેદને અનાદિ માનવાથી પ્રથમ પક્ષ ( સ્વાભાવિક ભેદ ) અસંગત છે. અજ્ઞાનના

જડ હોવાથી દ્વિતીય પક્ષ નથી બની શકતો. તૃતીય પક્ષમાં એ દોષ છે કે પ્રયોજન વિના તો અજ્ઞાન ભેદને સ્થિર કરતુ નથી, તથા આશ્રય વિષયના લાભથી અજ્ઞાન વગર બીજુ કોઈ પ્રયોજન કરી શકાતુ નથી. આશ્રય વગર તો નિર્વિભાગ ચેતનજ હોઈ શકે. ભેદથી અજ્ઞાનનું સ્થિર કરવુ નિષ્ફળ છે. ઇત્યાદિ યુક્તિ ચિંતન રૂપ મનનથી ભેદની નિવૃત્તિ થઈ જાય છે. તૈલધારાવત્ બ્રહ્માકાર વૃત્તિરૂપ નિદિધ્યાસનથી અખંડ બ્રહ્મના જ્ઞાન દ્વારા મોક્ષ પ્રાપ્ત થાય છે.

પ્રથમ કેટલીક વાર હે શ્વેતકેતો ! તે તું છે, તે સત્ય છે, તે આત્મા છે. એ વચન આવી ગયાં છે, હવે અહીં એમ પ્રષ્ટવ્ય છે કે ત્વમ શબ્દનો વાચ્ય એ શ્વેતકેતુ છે કોણ ? તેનો ઉત્તર એ છે કે—જે 'હું શ્વેતકેતુ ઉદ્દાલકનો પુત્ર છું,' એમ પોતાને જાણતો હતો પણ તેણે પિતાના આદેશનુ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કર્યું તેણે પિતાની પાસે અશ્રુત, અમૃત તથા અવિજ્ઞાતને જાણવાને સારૂ વારવાર 'ભગવન્ ! એ આદેશ કયા પ્રકારનો છે ? એ પ્રશ્ન કર્યો, તેણે એ જાણ્યુ કે—એ શ્રોતા, મન્તા તથા વિજ્ઞાતા દર્પણમાં પ્રતિફલિત થયા તથા જલ આદિમા પ્રતિબિંબ રૂપથી પ્રવિષ્ટ થઈ સૂર્યાદિના સમાન તેજ, જલ, અન્ન પણ દેહેન્દ્રિય સંઘાતમાં નામરૂપની અભિવ્યક્તિ કરવાને સારૂ પ્રવિષ્ટ થએલા પરદેવતા છે. આ પિતાનો ઉપદેશ સાંભળતા પહેલાં પોતાને દેહ તથા ઇંદ્રિયોથી ભિન્ન સદ્રૂપ સર્વાત્મા માનતો ન હોતો. હવે 'તે તું છે,' એ પ્રમાણે દ્રષ્ટાંત તથા હેતુપૂર્વક પિતા દ્વારા સમજાવ્યાથી સમજી ગયો કે 'હું સતજ છું' કહેવાનો ભાવ એ છે કે, એ શ્વેતકેતુ બ્રહ્મજ્ઞાન રૂપ વાહનથી કૈવલ્ય ધામનો અધિકારી થઈ ગયો.

આનાથી કોઈ શ્વેતકેતુની સ્તુતિ ન સમજી લે, કારણ કે શ્વેતકેતુ ઉપાસ્ય નથી તેમજ તેને લક્ષીને સતની સ્તુતિ કરી શકાતી નથી. કારણ કે 'તું દાસ છે, એમ કહીને રાજાની પ્રશંસા કરી શકાય નહી આ પ્રકરણ ઘણું સુંદર અને ગંભીર છે. તેના ઉપર ઘણું ઘણું કહી શકાય તેમ છે.

ઇતિ છાન્દોગ્યોપનિષદિ છટ્ઠો અધ્યાય સમાપ્ત.





# અધ્યાય સાતમો

## ખંડ પહેલો

ગયા છઠા અધ્યાયમા ભૂળ પરાદેવતાનો ઉપદેશ આપવામાં આવ્યો છે, તેમા નીચલાં તત્ત્વોનો મહિમા દેખાડેલો નથી હવે આ સાતમા અધ્યાયમાં સ્થૂળથી લઇને સૂક્ષ્મ સૂક્ષ્મતર વિષયનું બોધન કરીને અન્તમા એજ પરાદેવતાના નિર્દેશ કરેલો છે. અર્થાત્ નામ આદિ જે એક બીજાથી ઉત્તમ છે તે સર્વથી શ્રેષ્ઠ ભૂમા નામક તત્ત્વ છે, તેની પ્રાપ્તિને સારૂ નામ આદિના ક્રમથી મહિમા બતાવેલો છે. એટલે જાણો કે એક એક પગથિએ ચઢી ભૂમા સુધી પહોચવાનો ઉપાય છે. અર્થાત્ પૂર્વે છઠા અધ્યાયમા સાક્ષાત્ બ્રહ્મનું નિરૂપણ કરેલુ છે હવે સાતમા અધ્યાયમા નામાદિ દ્વારા પરપરાથી બ્રહ્મનો ઉપદેશ કરેલો છ, યથા—

**अधीहि भगव इति होपससाद सनत्कुमारं नारदस्तꣳ होवाच यद्वेत्थ तेन मोपसीद ततस्त ऊर्ध्वं वक्ष्यामीति स होवाच ॥ १ ॥**

**ભાવાર્થ**—નારદ સનત્કુમાર પાસે આવ્યા અને બોલ્યા કે—ભગવન્ ! અને ઉપદેશ આપો. સનત્કુમારે કહ્યુ— જે કાઈ તમે જાણો છો તેને બતાવીને મારી સમક્ષ ઉપસન્ન થાઓ, ત્યારે હું તેનાથી આગળ તમને બતાવીશ.' ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એક સમયે નારદજીએ બ્રહ્મનિષ્ઠ-બ્રહ્મશ્રોત્રિય-યોગીરાજ મહર્ષિ સનત્કુમાર પ્રતિ ઉપસન્ન થઇને એટલે કે શિષ્યભાવથી સમીપ જઇને નિવેદન કર્યું કે હે ભગવન્ ! મને અધ્યયન કરાવવાની કૃપા-કરો, નિયમ પૂર્વક પોતાની પાસે આવેલા નારદજીને સનત્કુમારે કહ્યું આત્માના વિષયમા-આજ સુધીમા-તમે જે જાણ્યુ હોય તે પ્રથમ મને બતાવો. પછી હું તમારા જ્ઞાનથી આગળ

બતાવીશ, ઉપદેશ આપીશ, કારણ કે પિષ્ટપેષણમાં વૃથા કાળક્ષેપ કરવો ઉચિત નથી. ૧.

વિશેષ—આ આખ્યાયિકા પરાવિદ્યાની પ્રશંસાને સારૂ છે. જેમ નારદજી સર્વ વિદ્યા સંપન્ન કૃતકૃત્ય હતા, તો પણ આત્મજ્ઞાનથી રહિત હોવાથી તેમને શોકાકુળ થવુંજ પડ્યું, તો પછી જે એવા પુણ્યાત્મા નથી એવા કોઈ અલ્પજ્ઞ જીવની તો વાતજ શી કરવી?

વળી એ વાત પણ છે કે—આત્મજ્ઞાનથી ચઢિયાતું કલ્યાણનું બીજું કોઈ સાધન નથી. એજ કારણથી નારદજી ઉત્તમ કુળ, વિદ્યા, આચાર, સન્માન, તથા નાના પ્રકારનાં સાધન—સંપત્તિ યુક્ત હોવા છતાં પણ નિરભિમાન થઈ સાધારણ પુરૂષના સમાન નિશ્રેયસ્ પ્રાપ્તિને સારૂ સનત્કુમારની પાસે ગયા. તેથી પણ આ આખ્યાયિકા આત્મવિદ્યાની નિરતિશય સાધનતા સૂચિત કરે છે. ૧.

**ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेदꣳ सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳ सर्पदेवजनविद्यामेतद्भगवोऽध्येमि ॥२॥**

**ભાવાર્થ**—નારદજીએ કહ્યું—ભગવન્! હું ઋગ્વેદ ભણ્યો છું, તથા યજુર્વેદ, સામવેદ, અને ચોથા અથર્વ વેદને જાણું છું. તેના સિવાય ઇતિહાસ, પુરાણ રૂપ પાંચમોવેદ, વેદોનો પણ વેદ, શ્રાદ્ધ કલ્પ, ગણિત, ઉત્પાત જ્ઞાન, નિધિ શાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નીતિ, દેવ વિદ્યા, બ્રહ્મ વિદ્યા, ભૂત વિદ્યા, ક્ષત્રિય વિદ્યા, સર્પ વિદ્યા તથા દેવજન વિદ્યા એ સર્વે હું જાણું છું. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સનત્કુમારના પ્રશ્નના ઉત્તરમાં નારદજીએ આ પ્રમાણે કહ્યું કે—હે ઐશ્વર્યવાન! હું ચારે વેદ પાંચમો ઇતિહાસ—પુરાણ રૂપ વેદ તથા વેદોનો પણ વેદ, વ્યાકરણ, શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાત જ્ઞાન, મહાકાલાદિ નિધિ શાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નિતિશાસ્ત્ર, નિરૂક્ત, બ્રહ્મવિદ્યા (બ્રહ્મ અથવા ઋગ્યજુઃ સામ સંજ્ઞક વેદોની વિદ્યા—અર્થાત્ શિક્ષા, કલ્પ, છંદ તથા ચિતિ), ભૂતશાસ્ત્ર, ધનુર્વેદ, જ્યોતિષ, સર્પ દેવજન વિદ્યા અર્થાત્ ગારૂડમંત્રયુક્તિ તથા નૃત્યગાન, વાદ્ય તથા શિલ્પ આદિ વિજ્ઞાન, એ સર્વે હું જાણું છું. ૨.



नारदजी को श्री सनत्कुमार का उपदेश ( अ. ७ ख. १ )
નારદજીને શ્રી સનત્કુમારનો ઉપદેશ (

**વિશેષ**—આ મંત્રનો અર્થ વિચાર કરતા આપણને ઘણી વિદ્યાઓ હોવાનું જણાય છે. પ્રતીત થાય છે કે આ ઉપનિષદ્ કાળમાં સાધારણ રીતે તે ભણવા-ભણાવવામાં આવતી હતી. આ વિદ્યાઓથી શું શું અભિપ્રેત છે? તેનો નિર્ણય પ્રાચીન પ્રમાણો ઉપર નિર્ભર છે. ઋષિયોને એ સર્વ વિદ્યાઓ શીખવી પડતી હતી. કારણ કે તેઓ ક્ષત્રી, વૈશ્યાદિ સર્વ શ્રેણીના લોકોના શિક્ષક હતા. એ વિદ્યાર્થિયો ગુરૂકુળોમાં ભણી પોતાને ઘેર આવીને ગૃહસ્થાશ્રમમા પ્રવૃત્ત થતા હતા. અને તેઓ ફરી ફરીને પોતે ગુરૂકુળમા શીખેલી વિદ્યા બીજાને ભણાવતા હતા. આજકાલ એ કામ પરમહંસ મહાત્મા મંડલેશ્વર કરી રહ્યા છે. પરતુ તેઓ વેદાંત ભક્તિ આદિ પરમાર્થ સબંધિની વિદ્યાઓ સુધીજ પોતાના ઉપદેશને સીમિત રાખે છે. તેમણે વ્યવહારિક વિદ્યાની શિક્ષા આપવી બિલકુલ છોડી દીધી છે. એ કામ મહાત્મા ગાંધીજીએ તો જરૂર કર્યું છે. એક પાસ તો તેમણે "રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ' ની પવિત્ર ધ્વનિથી જનતાને પારમાર્થિક જ્ઞાન પ્રદાન કરીને નિઃશ્રેયસ્ દ્વારા શાંત કરી. બીજી પાસ અગ્રેજો 'ચાલ્યા જાઓ' કહીને દેશને સ્વાધીનતાના ઉચ્ચાસન ઉપર બેસાડીને અભ્યુદયની ભાગી બનાવી.

પ્રકૃત મંત્રમાં 'इतिहासपुराणं पचमम्', 'वेदानां वेदम्' એવા પાઠ આવેલા છે તે વિષયમાં કોઈ લોક ઈતિહાસ એટલે કે મહાભારતાદિ તથા ભાગવતાદિ પુરાણોને પણ પાંચમો વેદજ માને છે. ભાષ્યકાર શકરાચાર્યજી કહે છે કે— 'इतिहासपुराणं पञ्चमम्', અહીં 'વેદમ્' એ પદ પ્રસગથી આવી જાય છે. તેથી એ પણ પાંચમો વેદજ છે. તથા કોઈની માન્યતામાં ઈતિહાસ-પુરાણ વેદ હોઈ શકે નહી. વેદ તો ચારજ છે. એવો મત છે. તેજ પ્રમાણે 'वेदानां वेदम्' એ પદનો અર્થ કોઈ 'વેદાંત શાસ્ત્ર' કરે છે અને આચાર્ય શંકર કહે છે 'वेदानां वेदम्' નો અર્થ 'વ્યાકરણ' છે કારણકે વ્યાકરણ દ્વારાજ પદાદિકના વિભાગ પૂર્વક ઋગ્વેદાદિનું જ્ઞાન થાય છે. ૨.

હવે તો તમે સર્વજ્ઞ થઈ કૃતાર્થ થઈ ગયા હશો. તેના સંબંધમાં કહે છે, યથા—

**सोऽहं भगवो मन्त्रविदेवास्मि नात्मविच्छ्रुतꣳ ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयत्विति तꣳ होवाच यद्वै किंचैतदध्यगीष्ठा नामैवैतत् ॥ ३ ॥**

**ભાવાર્થ**—હે ભગવન્! હું કેવળ મંત્રોને જાણું છું. આત્મવેત્તા નથી. મેં આપના જેવા પુરુષો પાસેથી સાંભળ્યું છે કે—જે આત્માને જાણીલે છે તે શોકથી પર થઈ જાય છે. તો હે ભગવન્! હું શોકમા છું. આપ મને શોકથી પાર કરો. ત્યારે તેમણે તેમને કહ્યું કે—તમે જે કાંઈ ભણ્યા છો, તે કેવળ નામ છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—હે ઐશ્વર્ય શાલિન્ ! હું કેવળ શબ્દાર્થ માત્રને જાણું છું, સર્વ શબ્દો અભિધાન માત્ર જ છે તથા સંપૂર્ણ અભિધાન મંત્રોમાં આવે છે. અર્થાત્ નારદજીએ કહ્યું—હું કર્મવિત્ છું, આત્મવેત્તા નથી. કર્મનાં કાર્યજ બધા વિકાર છે તેથી મને વિકારજ્ઞજ જાણો. મેં આપના જેવા મહાપુરૂષો પાસેથી સાંભળ્યુ છે કે—આત્મજ્ઞાની માનસિક તાપથી અર્થાત—અકૃતાર્થતા બુદ્ધિથી પર થઈ જાય છે. અને હું મનના તાપથી સદા સતપ્ત રહું છું. તો હે ભગવન્! આપ મને આત્મજ્ઞાનના નાવ ઉપર ચઢાવીને શોક સાગરની પાર ઉતારી દો, કે જેનાથી હું કૃતાર્થ થઇને અભય પદને પ્રાપ્ત કરૂ. એવુ નારદજીનું કહેવુ સાંભળીને સનત્કુમારે કહ્યું—જે તમે આ કાંઈ જાણો છો તે સર્વ નામજ છે. કારણ કે—વાચારંભણ—વિકાર કેવળ નામ માત્ર છે. ૩

વિશેષ—ભાવ એ નિકળે છે કે—નારદજીનું એ સર્વકાંઈ જાણવુ વ્યર્થજ છે, કારણ કે 'यस्तन्न वेद किमृचा करिष्यति' ( ऋग्वेद ૧।૧૬૪।૩૯ ) જે તેને નથી જાણતો તે ઋચાને શું કરશે ?

જ્યારે નારદજી મંત્રવિત્ છે, છતાં પણ તેઓ આત્મવેત્તા કેમ ન બની શકયા ? આત્મા પણ મંત્રો દ્વારાજ પ્રકાશિત થાય છે ? એ શંકા એટલા માટે બરાબર નથી કે—નામ નામી રૂપ જે ભેદ છે તે તો વિકારી છે, અને આત્માને વિકારી મનાતો નથી ૭.

એવી શંકા પણ નથી થઈ શક્તી કે—આત્મા; 'આત્મા' એ શબ્દથી કહેવામાં તો આવે છે અને 'યતો વાચો નિવર્તન્તે, અપ્રાપ્ય મનસાસહ' તથા 'નાન્યદાસ્તિ, ઇત્યાદિ શ્રુતિઓ થી તેનો નિષેધ છે. ૭.

**नाम वा ऋग्वेदो यजुर्वेदः सामवेद आथर्वणश्चतुर्थ इतिहासपुराणः पञ्चमो वेदानां वेदः पित्र्यो राशिर्दैवो निधिर्वाकोवाक्यमेकायनं देवविद्या ब्रह्मविद्या भूतविद्या क्षत्रविद्या नक्षत्रविद्या सर्पदेवजनविद्या नामैवैतन्नामोपास्स्वेति ॥ ४ ॥**

ભાવાર્થ—નામજ ઋગ્વેદ છે. તથા યજુર્વેદ, સામવેદ. ચોથો આથર્વણ વેદ, પાંચમો વેદ ઇતિહાસ પુરાણ. વેદોનો વેદ—વેદાન્ત અગર વ્યાકરણ, શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પતિ જ્ઞાન, નિધિજ્ઞાન. તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, દેવવિદ્યા, બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્ર વિદ્યા, સર્પ તથા દેવજન વિદ્યા, સંગીતાદિ કળા, ગંધર્વવિદ્યા એ સર્વે નામજ છે, તમે નામની ઉપાસના કરો. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—આનું વ્યાખ્યાન બીજા મંત્રમાં કરવામાં આવ્યું છે તેનીજ અહીં આવૃત્તિ થએલી છે. એ પુનરૂક્તિ, મંત્રમાં વર્ણિત વિદ્યાઓના મહત્વનું બોધન કરે છે. અર્થાત્ સમસ્ત સંસાર આ વિદ્યાઓને જાણવા છતાં ગુચોમાં પડેલો છે, પણ યથાર્થ આત્મ સ્વરૂપને ઓળખીને પોતાની જીવન ગુચોને ઉકેલવાની ઈચ્છા રાખતો નથી. ઘણાએ લોકોએ રામાયણ-મહ ભારતાદિ પુણ્ય ઉપાખ્યાન સાંભળ્યાં છે, તથા અનેકોએ ગીતા ઉપનિષદાદિ ગ્રંથ ભણ્યા-ભણાવ્યા છે, પણ તેમના ઉપર તેની કાંઈ પણ અસર થતી નથી. નારદજીને અહીં સનત્કુમારે એજ કહેલું છે કે—તમે તેના તત્ત્વથી બિલકુલ અનભિજ્ઞ છો કે જેને જાણવાથી બીજું કાંઈ પણ જાણવાનું બાકી રહેતુ નથી.

શ્રુતિ ભગવતીને આળસ નથી તેથીજ આ મંત્રમાં ફરી એ સર્વ વિદ્યાઓનો પૂર્વ પ્રમાણે ઉલ્લેખ કરેલો છે. ૪.

વિશેષ—અહીં નારદજીએ બીજામંત્રમાં જે વિદ્યાઓને જાણતા હોવાની વાત કહેલી હતી તે સર્વ વિદ્યાઓનો તેજ પ્રમાણે સનત્કુમારે અનુવાદ કરીને ઉત્તર આપ્યો છે. તેથીજ પ્રકૃતમાં પુનરૂક્તિ જેવુ પ્રતીત થાય છે. એ કથન બે ઋષિયોનાં ભિન્ન ભિન્ન છે. તેથી એ પુનઃ કથન નથી.

સનત્કુમાર નારદજીએ કહેલી વિદ્યાઓનો ઉલ્લેખ કરીને કહે છે કે—ઋગ્વેદાદિ એ સર્વ નામજ છે, તેથી જેમ પ્રતિમામાં વિષ્ણુ બુદ્ધિથી ઉપાસના કરવામાં આવે છે. તેજ પ્રમાણે તમે નામની "એ બ્રહ્મ છે" એવી બુદ્ધિથી એટલે કે એવુ સમજીને ઉપાસના કરો. ૪.

હવે ઉક્ત નામોપાસકના ફળનું કથન કરે છે, યથા—

**स यो नाम ब्रह्मेत्युपास्ते यावन्नाम्नो गतं तत्रास्य यथाकामचारो भवति यो नाम ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो नाम्नो भूय इति नाम्नो वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ ५ ॥**

ભાવાર્થ—એ પુરૂષ જે નામને 'બ્રહ્મ' સમજીને ઉપાસના કરે છે. જ્યાં સુધી નામની ગતિ છે, ત્યાં સુધી તેની ઈચ્છા અનુસાર પહોચ હોય છે, કે જે નામની 'તે બ્રહ્મ છે' એ પ્રકારે ઉપાસના કરે છે. 'શું નામથી વધીને કોઈ વસ્તુ છે? નારદજીના પૂછતાં સનત્કુમારે કહ્યું—'હા, નામથી વધીને છે. એ સાંભળીને નારદજીએ કહ્યું—ભગવન્! એજ મને બતાવો. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—'નામ બ્રહ્મ છે' જે એવી ઉપાસના કરે છે, તેનું નામના વિષયમાં સ્વેચ્છાચરણુ થઈ જાય છે, જેમકે એક રાજા પોતાના અવિકૃત દેશના વિષયમા. અર્થાત્ જ્યા સુધી નામ જાય છે ત્યા સુધી તેનો ઉપાસક પણુ જાય છે, કે જે 'નામ બ્રહ્મ'ની ઉપાસના કરે છે. નારદજીએ પૂછ્યુ—શું, નામથી વધીને પણુ કાંઈ છે ? અર્થાત્ જે બ્રહ્મ દૃષ્ટિને યોગ્ય હોય એવી કોઈ બીજી વસ્તુ પણુ છે ? સનત્કુમારે ઉત્તર આપ્યો—હા, તેનાથી વધીને પણુ છે એ સાભળીને નારદજીએ તેના વિષયમા જીજ્ઞાસા કરી ૫

વિશેષ—'નામ બ્રહ્મ છે એવી ઉપાસના કરે છે' એ બેવડાએલો પાઠ ઉપસહારને અર્થે છે ગ્રથાન્તરોમાં નામીથી વધારે નામના મહિમાનું વર્ણુન જોવામા આવે છે. જેમ ભગવાન્ રામચદ્રજીએ એક અહલ્યાનારીનો ઉદ્ધાર કર્યો, પણુ તેમના નામથી એટલે કે રામનામ લેવાથી કેટલાએ કૃતકૃત્ય થઈ ગયા મહારાણા પ્રતાપ તથા છત્રપતિ શિવાજી આદિકોએ તો તેમનામાજ ભારતીય સંસ્કૃતિના ઉદ્ધારનો જોશ ભરેલો હતો કે જેઓ તે વખતે તેમના સાથી હતા, પણુ આજકાલ તેમના નામથી જેમને સ્ફુરતિ મળે છે તેવા અગણિત લોક છે આજ પણુ મહાત્મા ગ ધીજીનુ નામ લોકોમા કેટલુ ઓજ ભરી રહ્યુ છે.

પ્રકૃત મન્ત્રમા બતાવવામાં આવ્યુ છે કે નામ તો મોટુ છેજ, પણુ નામમાં સામર્થ્ય આપનારી પણુ કોઈ એક વસ્તુ છે તે પણુ બતાવવામા આવશે ૫



## ખંડ બીજો



હવે સનત્કુમાર નારદજી પ્રતિ વાણીની વિશેષતાનુ કથન કરે છે, યથા—

**वाग्वाव नाम्नो भूयसी वाग्वा ऋग्वेदं विज्ञापयति यजुर्वेदꣳसामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳ सर्पदेवजनविद्यां दिवं च पृथिवीं च वायुं चाकाशं चापश्च तेजश्च**

देवाꣳश्च मनुष्याꣳश्च पशूꣳश्च वयाꣳसि च तृणवनस्पती-ञ्छ्वापदान्याकीटपतङ्गपिपीलकं धर्मं चाधर्मं च सत्यं चानृतं च साधु चासाधु च हृदयज्ञं चाहृदयज्ञं च यद्वै वाङ् नाभविष्यन्न धर्मो नाधर्मो व्यज्ञापयिष्यन्न सत्यं नानृतं न साधु नासाधु न हृदयज्ञो नाहृदयज्ञो वागेवैतत्सर्वं विज्ञापयति वाचमुपास्स्वेति ॥ १ ॥

ભાવાર્થ—વાણીજ નામથી વધીને છે, એ વાણીજ છે જે ઋગ્વેદને બતાવે છે તથા યજુર્વેદ, સામવેદ, ચતુર્થ અથર્વણવેદ, પંચમવેદ ઇતિહાસ પુરાણ, વ્યાકરણ અથવા વેદાન્ત, શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પત્તિ શાસ્ત્ર, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નીતિ, દેવવિદ્યા, બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પ તથા દેવજનની વિદ્યા, સંગીત વિદ્યા, દ્યુલોક, પૃથ્વી, વાયુ, આકાશ, જલ, તેજ, દેવતા, મનુષ્ય, પશુ, પક્ષી, તૃણ, વનસ્પતિ, સર્વહિંસ્ર જંતુ કીટ, પતંગ, પિપીલા સુધીનાં પ્રાણી, ધર્મ તથા અધર્મ, સત્ય અને મિથ્યા, સારૂં અને ખોટું, પ્રિય તથા અપ્રિય, જે કાંઈ છે તે સર્વ વાણીથીજ વિજ્ઞાપિત થાય છે જો વાણી ન હોત તો ધર્મ કે અધર્મ જાણવામાં આવત નહીં તેમજ સત્ય કે જૂઠ, સારૂં કે ખોટું, અપ્રિય કે પ્રિય, એ સર્વ આપણને વાણીજ સમજાવે છે, માટે તમે વાણીની ઉપાસના કરો ૧.

स यो वाचं ब्रह्मेत्युपास्ते यावद्वाचो गतं तत्रास्य यथाकामचारो भवति यो वाचं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो वाचो भूय इति वाचो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥

ભાવાર્થ—એ જે વાણીને બ્રહ્મ જેવી જાણીને ઉપાસે છે, તેને સારૂં જ્યાં સુધી વાણીની પહોંચ છે ત્યાં સુધી કોઈ એને રોકી શકતું નથી કોને ? જે વાણીને એ બ્રહ્મ છે, એવી ઉપાસના કરે છે' તેને નારદજીના પૂછવાથી કે વાણીથી વધીને પણ બીજું કાંઈ છે ?' ત્યારે સનત્કુમારને એ માલમ પડ્યું કે, નારદજીએ તેની જીજ્ઞાસા કરી ૨

વિ૦ વિ૦ ભાષ્ય—'આ ઋગ્વેદ છે' એ પ્રમાણે ઋગ્વેદનો સર્વને બોધ કરાવનારી વાણીજ છે એજ પ્રમાણે યજુર્વેદ આદિ મન્ત્રમા લખેલી સર્વ વિદ્યાઓ તથા ધર્માધર્માદિકોને વિજ્ઞાપિત કરાવનારી પણ વાણીજ છે વાક્‌ના વિના અભ્યાસ થઈ શક્તો નથી, તેના વિના અર્થ શ્રવણનો અભાવ થઈ જાય છે તથા અર્થ જ્ઞાન વિના ધર્માદિનુ વિજ્ઞાન થતુ નથી. તેથી શબ્દોચ્ચારણ દ્વારા વાક્‌જ એ સર્વને વિજ્ઞાપિત કરે છે તેથી તમે વાણીની 'એ બ્રહ્મ છે' એ પ્રકારથી ઉપાસના કરો.

વિશેષ—આ ખંડના બન્ને મન્ત્રોના ભાવાર્થ જુદા જુદા લખીને, વિ૦ વિ૦ ભાષ્ય તથા વિશેષ સાથેજ લખવામા આવેલા છે.

વાક્, એ ઇંદ્રિય, જીંહ્વામૂલ આદિ આઠસ્થાનોમાં અર્થાત્—વક્ષ:સ્થળ, કંઠ, મૂર્દ્ધા, દંત, ઓષ્ઠ, નાસિકા તથા તાલુમા સ્થિત વર્ણોને અભિવ્યક્ત કરનારી છે. વર્ણજ નામ છે તેથીજ એમ કહેવામાં આવે છે કે—નામથી વાક્ ઉત્કૃષ્ટ છે લોકમા કાર્યથી કારણમા ઉત્કૃષ્ટતા જોવામા આવે છે, જેમ પુત્રથી પિતામા.



## ખંડ ત્રીજો

હવે સનત્કુમાર વાણીથી મન શ્રેષ્ઠ હોવાનુ કથન કરે છે, યથા—

**मनो वाव वाचो भूयो यथा वै द्वे वामलके द्वे वा कोले द्वौ वाऽक्षौ मुष्टिरनुभवत्येवं वाचं च नाम च मनोऽनुभवति स यदा मनसा मनस्यति मन्त्रानधीयीयेत्यथाधीते कर्माणि कुर्वीयेत्यथ कुरुते पुत्रा॑श्च पशू॑श्चेच्छेयेत्यथेच्छत इमं च लोकममुं चेच्छेयेत्यथेच्छते मनो ह्यात्मा मनो हि लोको मनो हि ब्रह्म मन उपास्स्वेति ॥ १ ॥**

ભાવાર્થ—મનજ વાણીથી ઉત્કૃષ્ટ છે જે પ્રમાણે એક મુઠીમાં બે આમળા, બે બોર તથા બે બેહડાનો અંતર્ભાવ થઈ જાય છે તેજ પ્રમાણે નામ તથા વાક્‌નો મનમા સમાવેશ થઈ જાય છે. જ્યારે કોઈ પુરૂષ મનથી વિચાર કરે છે કે—'હું મન્ત્રોને ભણું' ત્યારે તે ભણે છે, જ્યારે એમ વિચાર કરે છે કે 'હું કામ કરૂં'

ત્યારેજ તે કર્મ કરે છે. જ્યારે તે ખ્યાલ કરે છે કે 'હું પુત્ર તથા પશુઓને ચાહું' ત્યારેજ તેઓની ઇચ્છા કરે છે, તથા જ્યારે તે એવો સંકલ્પ કરે છે કે, 'આ લોક તથા પરલોકની કામના કરૂં, ત્યારેજ તે તેમની કામના કરે છે. મનજ આત્મા છે, મનજ નિઃસંદેહ લોક છે, મનજ બ્રહ્મ છે, માટે તમે મનની ઉપાસના કરો. ૧.

મનના ઉપાસકના ફલનું કથન કરે છે, યથા—

**स यो मनो ब्रह्मेत्युपास्ते यावन्मनसो गतं तत्रास्य यथाकामचारो भवति यो मनो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो मनसो भूय इति मनसो वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥**

**ભાવાર્થ**—એ જે મનની બ્રહ્મ રૂપથી ઉપાસના કરે છે તે જ્યાં સુધી મનની પહોંચ છે ત્યાં સુધી તેને કોઈ રોકી શકતું નથી, જે મનની 'એ બ્રહ્મ છે' એવી ઉપાસના કરે છે તેને નારદજીએ પૂછ્યું—ભગવન્ ! મનથી પણ વધીને કોઈ છે ? સનત્કુમારે 'હા' કહી ત્યારે નારદજીએ કહ્યું—'ભગવન્ ! મારા પ્રતિ તેનુંજ વર્ણન કરો. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉક્ત બન્ને મંત્રોના ભાષ્ય તથા વિશેષ સાથેજ લખવામાં આવે છે. લોકમાં જે પ્રમાણે બે આમળાં, બે બોર તથા બે બહેડાંનો મુઠી અનુભવ કરે છે—વ્યાપ્ત કરે છે, અર્થાત્ તે મુઠીની અંતર્ગત થઈ જાય છે તેજ પ્રમાણે વાણી તથા નામ એ બંનેનો મન અનુભવ કરે છે. મનુષ્ય જ્યારે મનથી—અંતઃકરણથી વિવિક્ષા બુદ્ધિ કરે છે કે—હું મંત્રનો પાઠ કરૂં, હું કર્મ કરૂં, હું પુત્ર તથા પશુઓની ઇચ્છા કરૂં છું, તથા હું આ લોક તથા પરલોકને ઉપાય દ્વારા પ્રાપ્ત કરવાની ચાહના રાખું છું, એવા સંકલ્પપૂર્વક તેમની પ્રાપ્તિના ઉપાય દ્વારા તેમને પ્રાપ્ત કરી લે છે.

આત્મામાં કર્તૃત્વ ભોક્તૃત્વ મનના હોવાથીજ થઈ શકે છે. તેથી મનજ આત્મા છે. મનના રહેવાથીજ લોક તથા તેની પ્રાપ્તિના ઉપાયનું અનુષ્ઠાન થાય છે, તેથી મનનેજ લોક સમજો જ્યારે કે મનજ લોક છે ત્યારે મનજ બ્રહ્મ છે, માટે તેની ઉપાસના કરો.

'મનજ બ્રહ્મ છે' જે એવી ઉપાસના કરે છે, તેની ગતિને કોઈ રોકી શકતું નથી, કે જે 'મન બ્રહ્મ છે' એવી ઉપાસના કરે તેને તે પછી નારદજીના પૂછવાથી, જે મનથી વધીને છે તેને સનત્કુમાર બતાવે છે. ૧-૨.

વિશેષ—મન-મનનશક્તિ વિશેષ, અંતઃકરણ વાણીથી ઉત્કૃષ્ટ છે. તે મનન-યુક્ત મનજ વાણીને વક્તવ્ય વિષયમાં પ્રેરે છે. તેથી વાક્ મનની અંતર્ગત છે. જે જેની અતર્ગત હોય છે તે તેના કરતાં વ્યાપક હોવાથી શ્રેષ્ઠ છે. ભાવ એ છે કે—મનમાં જ્યારે ખ્યાલ આવે છે ત્યારે તે વાણીને વક્તવ્યના વિષયમાં પ્રેરે એ પ્રમાણે વાણી મનની અંતર્ગત છે તથા નામ વાણીની અંતર્ગત છે. ૧-૨.



## ખંડ ચોથો



**संकल्पो वाव मनसो भूयान्यदा वै संकल्पयतेऽथ मनस्यत्यथ वाचमीरयति तामु नाम्नीरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्माणि ॥ १ ॥**

**ભાવાર્થ**—સંકલ્પજ મનથી શ્રેષ્ઠ છે. જે સમયે મનુષ્ય સંકલ્પ કરે છે, ત્યારેજ તે ખ્યાલ કરે છે, ત્યારે તે વાણીને પ્રેરે છે, તે તેને નામને સારૂ પ્રેરીત કરે છે. નામમાં મંત્ર એકાકાર થઈ જાય છે. તથા મંત્રોમાં કર્મ. ૧.

**(વ૦ વિ૦ ભાષ્ય**—મનસ્પંદનના સમાન અગર ખ્યાલ કરવાના જેવી· સંકલ્પ પણ અતઃકરણની વૃત્તિ છે. અર્થાત્ કર્તવ્ય તથા અકર્તવ્ય વિષયોનુ વિભાગ પૂર્વક સમર્થનજ સંકલ્પ છે. આ પ્રકારે વિષયના વિભાગ પૂર્વક સમર્થન પછીજ ચિકીર્ષા બુદ્ધિ થાય છે. જે સમયે મનુષ્ય સંકલ્પ કરે છે, અર્થાત્ 'આ કામ મારે કરવુ જોઇએ' એ પ્રમાણે કર્તવ્યાદિ વિષયોના વિભાગ કરે છે, ત્યારેજ તેને વિચાર થાય છે કે—હું આ મન્ત્રોનો પાઠ કરૂ, ઈત્યાદિ, તે પછી મંત્રાદિનું ઉચ્ચારણ કરવામાં વાણીને પ્રેરિત કરે છે તથા નામ રૂપ સામાન્યમાં મંત્ર જે શબ્દ વિશેષ છે તે એક થઈ જાય છે. અર્થાત્ તેના અંતર્ભૂત થઈ જાય છે. કારણ કે સામાન્યમાં વિશેષનો અંતર્ભાવ છે. એજ એકાકારતા છે. ૧.

(વિશેષ—મંત્ર કે જે શબ્દ રૂપ છે તે નામમાં એક થઈ જાય છે. તેનો અભિપ્રાય એ છે કે તે નામની અંતર્ગત છે. કારણ કે વિશેષ સામાન્યમાં અંતર્ગત

હોય છે. મંત્રોમાં કર્મ એક થાય છે અર્થાત્ મંત્રોથી પ્રકાશિત કરેલાજ કર્મ કરવામાં આવે છે. કોઈ કર્તવ્ય એવુ નથી કે જે મંત્રોમાં ન બતાવવામાં આવ્યુ હોય. જે કર્મ મંત્રમાં પ્રગટથઈ-પ્રકાશ પામી આત્મલાભ કરી ચુકેલુ છે, તેના વિષયમાં બ્રાહ્મણ એ વિધાન કરે છે કે અમુક કર્મ અમુક ફળને સારૂ વિધાન કરવુ જોઇએ, ઈત્યાદિ. તથા બ્રાહ્મણોમાં જે કર્મોની ઉત્પત્તિ જોવામાં આવે છે એટલે કે તે ગ્રંથોમાં જે કર્મ નવાં ઉત્પન્ન થએલાં જેવાં દેખાય છે તે પણ મંત્રોમાં-સંહિતામાં જે કર્મ સત્તા પામી ચુકેલાં છે, જે મત્રોમાં સંક્ષેપથી આવી ચુકેલાં છે, એવા કર્મોને સ્પષ્ટ કરવામાં આવ્યાં છે. એવુ કોઈ કર્મ નથી કે જેની ઉત્પત્તિ કેવળ બ્રાહ્મણમાં હોય અને મંત્રોમાં તેનો પ્રકાશ ન કરવામાં આવેલો હોય. એ વાત સંસારમાં સર્વ જાણે છે કે 'કર્મ ત્રયીથી વિધાન કરવામાં આવેલો છે' ત્રયી શબ્દ ઋક્, યજુ તથા સામ એ ત્રણ પ્રકારના મંત્રોનું નામ છે. મુંડકમાં તો એ સ્પષ્ટ નિર્દેશ છે કે 'મંત્રોમાં ઋષિયોએ જે કર્મોને દેખ્યાં' ઈત્યાદિ. તેથી એ કથન ઠીક જ છે કે—'મંત્રોમાં કર્મ એક થાય છે.' ૧.

**तानि ह वा एतानि संकल्पैकायनानि संकल्पात्मकानि संकल्पे प्रतिष्ठितानि समक्लृपतां द्यावापृथिवी समकल्पेतां वायुश्चाकाशं च समकल्पन्तामापश्च तेजश्च तेषाᳪ संक्लृप्त्यै वर्षᳪ संकल्पते वर्षस्य संक्लृप्त्या अन्नᳪ संकल्पतेऽन्नस्य संक्लृप्त्यै प्राणाः संकल्पन्ते प्राणानाᳪ संक्लृप्त्यै मन्त्राः संकल्पन्ते मन्त्राणाᳪ संक्लृप्त्यै कर्माणि संकल्पन्ते कर्मणाᳪ संक्लृप्त्यै लोकः संकल्पते लोकस्य संक्लृप्त्यै सर्वᳪ संकल्पते स एष संकल्पः संकल्पमुपास्स्वेति ॥ २ ॥**

ભાવાર્થ—નિશ્ચય કરીને પૂર્વોક્ત મન આદિ સંકલ્પાશ્રય છે. તથા સંકલ્પ સ્વરૂપ છે, તથા સંકલ્પમાં પ્રતિષ્ઠિત છે. દ્યુલોક તથા પૃથ્વી સંકલ્પવાળી છે, વાયુ આકાશ સંકલ્પથી જ પ્રતીત થાય છે. જલ તથા તેજ સંકલ્પથી જાણવામાં આવે છે. ઉક્ત પદાર્થોના સંકલ્પ નિમિત્તક વૃષ્ટિ સંકલ્પ કરે છે. વૃષ્ટિના સંકલ્પને સારૂ અન્ન સંકલ્પ કરે, અન્નના સંકલ્પને સારૂ પ્રાણ સંકલ્પ કરે છે; પ્રાણના સંકલ્પને

સારૂ મંત્ર સંકલ્પ કરે છે. મન્ત્રના સંકલ્પને નિમિત્તે કર્મ સંકલ્પ કરે છે કર્મના સંકલ્પને સારૂ લોક સંકલ્પ કરે છે. લોકના સંકલ્પને સારૂ સર્વ સંકલ્પ કરે છે. તે એ સંકલ્પ છે તેથી સંકલ્પની જ ઉપાસના કર. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—એ મન આદિ એવાં છે કે સંકલ્પ જ તેમનુ ગમન–લય સ્થાન છે. તેઓ ઉત્પત્તિને સમયે સંકલ્પમય છે, તથા સ્થિતિને સમયે સંકલ્પમાં પ્રતિષ્ઠિત છે, કારણ કે તે નિશ્ચળ દેખાય છે. તેથી દ્યુલોક અને પૃથ્વીએ સંકલ્પ કર્યો છે, વાયુ તથા આકાશ, જલ અને તેજે પણ સંકલ્પ કર્યો. કારણ કે એ પણ પોતાના સ્વરૂપથી નિશ્ચળ પ્રતીત થાય છે. એ દ્યુલોક તથા પૃથ્વી આદિના સંકલ્પને સારૂ વર્ષા સંકલ્પિત થાય છે એટલે કે વૃષ્ટિ સમર્થ થાય છે. વર્ષાના સંકલ્પને સારૂ અન્ન સમર્થ થાય છે, કારણ કે વૃષ્ટિથી જ અન્ન ઉત્પન્ન થાય છે. અન્નના સંકલ્પને સારૂ પ્રાણ સમર્થ થાય છે કારણ કે પ્રાણ અન્નમય છે તથા અન્નને આશ્રયેજ રહી શકે છે પ્રાણોના સંકલ્પને સારે મન્ત્ર સમર્થ હોય છે, કારણ કે પ્રાણવાન્–બળવાન્ જ મન્ત્રોને ભણી શકે છે, બળહીન નહી. મન્ત્રો દ્વારા પ્રકાશિત કર્મનું અનુષ્ઠાન કરવાથી ફલ પ્રદાન કરવામાં સમર્થ થાય છે. તેથી મન્ત્રોના સંકલ્પને સારૂ અગ્નિહોત્ર આદિ કર્મ સમર્થ થાય છે. તેનાથી લોક ફલ સંકલ્પિત થાય છે લોક ફલના સંકલ્પને સારૂ સંપૂર્ણ જગત્ પોતાના સ્વરૂપની અવિકળતામાં સમર્થ થાય છે આ પ્રમાણે ફલ પર્યન્ત સમસ્ત જગત સંકલ્પમૂલક જ છે. તેથી સંકલ્પમાં જ વૈશિષ્ટ્ય છે, તેથી સનત્કુમારે નારદજીને સંકલ્પની ઉપાસના કરવાનું કહ્યું. ૨.

વિશેષ—આ મન્ત્રમાં 'समक्लृप्ताम्', 'समकल्पेताम्', 'समकल्पताम्' એ ભિન્ન ભિન્ન પ્રકારના શબ્દોના પ્રયોગમાં કયા અભિપ્રાયનો ભેદ છે એ વાત સ્પષ્ટ થએલી નથી, તેમ કોઈ પૂર્વ વ્યાખ્યાકારે પણ કરેલી નથી. દ્યૌ તથા પૃથ્વી સંકલ્પવાળાં છે, તેનો અભિપ્રાય એ છે કે, તેઓ એક સંકલ્પને આધીન રહી કામ કરે છે. અર્થાત્ એ સર્વ ઈશ્વરના સંકલ્પથી સર્વ કંઈ કરી રહ્યા છે, તેથી જ આ બધા જે તે પ્રકારનું કામ કરે છે કે જેથી કરીને એક બીજાના કામમાં સહાયતા મળે, જાણે કે સર્વ એક જ અભિપ્રાયમાં મળીને કામમાં લાગેલા છે. ૨.

स यः संकल्पं ब्रह्मेत्युपास्ते क्लृप्तान्वै स लोकान्

ध्रुवान् ध्रुवः प्रतिष्ठितान् प्रतिष्ठितोऽव्यथमानानव्यथमानोऽभिसिध्यति यावत्संकल्पस्य गतं तत्रास्य यथाकामचारो भवति यः संकल्पं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवः संकल्पाद् भूय इति संकल्पाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥३॥

ભાવાર્થ—તે જે બ્રહ્મની સંકલ્પના રૂપમાં ઉપાસના કરે છે તે સ્વયં ધ્રુવ લોકમાં પ્રતિષ્ઠિત થઇને પ્રતિષ્ઠિત લોકોને તથા દુ:ખ ન પામનારા લોકોને સ્વયં વ્યથા ન પામીને સર્વ પ્રકારે પ્રાપ્ત કરે છે. જ્યાં સુધી સંકલ્પની ગતિ છે, ત્યાં સુધી એની યથેચ્છ ગતિ થઈ જાય છે. કે જે સંકલ્પની 'તે બ્રહ્મ છે' એવી ઉપાસના કરે છે. નારદજીએ પૂછ્યું કે, હે ભગવન ! શું સંકલ્પથી વધીને કાંઈ છે ? સનત્કુમારે કહ્યું 'સંકલ્પથી વધીને પણ છે' એ સાંભળીને નારદજીએ કહ્યું 'ત્યારે તો ભગવન્ ! મને તેનો જ ઉપદેશ કરો ૩

વિ૦ વિ૦ ભાષ્ય—ને જે સંકલ્પની બ્રહ્મબુદ્ધિથી ઉપાસના કરે છે તે વિધાતા દ્વારા કલ્પિત ( નિશ્ચય થયેલા ) 'તેને એ લોક પ્રાપ્ત થાય છે.' એટલે કે તે ફળ મળે છે, એ પ્રમાણે સમર્થિત—સંકલ્પિત વ અર્થાત્ નિત્ય લોકોને જે અન્ય અનિત્ય લોકોના કરતા ધ્રુવ છે એટલે કે ભોગ સામગ્રી સંપન્ન, સુધી થઇને સર્વ પ્રકારે પ્રાપ્ત કરે છે. તથા જ્યાં સુધી સંકલ્પની પહોંચ છે ત્યાં સુધી જઈ પણ શકે છે. આગળ સંકલ્પથી પણ વધીને જે નારદજીનો પ્રશ્ન છે તેને કહેવામાં આવશે. ૩.

વિશેષ—સંકલ્પ નામ-ઈરાદો, ખ્યાલ, કલ્પના. મનુષ્યનો જેવો સંકલ્પ હોય છે તેવો જ તેનો વિચાર બને છે, જે આગળ જતાં કર્મમાં પરિણત થઇને ફલોન્મુખ થઈ જાય છે અહીં સુધી જે કહેવામાં આવ્યું છે તે સર્વનો અભિપ્રાય એ છે કે દ્યાવા તથા પૃથ્વી આદિએ જે અભિપ્રાયથી કામનો આરંભ કરેલો છે તે અભિપ્રાયને પૂરો કરવાને સારૂ વર્ષા બને છે. આગળ તે અભિપ્રાયને પૂરો કરવાને સારૂ અન્ન બને છે. અન્નથી પ્રાણ જીવનની ઉત્પત્તિ તથા તેનું ધારણ. જીવનનો માર્ગ દેખાડવાને સારૂ મંત્ર કર્મ દ્વારા સફળ થાય છે, કર્મ આપણા ભવિષ્યને સુધારે છે, ભવિષ્ય સુધરવાથી પ્રત્યેક વસ્તુ આપણે માટે સુખદાયી બને છે.

એમ જણાય છે કે જાણે એ સર્વની અન્દર સંકલ્પ શક્તિની ધારા પ્રવાહિત થઈ રહેલી છે, જેનાથી આ સમસ્ત જગત્ આપણી સેવામાં લાગી રહેલું છે સંસારના એ સર્વ પદાર્થ સંકલ્પના સૂત્રમાં પરોવાઈ મનુષ્યના ગળાનો હાર બની રહે છે.

તથા તે ઈશ્વરનો પવિત્ર અને સત્ય સંકલ્પ છે. ઈશ્વરનો સંકલ્પ એટલે કે ઈરાદો સર્વને એવા બનાવી રહ્યો છે. ૩.

## ખંડ પાંચમો

હવે સનત્કુમાર ચિત્તને સંકલ્પથી શ્રેષ્ઠ જણાવી તેનું વર્ણન કરે છે, યથ --

चित्तं वाव संकल्पाद्भूयो यदा वै चेतयतेऽथ संकल्पतेऽथ मनस्यत्यथ वाचमीरयति तामु नाम्नीरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्माणि ॥ १ ॥

**ભાવાર્થ**—ચિત્તજ સંકલ્પથી ચઢિયાતુ છે, કારણુ કે જે સમયે મનુષ્ય ચેતનાવાન્ થાય છે ત્યારે જ તે સંકલ્પ કરે છે, પછી મનન કરે છે તે પછી વાણીને પ્રેરિત કરે છે, તેને નામમા લગાડે છે, નામમા મન્ત્ર એક રૂપ થાય છે, તથા મન્ત્રમા કર્મ ૧

तानि ह वा एतानि चित्तैकायनानि चित्तात्मानि चित्ते प्रतिष्ठितानि तस्माद्यद्यपि बहुविदचित्तो भवति नायमस्तीत्येवैनमाहुर्यदयं वेद यद्वा अयं विद्वान्नेत्थमचित्तः स्यादित्यथ यद्यल्पविच्चित्तवान्भवति तस्मा एवोत शुश्रूषन्ते चित्तꣳ ह्येवैषामेकायनं चित्तमात्मा चित्तं प्रतिष्ठा चित्तमुपास्स्वेति ॥ २ ॥

**ભાવાર્થ**—તે એ સંકલ્પાદિ એક માત્ર ચિત્તગતિ-ચિત્તરૂપ લય સ્થાનવાળા ચિત્તમય તથા ચિત્તમા રહે છે તેમા પ્રતિષ્ઠિત છે તેથી જો કોઈ મનુષ્ય ચિંતવનથી શૂન્ય અચિત્ત થાય, તો તે ગમે તેટલુ જાણતો હોય તોપણુ લોક તેના વિષયમા કહે છે કે એ કાંઈ પણુ નથી એટલે કે ન હોવાની બરાબર છે જે એ જાણે છે, વિદ્વાન્ હોત તો એવો અચિત્ત ન હોત એવા એમજ ન હોત, તેથી વિરૂદ્ધ જો

કોઈ પુરૂષ વિચારવાળો હોય છે તો તે ચાહે થોડુ પણ જાણતો હોય તોપણ લોકો તેની વાતો ખુશીથી સાભળે છે. તેથી ચિત્ત જ તેમનો એકમાત્ર આશ્રય છે-કેન્દ્ર છે. ચિત્ત જ આત્મા છે તથા ચિત્ત જ પ્રતિષ્ઠા છે, તમે ચિત્તની ઉપાસના કરો. ૨.

**स यश्चित्तं ब्रह्मेत्युपास्ते चित्तान्वै स लोकान् ध्रुवान् ध्रुवः प्रतिष्ठितान् प्रतिष्ठितोऽव्यथमानानव्यथमानोऽभिसिद्ध्यति यावच्चित्तस्य गतं तत्रास्य यथाकामचारो भवति यश्चित्तं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवश्चित्ताद् भूय इति चित्ताद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ ३ ॥**

**ભાવાર્થ**—તે જે બ્રહ્મની ચિત્તના રૂપમાં ઉપાસના કરે છે તે સ્વય દૃઢ, ધ્રુવ, પ્રતિષ્ઠાવાળો તથા દુઃખથી રહિત થઈ એ લોકોને પ્રાપ્ત કરે છે કે જે ચિત્તથી વિચારથી પૂર્ણ, અટળ, પ્રતિષ્ઠાવાળો તથા દુઃખથી રહિત છે. જ્યાં સુધી ચિત્તની પહોચ છે, ત્યાં સુધી તેને કોઈ રોકી શકતુ નથી કે જે ચિત્તની 'એ બ્રહ્મ છે' એ પ્રકારે ઉપાસના કરે છે.

'શું છે ભગવન્ ! ચિત્તથી ચઢિયાતી કોઈ વસ્તુ છે ? નારદજી પૂછે છે.

'હા, ચિત્તથી વધીને છે.' સનત્કુમાર ઉત્તર આપે છે.

'હે ભગવન્ ! મને એ જ બતાવો' નારદજીએ કહ્યું ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ત્રણે મન્ત્રોના ભાષ્ય તથા વિશેષ સાથેજ લખવામાં આવે છે—ચિત્ત સકલ્પથી શ્રેષ્ઠ છે. તેમાં પ્રાપ્ત કાળને અનુરૂપ બોધ યુક્ત હોવુ તથા ભૂત અને ભવિષ્યત્ વિષયોના પ્રયોજનનં નિરૂપણ કરવામાં સમર્થ હોવુ, એ સકલ્પની અપેક્ષા તેમાં ઉત્કૃષ્ટતા છે. સાવધાન મનુષ્યજ કોઈ કામ કરવાનો અથવા ત્યાગવાનો અથવા કોઈ વસ્તુ લેવાનો અથવા આપવાનો સકલ્પ કરે છે, ત્યારે વાણીને નામમાં પ્રેરે છે, નામમાં મન્ત્ર એક થઈ જાય છે તથા તેમનામાં કર્મોનું પ્રતિ પાદન થાય છે

આ સર્વનુ કેન્દ્ર ચિત્ત છે. એટલે કે સકલ્પથી લઈને કર્મફલ પર્યંત સર્વની ચિત્ત એક ગતિ છે. ચિત્તનો મહિમા પણ ઘણો મોટો છે. ચિત્ત જ સંકલ્પાદિનુ મૂળ છે, જો કોઈ બહુશ્રુત, શાસ્ત્રાદિનો પરિજ્ઞાતા હોય, પણ જો અચિત્ત હોય અર્થાત્ પ્રાપ્ત વિષયાદિના યથાર્થ સ્વરૂપને જાણવાના સામર્થ્યથી રહિત હોય તો વ્યવહાર

કુશળ પુરુષ તેના વિષયમાં 'એ કાંઈ નથી', 'એણે જે શાસ્ત્રાદિ જાણ્યાં વગર સંભળ્યાં છે તે વ્યર્થ છે' એવુ ધારી લે છે. જેનું ચિત્ત ઠેકાણે ન હોય તે નકામો છે. અલ્પવિત્ હોય પણ જો તે ચિત્તવાન્ હોય તો તેની વાત સાંભળવાની તથા ગ્રહણ કરવાની ઈચ્છા થાય છે, તેથી ચિત્ત સર્વેનું આશ્રય સ્થાન છે, આત્મા છે, પ્રતિષ્ઠા છે. તેની જ ઉપાસનામાં લાગી જાઓ. લાભ એ થશે કે જ્યાં સુધી ચિત્તની ગતિ છે એટલે કે પરમાવધિ સુધી ચિત્ત જઈ શકે છે, ત્યાં સુધી જવામાં તેને કોઈ રોકી શકશે નહી. એટલુ જાણ્યા પછી નારદજીના પૂછવાથી સનત્કુમારે ચિત્તથી પણ વધીને કોઈ બીજો પદાર્થ છે એમ જ્યારે કહ્યું, ત્યારે નારદજીએ તે જાણવાની ઈચ્છા કરી ૧-૩.

વિશેષ—ચિત્ત નામ- સોચ, સમજ, ગોર, ફિકર અર્થાત્ 'હવે શું કરવું જોઈએ?' આગળ આનું શું ફળ થશે? તથા પછી એવી અવસ્થામાં શું પરિણામ આવે? કોઈ અન્યને આ પ્રમાણે થયુ છે? કોને? કયાં? કયારે? ઈત્યાદિ વિષયોમાં બુદ્ધિને પૂરી રીને પરોવવી, લગાડવી, પ્રવૃત્ત કરવી. એ ચિત્તનું કામ છે ૧૩.

## ખંડ છઠ્ઠો

હવે ચિત્તથી ધ્યાનને શ્રેષ્ઠ બોધન કરે છે, યથા—

**ध्यानं वाव चित्ताद्भूयो ध्यायतीव पृथिवी ध्यायतीवान्तरिक्षं ध्यायतीव द्यौर्ध्यायन्तीवापो ध्यायन्तीव पर्वता ध्यायन्तीव देवमनुष्यास्तस्माद्य इह मनुष्याणां महत्तां प्राप्नुवन्ति ध्यानापादांशा इवैव ते भवन्त्यथ येऽल्पाः कलहिनः पिशुना उपवादिनस्तेऽथ ये प्रभवो ध्यानापादांशा इवैव ते भवन्ति ध्यानमुपास्स्वेति ॥ १ ॥**

ભાવાર્થ—ધ્યાનજ ચિત્તથી વધીને છે. આ પૃથ્વી જાણે ધ્યાનસ્થ થએલી છે. અન્તરિક્ષ જાણે ધ્યાન કરે છે, દ્યુલોક જાણે ધ્યાન મગ્ન છે જલ જાણે ધ્યાનમાં પ્રવર્ત્તે છે, પર્વત જાણે ધ્યાનમા ચોટેલા છે તથા દેવતા અને મનુષ્ય પણ જાણે કે ધ્યાન કરે છે તેથી લોકો અહીં મનુષ્યોમાં મહત્વ પ્રાપ્ત કરે છે તેઓ જાણે કે

ધ્યાનના લાભનોજ કઇક હિસ્સો મેળવી રહ્યાનુ પ્રતીત થાય છે. તથા જે નીચી શ્રેણીના ક્ષુદ્ર મનુષ્ય છે તેઓ કલહ પ્રિય ચુગલીખોર તથા બીજાને મ્હોએજ તેમની નિંદા કરનારા હોય છે પણ જે પ્રભુતાવાળા મનુષ્ય હોય છે તે ધ્યાનના ફળનો કઇક હિસ્સો અંશ પ્રાપ્ત કરે છે, તેથી તમે ધ્યાનની ઉપાસના કરો. ૧.

**स यो ध्यानं ब्रह्मेत्युपास्ते यावद् ध्यानस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो ध्यानं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो ध्यानाद्भूय इति ध्यानाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥**

ભાવાર્થ—તે જે ધ્યાનની 'એ બ્રહ્મ છે' એવી ઉપાસના કરે છે, તે જ્યા સુધી ધ્યાનની ગતિ છે ત્યા સુધી તેની સ્વેચ્છા ગતિ થઈ જાય છે, કે જે ધ્યાનની બ્રહ્મના રૂપમા ઉપાસના કરે છે. નારદજીએ કહ્યુ—ભગવન્ ! શું કાઈ ધ્યાનથી પણ ઉત્કૃષ્ટ છે ? સનત્કુમારે ઉત્તર આપ્યો—હા ધ્યાનથી પણ ઉત્કૃષ્ટ છેજ, કઇક બીજુ નારદજીએ જીજ્ઞાસા કરી—ભગવન્ ! મને તેનો જ ઉપદેશ કરો ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—આ ખડનું ભાષ્ય તથા વિશેષ સાથે જ અહિ લખવામા આવે છે—ચિત્તથી ઉત્કૃષ્ટ ધ્યાનને જાણો જે લોક આ લોકમા ધન, વિદ્યા અથવા ગુણોથી મહત્વને પ્રાપ્ત કરે છે, તેનાથી તેઓ નિ સદેહ ધ્યાનના ફળની જે પ્રાપ્તિ, તેના એક અંશ, અવયવ અથવા કળાથી યુક્ત થાય છે તથા તેઓ નિશ્ચળ જોવામા આવે છે. તથા એ ક્ષુદ્ર હોય છે અર્થાત્ જે ઉપર્યુક્ત ગુણોથી રહિત નીચા દરજ્જાના મનુષ્ય છે તેઓ લડાઈ ઝઘડા કરનારા, ચુગલીખોર તથ પીઠ પાછળ નિંદા કરનારા થાય છે. તેઓ ધન આદિના એક અંશને પણ પ્રાપ્ત કરી શકતા નથી આપણે અનેક જનોને જે પ્રભુત્વવાળા, વિદ્યાચાર્ય તથા રાજ્ય ઐશ્વર્યવાળા જોઇએ છીએ તેમણે, જાણો કે ધ્યાનના એક અંશને પ્રાપ્ત કરી લીધો છે. તમારે તેની ઉપાસના કરવી જોઇએ. તેની યથેચ્છ ગતિને કોઈથી રોકી શકાય તેમ નથી, કે જે ધ્યાનને બ્રહ્મરૂપથી ઉપાસ્ય સમજી તદ્ અનુકૂળ અનુષ્ઠાનમા પ્રવૃત્ત છે નારદને સનત્કુમારે જ્યારે એવો ઉત્તર આપ્યો કે ધ્યાનથી વધીને પણ કઇક છે, ત્યારે નારદજીએ તેને પણ જાણવાની ઈચ્છા કરી ૧ ૨

વિશેષ—ધ્યાન નામ-એકાગ્રતા, ચિત્તને એક જગા ઉપર ટકાવી શિખવુ શ્રીશંકરાચાર્યે કહ્યો છે કે દેવતા આદિ શાસ્ત્રોક્ત અવલંબનમા વિજાતીય વૃત્તયે

સિવાયની અવિચ્છિન્ન એકજ વૃત્તિના પ્રવાહનું નામ 'ધ્યાન' છે. જ્યારે કોઈ પુરૂષ કોઈ ગંભીર વિષય ઉપર ધ્યાન લગાડે છે ત્યારે તે શાંત તથા પોતાની મર્યાદામાં નિશ્ચળ છે. જાણે કે તેઓ ધ્યાનસ્થ થઈ ગએલા છે. વૃક્ષો ચુપચાપ સ્થિર રહી પોતાના ઉપર વાયુ તાપ,શીત વૃષ્ટિને ઝીલી રહ્યાં છે, કારણ કે તેઓ ધ્યાનસ્થ છે. જેમ સંસારી લોક કોઈ ધ્યાન પરાયણ યોગીને જબરદસ્તીથી ખેંચીને સાંસારિક ઝંઝટોમાં નાખી અશાંત કરી દે છે, ત્યારે તે અવસર મેળવીને પાછા તત્કાળ સમાહિત થઈ જાય છે. એજ પ્રકારે વૃક્ષોને વાતાદિ પ્રકંપિત કરી દે છે પણ તેઓ જલ્દીથી વાયુ નરમ પડતાં તદવસ્થ્ય થઈ જાય છે એજ ધ્યાનનિષ્ઠા છે. ૧ ૨.

## ખંડ સાતમો

હવે ધ્યાનની અપેક્ષાએ વિજ્ઞાનની મહત્તા દેખાડવામાં આવે છે, યથા—

**विज्ञानं वाव ध्यानाद् भूयो विज्ञानेन वा ऋग्वेदं विजानाति यजुर्वेदꣳ सामवेदमाथर्वणं चतुर्थमितिहास- पुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्र- विद्यां नक्षत्रविद्याꣳ सर्पदेवजनविद्यां दिवं च पृथिवीं च वायुं चाकाशं चापश्च तेजश्च देवाꣳश्च मनुष्याꣳश्च पशूꣳश्च वयाꣳसि च तृणवनस्पतीञ्छ्वापदान्याकीटपतङ्गपि- पीलकं धर्मं चाधर्मं च सत्यं चानृतं च साधु चासाधु च हृदयज्ञं चाहृदयज्ञं चान्नं च रसं चेमं च लोकममुं च विज्ञानेनैव विजानाति विज्ञानमुपास्स्वेति ॥ १ ॥**

**ભાવાર્થ**—વિજ્ઞાન જ ધ્યાનથી શ્રેષ્ઠ છે. વિજ્ઞાન દ્વારા મનુષ્ય ઋગ્વેદને જાણે છે, તથા વિજ્ઞાનથી જ તે ઋગ્વેદ,યજુર્વેદ, સામવેદ, ચોથો અથર્વણવેદ,વેદોમાં પંચમો વેદઇતિહાસ પુરાણ, વ્યાકરણ અગર વેદાંત, શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાતજ્ઞાન, નિધિજ્ઞાન, તર્કશાસ્ત્ર, નીતિ દેવવિદ્યા ( નિરૂક્ત ), બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા, નક્ષત્રવિદ્યા, ક્ષત્રવિદ્યા, સર્પ તથા દેવજન વિદ્યા, દ્યૌ તથા પૃથ્વી, વાયુ તથા આકાશ, જલ તથા તેજ, દેવતા તથા મનુષ્ય, પશુ તથા પક્ષી, તૃણ તથા વનસ્પતિ, સમસ્ત હિંસ્ર જન્તુ, કીટ-પતંગ, કીડી સુધ્ધાંત ધર્મ અધર્મ, સાચ જુઠ, ભલાઈ બુરાઈ, પ્રિય અપ્રિય, અન્ન રસ, આ લોક તથા પરલોક એ સર્વને જાણે છે; તેથી તમે વિજ્ઞાનની ઉપાસના કો. ૧.

હવે વિજ્ઞાનની ઉપાસનાનું ફલ કહે છે, યથા—

**स यो विज्ञानं ब्रह्मेत्युपास्ते विज्ञानवतो वै स लोकाञ्ज्ञानवतोऽभिसिध्यति यावद्विज्ञानस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो विज्ञानं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो विज्ञानाद् भूय इति विज्ञानाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥**

**ભાવાર્થ**—તે જે વિજ્ઞાનને બ્રહ્મરૂપે ઉપાસે છે, તે વિજ્ઞાન તથા જ્ઞાનવાળા લોકને પ્રાપ્ત થાય છે. જ્યા સુધી વિજ્ઞાનની પહોચ છે, ત્યાં સુધી તેની યથેચ્છ ગતિ થાય છે કે જે વિજ્ઞાનની 'એ બ્રહ્મ છે' એ પ્રકારની ઉપાસના કરે છે. નારદજીએ પૂછ્યુ—હે ભગવન્ ! વિજ્ઞાનથી ચઢીને કોઈ બીજી વસ્તુ છે ? સનત્કુમારે ઉત્તર આપ્યો—વિજ્ઞાનથી શ્રેષ્ઠ બીજી વસ્તુ પણ છે. નારદજીએ જીજ્ઞાસા કરી—ભગવન્ ! મને તેનો જ ઉપદેશ કરો. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ધ્યાનનું કારણ હોવાથી ધ્યાનના કરતાં વિજ્ઞાનની શ્રેષ્ઠતા છે, કારણ કે વિજ્ઞાનથી જ મનુષ્ય ઋગ્વેદને 'આ ઋગ્વેદ છે' એ પ્રકારે પ્રમાણ રૂપથી જાણે છે, જેનું અર્થજ્ઞાન ધ્યાનનુ કારણ છે. તેજ પ્રમાણે યજુર્વેદ આદિકોનું જ્ઞાન પણ વિજ્ઞાનથી જ થાય છે. એટલુજ નહી; પરતુ પશુ આદિકોનુ, શાસ્ત્ર સિદ્ધ ધર્મ તથા અધર્મનું, લોકદષ્ટિથી અથવા સ્મૃતિયો દ્વારા નિશ્ચિત શુભ તથા અશુભને તથા સંપૂર્ણ અદ્રષ્ટ વિષયને પણ મનુષ્ય વિજ્ઞાનથી જાણવાને સમર્થ થાય

છે, તેથી ધ્યાનની અપેક્ષા વિજ્ઞાનની શ્રેષ્ઠતા નિશ્ચિત હોવાથી તમે તેની જ ઉપાસના કરો જે વિજ્ઞાનવાન્ હશે તે એ જ્ઞાન વિજ્ઞાનથી સંપન્ન પુરૂષોથી યુક્ત લોકોને પ્રાપ્ત કરી લે છે. તેની ગતિ ત્યાં સુધી નિર્બાધ થઈ જાય છે કે જ્યાં સુધી વિજ્ઞાનની ગતિ છે. તેણે વિજ્ઞાનની બ્રહ્મ સમજીને ઉપાસના કરવી ઉચિત છે. નારદજીના પૂછવાથી સનત્કુમારે તેનાથી પણ શ્રેષ્ઠ પદાર્થ બતાવવાની હામી ભરી ૧-૨

વિશેષ—વિજ્ઞાન-શાસ્ત્ર વિષયક જ્ઞાનનું નામ છે, તથા જ્ઞાન તેનાથી અન્ય વિષય સંબંધી નિપુણતાનું નામ છે વિજ્ઞાન કારણ છે તથા ધ્યાન એનું કાર્ય છે. કારણ કે પ્રથમ વસ્તુ જાણી લેવામાં આવે છે ત્યારે તેના ઉપર ધ્યાન જમાવવામાં આવે છે. તેથી વિજ્ઞાન ધ્યાનથી શ્રેષ્ઠ છે. આજકાલના સાયન્સને પણ વિજ્ઞાન કહેવામાં આવે છે. કારણ કે સાયન્સવિજ્ઞતા પણ અધ્યયનનું જ ફલ છે. જે તદ્વિષયક શાસ્ત્રોની નિપુણતાનું ફલ છે. ૧૨



## ખંડ આઠમો.

હવે વિજ્ઞાથી બળની શ્રેષ્ઠતાનું બોધન કરે છે, યથા—

**बलं वाव विज्ञानाद्भूयोऽपि ह शतं विज्ञानवतामेको बलवानाकम्पयते स यदा बली भवत्यथोत्थाता भवत्युत्तिष्ठन्परिचरिता भवति परिचरन्नुपसत्ता भवत्युपसीदन्द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्ता भवति विज्ञाता भवति बलेन वै पृथिवी तिष्ठति बलेनान्तरिक्षं बलेन द्यौर्बलेन पर्वता बलेन देवमनुष्या बलेन पशवश्च वयांसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलकं बलेन लोकस्तिष्ठति बलमुपास्स्वेति ॥ १ ॥**

ભાવાર્થ—બળ જ વિજ્ઞાનથી ઉત્કૃષ્ટ છે. બળવાન એક મનુષ્ય વિજ્ઞાન-

વાળા સો પુરૂષોને કંપાવી દે છે, જ્યારે કોઈ પુરૂષ બળવાળો હોય છે ત્યારે તે ઉદ્યાગી થાય છે, એટલે કે ઉઠવાવાળો પણ થાય છે. ઉઠીનેજ પરિચર્યા કરે છે તથા પરિચર્યા કરનારો હોવાથી જ સમીપ ગમન કરે છે. તથા ઉપસદન કરીનેજ દર્શન કરે છે, શ્રવણ કરે છે, મનન કરે છે, જાણે છે, કહે છે તથા વિજ્ઞાનવાન્ થાય છે બળથી જ પૃથ્વી ઉભી રહી છે બળથી જ અન્તરિક્ષ, બળથી જ દ્યુલોક, બળથી જ પર્વત, બળથી જ દેવતા તથા મનુષ્ય, બળથી જ પશુ પક્ષી, તૃણ, વનસ્પતિ, સર્વ હિંસ્ર જન્તુ, કીટ, પતગ, કીડી સુદ્ધાત સમસ્ત પ્રાણી સ્થિત છે તથા બળથી જ લોક સ્થિત છે, તેથી તમે બળની ઉપાસના કરો. ૧.

હવે બળવાન પુરૂષના ફલનું કથન કરે છે, યથા—

**स यो बलं ब्रह्मेत्युपास्ते यावद् बलस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो बलं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो बलाद् भूय इति बलाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥**

ભાવાર્થ—જે બળની 'એ બ્રહ્મ છે' એ પ્રકારની ઉપાસના કરે છે, તેની જ્યાં સુધી બળની ગતિ છે, ત્યાં સુધી અબાધ ગતિ થઈ જાય છે, કે જે બ્રહ્મરૂપથી બળની ઉપાસના કરે છે. નારદજીએ પૂછ્યુ—ભગવન્ ! શું, બળથી ઉત્કૃષ્ટ છે ? સનત્કુમારે ઉત્તર આપ્યો—બળથી પણ ઉત્તમ છે જ. ત્યારે નારદજીએ કહ્યુ—ભગવન્ ! મારા પ્રતિ તેનો જ ઉપદેશ કરો. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—બન્ને મન્ત્રોનાં ભાષ્ય તથા વિશેષ સાથે લખવામાં આવે છે.—બળ જ વિજ્ઞાનથી ઉત્તમ છે. કારણ ગમે તે હોય, નિર્બળ પુરૂષ કાંઈ પણ કરવાને લાયક રહેતો નથી. સર્વ પ્રથમ તો તે મૂર્ખ જ રહેવાનો કારણ કે— દુર્બળતાને કારણે તે આચાર્યની ઉપાસના કરી શકે નહી. જો આચાર્યની પાસે વખતે વાહન આદિ કોઈ પણ સાધનથી પહોચી જાય તો પણ અનશન કરવાથી 'મને ઋગાદિ મન્ત્રો યાદ રહેતા નથી' એમ જ ન છુટકે તેને કહેવુ પડે. વળી નિર્બળ પુરૂષ ગુરુની પરિચર્યા પણ કરી શકે નહી. તે સિવાય બીજા પણ ઉપયોગી કર્મોથી વંચિત રહે તથા શ્રવણ, મનન અને નિદિધ્યાસ કરવાને પણ લાયક રહે નહી. જ્યારે બળવાન ઉક્ત સર્વ કાર્યો ઉત્સાહથી કરી શકે

જે સમયે બ્રહ્મ સમજીને તેની ઉપાસના કરે છે, તેને ત્યાં સુધી જવામાં કોઈ રોકી શકતું નથી કે જ્યાં સુધી બળની ગતિ પહોચી શકે છે. એ સામર્થ્ય તેનામાં આવી જાય છે કે જે બળને બ્રહ્મ જાણીને તેની ઉપાસના કરે છે. પછી નારદજીના પૂછવાથી સનત્કુમારે કંઈક બળથી પણ ઉત્કૃષ્ટ બતાવવાનુ નારદજીને કહ્યું.

વિશેષ—પુષ્ટિકારક અન્નના ઉપયોગથી શરીરમા જે બળ ઉત્પન્ન થાય છે, તેજ સ્વસ્થ રાખીને મનુષ્ય પ્રતિભાને,—નવી નવી સ્ફુરણાને વધારે છે. તેથી બળ વિજ્ઞાનથી શ્રેષ્ઠ છે. કદી કદી તો સીધી રીતે પણ વિજ્ઞાનથી ચઢી જાય છે જ્યારે કે, વિજ્ઞાનવાળાનો મુકાબલો કોઈ બળવાનની સાથે સાક્ષાત્ થઈ જાય છે. ૧-૨.



## ખંડ નવમો

હવે બળની અપેક્ષાએ અન્નની મહત્તા દેખાડે છે, યથા—

**अन्नं वाव बलाद्भूयस्तस्माद्यद्यपि दशरात्रीर्नाश्नीयाद्यद्यु ह जीवेदथवाऽद्रष्टाऽश्रोताऽमन्ताऽबोद्धाऽकर्ताऽविज्ञाता भवत्यथान्नस्याऽऽयै द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्ता भवति विज्ञाता भवत्यन्नमुपास्स्वेति ॥ १॥**

ભાવાર્થ—અન્ન બળથી પણ ચઢિયાતુ છે, તેથી જો કોઈ મનુષ્ય દશ દિવસ સુધી ખાય નહી અને જીવતો રહે તો પણ જોવામાં સાંભળવામાં, મનન કરવામાં, કામ કરવામા તથા સમજવામાં અયોગ્ય થઈ જાય છે. પણ જ્યારે તેને અન્ન પ્રાપ્ત થઈ જાય છે ત્યારે દ્રષ્ટા થઈ જાય છે, શ્રોતા થઈ જાય છે. મતા થઈ જાય છે, બોધ્ધા થઈ જાય છે, કર્તા થઈ જાય છે તથા વિજ્ઞાતા થઈ જાય છે, તેથી અન્નની ઉપાસના કરો. ૧.

હવે અન્નના ઉપાસકનું ફળ કહે છે, યથા—

**स योऽन्नं ब्रह्मेत्युपास्तेऽन्नवतो वै स लोकान्पानवतोऽभिसिध्यति यावदन्नस्य गतं तत्रास्य यथाकामचारो**

**भवति योऽन्नं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवोऽन्नाद् भूय इत्यन्नाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥**

**ભાવાર્થ**—તે જે અન્નની 'તે બ્રહ્મ છે' એવી ઉપાસના કરે છે, તે અન્નવાન્ તથ પાનવાન લોકોને પ્રાપ્ત થાય છે. જ્યા સુધી અન્નની પહોચ છે ત્યાં સુધી તેની સ્વેચ્છાગતિ થાય છે કે જે અન્નની બ્રહ્મ બુદ્ધિથી ઉપાસના કરે છે. નારદજીએ પૂછ્યુ—ભગવન્ ! શું અન્નથી પણ વધીને કાંઈ છે ? સનત્કુમારે ઉત્તર આપ્યો—અન્નથી શ્રેષ્ટ પણ છેજ. એ સાભળીને નારદજીએ ફરી પ્રાર્થના કરી કે— ભગવન્ ! મને તેનો જ ઉપદેશ કરો. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—અન્ન જ બળનું કારણ છે, બળનું જ નહી પણ તે જીવનનો પણ હેતુ છે. દશ દિવસ અન્ન ન મળે તો મનુષ્ય ક્ષીણ થઈને પણ જીવે છે. તોપણ તેની જોવાની, સાભળવાની આદિ શક્તિયો ધીમે ધીમે નષ્ટ થતી જાય છે. અને તેની તાકત ( બળ ) જતી રહે છે.

જે અન્નને બ્રહ્મ સમજીને ઉપાસના કરે છે તેને એ લોક પ્રાપ્ત થાય છે કે જ્યા ખાન પાનની કાઈ કમી નથી. તેની પહોચ ત્યા સુધી જાય છે કે જ્યાં સુધી અન્નની. શરત એ છે કે—અન્નની 'તે બ્રહ્મ છે' એવી ભાવનાથી ઉપાસના કરે. નારદજીના પૂછવાથી સનત્કુમાર અન્નથી પણ ચઢિયાતુ એક તત્ત્વ બતાવવાનુ સ્વીકાર કરે છે. ૧ ૨.

**વિશેષ**—અન્નમાં શુ સામર્થ્ય છે ? તે તો નિત્ય આપણા જોવામા આવે છે. જેમના પેટ ભરેલા છે તેમને ભણવુ, લખવુ, રગ-રાગ બધુ સુઝે છે. જેમના પેટ ભૂખ્યા છે તેમને કાઈ સૂઝ સમજ પડતી નથી આ મન્ત્રમા અન્વયવ્યતિરેકથી અન્નના મહત્વનું બોધન કરવામા આવ્યુ છે. અન્નના મહિમાના સબધમાં લોકોક્તિ છે કે—કોઈની પીઠ ઉપર પાટુ મારવી પણ પેટ ઉપર નહી. જો ખાવાનું મળતુ હોય તો ઝુપડીમા રહેવાનુ સ્વીકારી શકાય, પણ ખાવાનુ ન મળે તો મ્હેલને પણ તજવો પડે. અન્નના તથા તેના દાનના મહિમાથી ગ્રથ ભરાએલા છે. પણ તેમાંના વચનો અહીં એટલા સારૂ ઉલ્લેખ કરવામા આવતો નથી કે તેનો મહિમા સર્વ વિદિત છે ૧ ૨.



# ખંડ દશમો

હવે અન્નથી જલના અધિક મહત્ત્વનું વર્ણન કરે છે, યથા—

आपो वावान्नाद् भूयस्यस्तस्माद्यदा सुवृष्टिर्न भवति व्याधीयन्ते प्राणा अन्नं कनीयो भविष्यतीत्यथ यदा सुवृष्टिर्भवत्यानन्दिनः प्राणा भवन्त्यन्नं बहु भविष्यतीत्याप एवेमा मूर्ता येयं पृथिवी यदन्तरिक्षं यद् द्यौर्यत्पर्वता यद्देवमनुष्या यत्पशवश्च वयाꣳसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलिकमाप एवेमा मूर्ता अप उपास्स्वेति ॥१॥

ભાવાર્થ—જલ જ અન્નથી વધીને છે, તેથી જ્યારે સારો વરસાદ થતો નથી ત્યારે પ્રાણ દુ:ખી થાય છે કે અન્ન ક્યારે થશે ? પણ જો સારો વરસાદ થાય છે તો પ્રાણ આનન્દ માને છે કે, હવે અન્ન ઘણું થશે. જલે જ આ ભિન્ન ભિન્ન મૂર્તિઓ ધારણ કરી રાખી છે—જે આ પૃથ્વી છે, જે આ અન્તરિક્ષ છે, જે પર્વત છે. જે દેવ અને મનુષ્ય છે, જે પશુ અને પક્ષી છે, જે તૃણ અને વનસ્પતિ છે, જે હિંસ્ર જન્તુ છે તથા જે કીટ પતંગ તથા કીડી સુધીના જીવ છે તે જલ જ છે કે જેણે જૂદી જૂદી મૂર્તિયો ધારણ કરી રાખી છે, તેથી તમે જલની ઉપાસના કરો. ૧.

હવે જલની ઉપાસનાનું ફળ કહે છે, યથા—

स योऽपो ब्रह्मेत्युपास्त आप्नोति सर्वान्कामाꣳस्तृप्तिमान्भवति यावदपां गतं तत्रास्य यथाकामचारो भवति योऽपो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवोऽद्भ्यो भूय इत्यद्भ्यो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥

ભાવાર્થ—ને જે જલની બ્રહ્મભાવનાથી ઉપાસના કરે છે, તે સર્વ કામનાઓને પ્રાપ્ત થઈ જાય છે તથા તૃપ્તિમાન થાય છે. જ્યાં સુધી જલની ગતિ છે ત્યાં સુધી તેની ગતિ પહોંચે છે, જે જલની 'એ બ્રહ્મ છે' એ રૂપથી ઉપાસના કરે

છે. નારદજીએ પૂછયુ—ભગવન્! જલથી વધીને કોઈ વસ્તુ છે? સનત્કુમારે કહ્યું—હા, જલથી ઉત્તમ છે. એ સાભળીને નારદજીએ ફરી પ્રાર્થના કરી કે—ભગવન્! તે મને બતાવો. ૨.

વિ૦ વિં ભાષ્ય—અવશ્યમેવ જલ ઉત્કૃષ્ટ છે. કારણ કે એ અન્નનું કારણ છે. વૃષ્ટિની સભાવના માત્રથી પ્રાણુ મેઘદર્શી મયુરની પેઠે નાચવા માંડે છે. જલથી જ અન્ન થશે કે જે પ્રાણિમાત્રનું જીવન છે જલને 'જીવન' કહેવામાં આવ્યુ છે. જેમ કે 'जीवन भुवन वनम्' ( અમરકોષ ) કારણ કે મનુષ્ય અન્ન વગર તો થોડા દિવસ જીવિત પણ રહી શકે છે, પણ જલ વગર તો માછલીની પેઠે શીઘ્ર જ પ્રાણ છોડી દે છે. જે જલને બ્રહ્મ સમજીને તેની બ્રહ્મ બુદ્ધિથી ઉપાસના કરે તો તે સર્વ ઈચ્છાઓની પૂર્તિ કરીને તૃપ્ત રહે છે. તે જલના સમાન ગતિવાળો થઈ જાય છે. અહીં પણ જલથી શ્રેષ્ઠ કોઈ પદાર્થને બતાવવાનો સનત્કુમારે વાયદો કર્યો. ૧-૨.

વિશેષ—સંસારમાં આ સર્વ કાઈ જે મૂર્ત છે, તે દ્રવ્યાવસ્થામાંથી તે દશાને પ્રાપ્ત થએલુ છે. વ્રીહિ, યવ આદિ ધાન્યોના દાણા પ્રથમ જલથી તરબોળ હતા અને પછી કડક થઈ ગયા, 'अप एव ससर्जादौ तासु बीजम्' ઈત્યાદિ વચનોમા કહેવાએલુ છે કે પ્રથમ જલ બન્યુ તેમા તે બીજ નાખવામા આવ્યુ જે જગદ્વૃક્ષનું કારણ હતુ. ૧-૨,



## ખંડ અગિયારમો



હવે જલની અપેક્ષા તેજની શ્રેષ્ઠતાનુ પ્રતિપાદન કરે છે, યથા—

**तेजो वावाद्भ्यो भूयस्तद्वा एतद्वायुमागृह्याकाशमभितपति तदाहुर्निशोचति नितपति वर्षिष्यति वा इति तेज एव तत्पूर्वं दर्शयित्वाऽथापः सृजते तदेतदूर्ध्वाभिश्च तिरश्चीभिश्च विद्युद्भिराह्रादाश्चरन्ति तस्मादाहुर्विद्योतते स्तनयति वर्षिष्यति वा इति तेज एव तत्पूर्वं दर्शयित्वाऽथापः सृजते तेज उपास्स्वेति ॥ १ ॥**

ભાવાર્થ—તેજ જ જલથી વધીને છે, કારણ કે તેજ વાયુની સાથે મળીને આકાશને પૂરેપૂરૂ એટલે કે સર્વ બાજુથી તપાવે છે, ત્યારે સર્વ લોક કહે છે કે— ગરમી થાય છે, ઘણો તાપ પડે છે, વર્ષા થશે. એ પ્રમાણે તેજ જ પોતે પોતાને પ્રગટ કરીને જલની ઉત્પત્તિ કરે છે. ત્યાર પછી ઉપર અને ચારે બાજુએ ચમકતી વીજલીની સાથે મેઘની ગર્જનાઓ પ્રગટ થાય છે. એટલે કે વિજળીની સાથે ગડગડાટનો શબ્દ ફેલાવી દે છે. ત્યારે લોક કહે છે કે, ચમકે છે, ગાજે છે, વરસશે' એ પ્રમાણે અહીં પણ તેજ જ પ્રથમ પોતે પોતાને પ્રદર્શિત કરીને— વિજળીના રૂપમાં જાહેર થઈને પછી જલને ઉત્પન્ન કર છે–રચે છે. તેથી તેજની ઉપાસના કરો. ૧,

*હવે તેજના ઉપાસકના ફળનું વર્ણન કરે છે, યથા—*

**स यस्तेजो ब्रह्मेत्युपास्ते तेजस्वी वै स तेजस्वतो लोकान्भास्वतोऽपहततमस्कानभिसिध्यति यावत्तेजसो गतं तत्रास्य यथाकामचारो भवति यस्तेजो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवस्तेजसो भूय इति तेजसो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥**

ભાવાર્થ—તે જે તેજની 'તે બ્રહ્મ છે' એવી ઉપાસના કરે છે, તે સ્વયં તેજસ્વી બનીને, એ લોકોને પ્રાપ્ત થાય છે કે જે તેજવાળા છે, પ્રકાશથી પૂર્ણ છ તથા તમોહીન છે જ્યાં સુધી તેજની ગતિ છે ત્યાં સુધી તેની સ્વેચ્છા ગતિ થઈ જાય છે કે જે તેજની બ્રહ્મભાવનાથી ઉપાસના કરે છે. નારદજીએ કહ્યું—ભગવન્! શું તેજથી પણ વધીને કાંઈ છે ? સનત્કુમારે ઉત્તર આપ્યો—તેજથી પણ વધીને છે જ. નારદજીએ કહ્યું—ભગવન્ ! મને તેનોજ ઉપદેશ કરો. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—તેજ જલનું કારણ છે તેથી તે જલની અપેક્ષા ઉત્કૃષ્ટ છે. કારણ કે, તેજ જે વખતે વાયુનો આશ્રય લઈને આકાશને તપાવે છ તે વખતે લોકોને આકાશના ચારે બાજુએથી તપવાનો અનુભવ થાય છે, તેથી તે લોક કહે છે કે આ તપવાથી વરસાદ થશે. તેના સિવાય બીજા પ્રકારથી પણ તેજ જ વિજળીના રૂપમાં વરસાદનો હેતુ છે. જ્યારે વિજળી ચમકે છે અને

વાદળોમાં ગડગડાટના શબ્દ થાય છે ત્યારે લોક સમજે છે કે વરસાદ થશે. એ પ્રમાણે પ્રથમ તેજ જ પ્રગટ થઈ જળને ઉત્પન્ન કરે છે. તેથી તમારે તેજની ઉપાસના કરવી જોઈએ

જે તેજની બ્રહ્મ સમજીને ઉપાસના કરે છે તે દીપ્તિમાન થઈ જાય છે, તેજસ્વી લોકોમા જાય છે, તેને ત્યાં સુધી જવામા કોઈ રોકી શકતુ નથી કે જ્યાં સુધી તેજની પહોચ છે સનત્કુમારે નારદજીના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું—તેજથી વધીને પણ કાંઈ છે. નારદજીએ તેને જાણવાની જીજ્ઞાસા કરી. ૧-૨.

**વિશેષ**—એ વાત લોકમાં પ્રસિદ્ધ છે કે—કારણનો અભ્યુદય થએલો જોઇને એવી બુદ્ધિ થાય છે કે, કાર્ય થશે. એ પ્રમાણે પ્રથમ તેજ જ પ્રગટ થઇને પછી જળને પ્રગટ કરે છે, તેથી જળનું સ્રષ્ટા હોવાથી જળના કરતાં તે ઉત્કૃષ્ટ છે. ૧-૨.



## ખંડ બારમો



હવે તેજની અપેક્ષા આકાશ ઉત્કૃષ્ટ હોવાનુ કથન કરે છે, યથા—

**आकाशो वाव तेजसो भूयानाकाशे वै सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राण्यग्निराकाशेनाह्वयत्याकाशेन शृणोत्याकाशेन प्रतिशृणोत्याकाशे रमत आकाशे न रमत आकाशे जायत आकाशमभिजायत आकाशमुपास्स्वेति ॥ १ ॥**

**ભાવાર્થ**—આકાશજ તેજથી ઉત્કૃષ્ટ છે. કારણ કે—સૂર્ય અને ચંદ્રમા એ બન્ને તથા વિજળી, નક્ષત્ર, તથા અગ્નિ આકાશમા સ્થિત છે આકાશ દ્વારાજ તેમનાં નામ દેવામાં આવે કે આકાશથીજ સાંભળે છે, આકાશ દ્વારા પ્રતિવચન થાય છે, આકાશમાંજ રમણ કરે છે આકાશમાં આનન્દ નથી ભોગવતો, આકાશમાંજ ઉત્પન્ન થાય છે. તથા આકાશ તરફ જ વધે છે. તમે આકાશની ઉપાસના કરો. ૧.

હવે આકાશના ઉપાસકના ફળનું કથન કરે છે, યથા—

**स य आकाशं ब्रह्मेत्युपास्त आकाशवतो वै स लोकान्प्रकाशवतोऽसंबाधानुरुगायवतोऽभिसिध्यति यावदाकाशस्य गतं तत्रास्य यथाकामचारो भवति य आकाशं ब्रह्मेत्युपास्तेऽस्ति भगव आकाशाद्भूय इत्याकाशाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥**

ભાવાર્થ—જે આકાશની બ્રહ્મના રૂપમાં ઉપાસના કરે છે તે આકાશવાન, પ્રકાશવાન, પીડા રહિત તથા વિસ્તૃત લોકોમાં જાય છે. જ્યાં સુધી આકાશની ગતિ છે ત્યાં સુધી તેની ગતિ અબાધ થઈ જાય છે કે જે આકાશની એ બ્રહ્મ છે' એ પ્રકારથી ઉપાસના કરે છે. નારદજીએ પૂછ્યુ—ભગવન્ ! શું, આકાશથી પણ વધીને કોઇ છે ? સનત્કુમારે ઉત્તર આપ્યો—આકાશથી પણ વધીને છે. એ સાંભળી નારદજીએ કહ્યું—ભગવન્ ! ત્યારે તો મને આપ તેનોજ બોધ કરાવો.

વિ૰ વિ૰ ભાષ્ય—વાયુ સહિત તેજનું કારણ આકાશ છે, તેથી આકાશ જ તેજથી ઉત્કૃષ્ટ છે. લોકમાં કાર્યના કરતાં કારણજ ઉત્કૃષ્ટ ગણાય છે કે જે પ્રમાણે ઘટ આદિના કરતાં મૃત્તિકા. એ વાત યુક્તિ સિદ્ધ પણ છે, જેમ કે—આકાશમાંજ તેજ સ્વરૂપ સૂર્ય તથા ચદ્રમા એ બન્ને છે તથા આકાશની અંદરજ વિદ્યુત્, નક્ષત્ર તથા અગ્નિ છે. જે જેની અંદર હોય છે તે તેનાથી ન્હાનુ હોય છે. તથા બીજું તેનાથી મ્હોટું હોય છે.

વળી એ પણ વાત છે કે—આકાશમાંજ એક વ્યક્તિ બીજાને બોલાવે છે. બોલ્યા પછી એક બીજાને સંભળે છે. સર્વેલોક આકાશમાંજ એક બીજાની સાથે રમણ-ક્રીડા કરે છે. એટલે કે જ્યારે કોઇને મળે છે ત્યારે આકાશના અવકાશમાં જ મળે હળે છે તથા સ્ત્રી આદિ સ્વજન બંધુ-બાંધવનો વિયોગ થતાં જ્યાં રમણ કરી શકાતુ નથી તે સ્થાન પણ આકાશજ છે. જે કોઈ મૂર્ત પદાર્થથી અવરૂદ્ધ ( મર્યાદિત ) નથી, એવા આકાશમાજ જીવ પેદા થાય છે, તથા આકાશ તરફ લક્ષ્ય કરીનેજ અંકુરાદિ વધે છે, નહી કે નીચેની બાજુએ. તેથી તમે આકાશની ઉપાસના કરો.

જે આકાશને બ્રહ્મ જાણીને તેની ઉપાસના કરે છે તે આકાશ અને પ્રકાશવાળા

એવા લોકોમાં જાય છે કે જ્યા કોઈ પણ જાતનું દબાણ કે પીડા નથી તથા જે ખૂબ વિસ્તૃત લાંબુ પહોળુ છે જ્યા સુધી આકાશની પહોંચ છે ત્યા સુધી તેને કોઈ રોકી શકતુ નથી કે જે આકાશની બ્રહ્મ રૂપથી ઉપાસના કરે છે.

અહીં પણ સનત્કુમારે નારદજીને આકાશથી પણ કાંઈ શ્રેષ્ઠ બતાવવાનું વચન આપ્યુ ૧૨

**વિશેષ** - અહી 'आकाशे रमते आकाशे न रमते' એવો પાઠ આવેલો છે. શંકરાચાર્યજીએ તેનો એવો અર્થ કરેલો છે કે—આકાશમા એક બીજાની સાથે રમણ થાય છે. તથા સ્ત્રી આદિનો વિયોગ થવાથી આકાશમા રમણ થતુ નથી. અહીં આદિ શબ્દથી સર્વ ભોગ્ય વસ્તુઓ સમજવાની છે ભાવ એ છે કે—ભોગ્ય પદાર્થ પ્રાપ્ત થવાથી ભોગજન્ય આનંદ આકાશના અવકાશમાજ મળયા કરે છે. જ્યારે તેમનો વિયોગ થાય છે ત્યારે ખેદ થવો સ્વાભાવિક છે તેના અનુભવનું સ્થળ-પણ આકાશજ છે

## ખંડ તેરમો

હવે આકાશથી સ્મરણની ઉત્કૃષ્ટતાનુ બોધન કરે છે, યથા—

**स्मरो वावाकाशाद्भूयस्तस्माद्यद्यपि बहव आसीरन्नस्मरन्तो नैव ते कंचन शृणुयुर्न मन्वीरन्न विजानीरन् यदा वाव ते स्मरेयुरथ शृणुयुरथ मन्वीरन्नथ विजानीरन् स्मरेण वै पुत्रान्विजानाति स्मरेण पशून् स्मरमुपास्स्वेति ॥ १ ॥**

**ભાવાર્થ**—સ્મરણજ આકાશથી ચઢિયાતુ છે તેનાથીજ જો કોઈ જગાએ ઘણાલોક બેસે પણ એક બીજાની વાતો યાદ ન રાખે તો તે કાંઈ પણ સભાળી શકે નહી તેમજ જાણી શકે કે મનન કરીશકે પણ નહી જ્યારે તેઓ સ્મરણ કરે છે તે સમયે સાભળી શકે છે તેજ સમયે માની શકે છે અને જાણી પણ શકે છે મનુષ્ય સ્મૃતિ દ્વારાજ પુત્રોને જાણે છે તથા સ્મરણથીજ પશુઓને પણ જાણે છે. તેથી તમે સ્મરણની ઉપાસના કરો ૧.

હવે ઉક્ત સ્મૃતિના ઉપાસકના ફળનું કથન કરે છે, યથા—

**स यः स्मरं ब्रह्मेत्युपास्ते यावत्स्मरस्य गतं तत्रास्य यथाकामचारो भवति यः स्मरं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवः स्मराद् भूय इति स्मराद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥**

**ભાવાર્થ**—તે જે સ્મૃતિની બ્રહ્મ રૂપથી ઉપાસના કરે છે તેની ત્યાં સુધી નિર્બાધ ગતિ થઈ જાય છે કે જ્યાં સુધી સ્મૃતિની. એ સ્મૃતિ 'એ બ્રહ્મ છે' એવી ઉપાસના કરે છે. નારદજીએ પૂછ્યુ—ભગવન્! શું, સ્મૃતિથી વધીને કોઈ વસ્તુ છે? સનત્કુમારે ઉત્તર આપ્યો—વાહ! સ્મૃતિથી પણ વધીને બીજી વસ્તુ અવશ્ય છે. નારદજીએ કહ્યું—ત્યારે તો શ્રીમાન્! તે મને અવશ્ય બતાવો. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—મનુષ્યના સર્વે વ્યવહાર શબ્દ ઉપર નિર્ભર છે. સર્વથી પ્રથમ શબ્દનો મેળાપ થાય છે. એ મેળાપથીજ મનુષ્ય શબ્દ દ્વારા એક બીજાની સાથે પોતાના સંબંધનો નિશ્ચય કરીલે છે. જેમ એકને મળતાંજ બીજાએ નમસ્કાર કર્યા. બીજાએ સાંભળતાંજ પહેલાને આશીર્વચન કહ્યું. તેનાથી એ નિશ્ચય થઈ ગયો કે તેમનામાં અમુક મ્હોટો છે તથા બીજો ન્હાનો. શબ્દ આકાશનો ગુણ છે—ધર્મ છે. તેથી થયુ એમ કે—આકાશને આધીન આપણા સર્વે વ્યવહાર ચાલે છે. પરંતુ સર્વે શબ્દ સ્મૃતિને આધીન રહીનેજ કામ આપે છે. એ અભિપ્રાયથી સ્મૃતિને આકાશથી શ્રેષ્ઠ કહેલી છે. સ્મૃતિ વગર દરેક વસ્તુ ન હોવાની બરાબર છે. કારણ કે તે પદાર્થોથી જે ભોગ થાય છે તે સ્મૃતિ દ્વારાજ થાય છે. સ્મૃતિ વિના તો આકાશાદિકોનું હોવુ પણ જાણી શકાય નહી. તેથી સ્મૃતિની પણ બ્રહ્મના જેવી ઉપાસના લખેલી છે. તેનુ ફળ પણ કહેલુ છે. અહી પણ પહેલા મંત્રોની પેઠે સનત્કુમારે નારદજીને સ્મૃતિથી પણ શ્રેષ્ઠ બીજુ કાંઈ બતાવવાનું કહ્યું છે. ,૧-૨.

**વિશેષ**—અહીં સુધી કાર્ય કારણ ભાવ દેખાડીને ઉત્તરોત્તર પદાર્થમાં વ્યાપકતા દેખાડતા આવ્યા છીએ. હવે એજ કામ નિમિત્ત નૈમિત્તિક ભાવથી બતાવવામાં આવશે.

સ્મરણ શક્તિનો મહિમા અપાર છે. એ શક્તિ જેના ભાગમાં જેટલી વધારે આવેલી હોય છે તે પુરૂષ તેટલોજ મહત્વ વાળો છે. યાદ રહેવુ એજ સ્મરણ શક્તિ છે. તેના અભાવથી આપણે એવા ગ્રંથ ભૂલી ગયા છીએ કે જે સાત જન્મોના યત્નથી પણ મળવા દુર્લભ છે. હવે અમે તેમને યાદ કરવા જઈએ છીએ તો જમીન ઉપર ટેકો દઈને બેસી જવુ પડે છે, નહી તો પડી જવાય, તેમાં ઉત્તરા ખડના વિરક્ત મહાત્માઓએ બતાવેલી અદ્ભૂત વાતો હતી. તેમનામાં

રહસ્ય હતાં. હવે તે બતાવી શકાતુ નથી. બરાબર યાદ પણ નથી. તેનાથી પાઠક સ્મરણ શક્તિનું મહત્વ સમજી શકે છે. ૧૨.



## ખંડ ચૌદમો

હવે સ્મરણથી શ્રેષ્ઠનુ કથન કરે છે, યથા—

**आशा वाव स्मराद् भूयस्याशेद्धो वै स्मरो मन्त्रानधीते कर्माणि कुरुते पुत्राꣳश्च पशूꣳश्चेच्छत इमं च लोकममुं चेच्छत आशामुपास्स्वेति ॥ १ ॥**

ભાવાર્થ—આશાજ સ્મરણની અપેક્ષા ઉત્તમ છે આશાથી દીપ્ત થએલી સ્મૃતિ મંત્રોને ભણે છે કર્મ કરે છે પુત્ર તથા પશુઓની ઇચ્છા કરે છે, આ લોક તથા પરલોકની ચાહના રાખે છે, એ કારણથી તમે આશાની ઉપાસના કરો ૧.

હવે આશાની ઉપાસનાના ફલનું કથન કરે છે, યથા—

**स य आशां ब्रह्मेत्युपास्त आशयाऽस्य सर्वे कामाः समृद्ध्यन्त्यमोघा हास्याशिषो भवन्ति यावदाशाया गतं तत्रास्य यथाकामचारो भवति य आशां ब्रह्मेत्युपास्तेऽस्ति भगव आशाया भूय इत्याशाया वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥**

ભાવાર્થ—જે આશાની 'એ બ્રહ્મ છે' એ પ્રકારથી ઉપાસના કરે છે તેની આશા દ્વારા સર્વ કામનાઓ સમૃદ્ધ થાય છે, તેની પ્રાર્થના સફળ થાય છે. જ્યાં સુધી આશાની ગતિ છે, ત્યા સુધી તેની પણ યથેચ્છ ગતિ થાય છે કે જે આશાની બ્રહ્મ રૂપથી ઉપાસના કરે છે નારદજીએ પૂછ્યુ—ભગવન્ ! શું, આશાથી વધીને કોઈ વસ્તુ છે ? સનત્કુમારે જવાબ દીધો—હા, આશાથી પણ વધીને કઇ છે. ત્યારે નારદજીએ જીજ્ઞાસા કરી કે—આપ હવે મને તે કહો ૨

વિ૦ વિ૦ ભાષ્ય—સ્મરણ શક્તિ કરતાં આશાની ઉત્કૃષ્ટતા છે, કારણકે, આશાથીજ મનુષ્ય સ્મરણીય વિષયનું સ્મરણ કરે છે. આશાથી સમ્યક્ વૃદ્ધિને પ્રાપ્ત થઈ સ્મૃતિભૂત એ સ્મરણ ઋગાદિ મંત્રોનું અધ્યયન કરે છે. અધ્યયન કરીને વિદ્વાનો પાસેથી અર્થ તથા વિધિ ગ્રહણ કરીને તેમના ફળની આશાથીજ કર્મ કરે છે તથા આશાથીજ તેમના સાધનોનુ અનુષ્ઠાન કરે છે. આશાથી વૃદ્ધિને પામેલો આ લોક તથા પરલોકની ઈચ્છા કરે છે. એ પ્રમાણે પ્રત્યેક પ્રાણી આશા રૂપ દોરીથી બધાએલો છે, તેથી આશાએ કરીને નાગ પર્યંત આ જગતરૂપ ચક્ર ચાલી રહ્યું છે. તેથી સ્મરણ કરતાં આશાની ઉત્કૃષ્ટતા હોવાથી તમે તેનીજ ઉપાસના કરો. ઉપાસના કરેલી આશાથી પુરૂષની સર્વ કામનાઓ સમૃદ્ધ-પરિપૂર્ણ તથા વધીને થાય છે. તેની પ્રાર્થનાઓ નિષ્ફળ જતી નથી જ્યાં સુધી આશાની પહોચ છે, ત્યાં સુધી તેને કોઈ રોકી શકતુ નથી કે જે એવી ઉપાસનામા લાગેલો રહે છે અહીં પણ ઋષિએ તેનાથી પણ વધીને કાંઈ કહેવાનું સ્વીકાર કર્યું. ૧-૨.

વિશેષ—આશા આપણને સ્મર્તવ્યનું સ્મરણ કરાવે છે. જે વિષયની આશા છે તેને તથા તેની પ્રાપ્તિનાં સાધનોનું આપણે વારવાર સ્મરણ કરીએ છીએ, તેથી આશા સ્મરણનો હેતુ છે. આશાથીજ જગતનું બધુકામ ચાલી રહ્યુ છે અન્યથા જો જીવનમાં નૈરાશ્ય રહેલુ હોત તો તે કયારનો સમાપ્ત થઈ ચુકયો હોત. અહી સુધીના ખડોમાં જે બે બે મંત્રો આવ્યા છે તેમનાં ભાષ્ય તથા વિશેષ સાથેજ આપવામાં આવ્યાં છે. ૧-૨.

——❀❀❀——

## ખંડ પંદરમો

હવે આશાથી પ્રાણની ઉત્કૃષ્ટતાનું બોધન કરે છે, યથા—

**प्राणो वा आशाया भूयान्यथा वा अरा नाभौ समर्पिता एवमस्मिन् प्राणे सर्वꣳ समर्पितं प्राणः प्राणेन याति प्राणः प्राणं ददाति प्राणाय ददाति प्राणो ह पिता प्राणो माता प्राणो भ्राता प्राणः स्वसा प्राण आचार्यः प्राणो ब्राह्मणः ॥ १ ॥**

ભાવાર્થ—પ્રાણજ આશાથી ઉત્કૃષ્ટ છે જેમ રથની નાભિમાં આરાં

જડાએલા છે, તેજ પ્રમાણે આ સર્વ સમસ્ત જગત્ પ્રાણુમાં સમર્પિત છે. પ્રાણુ પ્રાણુથી ચાલે છે, એટલે કે પોતાની શક્તિ દ્વારા ગમન કરે છે. પ્રાણુ પ્રાણુને આપે છે, તથા પ્રાણુને સારૂજ આપે છે, પ્રાણુજ પિતા છે, પ્રાણુજ માતા છે પ્રાણુજ ભાઈ છે, પ્રાણુજ બ્હેન છે, પ્રાણુજ આચાર્ય છે, પ્રાણુજ બ્રાહ્મણ છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પ્રાણુને આશાથી ઉત્કૃષ્ટ જાણવો જોઇએ. જેમ આરામાં પૈડાંની ધારા લાગેલી રહે છે તથા આરા નાભિમાં જડાએલા રહે છે. તેજ પ્રમાણે આ ભૂતમાત્રા—શબ્દાદિ તથા પૃથ્વી આદિ વિષય—પ્રજ્ઞામાત્રાઓ—શબ્દાદિકોનાં જ્ઞાન તથા જ્ઞાનના હેતુ ઇંદ્રિયોમાં જડાએલા છે, તથા પ્રજ્ઞામાત્રા પ્રાણુમાં જડાએલી છે. તેથીજ પ્રાણુમાં સર્વ સમર્પિત છે. એ સ્વાધીન પ્રાણુ પ્રાણુથી ગમન કરે છે, અર્થાત્ પોતાના સામર્થ્યથી, કારણ કે ગમનાદિ ક્રિયાઓમાં જે તેનુ સામર્થ્ય છે તે કોઈ અન્યના કારણથી નથી. સપૂર્ણ ક્રિયા-કારક, તથા ફળ રૂપ ભેદ સમૂહ પ્રાણુનેજ જાણો. લેવુ આપવુ પણ પ્રાણુથી જ થાય છે. તે જે કાંઈ આપે છે તેનો સ્વાત્મા સ્વાત્મભૂત છે. પ્રાણુ પિતા, માતા, ભાઈ, બ્હેન, આચાર્ય તથા બ્રાહ્મણ છે, કારણ કે પ્રાણુના રહેવાથીજ તેમના વ્યવહાર થઈ શકે છે. તેજ પ્રમાણે તે આપણામાં રહેતાંજ પુત્ર આદિ થવાનો સભવ છે. ૧.

**વિશેષ**—અન્યની અપેક્ષા એ પ્રાણુમાં એ વિશેષતા છે કે—બીજા જેટલાં પણ છે તે સર્વ પ્રાણુ દ્વારાજ ચેષ્ટા કરી શકે છે, પણ પ્રાણુ સ્વયં પોતાની શક્તિથી ચેષ્ટાવાન થાય છે.

જે સ્વતંત્ર હોય છે તેજ કાંઈ આપી શકે છે. પ્રાણુને આધીન ચરાચરની ગતિ છે. તેથી આપવાવાળો—લેવા વાળો તથા જે દ્રવ્ય અપાય છે તે પણ પ્રાણુજ છે. કારણું કે પ્રાણુ સર્વકાંઈ છે.

પ્રાણુને પિતા માતા કહેવાનો અભિપ્રાય એ છે કે—જ્યાં સુધી માતા પિતામાં પ્રાણુ રહે છે ત્યાં સુધી તેમના સબધમાં અનુચિત શબ્દનો પ્રયોગ માત્ર કરનારો પણ માર્યા-પીટ્યા વગર પણ માતૃહત્યા તથા પિતૃહત્યા કરનારા જેવો સમજવામાં આવે છે. અને વળી તેજ માતા પિતા છે કે જ્યારે તેઓ પ્રાણુથી વિમુક્ત થાય છે ત્યારે તેમને ઉલટ પાલટ કરી અગ્નિમા બાળનાર તેજ મનુષ્ય હત્યારો ગણાતો નથી, તેથી વસ્તુત પ્રાણુજ માતા પિતા આદિ છે. ૧.

**स यदि पितरं वा मातरं वा भ्रातरं वा स्वसारं वाचार्यं वा ब्राह्मणं वा किंचिद्‌ भृशमिव प्रत्याह धिक्त्वाऽस्त्वित्येवैनमाहुः पितृहा वै त्वमसि मातृहा वै त्वमसि भ्रातृहा वै**

त्वमसि स्वसृहा वै त्वमस्याचार्यहा वै त्वमसि ब्राह्मणहा वै त्वमसीति ॥ २ ॥

ભાવાર્થ—જો કોઈ મનુષ્ય પિતા, માતા, ભાઈ, બ્હેન, આચાર્ય તથા બ્રાહ્મણને કોઈ અનુચિત જેવી વાત કહી દે, તો લોક તેને કહે છે—ધિક્કાર છે તને, તું નિશ્ચયજ પિતાનુ હનન કરનારો છે, તું માતાનો હત્યારો છે, તેં ભાઈની હત્યા કરી છે, તેં બ્હેનને મારી છે, તેં આચાર્યની હત્યા કરી છે, તથા તું નિશ્ચયજ બ્રહ્મ ઘાતક છે. ૨.

अथ यद्यप्येनानुत्क्रान्तप्राणान् शूलेन समासं व्यतिषं दहेन्नैवैनं ब्रूयुः पितृहाऽसीति न मातृहाऽसीति न भ्रातृहाऽसीति न स्वसृहाऽसीति नाचार्यहाऽसीति न ब्राह्मणहाऽसीति ॥ ३ ॥

ભાવાર્થ—પણ જ્યારે પ્રાણ નિકળી ગએલા હોય છે ત્યારે ગમે તો કોઈ અણીયાળા સાધનથી આણુ અથવા છિન્ન ભિન્ન ટુકડે ટુકડા કરીને તેને બાળીદે તો પણ તેને કોઈ નહી કહે કે—તેં પિતાને માર્યો છે, માતાનો હત્યારો છે. તેં બ્હેનની હત્યા કરી છે, તેં ભાઈને માર્યો છે. તું આચાર્યનો ઘાતક છે તેં બ્રાહ્મણની હત્યા કરી છે. ૩.

હવે પ્રાણને શ્રેષ્ઠ માનનારાના ફળનુ કથન કરે છે, યથા—

प्राणो ह्येवैतानि सर्वाणि भवति स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नतिवादी भवति तं चेद् ब्रूयुरतिवाद्यसीत्यतिवाद्यस्मीति ब्रूयान्नापह्नुवीत ॥ ४ ॥

ભાવાર્થ—પ્રાણજ એ સર્વ માતા પિતા આદિ છે જે એ પ્રકારે દેખે છે, એ પ્રકારે ચિંતન કરે છે. તથા જે એ પ્રમાણે જાણે છે તે અતિવાદી થાય છે. તેને જો લોક કહે કે—તું અતિવાદી છે, તો બેશક કહે કે—હા, હું અતિવાદી છું. તેને છુપાવવુકિ ઈન્કાર કરવું જોઈએ નહીં. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—આ ભારતીય વૈદિક આર્યજનો નો શિષ્ટાચાર છે કે

લખવામાં આવે છે—એ ભારતીય-વૈદિક-આર્યજનોનો શિષ્ટાચાર છે કે, તેઓ માતા પિતા આદિ ગુરૂજનોનો સત્કાર તથા ભાઈ, બ્હેન આદિકો પ્રતિ પ્રેમ પ્રગટ કરે છે. તેને લઇને અહીં પ્રાણમાં મહત્વનું બોધન કરેલુ છે. મ પિતા આદિના જે સત્કાર આદિ છે તે પ્રાણને લઇને છે. જ્યાં સુધી તેમનામાં પ્રાણ રહે છે ત્યાં ધી મારવા-કરવાનું તો શું પણ ગાળ દેવી કે તેમની રૂચિ વિરૂદ્ધ કાંઈ કહેવુ એ પણ લોકની દ્રષ્ટિમાં તેમની હત્યા સમજાય છે, પણ જ્યારે તેમનો પ્રાણોથી વિયોગ થઈ જાય છે, ત્યારે તેમને અગ્નિદાહ કરે, કપાળ ક્રિયા કરે, કાપી કાપીને પશુ પક્ષિયોને ખવડાવે તો પણ એ પ્રમાણે કરનારનો કોઈ દોષ કહાડશે નહી. આ પરિવર્તન, આ વિચાર વૈચિત્ર્ય પ્રાણના મહિમાનો છે. વાર્થ એ છે કે—પ્રતિકૂળ વચનના કથન માત્રથી દેવદત્ત પિતૃહન્તા થઈ ગ બાળી રાખ કરી દેવા જેવા કર્મ કરવાથી પણ સેવક-સપૂત ગણાયો, તેનું જે કારણ છે તે પ્રાણોનો ભાવ તથા અભાવ છે.

જો પ્રાણને સર્વકાંઈ જાણનારાને કોઈ 'અતિવાદી' કહે તો તેણે તેની માન્યતાનો નિષેધ કરવો જોઇએ નહી. ૨-૪.

વિશેષ—આ ખંડમાં પ્રાણના પ્રાધાન્યનું બોધન કરવામાં આવ્યુ છે. 'નામ'થી લઇને 'આશા' પર્યંત જે કાર્ય-કારણત્વ, તથા નિત્યનૈમિત્તિકત્વ રૂપથી ઉત્તરોત્તર ઉત્કૃષ્ટતયા સ્થિત છે. તેમનુ અસ્તિત્ત્વ 'એ સ્મૃતિને નિમિત્ત છે' એ પ્રમાણે સિદ્ધ થાય છે. કમળનાળના સમાન આશારૂપ તંતુથી ચારે બાજુએથી જકડાએલુ આ અખિલ વિશ્વ તેમાં સમર્પિત છે તથા બહાર—અંદર વ્યાપ્ત થએલા તે સર્વગત સૂત્ર દ્વારા સૂત્રમાં મણિગણોના સમાન એ સર્વે ગુંથાએલુ તથા જેમાં વિશેષ રૂપથી પકડાએલુ છે, તે પ્રાણજ સર્વની અપેક્ષાએ ઉત્કૃષ્ટ છે.

'અતિવાદી' તેને કહે છે કે. જે સર્વથી વધીને, આગળ પડીને વાતો કરે, એટલે કે 'અતિવાદી' એ મનુષ્ય છે કે, જે કોઈ એવી વસ્તુને પ્રગટ કરે કે તે પદાર્થોમાં સર્વથી નિરાળી હોય, કે જેમનુ વર્ણન પ્રથમ આવી ગએલુ હોય.

પ્રકૃતમાં પ્રાણને બ્રહ્મ કહેનારા એ લોકો-સર્વથી-આગળ વધીને કહે છે કે 'નામ બ્રહ્મ છે' તેનાથી આરંભ કરીને 'આશા બ્રહ્મ છે' ત્યાં સુધીનુ સર્વ.

પ્રાણજ આ સર્વ ચર અચર પિતા આદિ છે. એ પ્રાણ વેત્તા ઉપર્યુક્ત રીતે—ફલતઃ અનુભવ કરતો-સ્વરૂપતઃ સાક્ષાત્કાર કરતો, યુક્તિયો દ્વારા મનન કરતો, ચિંતન કરતો, ઉપપત્તિયોથી 'એ એવુંજ છે' એવો નિશ્ચય કરતો, અર્થાત્

મનન તથા વિજ્ઞાન દ્વારા નિષ્પન્ન થએલા શાસ્ત્રના તત્વાર્થને નિશ્ચિત જોતો પુરૂષ 'અતિવાદી' હોય છે. એ પ્રમાણે હોવાથી તેનો 'નામ'થી લઇને 'આશા' પર્યંત સંપૂર્ણ તત્ત્વોનુ અતિક્રમણ કરીને બોલવાનો સ્વભાવ થઈ જાય છે, એજ એનો 'અતિવાદ છે, બહુ બોલવું છે, વધીને વાતા કરવી' છે. જ્યારે તે સર્વાતિશાયી તત્ત્વને જાણી જાય તો પછી આગળ વધીને શા માટે ન બોલે ?

જે હું બ્રહ્માથી લઇને સ્તમ્ભ પર્યંત સંપૂર્ણ જગતનો પ્રાણ એટલે કે આત્મા છું' એવુ કહે છે તથા જે એવુ દેખે કે—સર્વદા સપૂર્ણ શબ્દો દ્વારા 'નામ'થી લઇને 'આશા' પર્યંન તત્ત્વોનું અતિક્રમણુ કરીને સ્થિત થએલા પ્રાણનુંજ વર્ણન કરે છે, એવી અતિશયોક્તિ કરનારા 'અતિવાદી' છે, તેને કોઈ કહે કે—'તું અતિવાદી' છે તો તેણે ઉત્તર આપવો જોઇએ કે—'હા, હું અવશ્ય 'અતિવાદી' છું. અર્થાત તેણે તે છુપાવવુ જોઇએ નહી એવુ સમજીને કે તે નિંદા છે. જે સર્વેશ્વર પ્રાણનો 'એ હું છું' એ પ્રકારનો આત્મભાવ જેને થઇ ગએલો છે તે પોતાના 'અતિવાદ'ને શી રીતે છુપાવી શકે ? કે જેને પોતાના અતિવાદિત્વને છુપાવવાનું કાંઈ પણુ પ્રયોજન નથી ? જેનામા જે યોગ્યતા છે તેને તે ન છુપાવે તો તેમાં હરતક પણુ શી ? ૨-૪.



## ખંડ સોળમો



સર્વથી વધીને પ્રાણુજ છે, તેનાથી વધીને કોઈ નથી, એવું સમજીને નારદ- જીએ આગળ પ્રશ્ન કર્યો નહી. તેથી નારદજીને મિથ્યા જ્ઞાનમાંથી બચાવવાને સનત્કુમાર બોલ્યા, યથા—

**एष तु वा अतिवदति यः सत्येनातिवदति सोऽहं भगवः सत्येनातिवदानीति सत्यं त्वेव विजिज्ञासितव्य- मिति सत्यं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

ભાવાર્થ—પણ વસ્તુતઃ 'અતિવાદી' તે છે કે જે સત્ય ( બ્રહ્મ )ને સર્વથી શ્રેષ્ઠ કહે છે. નારદજીએ કહ્યું—ભગવન્ ! હું તો પરમાર્થ સત્ય વિજ્ઞાનના કારણ થીજ અતિવદન કરૂ છું. સનત્કુમારે કહ્યું—ત્યારે તમને સત્યને જાણવાની ઇચ્છા

હોવી જોઇએ. નારદજીએ કહ્યું—ભગવન્! હું વિશેષ રૂપથી સત્યની જીજ્ઞાસા કરૂં છું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—સનત્કુમારે કહ્યું—અતિવાદન કરવાનો અધિકાર તો તેનેજ છે કે જે પરમાર્થ વિજ્ઞાન તત્ત્વના સંબધમાંજ એવું કહે છે. એ સાંભળીને નારદજીએ કહ્યું—ભગવન્! આપ મને એ પ્રકારનો ઉપદેશ કરો કે જેનાથી હું સત્ય જ્ઞાનના સબધમાંજ અતિવાદ ન કરૂં. સનત્કુમારે કહ્યું—જો તમે એ પ્રમાણે સત્ય દ્વારા અતિવાદ ન કરવાનું ચાહતા હો તો, સત્યનીજ જીજ્ઞાસા કરવી જોઇએ. એ સાંભળીને નારદજીએ કહ્યું—ઠીક છે, હું સત્યની જીજ્ઞાસા કરૂં છું. એટલે કે આપના દ્વારા વિશેષ રૂપથી સત્યને જાણવાની ઇચ્છા કરૂં છું. મારી તો એજ ઇચ્છા છે. ૧.

વિશેષ—નારદજીએ એ પૂછ્યુ નહી કે—કોઈ વસ્તુ પ્રાણથી વધીને છે? પ્રાણને બ્રહ્મ કહેનારો અતિવાદી છે. એ સાંભળીને નારદજી સંતુષ્ટ થઈ ગયા. એટલે કે તેઓ એમ સમજ્યા કે—પ્રાણુજ સર્વશ્રેષ્ઠ છે—તેજ પરબ્રહ્મ છે. પણ સનત્કુમારની યોગ્ય શિષ્યને સાચો અતિવાદી બનાવવાની ઇચ્છા હતી. તેથી તેઓ તેમને તેનાથી આગળ સત્ય બ્રહ્મ સુધી લઈ જવાની ઇચ્છા રાખતા હતા. તેથી આ સોળમા ખંડથી લઇને છવીસમા ખડ સુધીનો, તેનો તેમણે ઉપદેશ કર્યો.

---

## ખંડ સત્તરમો

નારદજીના એ પ્રમાણે કહેવાથી સનત્કુમારે ઉત્તર આપ્યો, યથા—

**यदा वै विजानात्यथ सत्यं वदति नाविजानन् सत्यं वदति विजानन्नेव सत्यं वदति विज्ञानं त्वेव विजिज्ञासितव्यमिति विज्ञानं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

ભાવાર્થ—જ્યારે કોઈ મનુષ્ય સત્યને વિશેષ રૂપથી સમજે છે, ત્યારેજ તે સત્ય કહે છે. જાણ્યા વગર સત્ય બોલતો નથી, પરતુ વિશેષતયા જાણનારોજ સત્ય બોલે છે. તેથી એ વિજ્ઞાનનીજ વિશેષ રૂપથી જીજ્ઞાસા કરવી જોઇએ. નારદજીએ કહ્યું—ભગવન્! હું એ વિજ્ઞાનનેજ જાણવાની ચાહના રાખુ છું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પુરૂષ જે સમયે 'એ પરમાર્થતઃ સત્ય છે' એવુ જાણે છે તે સમયે મિથ્યા વાચારભણ વિકારજન્યનો ત્યાગ કરીને સંપૂર્ણ વિકારમાં

સ્થિત એક સત્યજ સત્ય છે—એવુ જાણીને પછી જે કાંઈ કહે છે તેજ સહી—સત્ય કહે છે. પરંતુ તેની જીજ્ઞાસા કર્યા વગર તે વિજ્ઞાન જાણી શકાતું નથી. જ્યારે નારદજીને એવી ખબર પડી કે પોતે જીજ્ઞાસા કરવાથીજ તેને જાણી શકશે ત્યારે તેમણે કહ્યુ—ભગવન્ ! હું વિજ્ઞાનને ખાસ રીતે જાણવાની ઇચ્છા રાખુ છું.

વિશેષ—જે સત્યને સમજતો નથી તે સત્યને બતાવી શકતો નથી' ઉપર એ પ્રમાણે કહેલુ છે—કારણ કે અગ્નિ, જેને તે મનુષ્ય સત્ય સમજે છે, તે અગ્નિ કેવળ ત્રણ તત્વોનો મેળ છે, જે કેવળ વિકાર રૂપ નામ માત્ર છે. તેજ પ્રમાણે ત્રણ તત્વ પણ વિકાર રૂપ નામ માત્રથી ભિન્ન અનૃત છે, જે તેનાથી પરને જાણે છે તે અસલી સત્યને જાણે છે. ૧.

આજ અધ્યાયના આઠમા ખંડમા જે 'વિજ્ઞાન' શબ્દ આવેલો છે ત્યા તેનુ તાત્પર્ય કેવળ શાસ્ત્ર જ્ઞાન છે. પરંતુ અહીં તેનું વિશેષ જ્ઞાન એટલે કે વાસ્તવિક જ્ઞાન અર્થ છે.



## ખંડ અઢારમો

એવુ સાંભળીને સનત્કુમાર, જ્ઞાનનું પણ કારણ બતાવે છે, યથા—

**यदा वै मनुतेऽथ विजानाति नामत्वा विजानाति मत्वैव विजानाति मतिस्त्वेव विजिज्ञासितव्येति मतिं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

ભાવાર્થ—સનત્કુમારે કહ્યું—જે સમયે મનુષ્ય મનન કરે છે ત્યારે તે વિશેષ રૂપથી જાણે છે મનન કર્યા વગર કોઈ જાણી શકતુ નથી, તેથી મતિ (મનન) નેજ વિશેષ રૂપથી જાણવાની ઇચ્છા કરવી એ ઉચિત છે. એ સાંભળીને નારદજીએ કહ્યુ—ભગવન્ ! હું મતિના જ્ઞાનની ઇચ્છા કરું છું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—મનુષ્ય વિચાર્યા સમજ્યા વગર કાંઇ જાણી શકતો નથી. જ્યારે મનન કરે—મનથી કોઈ વસ્તુ ઉપર વિચાર કરે ત્યારેજ તે તેના છેકતળિયા

સુધી પહોચી શકે છે. જે લોક કોઈ કામમાં મન લગાડતા નથી તો તેમાં તેઓ સફળતા પ્રાપ્ત કરી શકતા નથી. એ સર્વાનુભૂત વિષયને કોણ નથી જાણતુ ? ૧.

વિશેષ—મતિ નામ—મનન-અગર તર્ક અર્થાત્ મન્તવ્ય વિષયના પ્રતિ આદર.- મતિ એ છે કે જે વિશેષ પ્રકારથી જીજ્ઞાસાનું લક્ષ્ય જાણાય છે. ૧.

## ખંડ ઓગણિસમો

એવું પૂછયા પછી ગુરૂ તે જ્ઞાનની પણ કારણ પરંપરાનો ઉપદેશ કરે છે, યથા—

**यदा वै श्रद्दधात्यथ मनुते नाश्रद्दधन्मनुते श्रद्दधदेव मनुते श्रद्धा त्वेव विजिज्ञासितव्येति श्रद्धां भगवो विजिज्ञास इति ॥ १ ॥**

**ભાવાર્થ**—સનત્કુમારે કહ્યું જ્યારે કોઈ માણુસ શ્રદ્ધા રાખે છે ત્યારે તે તેને મનન કરે છે, તથા જે શ્રદ્ધા નથી રાખતા તે મનન નથી કરતા તેથી આપણે શ્રદ્ધાની જીજ્ઞાસા નારદજીએ કહ્યું—ભગવન્ ! હું શ્રદ્ધાને જાણવા ચાહુ છું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—શ્રદ્ધા વિના કોઈ મહાપુરૂષના કથન કે શાસ્ત્રોક્તિના વિષયનું મનન કરી શકતો નથી. સંસારનાં બધાં કામ શ્રદ્ધાથી ચાલે છે. પણ આત્મજ્ઞાનમાં તો તે અન્યતમ સાધન છે. જ્યાં સુધી કોઈના ઉપર શ્રદ્ધાનો ઉદય ન થાય ત્યાં સુધી તેના વચનોને મહત્વ આપી શકાય નહીં શ્રદ્ધાના વિષયમાં આકર ગ્રંથો ભર્યા પડ્યા છે. તેથી પ્રસિદ્ધ વિષયનું અમે અહીં પિષ્ટપેષણ કરવાનું ઉચિત ધારતા નથી ૧.

વિશેષ—આસ્તિક્ય બુદ્ધિનુ નામ શ્રદ્ધા છે. જે એવા નથી તે નાસ્તિક કહેવાય છે તેની દ્રષ્ટિમા વેદનો પણ કાંઈ હિસાબ નથી. મહાત્માઓનું કથન છે કે—'श्रद्धावान् लभते ज्ञानम्', એ શાસ્ત્રોક્તિનુ તેમણે પાલન કરવુ જોઈએ તોજ કાંઈ જ્ઞાનનો લાભ થઈ શકે. ૧

## ખંડ વીસમો

હવે સનત્કુમાર નિષ્ઠાને જાણવા યોગ્ય બતાવે છે, યથા—

**यदा वै निस्तिष्ठत्यथ श्रद्दधाति नानिस्तिष्ठञ्श्रद्दधाति निस्तिष्ठन्नेव श्रद्दधाति निष्ठा त्वेव विजिज्ञासितव्येति निष्ठां भगवो विजिज्ञास इति ॥ १ ॥**

ભાવાર્થ—સનત્કુમારે કહ્યું—જે સમયે પુરૂષની નિષ્ઠા થાય છે ત્યારેજ તેની શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. નિષ્ઠા વગર કોઈ શ્રદ્ધા કરતુ નથી. પણ નિષ્ઠા કરનારોજ શ્રદ્ધા કરે છે. તેથી નિષ્ઠાનેજ વિશેષ રૂપથી જાણવાની ઈચ્છા કરવી જોઈએ. નારદજીએ કહ્યું—ભગવન્ ! હું નિષ્ઠાને વિશેષ રૂપથી જાણવાની ઈચ્છા રાખુ છું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—નારદજીની પ્રાર્થના સાંભળીને સનત્કુમારે કહ્યું—નિષ્ઠા વગર શ્રદ્ધા ઉત્પન્ન થઈ શકતી નથી. નિષ્ઠામાં સેવા આદિ દ્વારા ત્યાગ કરવો પડે છે, સમય લગાડવો પડે છે. નિષ્ઠાના મહત્વને સમજીનેજ મહાપુરૂષોને બ્રહ્મનિષ્ઠ કહેલા છે. ૧.

વિશેષ—ગુરૂ શુશ્રુષા આદિ વ્યવહારને નિષ્ઠા કહે છે. એ દશામાં બ્રહ્મ વિજ્ઞાનને સારૂ તત્પર રહેવાય છે, શુશ્રુષા-સેવા પરમ ધર્મ કહેવાય છે, જે યોગિ-યોને સારૂ પણ પરમ અગમ્ય છે. શુશ્રુષા-સેવામાં પોતાના અસ્તિત્વને લગભગ મટાડી દેવુ પડે છે. પ્રસિદ્ધ વિષય સમજીને અહી બ્રહ્મજ્ઞાન પ્રકરણમાં તેના ઉપર અધિક લખવાની જરૂર નથી. ૧.

## ખંડ એકવીસમો

હવે સનત્કુમાર કૃતિને જાણવા યોગ્ય બતાવે છે. યથા—

**यदा वै करोत्यथ निस्तिष्ठति नाकृत्वा निस्तिष्ठति कृत्वैव निस्तिष्ठति कृतिस्त्वेव विजिज्ञासितव्येति कृतिं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

**ભાવાર્થ**—સનત્કુમારે કહ્યું—જ્યારે મનુષ્ય ( કૃતિ ) કરે છે ત્યારેજ તે નિષ્ઠા પણ કરવા માંડે છે. તે જે પોતાના કર્તવ્યને પૂરૂં નથી કરતા તે નિષ્ઠાવાન નથી બનતા. કેવળ એજ જે પોતાના કર્તવ્યને પૂરૂં કરે છે તેજ નિષ્ઠાવાળો થાય છે. તેથી વિશેષ રૂપથી કૃતિનીજ જીજ્ઞાસા કરવી જોઇએ. નારદજીએ કહ્યું—હું કૃતિની વિશેષ રૂપથી જીજ્ઞાસા કરૂં છું. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—કર્તવ્યના પાલનની ભાવના જાગ્રત થયા વગર કોઈ કામમાં સફળતા મળતી નથી. કર્તવ્યાકર્તવ્ય વિમર્ષશૂન્ય પ્રાણીને મનુષ્ય કહી શકાય નહીં. જ્યારે કે પ્રકૃતિના નિયંત્રણમાં સૂર્ય-ચંદ્ર પવન પાણી આદિ સર્વ-કૃતિમાં એટલે કે કર્તવ્યનું પાલન કરવામાં લાગેલા છે ત્યારે મનુષ્યે તેનો મહિમા અધિક રૂપમાં સમજવો જોઇએ. જે કર્તવ્યનું પાલન કરતો નથી, તે કાંઈ પણ કરતો નથી. ૧.

વિશેષ—'કૃતિ' ઇંદ્રિય સંયમ તથા ચિત્તની એકાગ્રતા કરવાને કહે છે. તે થાય ત્યારેજ 'નિષ્ઠાથી લઇને 'વિજ્ઞાન' પર્યંત સમસ્ત સાધન થાય છે. કૃતિનો અર્થ કર્તવ્ય છે, જે ઇંદ્રિય-સંયમ તથા ચિત્તની એકાગ્રતા આદિ દ્વારા થાય છે શું, ઇંદ્રિયોને-મનને-તુચ્છ વિષયોમાં લગાડી રાખવાં એ પુરૂષાર્થ છે—કર્તવ્ય છે? ના. મનુષ્ય યમ નિયમ-સાધનનું કર્તવ્ય પાલન કરનારો છે. તેને કર્તવ્યથી પરમ પદ પ્રાપ્ત કરવાનું છે. ૧.

---

## ખંડ બાવીસમો

---

હવે ગુરૂ સુખને જાણવા યોગ્ય બતાવે છે, યથા—

**यदा वै सुखं लभतेऽथ करोति नासुखं लब्ध्वा करोति सुखमेव लब्ध्वा करोति सुखं त्वेव विजिज्ञासितव्यमिति सुखं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

ભાવાર્થ—સનત્કુમાર કહે છે કે, મનુષ્યને જ્યારે સુખ પ્રતીત થાય છે ત્યારેજ તે ( કૃતિ ) કરે છે. સુખ મળ્યા વગર કોઈ કર્તવ્ય કરતુ નથી. પણ સુખ મળે છે ત્યારેજ કરે છે. તેથી સુખનીજ વિશેષ રૂપથી જીજ્ઞાસા કરવી જોઇએ. નારદજીએ કહ્યું—હું સુખની વિશેષ રૂપે જીજ્ઞાસા કરૂં છું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—'કૃતિ' પણ ત્યારેજ થાય છે કે જ્યારે આગળ સુખની પ્રાપ્તિની આશા હોય. જે પ્રમાણે લૌકિક કૃતિ દ્રષ્ટ ફળજ નિત્ય સુખને સારૂ થાય છે, તેજ પ્રમાણે પ્રકૃતમાં પણ સુખની આશા વગર કોઈ કૃતિ કરતુ નથી, કારણ કે સુખના ઉદ્દેશથીજ સર્વ પ્રવૃત્તિયો કરવામાં આવે છે. ૧.

વિશેષ—કૃતિથી લઇને ઉત્તરોત્તર સાધનો થાય ત્યારે સત્યનો સ્વયંજ અનુભવ થાય છે, તેના વિજ્ઞાનને સારૂ પૃથક્ પ્રયત્ન કરવાની આવશ્યકતા રહેતી નથી. તેથીજ કહેલુ છે કે—'સુખનીજ વિશેષ રૂપથી જીજ્ઞાસા કરવી જોઇએ, ઇત્યાદિ. પછી 'ભગવન્ ! હું સુખની વિશેષ રૂપથી જીજ્ઞાસા કરૂ છું', એ પ્રમાણે સુખ વિજ્ઞાન તરફ અભિમુખ થએલા નારદજીએ સનત્કુમારને કહ્યું. ૧.



## ખંડ ત્રેવીસમો

હવે સનત્કુમાર ભૂમાને જીજ્ઞાસા કરવા યોગ્ય જણાવે છે, યથા—

**यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्य इति भूमानं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

ભાવાર્થ—નિશ્ચય કરીને જે ભૂમા છે તેજ સુખ છે. અલ્પમાં સુખ નથી, ભૂમાજ સુખ રૂપ છે, તેથી ભૂમાનીજ વિશેષ રૂપથી જીજ્ઞાસા કરવી જોઇએ. નારદજીએ કહ્યું—હે ભગવન્ ! હું ભૂમાનીજ જીજ્ઞાસા કરૂ છું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—જે વસ્તુ અલ્પ છે તે અસલી સુખનો હેતુ હોતી નથી. કારણ કે અલ્પ વસ્તુ અધિકની તૃષ્ણાનો હેતુ બને છે. તથા તૃષ્ણા દુઃખનુ બીજ છે. તેથી વિષયનું સુખ તૃષ્ણાને વધારીને તેનો હેતુ બને છે. જો કે વિષય સુખ આપાતતઃ રમણીય પ્રતીત થાય છે, પણ વસ્તુતઃ તે દુઃખનુ બીજ હોવાથી દુઃખ રૂપજ છે. હા, એ ભૂમાજ છે કે જે કેવળ સુખ રૂપ છે. ત્યાં તૃષ્ણાને કાયમ રહેવાનો સંભવ નથી. કારણ કે તે નિરતિશય સુખ છે. ૧.

વિશેષ—ભૂમા નામ—મ્હોટુ, નિરતિશય, બેહદ. અલ્પ—ન્હાનુ, સાતિશય, હદવાળુ-ભૂમાના, મહાન્, નિરતિશય, ઘણું એ પર્યાય છે. ભૂમા એટલે ઉચ્ચ-

અથવા પૂરૂ, તથા જે છે તે અલ્પ છે. અહીં એ પરંપરા છે કે—અલ્પમાં તૃષ્ણા છે, તૃષ્ણાથી દુઃખ છે, દુઃખમાં પ્રતિકૂલતા છે. બસ એજ અનિષ્ટ છે. જેમ દુઃખના બીજભૂત જરાદિ સુખરૂપ જોવામાં આવતા નથી, તેથી અલ્પમાં સુખ નથી, એમ કહેવુ ઠીક જ છે. ૧.



## ખંડ ચોવીસમો

એ ભૂમા કયા લક્ષણોથી યુક્ત છે તે બતાવે છે, યથા—

**यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाऽथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पं यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यꣳ स भगवः कस्मिन्प्रतिष्ठित इति स्वे महिम्नि यदि वा न महिम्नीति ॥ १ ॥**

**ભાવાર્થ**—જ્યાં પુરૂષ કોઈ બાજુએ દેખતો નથી, બીજુ કાંઈ સાંભળતો નથી, બીજુ કાંઈ જાણતો નથી તે ભૂમા છે. પરતુ જ્યાં કાંઈ બીજું દેખે છે, કાંઈ બીજુ સાંભળે છે તથા કાંઈ બીજું જાણે છે તે અલ્પ છે. જે ભૂમા છે તે અમૃત છે, જે અલ્પ છે તે મર્ત્ય છે. નારદજીએ કહ્યું—ભગવન્ ! એ ભૂમા શામાં પ્રતિષ્ઠિત છે ? સનત્કુમારે કહ્યું—પોતાના મહિમામાં, અથવા એમ કહો કે કોઈ પણ મહિમામાં નહી. ૧.

જો ભૂમા પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત છે તો પછી તેને અપ્રતિષ્ઠિત કેમ કહેવામાં આવે છે ? યથા—

**गोअश्वमिह महिमेत्याचक्षते हस्तिहिरण्यं दासभार्यं क्षेत्राण्यायतनानीति नाहमेवं ब्रवीमि ब्रवीमीति होवाचान्यो ह्यन्यस्मिन्प्रतिष्ठित इति ॥ २ ॥**

ભાવાર્થ—સંસારમાં લોક ગૌ તથા ઘોડાને, હાથી તથા સોનુ, દાસ તથા સ્ત્રી, ક્ષેત્ર તથા ઘર, તેમના મહિમા કહ્યા કરે છે, પરંતુ હું એમ કહેતો નથી. કારણુ કે અન્ય પદાર્થ અન્યમાં પ્રતિષ્ઠિત હોય છે. સનત્કુમારે કહ્યુ કે હું તો એમ કહુ છું ૨.

**વ્૦ વિ૦ ભાષ્ય**—આ બન્ને મન્ત્રોના ભાષ્ય તથા વિશેષ સાથે જ કથન કરવામાં આવે છે—સનત્કુમાર નારદજીને કહે છે કે જે પદાર્થનો બુદ્ધિમાં નિશ્ચય થયા પછી, જ્ઞાની પુરૂષ પોતાનાથી ભિન્ન કોઈ પદાર્થને શ્રોત્રથી શ્રવણુ કરતો નથી, પોતાનાથી ભિન્ન કોઈ પદાર્થનું મનન કરવાનું જાણુતો નથી તે ત્રિવિધ પરિચ્છેદ શૂન્ય બ્રહ્મને 'ભૂમા' કહે છે તથા જે પદાર્થને અજ્ઞાન કાળમાં પોતાનાથી ભિન્ન સાંભળી શકે તથા પોતાનાથી ભિન્ન પદાર્થનું મનન કરીને જાણી શકે તે પરિચ્છિન્ન પદાર્થને અલ્પ કહે છે. જે ભૂમા છે તે મરણુ ધર્મથી રહિત હોવાથી અમૃત છે તથા જે અલ્પ છે તે મરણુ ધર્મવાળુ છે નારદજીએ તેની પ્રતિષ્ઠા અને આશ્રય પૂછ્યાં ત્યારે સનત્કુમારે કહ્યુ—તે તેના મહિમામા છે. સાથે સાથે વળી એમ પણુ કહ્યુ કે કોઈ પણુ મહિમામાં નથી લોકમાં ગો, અશ્વાદિનો મહિમા કહેવાય છે. ભૂમાને એવું કહી શકાતુ નથી, કારણુ કે એવુ કહેવાથી માલિક પોતાની મિલ્કતમાં પ્રતિષ્ઠિત થાય છે. ભાવ એ છે કે સર્વત્ર ગો અશ્વાદિનો મહિમા માનીને જે પ્રમાણે દેવદત્ત નામનો કોઈ પુરૂષ, તેમનામાં આશ્રિત–તેમનામાં પ્રતિષ્ઠિત થાય છે, તે પ્રમાણે 'દેવદત્તના સમાન ભૂમા પણુ પોતાનાથી ભિન્ન મહિમામાં આશ્રિત છે' એમ હું કહેતો નથી. પરન્તુ હું તો એમ કહુ છું કે—. ૧-૨.

વિશેષ—પ્રકૃતમાં નારદજીએ 'स भगवः कस्मिन्प्रतिष्ठितः' એટલે કે હે ભગવન્ ! એ ભૂમા ક્યાં રહે છે ? એ પૂછેલુ છે. અને સનત્કુમારે તેનો જે 'स्वे महिम्नि यदि वा न महिम्नीति' એટલે કે પોતાના મહિમામાં સ્થિત છે, અથવા પોતાના મહિમામાં પણુ નથી. એવો જે તેજ–તિમિરવત્ એક સાથે જ, હા અને ના એવો વિલક્ષણુ ઉત્તર આપેલો છે, તેનો અભિપ્રાય શો છે ? તે સનત્કુમાર કહે છે કે હે નારદજી ! તમે વ્યવહાર દૃષ્ટિથી, ભૂમાનો આશ્રય પૂછો છો ? કે પરમાર્થ દૃષ્ટિથી ? પ્રથમ પ્રશ્નનો ઉત્તર એ છે કે 'स्वे महिम्नि' જેમ દેવદત્ત નામનો કોઈ મનુષ્ય પશુ, સ્વર્ણ, દાસ, ભાર્યા, ક્ષેત્ર, ગૃહાદિરૂપ પોતાની વિભૂતિના આશ્રયથી સ્થિત પ્રતીત થાય છે, તેમ જ માયા અને માયાના કાર્યરૂપ પોતાના મહિમામાં ભૂમા સ્થિત છે. બીજા પક્ષનો ઉત્તર એ છે કે 'यदि वा न महिम्नि इति'–એ ભૂમા વાસ્તવમા પોતાના મહિમામાં પણુ સ્થિત નથી. કારણુ કે ગાય, અશ્વ, હસ્તી, સ્વર્ણ, દાસ, ભાર્યા,

ક્ષેત્ર તથા ગૃહ ઈત્યાદિ વિભૂતિરૂપ દેવદત્તના મહિમામાં જેમ દેવદત્ત સ્થિત છે, તેમ ભૂમા બ્રહ્મ વાસ્તવમાં કહીં સ્થિત હોતો નથી ઘટાદિકોથી ભિન્ન ભૂતલાદિક જ એ ઘટ આદિકોનો આધાર હોઈ શકે છે, પણ સર્વરૂપ તથા સર્વવ્યાપક ભૂમાનો કોઈ આધાર બની શકતુ નથી. ૧-૨.



## ખંડ પચીસમો

ત્યારે શું એમ કહેવાય કે તે કહીં પ્રતિષ્ઠિત નથી ? એ વાતને કહે છે, યથા—

**स एवाधस्तात्स उपरिष्टात्स पश्चात्स पुरस्तात्स दक्षिणतः स उत्तरतः स एवेदꣳ सर्वमित्यथातोऽहङ्कारा-देश एवाहमेवाधस्तादहमुपरिष्टादहं पश्चादहं पुरस्तादहं दक्षिणतोऽहमुत्तरतोऽहमेवेदꣳ सर्वमिति ॥ १ ॥**

ભાવાર્થ—તેજ નીચે છે, તેજ ઉપર છે, તેજ પાછળ છે, તેજ આગળ છે, તેજ જમણી બાજુએ છે, તેજ ડાબી બાજુએ છે, તથા તેજ સર્વ કાંઈ છે. હવે તેમાં અહંકારાદેશ કરવામા આવે છે—હુંજ નીચે છું, હુંજ ઉપર છું, હુંજ પાછળ છું, હુંજ આગળ છુ, હુંજ જમણો છું, હુંજ ડાબો છું તથા હુંજ સર્વ કાઈ છું. ૧.

અજ્ઞાની લોક અહંકારથી દેહાદિ સંઘાતનો પણ આદેશ કરે છે, તેથી તેમાં આત્મત્વ શંકાની નિવૃત્તિને સારૂ કહે છે, યથા—

**अथात आत्मादेश एवात्मैवाधस्तादात्मोपरिष्टादा-त्मा पश्चादात्मा पुरस्तादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेदꣳ सर्वमिति स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवति ।**

**अथ येऽन्यथाऽतो विदुरन्यराजानस्ते क्षय्यलोका भवन्ति तेषाᳬ सर्वेषु लोकेष्वकामचारो भवति ॥ २ ॥**

**ભાવાર્થ**—હવે ભૂમાનો આત્મરૂપથીજ આદેશ કરવામાં આવે છે—આત્મા જ નીચે છે, આત્મા જ ઉપર છે, આત્મા જ પાછળ છે, આત્મા જ આગળ છે, આત્મા જ જમણો છે, આત્મા જ ડાબો છે, તથા આત્મા જ સર્વ કાંઈ છે. તે જે આ પ્રકારે દેખી, આ પ્રકારે મનન કરીને તથા વિશેષ રૂપે આ પ્રમાણે જાણીને આત્મામાં પ્રેમ કરે છે, આત્મામાં રમે છે તથા આત્માની સાથે જોડાએલા રહે છે, તે સ્વતંત્ર અધિપતિ બની જાય છે. તેનો સર્વ લોકોમાં યથેચ્છાચાર થાય છે. પરંતુ જે તેનાથી વિપરીત જાણે છે તેઓ અન્યરાટ્ તથા ક્ષયલોક થાય છે, અર્થાત્ તેઓ ક્ષય થનારા લોકોમાં રહે છે તથા ત્યાં તેમના ઉપર બીજા રાજ્ય કરે છે, તથા તેમનું સર્વ લોકોમા યથેચ્છ વિચરણ થતુ નથી. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ ભૂમાજ નીચે છે, એ ભૂમાજ ઉપર છે, એ ભૂમાજ પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ આદિ દિશાઓમાં વ્યાપક છે. અર્થાત્ ભૂમાથી ભિન્ન કોઈ વસ્તુ છે જ નહી, કે જેમાં તે સ્થિત થઈ શકે. જ્યારે કે આકાશ એક જ છે ત્યારે તેજ સર્વની આગળ પાછળ રહેવાનુ. એ ભૂમા ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળમાં વ્યાપક છે, દેશ, કાળ, વસ્તુ એ સર્વ ભૂમામાં પૃથક્ નથી, એ ભૂમાજ પ્રત્યગાત્મરૂપ છે, એથી એવુંજ એ ભૂમાનું વર્ણન કરવામાં આવ્યુ છે. જેમકે હુંજ નીચે, ઉપર, સર્વ દિશાઓમાં તથા ભૂત આદિ કોમાં વ્યાપક છું. સર્વ દેશ, સર્વ કાળ તથા સર્વ વસ્તુ મારાથી લેશમાત્ર પણ ભિન્ન નથી. 'अहम्' શબ્દનો અર્થ તો આ શરીર પણ છે, આ શરીરની એકરૂપતા કહેવી એ બની શકે નહી, એ શંકાની નિવૃત્તિને સારૂ 'આત્મા જ સર્વ દેશ કાલાદિ રૂપ છે' એમ શ્રુતિ ભગવતી કહે છે. આ જડ પરિચ્છિન્ન શરીરમાં તો સર્વરૂપતા બની શકે નહી, તેથી આત્મા ભિન્નજ છે.

હવે આત્મજ્ઞાનના ફલ જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિને કહે છે—જે મનુષ્ય ગુરૂ-શાસ્ત્રોપદેશથી સંશય વિપર્યય રહિત પોતાના સ્વરૂપને યથાર્થ જાણે છે તે વિદ્વાન્ જીવન્મુક્ત આત્મરતિ છે. જેમ કામી પુરૂષ વિદેશમાં ગયા છતાં પણ રતિ પોતાની સ્રીમાં રાખે છે, તેવોજ જીવન્મુક્ત આત્મામાં રતિવાળો છે. જેમ એક બાળક બીજા બાળક સાથે ક્રીડા કરે છે, તેમ વિદ્વાન્ વેદાન્તચિંતન કાળમાં આનન્દરૂપ આત્મામાંજ ક્રીડા કરે છે. ૧-૨.

વિશેષ—જીવન્મુક્ત પુરૂષની બે અવસ્થાઓ છે, એક વ્યુત્થાન તથા બીજી સમાધિ. વ્યુત્થાનકાળમાં વેદાન્તચિંતન કરતો વિદ્વાન્ 'आत्मक्रीड़' એ નામવાળો હોય છે. સ્નાન ભોજનાદિ કાળમાં આત્મચિંતન કરનારા વિદ્વાન્‌ને 'आत्मरति' કહે છે. સમાધિ બે પ્રકારની છે. એક સવિકલ્પ સમાધિ તથા બીજી નિર્વિકલ્પ સમાધિ. જેમ એકાંતમાં મિથુન ભાવને પ્રાપ્ત થએલાં સ્ત્રી-પુરૂષ આનન્દને પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે ધ્યાતા-ધ્યેયની સાથે વિકલ્પ સમાધિમાં જે વિદ્વાન્ આનંદને પ્રાપ્ત થાય છે તેને 'आत्ममिथुन' કહે છે. ત્રિપુટી રહિત નિર્વિકલ્પ સમાધિમાં નિર્વિકલ્પ બ્રહ્માનન્દને પ્રાપ્ત થએલા વિદ્વાન્‌ને 'आत्मानन्द' નામથી કહેવામાં આવે છે.

હે નારદ ! હવે વિદેહમુક્તિના વિષયમાં કંઇ પ્રકૃત વાત સાંભળો—આ પ્રમાણે વર્તમાન જે જ્ઞાની પુરૂષ છે, તે પ્રારબ્ધનો ભોગ કરીને ક્ષય કરતો, શરીરનો નાશ થતાં બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. તે કોઇને વશ હોતો નથી તથા પરિચ્છિન્ન પદાર્થોના વિષયમાં ઇચ્છા કરતો નથી. હવે એવી ભૂમાવિદ્યાના ફલને કહીને, આત્મજ્ઞાનથી રહિત પુરૂષના પ્રતિ અનર્થ પ્રાપ્તિ કહે છે, યથા—જે પુરૂષ ભૂમા બ્રહ્મને આત્મરૂપે જાણતો નથી તે સર્વદા પરવશ રહીને નાશવાન લોકોને પ્રાપ્ત થાય છે. એવા લોક પોતાની ઇચ્છાનુસાર સર્વ લોકોમાં ગમન કરી શક્તા નથી. ૧-૨.

——❀❀❀——

## ખંડ છવીસમો

વિદ્યાની પ્રશંસાને સારૂ વિદ્વાનના શ્રેષ્ઠત્વનું વર્ણન કરે છે, યથા—

**तस्य ह वा एतस्यैवं पश्यत एवं मन्वानस्यैवं विजानत आत्मतः प्राण आत्मत आशाऽऽत्मतः स्मर आत्मत आकाश आत्मतस्तेज आत्मत आप आत्मत आविर्भावतिरोभावावात्मतोऽन्नमात्मतो बलमात्मतो विज्ञानमात्मतो ध्यानमात्मतश्चित्तमात्मतः संकल्प आत्मतो मन आत्मतो वागात्मतो नामाऽऽत्मतो मन्त्रा आत्मतः कर्माण्यात्मत एवेदꣳ सर्वमिति ॥ १ ॥**

ભાવાર્થ—જે આ પ્રમાણે દેખે છે, આ પ્રમાણે માને છે તથા આ પ્રમાણે જાણે છે, તે વિદ્વાન્‌ને સારૂ આત્માથી પ્રાણ ઉત્પન્ન થાય છે, તથા આત્માથી આશા,

આત્માથી સ્મૃતિ, આત્માથી આકાશ, આત્માથી તેજ, આત્માથી જલ, આત્માથી આવિર્ભાવ–તિરોભાવ, આત્માથી અન્ન, આત્માથી બળ, આત્માથી વિજ્ઞાન, આત્માથી ધ્યાન, આત્માથી ચિત્ત, આત્માથી સંકલ્પ, આત્માથી મન, આત્માથી વાક્, આત્માથી નામ, આત્માથી મત્ર, આત્માથી કર્મ તથા આત્માથી જ આ સર્વ થાય છે. ૧.

બ્રાહ્મણમાં કહેલા વિદ્યાના ફલના વિષયમા, મન્ત્રનો પણ સવાદ આપે છે, યથા—

**तदेष श्लोकः । न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखताꣳ सर्वꣳ ह पश्यः पश्यति सर्वमाप्नोति सर्वशः ॥ इति स एकधा भवति त्रिधा भवति पञ्चधा । सप्तधा नवधा चैव पुनश्चैकादशः स्मृतः । शतं च दश चैकश्च सहस्राणि च विꣳशतिः ॥ आहारशुद्धौ सत्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षस्तस्मै मृदितकषायाय तमसस्पारं दर्शयति भगवान् सनत्कुमारस्तꣳ स्कन्द इत्याचक्षते तꣳ स्कन्द इत्याचक्षते ॥ २ ॥**

ભાવાર્થ—એ વિષયમા આ મન્ત્ર છે, યથા—વિદ્વાન્ ન તો મૃત્યુને દેખે છે, ન તો રોગને કે ન તો દુ ખને પણ દેખે છે તે જે એ દેખે છે કે આ સર્વ કાંઈ આત્માથી જ થાય છે, એવો પશ્ય પુરુષ સર્વને આત્મારૂપ જ દેખે છે તેથી સર્વને પ્રાપ્ત થઈ જાય છે, એટલે કે દરેક વસ્તુને પામે છે એ એક પ્રકારથી છે, પછી તે ત્રણ, પાચ, સાત તથા નવ રૂપ થઈ જાય છે, પછી તેને જ અગિયાર પ્રકારનો બતાવવામા આવ્યો છે તથા તેજ સો, દશ, એક તથા વીશ પણ થઈ જાય છે જ્યારે મનુષ્યનો આહાર શુદ્ધ થઇ જાય છે ત્યારે તેનાથી ઇંદ્રિયોના આહાર–શબ્દ આદિ વિષયોના ભોગ–રાગ, દ્વેષ, મોહ રૂપ દોષોથી શુદ્ધ થઈ જાય છે અર્થાત્ વિષયોપલબ્ધિરૂપ વિજ્ઞાનની શુદ્ધિ થવાથી અન્ત કરણ શુદ્ધ થઈ જાય છે, અન્ત' કરણની શુદ્ધિ થતા નિશ્ચલ સ્મૃતિ થઈ જાય છે, એટલે કે સ્મરણ અટળ થઈ જાય છે. તથા જ્યારે ભૂમા આત્માની સ્મૃતિ પાકી થઈ જાય છે ત્યારે બધી ગાઠો ઉકલી

જાય છે. આ પ્રમાણે ભગવાન્ સનત્કુમારે, જેમની વાસનાઓ ક્ષીણુ થઈ ગએલી હતી, તેમણે નારદજીને અન્ધકારની ઉપરનો કિનારો બતાવી દીધો. એ સનત્કુમારને લોકો 'સ્કન્દ' કહે છે–લોકોમાં તે 'સ્કન્દ' નામથી વિખ્યાત છે. ભાવ એ છે કે, નારદજીના રાગ દ્વેષ-શોક-મોહ-અવિદ્યાન્ધકારરૂપ પ્રબળ શત્રુસૈન્યનો સંહાર કરવાને કારણે ઋષિયોએ સનત્કુમારને 'સ્કન્દ–સેનાપતિ' કહ્યાનું પ્રતીત થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે વિદ્વાને તત્પદાર્થરૂપ ભૂમાને પોતાનું સ્વરૂપ જાણી લીધું છે, તે વિદ્વાન્થી જ નામાદિથી પ્રાણુ પર્યંત પંદર તત્ત્વ ઉત્પન્ન થાય છે. તે વિદ્વાન્થી જ સ્વર્ગાદિ ફલ સહિત કર્મ તથા ઋગ્વેદાદિ ઉત્પન્ન થાય છે. ભૂમાને જાણનારો વિદ્વાન્ મૃત્યુ, રોગ તથા રોગાદિનિમિત્ત દુઃખોને દેખતો નથી. તે સર્વ ભાવને પ્રાપ્ત થઈને સર્વ પ્રપંચને પોતાનામાં કલ્પિત દેખે છે. કલ્પિત રૂપે જાણેલા પદાર્થ ઇંદ્રજાળના સર્પના સમાન દુઃખપ્રદ થઈ શકતા નથી. હે નારદજી ! જ્ઞાની 'તેજ, જલ, પૃથ્વી' રૂપે ત્રણુ પ્રકારના હોય છે. 'આકાશાદિ' રૂપથી પાંચ પ્રકારના હોય છે. તથા સૂર્યાદિ નવગ્રહના રૂપે નવ પ્રકારના, મન સહિત દશ ઇંદ્રિયની દર્શ વૃત્તિયોવાળો હોવાથી એક સો એક પ્રકારના હોય છે. મનુષ્યના દિન-રાતમાં એકવીશ હજાર છસો શ્વાસ પ્રશ્વાસ ચાલે છે. એ શ્વાસ પ્રશ્વાસથી ઉચ્ચારણુ થએલો જે હંસ મંત્ર છે, એ મંત્રથી એ વિદ્વાન્ એકવીસ હજાર છ સો પ્રકારના હોય છે ઉપાધિ ભેદે કરીને તે વિદ્વાનના આટલા ભેદ છે, વાસ્તવમાં તો તે એક અદ્વિતીય બ્રહ્મ છે.

હે નારદ ! ચિત્તની શુદ્ધિ વિના આત્મજ્ઞાન થઈ શકતુ નથી, તેથી મુમુક્ષુએ ચિત્તશુદ્ધિ અવશ્ય કરવી જોઈએ. ચિત્તશુદ્ધિ આહારશુદ્ધિથી થાય છે. પોતાના વર્ણાશ્રમાનુસાર અન્ન-જલાદિકોના ગ્રહણનું નામ આહાર છે. તેની એજ શુદ્ધિ છે કે, રાગ દ્વેષથી રહિત થઈને અન્ન જલાદિનું ગ્રહણ કરવુ. જેની પ્રાપ્તિ જેટલી પાપ બુદ્ધિથી રહિત હશે તેટલું જ તે અન્ન જલ શુદ્ધ હશે. આ પ્રમાણે આહાર શુદ્ધિ વિના તથા રાગ દ્વેષથી રહિત શબ્દાદિના ગ્રહણ રૂપ આહારની શુદ્ધિ વિના ચિત્ત શુદ્ધ થઈ શકતુ નથી. જ્યારે ચિત્ત શુદ્ધ થઈ જાય છે ત્યારે ભૂમા બ્રહ્મની નિશ્ચલ સ્મૃતિ થાય છે. જેને ભૂમા બ્રહ્મની અચળ સ્મૃતિ થઈ છે, તે વિદ્વાન્ બ્રહ્મજ્ઞાને કરીને કામ, કર્મ અભ્યાસ તથા સંશય આદિ સર્વ ગ્રન્થિયોથી નિવૃત્ત થઈ જાય છે. આ પ્રમાણે રાગ દ્વેષાદિ દોષથી રહિત અન્તઃકરણવાળા નારદને ભગવાન્ સનત્કુમારે અજ્ઞાનથી રહિત શુદ્ધ બ્રહ્મનો પરિચય કરાવી દીધો. ૧-૨.

વિશેષ—સનત્કુમારનું સ્વામિ કાર્તિકેય નામ હોવાના સંબંધમાં અમે

મહાત્માઓ પાસેથી જે પૌરાણિક આખ્યાન સાંભળ્યુ છે તે ઘણુ વિલક્ષણુ હોવાથી અત્રે સંક્ષેપમાં આપવામાં આવે છે, યથા—

એક સમયે પાર્વતીજી અને મહાદેવજી કાશીમાં ગંગાતટ ઉપર આવીને બેઠા, ત્યાં ઘણા ઋષિ મહાત્માઓ એકત્ર થએલા હતા. તેમણે શિવ પાર્વતીની પૂજા સ્તુતિ કરી. મહાદેવજીએ પ્રસન્ન થઇને તેમને યથેચ્છ વરદાન આપ્યાં. પરતુ ત્યાં સનત્કુમારજી સમાધિમાં લીન હોવાથી મહાદેવજી આવ્યા તેમના સન્માનમાં ઉભા થયા નહી તેમ નમસ્કાર પણુ કરી શકયા નહી. મહાદેવજી તો સનત્કુમારને બ્રહ્મવિત્ જાણીને પ્રસન્ન થયા, પરતુ પાર્વતીએ તેને અશિષ્ટતા જાણી તથા શંકરજીનું અપમાન સમજ્યાં; તેથી તેમણે ક્રોધે ભરાઇ સનત્કુમારને શાપ દિધો કે—જગતના કર્તા હર્તા મારા પતિ મહાદેવજીનુ અપમાન કરવાના કારણથી હું તમને શાપ દઉ છું કે તમે અશ્વપાલ અર્થાત્ ઘોડાવાળા થઈ જાઓ. મહાદેવજીના મના કરતાં કરતા તો પાર્વતીજીએ ક્રોધે ભરાઈ એ શાપ દઈ દીધો. થોડા દિવસ પછી મહાદેવજીએ ભવાની સહિત જ્યારે તે દશામાં ઋષિને જોયા ત્યારે તે ઘણા જ પ્રસન્ન દેખાતા હતા. એ જોઇને પાર્વતીજી પ્રસન્ન થઇને બોલ્યાં—વર માગો. તેમણે કહ્યું મને હસ્ત ખુલાસાથી થયા કરે. પાર્વતીજી અશિષ્ટતાપૂર્ણ અશ્લીલ શબ્દ સાંભળીને અપ્રસન્ન થયાં અને બોલ્યાં કે—'જા, તુ ઉંટ થઈ જા.'

તેના પછી કેટલેક દિવસે ભવાની સહિત મહાદેવજીએ જ્યારે ઉંટયોનિ પ્રાપ્ત ઋષિને જોયા ત્યારે પણુ તેઓ પહેલાંના જેવા જ પ્રસન્ન દેખાતા હતા તથા કાંટા સહિત બાવળાં પાંદડાં આદિ ખાઈ હૃષ્ટ પુષ્ટ તુષ્ટ થઈ રહેલા હતા. ત્યાં તે ખૂબ ચરતા હતા અને ગંગાજલ પિધા કરતા હતા પાર્વતીજીએ તેમને જોઇ પ્રસન્ન થઇને કહ્યું—વરદાન માગો. ઋષિએ કહ્યુ મને ઉંટ શરીર બધાથી સારૂ લાગે છે, આમાં મને પરમાનંદ મળે છે. તેથી મારૂ આ શરીર નિવૃત્ત ન થાય, એ જ સદા રહે. તાત્પર્ય એ છે કે પૂર્ણકામ સનત્કુમારે પ્રસગ આવતા પણ કોઈ વરદાન લીધુ નહી એ જોઇને ઉલટ પાર્વતીજી પ્રાર્થના કરવા લાગ્યા કે તમે મારા ઘરમાં પુત્રરૂપથી ઉત્પન્ન થાઓ. હું તમારી પાસે એ વર માગુ છું સનત્કુમારે 'તથાસ્તુ' કહ્યું તે પછી બ્રહ્મચારી રૂપથી સ્વામી કાર્તિકેય નામથી તેઓ પાર્વતીજીના પુત્ર થયા કે જેમને સ્કન્દ કહે છે એ દેવતાઓના પ્રધાન સેનાપતિ છે ૧૨.

આ અધ્યાયમાં ઘણા મહત્વના વિષય આવેલા છે, તેનુ સક્ષેપમાં પાઠકોની સુવિધાને સારૂ સિંહાવલોકન કરવાનુ અનુચિત નહી ગણાય—

'तं स्कन्द इत्याचक्षते' એ પાઠની દ્વિરૂક્તિ અર્થની દૃઢતાને સારૂ કરવામાં આવેલી

છે. નારદજીએ વિનય પૂર્વક સનત્કુમાર પાસે જઈને અધ્યયનની પ્રાર્થના કરી. જ્યારે સનત્કુમારે નારદજીને પૂછ્યુ કે—આપ શું શું કેટલુ જાણો છો તે કહો. નારદજીએ કહ્યું—હું ભણ્યો છું તો ઘણું, ઋગાદિ વેદ સંપૂર્ણ, તર્ક શાસ્ત્રાદિ તથા બ્રહ્મવિદ્યાદિનું સારી રીતે અધ્યયન કર્યું છે. આ સર્વકાંઈ કરવા છતાં પણ મારા શોકનુ શમન થતુ નથી. જેવી જોઈએ તેવી મનની પ્રસન્નતા રહેતી નથી, ઉલટ મન કઈંક મલિન પણ રહે છે.

એ સાંભળીને સનત્કુમારે કહ્યું—એ વેદો તથા અન્ય વિદ્યાઓ જે તમે ભણ્યા છો તે માત્ર નામની જ છે, તેથી તમે શોકાતુર રહો છો. કાંઈ વિદ્યા, બળ કે ધન આદિની શક્તિથી શોક થોડોજ દૂર થાય છે. અર્જુન પ્રબલ યોદ્ધો તથા બુદ્ધિમાન હતો, પણ તેનો પીછો શોકે કયાં છોડ્યો હતો? ઠીક, જે કર્યું તે ઠીકજ છે. હવે તમે સંજ્ઞાસંજ્ઞી ભાવની ઉપાસના કરો. અર્થાત્ એ તત્વને વિચારો કે—ઋગ્વેદાદિ કોનું સ્તવન કરે છે—એ સર્વે કોનાં ગીત ગાઈ રહેલા છે. ?

એ સાંભળીને નારદજીએ કહ્યું—ભગવન્ ! શુ નામથી પણ કોઈ ચઢિયાતી ચીજ છે? સનત્કુમારે ઉત્તર આપ્યો—જેમાં સર્વ નામ માળાના મણકાની પેઠે પરોવાએલાં છે તે વાણી નામથી ચઢિયાતી છે. એજ પ્રમાણે વાણીથી મન, સંકલ્પ એમ ઉત્તરોત્તર શ્રેષ્ઠનો ઉપદેશ કરતાં અંતમાં નારદને બ્રહ્મનો ઉપદેશ કર્યો. અહીં સનત્કુમારનું નામાદિકોની ઉપાસનામાં તાત્પર્ય નથી, પણ સર્વોપરિ બ્રહ્મની ઉપાસનાને સારૂ ઉપન્યાસ કરેલો છે. અર્થાત્ સર્વ પદાર્થોનાં બલાબલનું કથન કરતાં કરતાં અંતમાં તેનેજ સર્વોપરિ ઠરાવેલો છે. તથા તેના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યુ છે કે—તે સર્વત્ર વ્યાપક તથા સર્વાધાર છે. જ્ઞાતા, શ્રોતા, મંતા તથા બોદ્ધાદિ કોઈ તેના જેવો નથી. શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરનારો જીવ પણ તેજ છે. એ પરમાત્મા કોઈ મહત્વનો આશ્રિત નથી સંસારમાં કહીં પણ કોઈ વસ્તુ એવી નથી કે જે તેની વિભૂતિમાં વધારો કરવાને સમર્થ હોય. દેવદત્ત; પશુ, સુવર્ણ આદિથી વડાઈમોટાપણુ પામે છે. પણ એ વાત એ ભૂમાને જરાએ લાગુ પડતી નથી, ઉલટ સંપૂર્ણ મહત્વ તેનેજ આશ્રયે છે. જે પદાર્થ સૌન્દર્યની ઝળક બતાવીને સર્વને મોહિત કરી રહ્યા છે, તે કાંઈ તેમની પ્રભુતા નથી. ને તેણેજ આપેલા ચમત્કારનો કણ છે કે જેનાથી તેને નમસ્કાર થઈ રહેલા છે. અર્થાત્ એજ ઉપર, નીચે તથા ચારે દિશાઓમાં પરિપૂર્ણ છે. જ્યારે આગળ પાછળ સર્વ બાજુએ તેજ છે તો પછી કોને નજરે ચડવાનું રહ્યું ?

જ્યારે પુરૂષ અહગ્રહ ઉપાસના કરે છે ત્યારે તે કહે છે કે—હું જ ઉપર છું

હુંજ નીચે છું 'अहमुपरिष्टात्-अहमेवाघस्तात्' ઇત્યાદિ વચનોથી એ પ્રતીત થાય છે. તેનું તાત્પર્ય એ નથી કે—તે કોઈ બીજાનેજ કહી રહ્યો છે; પરંતુ એ પ્રમાણેનું જે કથન છે તે અહંગ્રહ ઉપાસનાના અભિપ્રાયથી છે. જ્યારે ઉપાસક તેનું આત્મત્વેન કથન કરે છે ત્યારે તે કહે છે કે—આત્માજ ઉપર, આત્માજ નીચે તથા આત્માજ સર્વ દિશાઓમાં છે. આત્માના મહિમા વગર તો આ જડ જગત્ જેવું કાંઈ હોઇજ ન શકે, સત્તા-સ્ફૂર્તિ તો તેના તરફથીજ આવી રહેલી છે.

આ પ્રમાણે જાણનારા પુરૂષને સારૂ એ ફળનું કથન કરવામાં આવેલુ છે કે—એ બ્રહ્મમાંજ ક્રીડા કરે છે તથા બ્રહ્મમાંજ તેનો સંયોગ થાય છે. એ સર્વથા સ્વતન્ત્ર રહીને સર્વ લોકોમાં સ્વચ્છંદે વિચરે છે. પ્રાણાદિક સર્વ તેનાથીજ ઉત્પન્ન થાય છે તથા તેમાંજ લય પામે છે. જ્યારે ઉપાસક તેની નિદિધ્યાસન રૂપા ભક્તિ કરે છે, ત્યારે તેનામાં અપરિમિત સામર્થ્ય વધી જાય છે. તે તેનાજ રૂપ થઈ જાય છે. એજ અભિપ્રાયથી મંત્રમાં 'एकधा भवति, त्रिधा भवति' એમ કહેલુ છે જેનો વિસ્તૃત અર્થ અમે તે મંત્રના ભાષ્યમાં આપેલો છે

પરંતુ એ યોગ્યતા ત્યારેજ પ્રાપ્ત થાય છે કે જ્યારે આહારની શુદ્ધિથી અંતઃકરણની શુદ્ધિ તથા અંતઃકરણની શુદ્ધિથી ધ્રુવા સ્મૃતિ ઉત્પન્ન થાય છે. એ ધ્રુવામતિ સામર્થ્યથી અતઃકરણની વાના ગાંઠો ખુલીજ હિવજીએ જ્યારે ઉ સાત્કાર થાય છે. આ તત્ત્વનો સનત્કુમારે હેલાંના જેવે પ્રસન્ન દેખાતા હતા ઉપદેશ કર્યો. શ્રેષ્ઠતા બોધન કરવાને સારૂ સન ષ્ટ-પુષ્ટ-તુષ્ટ થઈ રહેલા હતા. ત્યાં તે નેલા છે.

સ્કન્દ દેવતાઓના ધાન સેનાપતિ ર્વતીજીએ તેમને જોઇ પ્રસન્ન આર્યત્ર હોય છે. રાજા પણ વિરક્ત પરમાત્માના સાદ બધાથી સારૂ લાગે છે. કસાઈ, ગણિકા સુધાં પણ મ્હોટા પ્રતિ ત થાય, એ ડઓએ નાગરિકો કરતાં ઉંચા પ્રકારનાં નારદજી કહેવામાં આ ી એ કોઈ વ છે કે, બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિમાં લૌકિક વ્યવહારો નામથી શસ્ત્રધારી પણ શ

છવીસમો ાં શસ્ત્રધારી હતા. ખાય, ાય સમ્પૂર્ણ.





# અધ્યાય આઠમો



## ખંડ પહેલો

સાતમા અધ્યાયમાં ભૂમાનું સારી રીતે વર્ણન કરવામાં આવ્યુ છે. આ અધ્યાયમાં દહરાકાશનુ કથન કરે છે, યથા—

**ॐ अथ यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन्यदन्तस्तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यमिति ॥ १ ॥**

**ભાવાર્થ**—આ જે બ્રહ્મપુર છે (બ્રહ્મનુ પુર—શરીર છે) તેમાં એક ન્હાનુ સરખું કમલાકાર સ્થાન છે, તેમા એક સૂક્ષ્મ આકાશ છે, તેની અંદર જે વસ્તુ છે, તેનુ અન્વેષણ કરવુ જોઇએ. તથા તેનીજ જીજ્ઞાસા કરવી ઉચિત છે. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ શરીર બ્રહ્મ એટલે કે પરમાત્માનું પુર છે. જેમ રાજાનું નગર હોય છે, જેમાં અનેક પ્રજા તથા વસતિ આદિ રહે છે. તેમ આ શરીર પણ આત્મદેવ નામક પોતાના અધ્યક્ષની અર્થ સિદ્ધિ કરનાર, અનેક ઇંદ્રિયો, મન તથા બુદ્ધિથી યુક્ત છે. નગરમા રાજાનુ મકાન હોય છે. એજ પ્રમાણે આ બ્રહ્મપુર રૂપ શરીરમા એક સૂક્ષ્મ ઘર છે—હૃદય કમળ રૂપ ભવન છે—અર્થાત્ બ્રહ્મની ઉપલબ્ધિનુ અધિષ્ઠાન છે, જેમ શાલિગ્રામનો પત્થર વિષ્ણુની ઉપલબ્ધિનું અધિષ્ઠાન હોય છે, તેમ.

આ પોતાના વિકારભૂત કાર્ય શરીરમાં સત્ સંજ્ઞક બ્રહ્મ, નામ રૂપની અભિવ્યક્તિ કરવાને સારૂ જીવાત્મ ભાવથી અનુપ્રવિષ્ટ છે. તેનો ભાવ એ છે કે—જેમણે આ હૃદય કમળ રૂપ ઘરમાં સ્વ-ઈંદ્રિય વર્ગનો ઉપસહાર કરી લીધો છે, એ બાહ્ય વિષયોથી વિરક્ત, વિશેષતઃ બ્રહ્મચર્ય તથા સત્યરૂપ સાધનોથી સપન્ન તથા વક્ષ્યમાણ યોગ્યતાઓથી યુક્ત પુરૂષો દ્વારા ચિંતન કરવાથી બ્રહ્મની ઉપલબ્ધિ થાય છે.

આ સૂક્ષ્મ ગૃહમા દહર—અત્યત સૂક્ષ અતરાકાશ છે, એટલે કે આકાશ સજ્ઞક બ્રહ્મ છે એ આકાશ સંજ્ઞક તત્ત્વની અદર જે વસ્તુ છે, તેનું ગુરુના આશ્રય તથા શ્રવણાદિ ઉપાયોથી અન્વેષણુ કરી સાક્ષાત્કાર કરવો જોઇએ ૧.

વિશેષ—બ્રહ્મને આકાશ સમાન કહેવાનું તાત્પર્ય એ છે કે—એક તો બ્રહ્મ તથા આકાશ બન્ને શરીર રહિત છે, બીજું સૂક્ષ્મ તત્ત્વ રૂપ છે, ત્રીજુ બન્નેમાં સર્વગતત્વ છે, એવી બ્રહ્મની આકાશની સાથે સમાનતા છે.

છઠા તથા સાતમા અધ્યાયમાં 'બ્રહ્મ એક અદ્વિતીય છે તથા દિશા અને કાળ આદિની.સીમાની બહાર છે' એવુ વર્ણન કરવામા આવેલુ છે, હવે આ આઠમા અધ્યાયમા તેની પ્રાપ્તિનું સ્થાન હૃદય, તેની પ્રાપ્તિના ઉપાય બ્રહ્મચર્યાદિ, ઉપાસનાનું ફળ તથા આત્માના પરમાર્થ સ્વરૂપનુ વર્ણન કરવામા આવશે ૧.

શ્રુતિ પોતેજ શિષ્ય રૂપથી પ્રશ્ન કરે છે, યથા—

**तं चेद्ब्रूयुर्यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशः किं तदत्र विद्यते यदन्वेष्टव्यं यद्वाव विजिज्ञासितव्यमिति स ब्रूयात् ॥ २ ॥**

**ભાવાર્થ**—ગુરૂને શિષ્ય પૂછે કે—આ બ્રહ્મ પુરમા જે સૂક્ષ્મ કમળ સમાન ઘર છે, તેમા જે અતરાકાશ છે. તેની અદર શી વસ્તુ છે ? કે જેનુ અન્વેષણુ કરવુ જોઇએ અથવા જેની જીજ્ઞાસા કરવી જોઇએ ? તો તેમ પૂછનારાને ગુરૂ એ ઉત્તર આપે. ૨

**વિ૦ વિ૦ ભાષ્ય**—પહેલા મત્રમા જે કહેલુ છે કે—'હૃદય કમળસ્થ સૂક્ષ્મ આકાશમા જે વસ્તુ છે તેને ખોળવુ તથા જાણવુ જોઈએ'. એ યથાશ્રુત અર્થને ગ્રહણુ કરીને શ્રુતિ સ્વય પ્રશ્ન કરીને સમજાવે છે કે—આચાર્યની પાસે શિષ્ય એવી શકા કરે કે—આ પરિચ્છિન્ન બ્રહ્મપુરમા અદર જે કમળ સમાન સૂક્ષ્મ સ્થાન છે તેની અદર તેનાથી પણુ સૂક્ષ્મ આકાશ છે પ્રથમ તો એ કમળાકાર ઘરમા રહીને એ શું કરે છે ? વળી તેનાથી પણુ સ્વલ્પતર આકાશમાં તો કોઈ પણુ વસ્તુ રહીજ શકે કેવી રીતે ? એટલે કે કાંઈ પણુ રહી શકે નહીં

'એવી વસ્તુને જાણુવાનું અને ખોળવાનુ પ્રયોજન શુ છે ? એવુ પૂછનારને આચાર્યે આ પ્રમાણે કહેવુ જોઇએ ૨.

વિશેષ—આ મંત્રનું તાત્પર્ય એવી રીતે સમજવુ જોઇએ કે—ન્હાનું શુ તો

હૃદય, તેની અંદર વળી ન્હાનું શું આકાશ, એવા ઝીણાની અંદર તે ભલા શું હશે ? કે જેને ખોળવુ જોઇએ. જો ખોળવાની માથાકુટ કરવાથી ત્યાં કાંઈ ઝીણામાં ઝીણી વસ્તુ મળી પણ જાય તો તેથી લાભ શો ? ખોદવો ડુંગર અને કહાડવો ઉંદર. શું, તેને સારૂજ આટલા જોરવથી ઉપદેશ અપાય છે કે—આમ કરોને તેમ કરો, તેની અંદર જે કાંઈ છે તેનુ અન્વેષણ કરો તથા તેની જીજ્ઞાસા કરો. જો શિષ્ય એમ કહે તો ગુરૂજીએ કહેવુ જોઇએ કે. ૨.

હવે આચાર્ય ઉક્ત શંકાનું સમાધાન કરે છે, યથા—

**यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन् द्यावापृथिवी अन्तरेव समाहिते उभावग्निश्च वायुश्च सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राणि यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन्समाहितमिति ॥ ३ ॥**

**ભાવાર્થ**—જેટલુ મ્હોટુ આ બહારનું આકાશ છે, તેટલુજ મ્હોટુ આ હૃદયની અંદરનું આકાશ છે. દ્યુલોક અને પૃથ્વી એ બન્ને લોક બરાબર રીતે તેની અંદર સમાએલા છે. તેજ પ્રમાણે અગ્નિ તથા વાયુ એ બન્ને, સૂર્ય તથા ચંદ્ર એ બન્ને, તથા વિજળી અને નક્ષત્ર તથા આ (જીવ) આત્માના વિષય જે આ લોકમાં છે તથા જે નથી તે સર્વ સમ્યક્ પ્રકારે તેમાજ સ્થિત છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હૃદયની અંદર આકાશથી, બ્રહ્મ અભિપ્રેત છે, તેથી હૃદયની અંદર ન્હાનુ આકાશ કહેવાથી એ અભિપ્રાય નથી કે—બસ, આ હૃદયની અંદર કેવળ આકાશ જ માએલુ છે; પરતુ આ આખુ બ્રહ્માંડ તેની અંદર સમાએલુ છે. જે આ હૃદયમાં આકાશ છે તે ન્હાનુ નથી, પણ એટલુ મ્હોટુ છે કે જેટલુ લૌકિક આકાશ મ્હોટુ છે. પરતુ તે શુદ્ધ સ્વચ્છ વિજ્ઞાન જ્યોતિ સ્વરૂપે કરીને હૃદયમાં તેટલુજ માત્ર સાક્ષાત્ થાય છે. તેથી તેને ન્હાનુ કહેલુ છે. અહીં બાહ્ય આકાશની ઉપમા પણ તેને મ્હોટુ બતાવવાને સારૂ છે. વસ્તુતઃ લૌકિક આકાશ પણ તેની અંદરજ છે. એજ શું ? પણ આ બુદ્ધિ ઉપાધિ વિશિષ્ટ આકાશની અંદર દ્યુલોક, પૃથ્વી, અગ્નિ, વાયુ, સૂર્ય, ચન્દ્રમા, વિજળી તથા નક્ષત્ર સર્વકાંઈ છે. આ દેહવાન આત્માના આત્મીય રૂપે જે કઈ પદાર્થ આ લોકમાં છે તથા જે કાંઈ સ્વકીય રૂપથી આ સમયે નથી, નષ્ટ થઈ ગએલુ તથા ભવિષ્યમાં નહી થવાનું તે સર્વે તેમાંજ સ્થિત છે. ૩

વિશેષ—જેમણે પોતાની ઇંદ્રિયોનો ઉપસંહાર કરી લીધેલો છે, એવા યોગિયોના વિશુદ્ધ અંતઃકરણમાં, જલમાં પ્રતિબિંબના સમાન તથા સ્વચ્છ દર્પણમાં રૂપના સમાન, વિશુદ્ધ વિજ્ઞાન જ્યોતિ સ્વરૂપે પ્રતીત થનાર બ્રહ્મ, તેના જેવોજ ઉપલબ્ધ થાય છે. તેથીજ કહેલુ છે કે—અતઃકરણ રૂપ ઉપાધિના કારણથી અંતઃકરણ વર્તી આકાશ સૂક્ષ્મ છે. ૩.

હવે અહીં પણ શંકા—સમાધાનને બતાવે છે, યથા—

**तं चेद्ब्रूयुरस्मिꣳश्चेदिदं ब्रह्मपुरे सर्वꣳ समाहितꣳ सर्वाणि च भूतानि सर्वे च कामा यदैनज्जरामाप्नोति प्रध्वꣳसते वा किं ततोऽतिशिष्यत इति ॥ ४ ॥**

ભાવાર્થ—જો આચાર્યને શિષ્ય કહે કે—જો એ સર્વ આ બ્રહ્મપુરમાં સમાએલુ છે, તથા સર્વ ભૂત તથા સર્વ કામનાઓ સમ્યક્ પ્રકારથી તેમાં સ્થિત છે તો જ્યારે ઘડપણ આવી ને ઘેરીલે છે અથવા તે નષ્ટ થઈ જાય છે, તે સમયે પાછળ શું રહે છે—બચી જાય છે ? ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—આ બ્રહ્મપુરોપલક્ષિત અંતરાકાશમાં એ સર્વ બરાબર સ્થિત છે. તથા સંપૂર્ણ ભૂત અને સમગ્ર ઇચ્છાઓ પણ તેમાં સ્થિત છે. તો પછી જે સમયે તે વૃદ્ધ અથવા નષ્ટ થઈ જાય છે તે સમયે શું—શું શેષ રહે છે ? અમને તો એમ લાગે છે કે કાંઈ પણ રહેતુ નથી. ભાવ એ છે કે—જે વખતે આ બ્રહ્મપુર સંજ્ઞક શરીરના આયુષનો ક્ષય થાય છે અથવા શસ્ત્રાદિથી નષ્ટ થાય છે ત્યારે તેનાથી ભિન્ન બીજું બાકી શું રહી જાય છે ? અભિપ્રાય એ નિકળ્યો કે—ઘડો ફુટી જતાં તેમાનું દુધ દહીં પણ બરબાદ થઈ જાય છે, તેજ પ્રમાણે દેહનો નાશ થતાં તેનું આશ્રિત સર્વકાંઈ નાશ પામે છે કે તેમાંથી બીજુ કાંઈ બાકી રહે છે ? ૪.

વિશેષ—અહીં શંકા એ થાય છે કે, આચાર્યે જેનું નિરૂપણ કર્યું નથી એ કામનાઓ તો શિષ્ય કહે છે કે—'તેઓ બ્રહ્મપુરમાં સ્થિત છે ? ઉત્તર એ છે કે—એ શંકા બનતી નથી, કારણ કે, આચાર્યે કહેલુ છે કે—'આ લોકમાં જે કાંઈ તેનુ છે તથા જે કાંઈ તેનુ નથી". આમાં સર્વ કામનાઓના વિષયમાં કહી દેવામાં આવેલુ છે. વળી એમ પણ છે કે—'સર્વ' શબ્દના પ્રયોગથી પણ તેમાં કામનાઓ આવી જાય છે. તેથી કોઈ શંકા રહેતી નથી. ૪.

શિષ્યોએ આ પ્રમાણેનો પ્રશ્ન કરતાં—

**स ब्रूयान्नास्य जरयैतज्जीर्यति न वधेनास्य हन्यत एतत्सत्यं ब्रह्मपुरमस्मिन्कामाः समाहिता एष आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पो यथा ह्येवेह प्रजा अन्वाविशन्ति यथानुशासनं यं यमन्तमभिकामा भवन्ति यं जनपदं यं क्षेत्रभागं तं तमेवोपजीवन्ति ॥ ५ ॥**

**ભાવાર્થ**—આચાર્યે કહેવુ જોઇએ કે—આ શરીરના વૃદ્ધ થવાથી તે હૃદયાકાશાખ્ય (સ્થ), જીર્ણ અગર વૃદ્ધ થતુ નથી. તથા તેના વધથી તેનો નાશ થતો નથી. એ બ્રહ્મપુર સત્ય છે, તેમાં સંપૂર્ણ કામનાઓ એવીજ રીતે રહેલી છે. એ આત્મા છે, ધર્માધર્મથી રહિત છે, જરાહીન, મૃત્યુરહિત, શોક વિહીન, ભોજનની ઇચ્છાથી પર. પિપાશાશૂન્ય, સત્યકામ તથા સત્યસંકલ્પ વાળો છે. જેમ લોકમાં પ્રજાઓ રાજાની આજ્ઞાનું અનુવર્તન કરે છે, એટલે કે પ્રજા—જેનો કોઈ સ્વામી છે—તે શાસકના આદેશાનુસાર ચાલે છે, તો તેઓ જે જે વસ્તુની ઈચ્છા કરે છે તથા જે જે દેશ અગર ભૂભાગની કામના કરે છે, તેનો તેનોજ ઉપભોગ કરે છે. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આચાર્યને ઉચિત છે કે—શિષ્યગણની શૂન્ય વિષયિણી બુદ્ધિની નિવૃત્તિ કરી દે; એટલે કે તેમને એવુ કહે કે—જેમાં સર્વકાંઈ સ્થિત છે તે અંતરાકાશ સંજ્ઞક બ્રહ્મના દેહની વૃદ્ધાવસ્થા આદિથી કોઈ વિકાર થતો નથી, તેમજ શસ્ત્રાદિકોના આઘાતથી આકાશની પેઠે તેનો વધ થતો નથી. તો પાછી તેનાથી પણ સૂક્ષ્મતર અશબ્દ અને અસ્પર્શ બ્રહ્મના દેહને ઇન્દ્રિયોના દોષનો સ્પર્શ ન થાય એમા તો કહેવાનુ જ શુ છે?

એ આત્મા તમારો—અમારો સર્વનો સ્વસ્વરૂપ છે. તેમાં પાપ પુણ્યનો લેશ પણ નથી. તે સત્ય સંકલ્પ તથા સત્યકામ છે. હે શિષ્યો ! તમારી એ શંકા પણ બરાબર નથી કે—'તેને ન જાણીએ તો તેમાં હાનિ પણ શી છે'? હાનિ એ છે કે—આ લોકમાં જે પ્રમાણે પોતાનાથી ભિન્ન કોઈ અન્યને સ્વામી માનનારી

પ્રજા, જેવી પોતાના સ્વામીની આજ્ઞા થાય છે, તે પ્રમાણે ચાલે છે. આ દ્રષ્ટાંત પુણ્ય ફળના ઉપભોગમાં અસ્વાતંત્ર્ય દોષ પ્રતિ છે. ૫.

વિશેષ—'અપહતપાપ્મા' એ વિશેષણ આપવાથી, 'વિજર', વિમૃત્યુ, તથા વિશોક' એ વિશેષણોની આવશ્યકતાજ રહેતી નથી. કારણકે તેનાથી 'અપહતપાપ્મત્વ'નો નિષેધ થઇ જાય છે. જરા, મૃત્યુ અને શોક તો પાપનાં કાર્ય છે. કારણ ન રહેવાથી કાર્ય પણ રહેશે નહી. અથવા જરા આદિના પ્રતિષેધથી ધર્માધર્મનું કોઈ કાર્ય ન રહેવાથી વિદ્યમાન રહેવા છતાં પણ તેમનું ન હોવા જેવુજ થઈ જશે. તેથી એ બન્નેનો પૃથક્ નિર્દેશ વ્યર્થ છે? એ શંકાનુ સમાધાન એવુ છે કે—અધર્મના કાર્ય રૂપ જરા આદિથી ભિન્ન સ્વાભાવિક જરાદિ દુઃખનું હોવુ પણ સંભવનીય છે, જેમ ઈશ્વરમાં ધર્મનો કાર્યભૂત આનંદ ન હોય પણ સ્વાભાવિક આનંદ તો તેમનામાં છે જ, તેથી ધર્માધર્મથી જરાદિનો પૃથક્ પ્રતિષેધ કરવો ઉચિત છે. અહીં જરાદિકોનું ગ્રહણ સપૂર્ણ દુઃખોના ઉપલક્ષણને સારૂ છે. પાપનિમિત્તક દુઃખ તો અનંત છે. એ સર્વની ગણતરી કરી શકાય તેમ નથી.

"એ આત્માને ન જાણીએ તો હાનિ શી છે" એવુ કહેનારાઓને પ્રથમ ઉત્તર અપાઈ ચુક્યો છે. તેનુ સ્પષ્ટ તાત્પર્ય એ છે કે—આત્માને ન જાણવાથી પુણ્યનું જે ફળ છે તે વિનાશી તથા પરાધીનતા સહિત ઉત્પન્ન થશે. જેમ રાજાની પ્રજા રાજાની આજ્ઞા પ્રમાણે જ દેશમાં ક્ષેત્ર આદિ ભાગને પ્રાપ્ત થાય છે. ભાવ એ છે કે—જે સ્વારાજ્યની કામનાવાળા છે તેમણે આત્માને જાણવું આવશ્યક છે. કારણ કે કેવળ કર્મનું ફલ થોડુ તથા ક્ષીણ થાય એવુ હોય છે. અને તેમાં પણ તેને ફરવાની સ્વતંત્રતા રહેતી નથી હા, જ્ઞાનનું ફળ સ્વારાજ્ય છે—સ્વતંત્રતા છે. એજ રાજાના દ્રષ્ટાંતથી સ્પષ્ટ કરવામાં આવ્યુ છે. ૫.

હવે એ કર્મ ફળના ક્ષયને સારૂ શ્રુતિ દ્વારા બીજુ દ્રષ્ટાંત આપવામાં આવે છે, યથા—

**तद्यथेह कर्मजितो लोकः क्षीयत एवमेवामुत्र पुण्यजितो लोकः क्षीयते तद्य इहात्मानमननुविद्य व्रजन्त्येताꣳश्च सत्यान् कामाꣳस्तेषाꣳ सर्वेषु लोकेष्वकामचारो भवत्यथ य इहात्मानमनुविद्य व्रजन्त्येताꣳश्च सत्यान् कामाꣳस्तेषाꣳ सर्वेषु लोकेषु कामचारो भवति ॥ ६ ॥**

**ભાવાર્થ**—જેમ અહીં કર્મથી જીતાયેલલોક ક્ષીણ થઈ જાય છે, એટલે કે ખેતી આદિ અથવા સેવા આદિ ફળ કર્મોથી મળેલુ અંતમાં નષ્ટ થઈ જાય છે. એજ પ્રમાણે પરલોકમાં પણ તે ફળ ક્ષીણ થઈ જાય છે કે અહીં પુણ્ય કર્મો કરવાથી મળેલાં હોય છે. જે લોકો આ લોકમાંથી આત્માને તથા આ સત્યકામનાઓને જાણ્યા વગરજ પરલોક સિધાવે છે તેમની સર્વલોકમાં યથેચ્છ ગતિ થતી નથી. તથા જે આત્માને, તથા આ સાચી કામનાઓને જાણીને આ લોકથી જાય છે તેમનુ સર્વ લોકમાં સ્વચ્છંદ ગમન થાય છે. ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ સંસારમાં પોતાના માલિકની આજ્ઞા અનુસાર વર્તનારી પ્રજા સેવાદિ કામ કરવાથી જે મેળવે છે તે અંતમાં વિનષ્ટ થઈ જાય છે. લૈકિક સેવાથી તેમને જે મળે છે તેને તેઓ સ્વતંત્રતા પૂર્વક ભોગવી શકતા નથી. એજ પ્રમાણે પરલોકમાં અહીં સંપાદન કરેલા પુણ્યના પ્રભાવથી પ્રાપ્ત કરેલા લોકના ભોગ પણ પરાધીન છે, અને તે ક્ષીણ થઈ જાય છે.

જ્ઞાન કર્મના અધિકારી, યોગ્યતાથી સંપન્ન થઈને પણ જે લોક, શાસ્ત્ર તથા આચાર્યોએ ઉપદેશેલાં ઉપર્યુક્ત લક્ષણ સંપન્ન આત્માને જાણ્યા વગર એટલે કે આત્મસંવેદ્યતાને પ્રાપ્ત કર્યા વગર આ દેહનો પરિત્યાગ કરીને પરલોકમાં જાય છે. અર્થાત્ સત્ય સંકલ્પની કાર્યભૂતા સ્વાન્તઃકરણસ્થ સત્ય કામનાઓનું જ્ઞાન પ્રાપ્ત કર્યા વગર મરી જાય છે, તેમની જેમ રાજાજ્ઞાનું અનુવર્તન કરનારી પ્રજાઓની સ્વતંત્રતાનો બાધ થઈ જાય છે, તેમ સર્વલોકમાં જવાની ગતિનો બાધ થઈ જાય છે. તથા જે લોકો શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશાનુસાર આત્માને જાણીને પરલોકગામી થાય છે, તેમને સાર્વભૌમ રાજાની પેઠે કહીં પણ જવામાં કોઈ રોકી શકતુ નથી ૬.

**વિશેષ**—કોઇની સેવા-ચાકરીથી જે વસ્તુ દુનિયામાં કોઇને પ્રાપ્ત થઈ જાય છે, તે સદા રહેતી નથી. તેજ પ્રમાણે અગ્નિહોત્ર, દાન ધર્મથી ઉત્પન્ન થએલા ફળ દ્વારા જે પરલોક મળી જાય છે, તે પણ થોડા દિવસ પછી હાથમાંથી સરી જાય છે. જે જ્ઞાની છે તેનુ અહીં પણ કલ્યાણ છે અને ત્યાં પણ કલ્યાણ છે.

---

## ખંડ બીજો

હવે ઉક્ત બ્રહ્મવેત્તા પુરુષના ઐશ્વર્યનું કથન કરે છે, યથા—

**स यदि पितृलोककामो भवति संकल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति तेन पितृलोकेन संपन्नो महीयते ॥ १ ॥**

ભાવાર્થ—એ જો પિતૃલોકની કામનાવાળો થાય છે તો તેના સંકલ્પમાત્રથી પિતૃલોક તેની સામે પ્રગટ થાય છે, એટલે કે પિતૃગણ આત્મ સંબંધી થઈ જાય છે, એ પિતૃલોકથી સંપન્ન થઈને એ ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે, અર્થાત્ પિતૃલોકની સંપત્તિ પ્રાપ્ત કરીને આનંદિત થાય છે. ૧.

अथ यदि मातृलोककामो भवति संकल्पादेवास्य मातरः समुत्तिष्ठन्ति तेन मातृलोकेन संपन्नोमहीयते ॥२॥

ભાવાર્થ—તથા જો એ પુરૂષ માતૃલોકની કામનાવાળો થાય છે તો તેના સંકલ્પ માત્રથીજ ત્યાં માતાઓ ઉપસ્થિત થઈ જાય છે. એ માતૃલોકને મેળવીને આનંદ ભોગવે છે. ૨.

अथ यदि भ्रातृलोककामो भवति संकल्पादेवास्य भ्रातरः समुत्तिष्ठन्ति तेन भ्रातृलोकेन संपन्नो महीयते ॥३॥

ભાવાર્થ—જો તે ભ્રાતૃલોકની કામનાવાળો થાય છે તો તેના સંકલ્પ માત્રથીજ ત્યાં ભ્રાતૃગણ ઉપસ્થિત થઈ જાય છે. તે ભ્રાતૃલોકથી સંપન્ન થઈ તેના મહિમાને પ્રાપ્ત થાય છે. ૩.

अथ यदि स्वसृलोककामो भवति संकल्पादेवास्य स्वसारः समुत्तिष्ठन्ति तेन स्वसृलोकेन संपन्नो महीयते ॥४॥

ભાવાર્થ—તથા જો તે ભગિની લોકની કામના વાળો થાય છે તો ત્યાં તેના સંકલ્પ માત્રથીજ બ્હેનો તેની સામે પ્રકટ થઈ જાય છે, અને તે ભગિની લોકથી સંપન્ન થઈને ઐશ્વર્યને પ્રાપ્ત કરે છે. ૪.

अथ यदि सखिलोककामो भवति संकल्पादेवास्य सखायः समुत्तिष्ठन्ति तेन सखिलोकेन संपन्नो महीयते ॥५॥

ભાવાર્થ—તથા જો તે મિત્ર લોકની કામનાવાળો થાય છે તો તેના સંકલ્પ માત્રથી મિત્ર પ્રકટ થઈ જાય છે તથા તે મિત્ર લોકથી સંપન્ન થઈને તેના મહિમાને પ્રાપ્ત થાય છે. ૫.

अथ यदि गन्धमाल्यलोककामो भवति संकल्पादेवास्य गन्धमाल्ये समुत्तिष्ठतस्तेन गन्धमाल्यलोकेन

॥ ६ ॥

ભાવાર્થ—જો તે ગન્ધ અને માલાના લોકની કામના કરે છે તો તેના સંકલ્પમાત્રથી ગંધ માલાદિ ત્યાં ઉપસ્થિત થઈ જાય છે. એ ગંધ માલાના લોકથી સંપન્ન થઈને તેના મહિમાને પ્રાપ્ત થાય છે. ૬.

अथ यद्यन्नपानलोककामो भवति संकल्पादेवास्या-न्नपाने समुत्तिष्ठतस्तेनान्नपानलोकेन संपन्नो महीयते ॥७॥

ભાવાર્થ—તથા જો તે અન્ન પાન સંબંધી લોકની કામનાવાળો થાય છે તો તેના સંકલ્પથીજ અન્ન-પાન તેની પાસે ઉપસ્થિત થઈ જાય છે. એ અન્ન-પાન લોકથી સંપન્ન થઈને મહિમાને પ્રાપ્ત થાય છે. ૭

अथ यदि गीतवादित्रलोककामो भवति संकल्पा-देवास्य गीतवादित्रे समुत्तिष्ठतस्तेन गीतवादित्रलोकेन संपन्नो महीयते ॥ ८ ॥

ભાવાર્થ—જો તે ગીત અને વાદ્યના લોકની કામના કરે છે તો તે તેના સંકલ્પ માત્રથી ગીત તથા વાજાં પ્રગટ થઈ જાય છે, તથા ગીતવાદિત્રાદિ લોકથી સંપન્ન થઈને તેનો આનંદ ભોગવે છે. ૮.

अथ यदि स्त्रीलोककामो भवति संकल्पादेवास्य स्त्रियः समुत्तिष्ठन्ति तेन स्त्रीलोकेन संपन्नो महीयते ॥ ९ ॥

ભાવાર્થ—તથા જો તે સ્ત્રી લોકની કામનાવાળો થાય છે તો તેના સંકલ્પથી સ્ત્રિયો તેની પાસે ઉપસ્થિત થઈ જાય છે. એ સ્ત્રી લોકથી સંપન્ન થઈ મહિમાન્વિત થાય છે. ૯.

यं यमन्तमभिकामो भवति यं कामं कामयते सोऽस्य संकल्पादेव समुत्तिष्ठति तेन संपन्नो महीयते ॥ १० ॥

ભાવાર્થ—તે જે જે વિષયમાં પ્રીતિ કરે છે, એટલે કે જે જે પ્રદેશની કામનાવાળો થાય છે તથા જે જે ભોગની ઈચ્છા કરે છે તે સર્વે તેના સંકલ્પથીજ તેને પ્રાપ્ત થાય છે અને તેનાથી સંપન્ન થઈને તેના આનંદને પ્રાપ્ત થાય છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—આ ખંડના દશ મન્ત્રોના ભાષ્ય તથા વિશેષનુ સાથેજ વર્ણન કરવામાં આવે છે—

આ દહર આત્માના ઉપાસક પુરૂષની, જો પરલોકમાં જે મૃત થએલા પિતરોની પ્રાપ્તિની ઈચ્છા થાય છે તો તે ઉપાસકની ઇચ્છા અનુસાર તેને પિતર પ્રાપ્ત થાય છે. તે પિતર લોકમા સમૃદ્ધિ ઐશ્વર્યને પ્રાપ્ત થએલો ઉપાસક પુરૂષ ત્યાંના મહિમાનો અનુભવ કરે છે. શુદ્ધ ચિત્ત થવાથી ઈશ્વરના સમાન સત્ય સંકલ્પ થવાથી તે એ પિતૃલોકના આનંદને ભોગવે છે. પિતૃગણ પણ તેના આત્મીય થઈ જાય છે—તેને પોતાનોજ સમજી સર્વકાંઈ સમર્પણ કરી દે છે આત્મજ્ઞ પુરૂષની કામનાઓ અપ્રતિહત ગતિ વાળી થઈ જાય છે. જો કે તેને આનંદ ઘન પ્રાપ્ત થઈ જવાથી બીજી કોઈ અભિલાષા રહેતીજ નથી, ઉદય થતી જ નથી. તો પણ પ્રારબ્ધવશાત્ અથવા અન્ય કોઈ કારણથી કદી કદી થઈ પણ જાય તો તે તુરત પૂર્ણ થઈ જાય છે.

એજ પ્રમાણે માતા, ભ્રાતા, ભગિની, સખા, આદિની પણ તેની કામનાઓ પૂર્ણ થઈ જાય છે. જાણે કે તેઓ તેને સ્વય આવી મળે છે, આનદ પણ આપે છે. વધારે શું શું કહી શકાય ? ઉપાસક જે જે પદાર્થની કામના કરે છે તે તે સર્વ સંકલ્પ માત્રથીજ આવીને ઉપસ્થિત થઈ જાય છે. બ્રહ્મવેત્તાનું સર્વ કાંઈ પોતાનુંજ છે.

**વિશેષ**—આ ખડમાં બ્રહ્મવેત્તા પુરૂષના ઐશ્વર્યનું એ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યુ છે કે—તે સર્વ લોક લોકાન્તરોમાં સ્વેચ્છાચારી થઇને વિચરે છે. તથા તેનુ એવુ અપૂર્વ સામર્થ્ય હોય છે કે —તેને સારૂ સર્વભોગ આત્મભૂત થઈ જાય છે. અર્થાત્ તે પોતાના સામર્થ્યથીજ ઉક્ત ભોગોનો લાભ કરી લે છે. તેને કોઈ વિષયાન્તરની આવશ્યકતા રહેતી નથી.

પ્રતીત થાય છે કે આર્યલોકો બધનને સર્વથી અનિષ્ટ ખોટુ સમજતા હતા. એ વાત ઉપનિષદોના મન્ત્રોમા વારવાર કહેવામાં આવી છે. એટલે કે—બ્રહ્મજ્ઞ સ્વેચ્છાચારી હોય છે. તેમની ગતિને કોઈ પણ રોકી શકતુ નથી તેઓ મરજી પ્રમાણે ગમે ત્યા જવા આવવાને વધારે મહત્વ આપે છે. આત્મજ્ઞાનના બીજાં જે ફળ છે તેમા આ છેવટનું ફળ છે ૧-૧૦.



## ખંડ ત્રીજો



ઉપર્યુક્ત આત્મધ્યાન રૂપ સાધનના અનુષ્ઠાન પ્રતિ સાધકોમાં ઉત્સાહ ઉત્પન્ન કરવાસારૂ દયાવતી શ્રુતિ કહે છે, યથા—

**त इमे सत्याः कामा अनृतापिधानास्तेषाᳬ सत्यानाᳬ सतामनृतमपिधानं यो यो ह्यस्येतः प्रैति न तमिह दर्शनाय लभते ॥ १ ॥**

ભાવાર્થ—તે એ સાચી કામનાઓ જૂઠીથી ઢંકાઈ ગએલી છે, અર્થાત્ જો કે એ કામનાઓ સત્ય છે, પણ તેમના પર એક ઢાકણું છે જે જૂઠનું છે. કારણકે આ પ્રાણીનાં જે સંબંધી અહીંથી મરીને જાય છે તે ફરીથી તેના જોવામાં આવતાં નથી. ૧.

હવે સત્ય કામનાઓના જ્ઞાતા વિદ્વાન્ પુરૂષના ફળનું કથન કરે છે, યથા—

**अथ ये चास्येह जीवा ये च प्रेता यच्चान्यदिच्छन्न लभते सर्वं तदत्र गत्वा विन्दतेऽत्र ह्यस्यैते सत्याः कामा अनृतापिधानास्तद्यथा हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि संचरन्तो न विन्देयुरेवमेवेमाः सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्त्यनृतेन हि प्रत्यूढाः ॥ २ ॥**

ભાવાર્થ—તથા આ વિદ્વાન્ પુરૂષના જે સંબંધી જીવિત છે તથા જે મરી ગયા છે, તથા જે અન્ય પદાર્થ છે. તેમની ઈચ્છા કરતા હોવા છતાં પણ પ્રાપ્ત કરી શકતા નથી. પણ એ સર્વેને તે આ હૃદયાકાશસ્થ બ્રહ્મમાં જઈને પ્રાપ્ત કરીલે છે, કારણ કે ત્યાં તેના એ સત્યકામ અનૃતથી આચ્છાદિત થએલા રહે છે. ઉક્ત વિષયમાં દ્રષ્ટાંત છે—જેમ ક્ષેત્રનો સ્વામી, ક્ષેત્રને સારી રીતે ન જાણનાર ઉપર ઉપરથી વ્યાપાર કરે છે પણ ક્ષેત્રની અંદર દાટેલી હિરણ્યનિધિને—ખજાનાને—જાણતો નથી. તેજ પ્રમાણે આ સર્વ પ્રજાઓ પ્રતિદિન બ્રહ્મને પ્રાપ્ત થાય છે તો પણ સુષુપ્તિ કાળમાં હૃદયસ્થ બ્રહ્મમાં લીન થાય છે તો પણ—અનૃતથી ઢંકાએલી હોવાથી તે બ્રહ્મલોકનો લાભ કરી શક્તી નથી. ૨.

શું, જેમ નામાદિકોમાં છે, તેજ પ્રમાણે અહીં પણ બ્રહ્મદ્રષ્ટિનો આરોપ માત્ર છે ? એ શંકાનુ નિવારણ કરે છે, યથા—

**स वा एष आत्मा हृदि तस्यैतदेव निरुक्तꣳ हृदयमिति तस्माद्धृदयमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥ ३ ॥**

ભાવાર્થ—નિશ્ચય કરીને તેથી એ આત્મા છે, તેનુ એજ નિર્વચન છે કે—( હૃદિ—અયમ્ ઇતિ, તસ્માત્, હૃદયમ્ ) હૃદયમાં તે આત્મા છે. તેથી તેને "હૃદય" કહે છે. એવુ જાણનારા અવશ્યજ પ્રતિદિન ( સુષુપ્તિમાં ) સ્વર્ગલોકને ( હૃદયસ્થ બ્રહ્મને ) પ્રાપ્ત થાય છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—સાચી કામનાઓ, જેનુ પહેલા તથા બીજા ખંડમાં વર્ણન છે, તે દરેકના હૃદયમાં સદા વિદ્યમાન છે. તે કામનાઓને પ્રત્યેક મનુષ્ય એટલા માટે પૂર્ણ કરી શકતા નથી કે—તેમના ઉપર એક પડદો પડેલો છે, અને તે પડદો મિથ્યાનો છે. અર્થાત્ બહારના વિષયોમાં તૃષ્ણાને વશ થઈ સ્વેચ્છાચારી થવુ, નહી કે શાસ્ત્રની મર્યાદામાં રહેવુ. એ કામનાઓ મિથ્યા જ્ઞાનથી થાય છે તેથી જૂઠી છે. જ્યારે એ જૂઠનો પડદો ખસી જાય છે ત્યારે એ સાચી કામનાઓ પ્રકાશિત થાય છે. ૧૩.

**વિશેષ**—'હૃદય' એ નામના નિર્વચનની પ્રસિદ્ધિથી 'આત્મા આપણા હૃદયમાં સ્થિત છે' એવુ જાણવુ જોઇએ. એ પ્રમાણે જાણનારો પુરૂષ પ્રતિદિન સ્વર્ગલોક હૃદયસ્થ બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

અહીં શંકા થાય છે કે—એ પ્રમાણે ન જાણનારો પણ સુષુપ્તિકાળમા બ્રહ્મને પ્રાપ્ત થાય છે જ, તો પછી તેને જાણવાના ફળમાં વિશેષતા શી ? ઉત્તર એ છે કે—કંઈક વિશેષતા અવશ્ય છે. જેમ વિદ્વાન્ તથા અવિદ્વાન્ સર્વ જીવ સદ્ બ્રહ્મજ છે, તો પણ 'તું બ્રહ્મ છે' એ પ્રકારે બોધિત થએલો વિદ્વાન્ 'હું સત્જ છું, બીજો કાંઈ નથી' એ પ્રમાણે જાણીને સત્જ થઈ જાય છે. એજ પ્રમાણે સુષુપ્તિમાં જો કે વિદ્વાન્ તથા અવિદ્વાન્ બન્ને સત્‌ને પ્રાપ્ત થાય છે તો પણ કેવળ એ પ્રમાણે જાણનારજ સ્વર્ગલોકને પ્રાપ્ત થાય છે

હૃદયમાં હોવાથી આત્માનું નામ 'હૃદય' છે જે મનુષ્ય આત્માને પોતાના હૃદયમાં નિરતર વિદ્યમાન માનીને સાસારિક યાત્રા કરે છે, તે સદાએ ઉન્નત રહે છે. અર્થાત્ તે પરમાત્માના ન્યાય રૂપ દંડથી ભયભીત થઈને વેદોક્ત આજ્ઞાનું પાલન કરતો હોવાથી પાપનો ભાગી થતો નથી. તે સદાએ સત્યનું અવલબન કરે છે, તેથીજ તેની ઉચ્ચગતિ થાય છે એમ કહેવામાં આવ્યુ છે. ૧-૩

હવે મુક્તિના અવલંબન બ્રહ્મની વિદ્વાન્, તાદાત્મ્યથી સ્તુતિ કરતો કહે છે, યથા—

**अथ य एष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति तस्य ह वा एतस्य ब्रह्मणो नाम सत्यमिति ॥ ४ ॥**

**ભાવાર્થ**—એ જે સમ્પ્રસાદ છે, તે આ લૌકિક શરીરથી ઉઠીને પરમ જ્યોતિને પ્રાપ્ત થાય છે, પોતાના સ્વરૂપ સાથે યુક્ત થઈ જાય છે, એ આત્મા છે, એજ અમૃત છે, એજ અભય છે તથા એજ બ્રહ્મ છે—એવું આચાર્યે કહ્યું. તે આ બ્રહ્મનું 'સત્ય" એ નામ છે. ૪.

ઉપાસ્યની સ્તુતિને સારૂ 'સત્ય' એ નામના અક્ષરોનું વર્ણન કરે છે, યથા—

**तानि ह वा एतानि त्रीण्यक्षराणि सतीयमिति तद्यत्सत्तदमृतमथ यत्ति तन्मर्त्यमथ यद्यं तेनोभे यच्छति यदनेनोभे यच्छति तस्माद्यमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥ ५ ॥**

**ભાવાર્થ**—એ નામ ( સત્ય ) માં ત્રણ અક્ષર છે, 'સ', 'તી', 'યમ્'. એમાં જે સત્—'સકાર'—છે. તે અમૃત છે. જે તી—'ત કાર'—છે તે મર્ત્ય છે, તથા જે યમ્—'ય કાર' છે, તેનાથી એ બન્નેનું નિયમન કરે છે. જેથી તેનાથી એ બન્નેને નિયમમાં રાખે છે, તેથી તે 'યમ્'. છે એ પ્રમાણે જાણનારો પ્રતિદિન જ સ્વર્ગલોકમાં જાય છે. ૫.

**(વિ૦ વિ૦ ભાષ્ય**—'एषः सम्प्रसादः' શ્રુતિમાં જે 'सम्प्रसादः' શબ્દ આવેલો છે, તેનાથી સામાન્યતઃ સર્વ જીવોનું ગ્રહણ થઈ શકે છે, પણ અહીં પ્રકરણ પ્રાપ્ત 'विद्वान्' ને સારૂજ તે યોજાએલો છે. કારણકે 'एषः' અગર 'एतत्' શબ્દ સ્વસમીપનોજ આદર્શક હોય છે. સમીપમાં વિદ્વાન્ જ મળે છે, કારણ કે તેનુંજ આ પ્રકરણ છે. પ્રકરણ તો આત્માનું પણ છે ? એવી શંકાવાળાને ઉત્તર એ છે કે—'एषः' અથવા જે એતત્ શબ્દનો પ્રયોગ કરેલો છે. તેથી ભાષ્યકાર કહે છે કે—બસ, એજ યત્ન વિશેષથી સમ્પ્રસાદ શબ્દથી અહીં 'વિદ્વાન' નું ગ્રહણ કરવું. જીવનું નહીં. સમ્પ્રસાદ વિદ્વાનની "सुपुप्तौ स्वेन आत्मना सता सम्पन्नः सन् सम्यक् प्रसीदति इति सम्प्रसादः विद्वान्" એવી વ્યુત્પત્તિ કરેલી છે. એવો વિદ્વાન્ શરીરનો ત્યાગ કરી આ શરીરથી ઉત્થાન કરી અર્થાત્ દેહાત્મબુદ્ધિનો ત્યાગ કરી પરમાત્મ લક્ષણ વિજ્ઞપ્તિ સ્વરૂપ જ્યોતિને પ્રાપ્ત થઈ અર્થાત્ આત્મ સ્થિતિમાં પહોંચીને સ્વકીય એટલે કે પોતાના સ્વરૂપને સમ્પન્ન થઈ જાય છે.

[illegible]

વિશેષ—"સત્ય" શબ્દમાં સ+ત+ય એ ત્રણ અક્ષર છે તેમાં જે 'ઇકાર' આદિ અતિરીક્ત વર્ણ છે તે અનુબંધ છે એટલે કે ઉચ્ચાર માત્રને સારૂ છે તેનું બીજું કોઈ પ્રયોજન નથી કોઈ કોઈ મહાત્મા પાસેથી અમે 'સત્ય' શબ્દનું એ પણ નિર્વચન સાંભળ્યુ છે કે—'સ' નો અર્થ અમૃત-જીવાત્મા છે, તથા 'ત'નો અર્થ મર્ત્ય પ્રકૃતિ છે તથા 'ય'નો અર્થ બ્રહ્મ છે અર્થાત્ જીવ તથા પ્રકૃતિને જે પોતાના વશમા રાખે છે તેનુ નામ 'સત્ય' છે કારણ કે તેનાં મહદાદિ કાર્ય આવિર્ભાવ—તિરોભાવને પ્રાપ્ત થાય છે તેથી જે સત્યને સારી રીતે જાણે છે તે પ્રતિ દિન ઉચ્ચગતિને પ્રાપ્ત થાય છે. આ અર્થ કેટલે સુધી બરાબર છે તેને પાઠક સમજી લે અહીં એ પણ ભાવ છે કે—જ્યારે સત્યલોકના નામનું, ધ્યાનનુ એવું માહાત્મ્ય છે તો પછી સત્ય નામવાળા બ્રહ્મના ધ્યાનનુ માહાત્મ્ય કેવુ હશે, તે પણ પાઠક વર્ગ સમજી લે. ૫.

## ખંડ ચોથો

ઉક્ત સમ્પ્રસાદ સ્વરૂપભૂત જે બ્રહ્મ છે, તેના ગુણોની સાથે બ્રહ્મચર્ય રૂપ સાધનથી સંબંધ કરાવવાને સારૂ પુનઃ સ્તુતિ કરવામાં આવે છે, યથા—

**अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसंभेदाय नैतꣳ सेतुमहोरात्रे तरतो न जरा न मृत्युर्न शोको न सुकृतं न दुष्कृतꣳ सर्वे पाप्मानोऽतो निवर्तन्तेऽपहतपाप्मा ह्येष ब्रह्मलोकः ॥ १ ॥**

ભાવાર્થ—તથા જે આત્મા છે તે એ લોકોનાપારસ્પરિક સઘર્ષને સારૂ તેમને વિશેષ રૂપથી ધારણ કરનારો સેતુ છે. દિન તથા રાત એ સેતુનુ ઉલઘન કરતા નથી, તથા તેને ન તો જરા, ન તો મૃત્યુ, ન શોક, ન પુણ્ય તેમ પાપ પણ નથી. તેનાથી સર્વપાપ નિવૃત્ત થઇ જાય છે, કારણ કે એ બ્રહ્મલોક પાપથી રહિત છે.

જે સેતુ કહેલો છે તેના ફળનું કથન કરે છે, યથા—

**तस्माद्वा एतꣳ सेतुं तीर्त्वाऽन्धः सन्ननन्धो भवति विद्धः सन्नविद्धो भवत्युपतापी सन्ननुपतापी भवति तस्माद्वा एतꣳ सेतुं तीर्त्वापि नक्तमहरेवाभिनिष्पद्यते सकृद्विभातो ह्येवैष ब्रह्मलोकः ॥ २ ॥**

**ભાવાર્થ**—તેથી એ જે આ સેતુથી પાર થઈ જાય છે, તે જો આંધળો હોય તો દેખતો થઇ જાય છે. વિદ્ધ હોય છતાં પણ અવિદ્ધ થઈ જાય છે એટલે કે ઘાયલ હોવા છતાં પણ જખ્મી થતો નથી, રોગી હોય તો નિરોગ થઇ જાય છે. તેથી જ્યારે મનુષ્ય એ સેતુથી પાર થઇ જાય છે ત્યારે રાત પણ દિવસ થઈ જાય છે. સર્વે અન્ધકાર દૂર થઈ જાય છે. કારણ કે એ બ્રહ્મલોક સર્વદા પ્રકાશરૂપ છે. ૨.

એ ફલ વિદ્યાના મહિમાથી કોને સિદ્ધ થાય છે, તેના સંબંધમાં કહે છે, યથા—

**तद्य एवैतं ब्रह्मलोकं ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकस्तेषाᳫं सर्वेषु लोकेषु कामचारो भवति ॥ ३ ॥**

**ભાવાર્થ**—પુરૂષ જે નિશ્ચય કરીને બ્રહ્મચર્ય દ્વારા બ્રહ્મલોકને જાણે છે, તેમને એ બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. તથા તેમનું જ સર્વ લોકોમાં સ્વચ્છંદ ગમન થાય છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉક્ત ત્રણે મન્ત્રોના ભાષ્ય તથા વિશેષ સાથે જ લખવામાં આવ્યાં છે—એ આત્મા જ ભૂરાદિ લોકોના રક્ષણને સારૂ વર્ણાશ્રમાદિ ભેદવાળા જન્તુ માત્રને ધારણ કરે છે. જેમ મૃત-કાષ્ટ નિર્મિત બાહ્ય સેતુ જલનો ભેદક છે. તેવો જ આત્મા પણ છે. એ સેતુરૂપ આત્માને દિન-રાત્રી પરિચ્છિન્ન કરી શકતાં નથી. જરા, મૃત્યુ, શોક, ધર્મ, અધર્મ ઈત્યાદિ સર્વે પાપરૂપ આ આત્માથી નિવૃત્ત છે, તેથી જ જે આત્મા 'અપહતપાપ્મા' છે. ધર્મને પણ અહીં પાપ કહેવામાં આવેલુ છે, તેનો અભિપ્રાય એ છે કે એ પણ જન્મ મરણાદિ યુક્ત લોકોનું કારણ છે. અધ્યાસથી જે અન્ધત્વાદિ શરીરના ધર્મ આત્મામાં ભાસે છે તેનો, આત્માને દેહથી ભિન્ન જાણનારો વિદ્વાન્ ત્યાગ કરી દે છે. શરીરાધ્યસ્ત રોગાદિ પણ આત્મજ્ઞાનીમાં હોતાં નથી. આત્મામાં રાત્રી દિવસનો તો સંબંધ જ નથી. એવા પ્રકાશરૂપ આત્માને વિવેકી જ પ્રાપ્ત થાય છે. એ આત્માની પ્રાપ્તિ બ્રહ્મચર્યથી થાય છે, બ્રહ્મચર્ય સહિત વિદ્વાનોનું સર્વ લોકમાં ઈચ્છા પૂર્વક વિચરણ થાય છે, તથા બ્રહ્મચર્યથી જ તે પોતાના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૧-૩.

વિશેષ—એ પરમાત્મા અપહત પાપ્મા છે, જે સકળ બ્રહ્માંડને ચલાવે છે. તે વિરજ, વિમૃત્યુ તથા વિશોક આદિ ગુણોવાળા જેવો છે, એજ આ સંસારનો સેતુ છે. જો ઈશ્વર આ સંસારને ધારણ ન કરે તો તેમાં ગરબડ થઈ તરત જ નષ્ટ

થઈ જાય જગતમાં જલની કમી નથી, અગ્નિ–હવાની પણ કમી નથી. જો એ પરસ્પર વિરૂદ્ધ પદાર્થ ક્રોધે ભરાઈ એક બીજા સાથે અથડાય–લડે તો આપણા બધાની શી ગતિ થાય ? તેથી આ સમારની રક્ષાને સારૂ બ્રહ્મ જ સેતુ તથા ધારણ કરનારો છે જે મનુષ્ય તેની આજ્ઞા કે જેની સૂચી વેદ વેદાન્તમાં આપેલી છે, તેનુ પાલન કરતો અર્થાત્ તેના નિયમને અનુકૂળ ચાલીને પોતાનું જીવન વ્યતીત કરે છે. તે પણ પરમાત્માના ઉક્ત ગુણોને ધારણ કરીને અમૃત થઇ જાય છે. ૧-૩.

## ખંડ પાંચમો

સેતુ આદિ ગુણોથી સ્તુત આત્માની પ્રાપ્તિને સારૂ જ્ઞાન ઉપરાંત બ્રહ્મચર્યનું વિધાન કરવુ આવશ્યક છે, કારણ કે તે જ્ઞાનનું સહકારી છે, તેથી તેને શ્રુતિ કહે છે, તથા તેની ઇતિ કર્તવ્યતાને સારૂ યજ્ઞાદિના રૂપમા સ્તુતિ કરે છે, યથા—

**अथ यद्यज्ञ इत्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येव यो ज्ञाता तं विन्दतेऽथ यदिष्टमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येवेष्ट्वात्मानमनुविन्दते ॥ १ ॥**

ભાવાર્થ—જેને ધાર્મિક લોક 'યજ્ઞ' કહે છે તે વાસ્તવમાં બ્રહ્મચર્ય જ છે. કારણ કે બ્રહ્મચર્ય દ્વારા જ તે જે જાણે છે, તેને બ્રહ્મલોક મળે છે. તથા જેને ઇષ્ટ કહે છે તે પણ બ્રહ્મચર્ય જ છે, કારણ કે બ્રહ્મચર્ય દ્વારા પૂજન કરીને જ પુરૂષ આત્માને પ્રાપ્ત થાય છે. ૧.

**अथ यत्सत्रायणमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येव सत आत्मनस्त्राणं विन्दतेऽथ यन्मौनमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येवात्मानमनुविद्य मनुते ॥ २ ॥**

ભાવાર્થ—તથા જે લોક 'સત્રાયણ' એમ કહે છે, તે પણ બ્રહ્મચર્ય જ છે કારણ કે બ્રહ્મચર્યથી જ તે સત–સત્ય બ્રહ્મથી પોતાની રક્ષા–ત્રાણને પામે છે તેના સિવાય જેને 'મૌન' કહે છે તે પણ બ્રહ્મચર્ય જ છે, કારણ કે બ્રહ્મચર્ય દ્વારા જ પુરૂષ આત્માને શોધી કહાડીને તેના ઉપર ધ્યાન સ્થિર કરે છે—મનન કરે છે. ૨.

अथ यदनाशकायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तदेष ह्यात्मा न नश्यति यं ब्रह्मचर्येणानुविन्दतेऽथ यदरण्यायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तत्तदरश्च ह वै ण्यश्चार्णवौ ब्रह्मलोके तृतीयस्यामितो दिवि तदैरंमदीयꣳ सरस्तदश्वत्थः सोमसवनस्तदपराजिता पूर्ब्रह्मणः प्रभुविमितꣳ हिरण्मयम् ॥ ३ ॥

ભાવાર્થ—તથા જેને લોકો 'અનાશકાયન' (નષ્ટ ન થનારો) કહે છે, તે પણ વાસ્તવમા બ્રહ્મચર્ય જ છે. કારણ કે, સાધક જેને બ્રહ્મચર્ય દ્વારા પ્રાપ્ત થાય છે તે એ આત્મા નષ્ટ થતો નથી. તથા લોક જેને 'અરણ્યાયન' એમ કહે છે, તે પણ બ્રહ્મચર્ય જ છે, કારણ કે એ બ્રહ્મલોકમા 'અર' તથા 'ણ્ય' એ બે સમુદ્ર છે. ત્યાથી ત્રીજુ દ્યુલોકમા 'ઐરમદીય' સરોવર છે' 'સોમ સવન' નામનો અશ્વત્થ છે, અર્થાત્ જેમાથી સોમરસ વહે છે એવો અશ્વત્થ છે. ત્યાં બ્રહ્માની 'અપરાજીતા' પુરી છે, તથા પ્રભુ—બ્રહ્મા દ્વારા વિશેષરૂપથી નિર્માણ કરેલો એક સોનેરી મંડપ છે. ૩.

तद्य एवैतावरं च ण्यं चार्णवौ ब्रह्मलोके ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकस्तेषाꣳ सर्वेषु लोकेषु कामचारो भवति ॥ ४ ॥

ભાવાર્થ—હવે એ લોક જે બ્રહ્મચર્ય દ્વારા બ્રહ્મલોકમાં વર્તમાન 'અર' તથા 'ણ્ય' એ બે સમુદ્રને પ્રાપ્ત કરે છે, તે બ્રહ્મલોક એજ લોકોનો થઈ જાય છે. તેમની સર્વ લોકોમા સ્વચ્છન્દ ગતિ થઇ જાય છે ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉક્ત ચારે મન્ત્રોના ભાષ્ય તથા વિશેષ સાથે જ લખવામા આવે છે—બ્રહ્મવેત્તા લોક બ્રહ્મચર્યનુ જ યજ્ઞરૂપે કથન કરે છે, તથા દર્શ—પૌર્ણમાસાદિ ઇષ્ટિ પણ બ્રહ્મચર્ય જ છે ઇશ્વરના આરાધન રૂપ ઇષ્ટ પણ બ્રહ્મચર્ય છે કારણ કે બ્રહ્મચર્ય ધરીને જ આત્માનુ પૂજન કરતો વિદ્વાન્ આત્માને પ્રાપ્ત થાય છે. સત્રાયણ કર્મ પણ બ્રહ્મચર્ય રૂપ છે કારણ કે બ્રહ્મચર્ય વડે કરીને જ સત્ય સ્વરૂપ પોતાના આત્માની રક્ષા કરે છે (જે કર્મમાં ઘણા યજમાન હોય

તેને 'સત્રાયણ' કહે છે). ધ્યાન રૂપ મૌન પણ બ્રહ્મચર્ય છે. કારણ કે બ્રહ્મચર્ય કરીને જ ગુરુના ઉપદેશથી આત્માનું શ્રવણ કરીને પછી મનન-ધ્યાન કરે છે. ઉપવાસાદિ રૂપ 'અનાશકાયન' પણ બ્રહ્મચર્ય છે. તે બ્રહ્મચર્યથી પ્રાપ્ત જે આત્મા છે તેનો નાશ થતો નથી. વનવાસને 'અરણ્યાયન' કહે છે, 'અર' 'ણ્ય' એ બે નામવાળા સરોવરો સહિત જે બ્રહ્મલોક છે, તેની પ્રાપ્તિનું કારણ હોવાથી બ્રહ્મચર્યનું નામ 'અરણ્યાયન' છે એવા બ્રહ્મચર્ય સહિત ઉપાસના કરવાથી પ્રાપ્ત થવા યોગ્ય બ્રહ્મલોકનું નિરૂપણ કરે છે—આ લોકથી લઇને ત્રીજા સ્થાનમાં સ્થિત બ્રહ્મલોકમાં અરણ્ય નામના સમુદ્રના જેવાં બે સરોવર છે. એ બ્રહ્મલોકમાં જ અન્નના રસરૂપ તથા મદ હર્ષને ઉત્પન્ન કરનારૂ 'ઐરંમદીય' નામનું સરોવર છે. તેજ લોકમાં અશ્વત્થ વૃક્ષના સમાન સોમરસ-અમૃત વહેવડાવનારૂ 'સોમસવન' નામનું વૃક્ષ છે. એજ બ્રહ્મલોકમાં હિરણ્યગર્ભની પુરી છે. બ્રહ્મચર્યાદિ સાધનયુક્ત પુરુષોથી ભિન્ન પ્રાપ્ત ન થવા યોગ્ય છે, એ કારણથી તેનું નામ 'અપરાજિતા' છે. તથા એ બ્રહ્મલોકમાં પ્રભુ હિરણ્યગર્ભ દ્વારા રચિત સુવર્ણનો મંડપ છે. એવા બ્રહ્મલોકને બ્રહ્મચર્યથી જ પ્રાપ્ત કરી શકાય છે. એ બ્રહ્મચર્યનો મહિમા એવો છે કે તેના પ્રભાવથી સાધક સર્વલોકમાં યથેચ્છ જઈ શકે છે. ૧-૪.

(વિશેષ—વેદ તથા શાસ્ત્રોમાં બ્રહ્મ પ્રાપ્તિના અનેક સાધનોનું કથન કરવામાં આવેલુ છે, પરંતુ મુખ્ય સાધન બ્રહ્મચર્ય જ છે. ચોથા ખંડમાં બ્રહ્મલોકની પ્રાપ્તિના સાધન બ્રહ્મચર્યનું વર્ણન કરવામાં આવેલુ છે. આ પંચમા ખંડમાં તેનો મહિમા દેખાડેલો છે, એમ દેખાડવામાં આવેલુ છે કે વૈદિક કર્મ જે મનુષ્યના અન્તઃકરણને પવિત્ર કરે છે તથા જેનું પરમફલ બ્રહ્મલોક છે, એ સર્વની, એકલું બ્રહ્મચર્ય પૂર્તિ કરે છે. યજ્ઞ બ્રહ્મચર્ય છે, કારણ કે [બ્રહ્મચર્યવ ણો તે ફલને બ્રહ્મચર્ય દ્વારા લાભ કરે છે. યજ્ઞનું પરમફલ બ્રહ્મલોક છે તથા તે ફલ બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય છે. તેથી યજ્ઞ પણ બ્રહ્મચર્ય જ છે. એ પ્રમાણે ઇષ્ટ તથા સત્રાયન આદિના વિષયમાં પણ જાણવુ.

અહીં એ વિચાર કરવો જોઇએ કે જ્યાં વસ્તુતઃ બ્રહ્મચર્ય ફલ દ્વારા યજ્ઞાદિની બરાબર છે ત્યાં બીજી ખાસ શબ્દ રચના શૈલીથી પણ બ્રહ્મચર્ય તેમની બરાબરનું દર્શાવેલુ છે, જેમ–'યજ્ઞ' બ્રહ્મચર્ય છે. કારણ કે 'યો જ્ઞાતા–જે જાણવાવાળો છે,' તેનાથી 'યજ્ઞ' બનેલો છે, જે જાણવાવાળો છે તે બ્રહ્મચર્ય દ્વારા બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે, તેથી બ્રહ્મચર્ય યજ્ઞ છે. તેજ પ્રમાણે 'ઇષ્ટ' 'ઇષ્ટ્વા' અન્વેષણ કરીને, તેનાથી સત્રાયણ' 'સતથી ત્રાણમ્, સતથી પોતાની રક્ષાથી 'મૌન' 'મનુતે'–ધ્યાનમાં

સ્થિર થાય છે, તેનાથી 'અનાશકાયન' ન નશ્યતિ—નષ્ટ થતો નથી, તેનાથી 'અરકણ્ય ક અયનમ્'—અર તથા ણ્ય ને પ્રાપ્ત થાય છે. ઇષ્ટ, યજ્ઞ વિશેષ છે. 'સત્રાયણ' તે યજ્ઞ જેમાં ઘણા યજમાન છે. મૌન—વાણીને રોકવી. અરણ્યાયન—વનમાં જવુ—વાનપ્રસ્થનું જીવન એ સર્વનુ ફલ બ્રહ્મચર્યથી મળી જાય છે. તેથી બ્રહ્મચર્યનુ પૂર્ણતયા પાલન કરવુ જોઇએ.

પ્રથમ બીજા ખડમા જે માતા પિતા આદિ કહેલા છે તથા અહીં પાંચમાં ખડમાં બ્રહ્મલોકમા જે 'અર' 'ણ્ય' બે સમુદ્ર, ઐરમદીય ( ઐર અન્નથી પૂર્ણ તથા મદીય—હર્ષ આપનાર ) સરોવર, અશ્વત્થ—પીપળાનુ વૃક્ષ જેમાંથી સોમરસ—અમૃત ઝરે છે, 'અપરાજીતા'—જેને લોક જીતી શક્તા નથી, કે જેમની પાસે બ્રહ્મચર્યનું સાધનનથી આવી પુરી તથા સોનેરી મંડપ—એ સર્વ બ્રહ્મલોકમા માનસ રૂપથી પ્રતીત થાય છે, સ્થૂળ રૂપથી નહી. એ શુદ્ધ થએલા અન્ત:કરણના સંકલ્પથી પ્રગટ થાય છે તેથી નિરતિશય સુખકારક થાય છે આ ખડમા બ્રહ્મચર્યના મહિમાનો પ્રસંગ આવેલો છે, તેથી અમે શાસ્ત્રોમાં તથા વિદ્વાનોના નિબધોમા તથા મહાત્માઓના સત્સંગમાં જે વાંચ્યુ, વિચાર્યું તથા સાભળેલુ છે તે જણાવવામાં આવ્યુ છે કે જેથી પાઠક બ્રહ્મચર્યનું મહત્વ સમજે. ૧૪.



# ખંડ છઠ્ઠો



જે મનુષ્ય બ્રહ્મચર્યાદિ સાધન સપન્ન તથા બાહ્ય વિષયોની મિથ્યા તૃષ્ણાથી નિવૃત્ત થઇને પોતાના હૃદય કમલમા બિરાજમાન ઉપર્યુક્ત ગુણ વિશિષ્ટ બ્રહ્મની ઉપાસના કરે છે તેની મૂર્ધન્ય નાડી દ્વારા ગતિ કહેવાની છે, તેથી અહિ નાડી ખડનો આરભ કરવામા આવે છે, યથા—

**अथ या एता हृदयस्य नाड्यस्ताः पिङ्गलस्याणिम्नस्तिष्ठन्ति शुक्लस्य नीलस्य पीतस्य लोहितस्येत्यसौ वा आदित्यः पिङ्गल एष शुक्ल एष नील एष पीत एष लोहितः ॥ १ ॥**

ભાવાર્થ—હવે એ જે હૃદયની નાડિયો છે તે ભૂરા સૂક્ષ્મ રસથી ભરેલી છે, તથા શ્વેત, નીલા, પીળા તથા લાલ રસથી ભરેલી છે. તથા એવી જ રીતે એ આદિત્ય પિંગલ વર્ણ છે, તે શુક્લ છે, નીલ છે, તે પીત છે તથા લોહિત વર્ણ છે. ૧.

શરીરની અન્દર નાડિયો સાથે તેનો સંબધ કેવી રીતે થાય છે તે વિષયમાં શ્રુતિ કહે છે, યથા—

**तद्यथा महापथ आतत उभौ ग्रामौ गच्छतीमं चामुं चैवमेवैता आदित्यस्य रश्मय उभौ लोकौ गच्छन्तीमं चामुं चामुष्मादादित्यात्प्रतायन्ते ता आसु नाडीषु सृप्ता आभ्यो नाडीभ्यः प्रतायन्ते तेऽमुष्मिन्नादित्ये सृप्ताः ॥ २ ॥**

ભાવાર્થ—અહીં એ દષ્ટાંત છે કે જેમ એક લાંબી પહોળી સડક ગામોએ જાય છે, આમ એક પાસેના ગામમાં તથા બીજા એક દૂરના ગામમાં. એ પ્રમાણે એ સૂર્યનાં કિરણો બન્ને લોકોમા જાય છે આમ આ લોક શરીરલોકમા તથા બીજી બાજુએ તે લોકમાં સૂર્યલોકમાં. તેઓ સૂર્યમાથી જાય છે અને સૂર્યમા જઇને પ્રવેશ કરે છે. ૨

ઉક્ત નાડિયોના વિજ્ઞાનમયની સ્વોપાધિકરણતાથી સ્તુતિને સારૂ સ્વપ્નને કહે છે, યથા—

**तद्यत्रैतत्सुप्तः समस्तः संप्रसन्नः स्वप्नं न विजानात्यासु तदा नाडीषु सृप्तो भवति तं न कश्चन पाप्मा स्पृशति तेजसा हि तदा संपन्नो भवति ॥ ३ ॥**

ભાવાર્થ—એ મનુષ્ય જે કાળમાં સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થઇને સંપૂર્ણ ઇંદ્રિયોનો પોતાની અન્દર સહાર કરી લે છે ત્યારે તે સારી રીતે પ્રસન્ન ચિત્ત થઈ સ્વપ્ન દેખતો નથી, તે સમયમા એ નાડિયોમા પ્રવિષ્ઠ થએલો હોય છે, ત્યારે તેને કોઈ પાપ સ્પર્શ કરતું નથી, કારણ કે ત્યારે તે પોતાના તેજથી સંપન્ન થએલો હોય છે ૩

તેમ થતાં—

**अथ यत्रैतदबलिमानं नीतो भवति तमभित आसीना आहुर्जानासि मां जानासि मामिति स यावदस्माच्छरीरादनुत्क्रान्तो भवति तावज्जानाति ॥ ४ ॥**

ભાવાર્થ—જ્યારે કોઈ પુરૂષ પૂરી નિર્બળતામાં મરણોન્મુખ પહોંચી જાય છે, ત્યારે તેની આસપાસ બેઠેલા બન્ધુ બાન્ધવ તેને કહે છે કે 'શું તમે મને ઓળખો છો ? શું તમે મને જાણો છો ? તે જ્યાં સુધી આ શરીરમાંથી નિકળી જતો નથી, ત્યાં સુધી તેને જાણે છે. ૪.

अथ यत्रैतदस्माच्छरीरादुत्क्रामत्यथैतैरेव रश्मिभिरू-र्ध्वमाक्रमते स ओमिति वा होद्वामीयते स यावत्क्षिप्येन्मनस्तावदादित्यं गच्छत्येतद्वै खलु लोकद्वारं विदुषां प्रपदनं निरोधोऽविदुषाम् ॥ ५ ॥

ભાવાર્થ—તથા જે કાળમાં એ જીવ આ શરીરમાંથી નિકળે છે તે સમયે કિરણોથી જ ઉપરની બાજુએ ચડે છે. તે ૐ એવુ કહીને બ્રહ્મનું ધ્યાન કરતો ઉર્ધ્વલોકમાં અથવા અધોલોકમાં જાય છે. ત્યા જેટલી વારમાં મન જાય છે તેટલી જ વારમાં આદિત્યલોકમાં પહોંચી જાય છે. નિશ્ચય કરીને એ બ્રહ્મલોકના દ્વાર વિદ્વાનોને સારૂ ખુલ્લા હોય છે, તથા અવિદ્વાનોને સારૂ બધ હોય છે. ૫.

तदेष श्लोकः । शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका । तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्त्युत्क्रमणे भवन्ति ॥ ६ ॥

ભાવાર્થ—એ વિષયમાં આ મન્ત્ર પ્રમાણ છે, યથા—હૃદયની એક સો એક નાડી છે. તેમાંની એક નાડી મૂર્ધાની તરફ નિકળેલી હોય છે, તે નાડી દ્વારા ઉપરની બાજુએ જનારો જીવ અમૃતત્ત્વને પ્રાપ્ત થાય છે તથા જે આમ તેમ જનારી નાડિયો છે તે કેવળ ઉત્ક્રમણને સારૂ છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે બ્રહ્મચર્યથી સંપન્ન તથા હૃદયસ્થ બ્રહ્મોપાસકની મૂર્ધન્ય નાડી દ્વારા ગતિને કહેવાને સારૂ નાડિયોનુ નિરૂપણ કરે છે, યથા—આ હૃદયકમળની સાથે સંબંધ રાખનારી નાડિયો સૂક્ષ્મ પિંગળ વર્ણવાળા અન્ન રસથી પરિપૂર્ણ થએલી સ્થિત છે. શુક્લ, નીલ પીત તથા રક્તાદિ રૂપ સૂક્ષ્મ અન્નરસનું થવાનુ પણ નીલ પીતાદિ રૂપ સૂર્યના સંબધી હોય છે. એ અર્થનું સૂચન કરવામે

સારૂ સૂર્ય ભગવાનને પિંગલ, શુક્લ, નીલ, પીત તથા લોહિત રૂપથી શ્રુતિમાં કહેલા છે. જેમ આ લોકમાં કોઈ મહાન્ માર્ગ બે ગામોના સંબધવાળો હોય છે, તેમ જ સૂર્યની રશ્મિયો આ પુરૂષ સાથે તથા આદિત્ય મંડળની સાથે સબંધવાળી હોય છે. આદિત્ય મંડળમાંથી કિરણો આ સંસારમાં ફેલાય છે અને મનુષ્યની નાડિયો સાથે સંબદ્ધ થાય છે. એ વિજ્ઞાનમય જીવ જ્યારે સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે ઇંદ્રિય તથા મન આદિના લીન થવાથી સ્વપ્નાદિ કોના વિશેષ જ્ઞાનથી રહિત થઈ બ્રહ્માનંદને પ્રાપ્ત થાય છે. એ બ્રહ્માનન્દની પ્રાપ્તિનું દ્વાર નાડિયો છે. એ બ્રહ્મથી અભિન્ન થએલા જીવને ધર્માધર્મનો સંબધ હોતો નથી. જ્યારે મરણ પથારીએ પડેલા માણસના સંબંધી તેને ઘેરીને 'તમે પુત્રને ઓળખો છો ? તમે પિતાને જાણો છો ? એમ પૂછે છે ત્યારે જ્યાં સુધી તેના પ્રાણ ગએલા હોતા નથી ત્યાં સુધી તે ઉત્તર આપે છે, બાહ્ય પરલોકમા પણ એ નાડિયોથી જ ગમન કરે છે. તે ઉપાસક પ્રણવનું ધ્યાન કરતો આ દેહનો આ લોકમાં ત્યાગ કરીને મનના વેગથી આદિત્યમંડળને પ્રાપ્ત થાય છે. એ આદિત્યમંડળ બ્રહ્મલોકની પ્રાપ્તિનું દ્વાર છે, તેના દ્વારા ઉપાસક બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. ઉપાસનાદિ સાધન રહિત મનુષ્યને આદિત્યમંડળની પ્રાપ્તિ યતી નથી. આ નાડિયો દ્વારા બાહ્ય ગમન કરવામાં બ્રાહ્મણભાગરૂપ છાન્દોગ્ય શ્રુતિ પોતેજ આ વિષયમાં મંત્રભાગની સમ્મતિ આપે છે, યથા—હૃદયરૂપ કંદ મંબંધી એક સો એક પ્રધાન નડિયો છે, એ નાડિયોમાં સુષુમ્ના નામની નાડી મસ્તકથી નિકળે છે, એ સુષુમ્ના નાડીથી ઉપર આદિત્યમંડળની પ્રાપ્તિ દ્વારા ઉપામક બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. તથા બીજી જે નાડિયો છે તે તો નાના યોનિગ્રહણરૂપ સંસાર પ્રાપ્તિને સારૂ જ છે. ૧-૬.

વિશેષ—ઉક્ત તૃતીય મંત્રમાં 'सुप्तः समस्तः' એવો પાઠ છે, તેમાં સુપ્તનું સમસ્ત એ વિશેષણ છે. તેનો અભિપ્રાય એ છે કે, જે સમયે એ જીવ આ સુષુપ્તિ અવસ્થામાં અર્થાત્ ગાઢ નિદ્રાને પ્રાપ્ત થાય છે, એટલે કે જેની સંપૂર્ણ ઇંદ્રિયોનો ઉપસંહાર થઈ ગયો છે. અહીં નિદ્રાની બે વૃત્તિયો કહેવામાં આવેલી છે સ્વપ્ન તથા ગાઢ સુષુપ્તિ, જેને દર્શનવૃત્તિ તથા અદર્શનવૃત્તિ પણ કહે છે, એ અદર્શનવૃત્તિને સ્વપ્ન સમજવાની ભૂલ ન થઈ જાય માટે 'સમસ્ત' શબ્દનો પ્રયોગ કરવામાં આવેલો છે. પ્રશ્નોપનિષદ્‌માં શરીરવર્તી કુલ બોંતેર કરોડ, બોંતેર લાખ, દશ હજાર બ સો એક નાડિયો બતાવેલી છે. જ્યારે એમ છે તો આ ખંડમા એક સો એક નાડિયો કેમ કહિ છે ? એ શંકાનું સમાધન એ છે કે હૃદયની જે એક સો એક નાડિયો છે તે સર્વ નાડિયોમાં પ્રધાન છે. જેમ શ્રીકૃષ્ણની સોળ હજાર એક સો



इन्द्र और विरोचन को ब्रह्माजी का उपदेश ( अं. ८ ख. ७ )
ઇંદ્ર તથા વિરોચનને બ્રહ્માજીનો ઉપદેશ ( અ. ૮ ખં. ૭ )

આઠ રાણિયોમાં આઠ પ્રધાન હતી. આખા ખડનો ભાવ એ છે કે—એ નાડિયો-માંથી એક સુષુમ્ના નાડી છે જે ઉપર મૂર્ધાની બાજુએ નિકળે છે. મુક્ત પુરૂષ એ નાડી દ્વારા ઉત્ક્રમણ કરે છે, તથા જે અન્ય નાડિયો છે તે કેવળ સાધારણ પુરૂષોના ઉત્ક્રમણને સારૂ છે. ૧-૬.

## ખંડ સાતમો

ગયા ખંડમાં 'જે એ સમ્પ્રસાદ આ શરીરથી નિકળીને પર જ્યોતિને પ્રાપ્ત થાય છે'. એમ કહેલુ છે. તેમાં 'સમ્પ્રસાદ' શી વસ્તુ છે ? ક્યા સાધનથી તે પર-માત્માને પ્રાપ્ત થાય છે ? અધિગમ્યમાન એટલે કે જે પરમાત્માને એ પ્રાપ્ત થાય છે તેનું કેવુ સ્વરૂપ છે ? તથા કેવી રીતે તેની પ્રાપ્તિ થશે ? ઈત્યાદિ પ્રશ્નોના નિર્ણયને સારૂ પ્રથમ પ્રજાપતિના વાક્યનો અનુવાદ કરે છે, યથા—

**य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वाꣳश्च लोकानाप्नोति सर्वाꣳश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच ॥ १ ॥**

ભાવાર્થ—જે આત્મા પાપ રહિત છે તથા જરાવસ્થાથી રહિત, મૃત્યુથી રહિત, શોકથી રહિત, ક્ષુધા રહિત, પિપાસા રહિત, સત્યની કામનાવાળો, તથા સત્ય સંકલ્પ છે, તેજ શોધવાને યોગ્ય તથા તેજ જીજ્ઞાસા યોગ્ય છે. જે એ પરમાત્માને ખોળીને જાણે છે તે સર્વ લોકો તથા સર્વ કામનાઓને પ્રાપ્ત થાય છે.

વિદ્યા ગ્રહણની વિધિ દેખાડવાને સારૂ, જેનાથી વિદ્યાની પ્રશંસા થાય એવી આખ્યાયિકાની રચના કરે છે, યથા—

**तद्धोभये देवासुरा अनुबुबुधिरे ते होचुर्हन्त तमात्मानमन्विच्छामो यमात्मानमन्विष्य सर्वाꣳश्च लोकानाप्नोति सर्वाꣳश्च कामानितीन्द्रो हैव देवानामभिप्रवव्राज**



इन्द्र और विरोचन को प्रजापति का उपदेश (अ ८ ख ७)

ઇંદ્ર તથા વિરોચનને પ્રજાપતિનો ઉપદેશ (અ ૮ ખ ૭)

**भगवोऽप्सु परिख्यायते यश्चायमादर्शे कतम एष इत्येष उ एवैषु सर्वेष्वेतेषु परिख्यायत इति होवाच ॥ ४ ॥**

ભાવાર્થ—એ બન્નેને પ્રજાપતિએ કહ્યું કે—'જે આ પુરૂષ અક્ષિમાં દેખાય છે. તેજ આત્મા છે. તથા એજ અમૃત, એજ અભય છે તથા એજ બ્રહ્મ છે. તે પછી તેમણે પૂછ્યુ—હે ભગવન્ ! આ જે સર્વ બાજુએ જળમાં પ્રતીત થઈ રહેલુ છે તથા દર્પણમાં દેખાય છે, તેમનામાં આત્મા કયાં છે ? ત્યારે પ્રજાપતિએ કહ્યું—મેં જે નેત્રાન્તર્ગત પુરૂષનું વર્ણન કર્યું છે તે જ નિશ્ચય કરીને તેજ આત્મા અપહત પાપ્માદિ ગુણ વિશિષ્ટ છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—'એ જે નેત્રમાં મનુષ્ય દેખાય છે'. એ કથનનો પ્રજાપતિનો અભિપ્રાય એ હતો કે—આંખ પોતાના જોવાના કામથી જે સત્તાને જુએ છે તેજ આત્મા છે. કારણ કે વાસ્તવમાં જોવા વાળી આંખ નથી. આંખ તો એક સાધન છે. તથા તે જોવાવાળી શક્તિ તેનાથી જૂદી તથા તેની અંદર છે જે ગરૂખામાં બેસીને બહારનાં દ્રશ્યોને જુએ છે. વાત હતી તો એવી, પણ શિષ્યો એ અભિપ્રાય સુધી પહોચી શકયા નહીં. તેઓ નેત્રની અંદર બેસીને જોનારા એ આત્માને સમજી શકયા નહીં. પરંતુ જે નેત્રની અંદર પુરૂષનો આકાર-છાયા-દેખાય છે તેને આત્મા સમજ્યા, તેથી તેમણે આગળ પૂછ્યુ કે, જળમાં તથા દર્પણમાં દેખાય છે તે કોણ છે ?

પ્રજાપતિએ જે સર્વથી પહેલાં નેત્રમાં આત્માનું બોધન કર્યું તેનો અભિપ્રાય એ છે કે—તે પોતાના શિષ્યોને પ્રથમ પહેલાં જાગ્રતમાં આત્માના અસ્તિત્વનો અલગ નિશ્ચય કરાવે.

આત્મા સર્વની અંદર છે, એ ઉચ્ચ અભિપ્રાયથી પ્રજાપતિએ ઉત્તર આપ્યો છે. પણ એવુ જાણીને કે—શિષ્યો પુરૂષ એટલે શરીરજ સમજ્યા છે, તેમનુ અજ્ઞાન દેખાડવાને સારૂ—જે જળમાં દેખાય છે, જે દર્પણમાં દેખાય છે'—આગળના ઉપદેશનો આરંભ કર્યો. ૧-૪.

વિશેષ—ઇંદ્ર તથા વિરોચનના પૂછવાથી પ્રજાપતિએ કહ્યું—મેં જે નેત્રાન્તર્ગત દ્રષ્ટા બતાવ્યો છે તેજ આત્મા છે, એ વાત મનમાં રાખીનેજ તેમણે કહ્યું કે—'તે આ સર્વની અંદર દેખાય છે'. એ ઉક્તિથી એ સૂચિત કરી દીધુ કે—તમે મારો અભિપ્રાય સમજ્યા નથી, મેં દ્રષ્ટાને આત્મા બતાવ્યો છે અને તમે દ્રશ્યને આત્મા સમજી બેઠા છો.

विरोचनोऽसुराणां तौ ह्यसंविदानावेव समित्पाणी प्रजापतिसकाशमाजग्मतुः ॥ २ ॥

ભાવાર્થ—દેવતા તથા દૈત્ય બન્નેએ ઉક્ત શબ્દ સાંભળ્યા, તથા તેમણે કહ્યું—'અહો ! આત્માનું અન્વેષણ કરવું જોઈએ, કે જે આત્માને ખોળી કહાડીને પુરૂષ સર્વેલોકોને તથા સર્વે કામનાઓને મેળવી લે છે' એવું કહીને દેવતાઓમાથી ઇંદ્ર તથા અસુરોમાથી વિરોચન ગયા એ બન્ને પરસ્પર વિવાદ ન કરતા, એટલે એક બીજાની સાથે સલાહ કર્યા વગર ( શિષ્ય તરિકે ) સમીધા હાથમા લઇને પ્રજાપતિની પાસે ગયા ૨.

तौ ह द्वात्रिꣳशतं वर्षाणि ब्रह्मचर्यमूषतुस्तौ ह प्रजापतिरुवाच किमिच्छन्तावavास्तमिति तौ होचतुर्य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वाꣳश्च लोकानाप्नोति सर्वाꣳश्च कामान् यस्तमात्मानमनुविद्य विजानातीति भगवतो वचो वेदयन्ते तमिच्छन्ताववास्तमिति ॥ ३ ॥

ભાવાર્થ—તેઓ ત્યા બત્રીશ વર્ષ સુધી બ્રહ્મચારી બનીને રહ્યા, ત્યારે પ્રજાપતિએ તેમને કહ્યું—'તમો બન્ને અહીં કયા પ્રયોજનથી રહ્યા છો ? તેમણે ઉત્તર આપ્યો—"જે આત્મા પાપ રહિત, જરા રહિત, મૃત્યુ રહિત, ક્ષુધા રહિત, તૃષા રહિત, સત્યકામ તથા સત્ય સંકલ્પ છે, તેનું અન્વેષણ કરવું જોઇએ, તેની જીજ્ઞાસા કરવી જોઇએ. જે તે આત્માનુ અન્વેષણ કરીને તેને વિશેષ રૂપથી જાણીલે છે તે સર્વ લોકને તથા સંપૂર્ણ કામનાઓને મેળવીલે છે". એવું શ્રીમાનનુ વાકય શિષ્ટજનો પાસેથી સાંભળ્યુ છે તે આત્માને જાણવાની ઇચ્છાથી અમે બન્નેએ આપના સમીપ નિવાસ કરેલો છે. ૩

तौ ह प्रजापतिरुवाच य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेत्यथ योऽयं

**भगवोऽप्सु परिख्यायते यश्चायमादर्शे कतम एष इत्येष उ एवैषु सर्वेष्वेतेषु परिख्यायत इति होवाच ॥ ४ ॥**

ભાવાર્થ—એ બન્નેને પ્રજાપતિએ કહ્યું કે—'જે આ પુરૂષ અક્ષિમાં દેખાય છે. તેજ આત્મા છે. તથા એજ અમૃત, એજ અભય છે તથા એજ બ્રહ્મ છે. તે પછી તેમણે પૂછ્યુ—હે ભગવન્ ! આ જે સર્વ બાજુએ જળમાં પ્રતીત થઈ રહેલુ છે તથા દર્પણમાં દેખાય છે, તેમનામાં આત્મા કયાં છે ? ત્યારે પ્રજાપતિએ કહ્યું—મે' જે નેત્રાન્તર્ગત પુરૂષનુ વર્ણન કર્યુ છે તે જ નિશ્ચય કરીને તેજ આત્મા અપહત પાપ્માદિ ગુણ વિશિષ્ટ છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—'એ જે નેત્રમાં મનુષ્ય દેખાય છે'. એ કથનનો પ્રજાપતિનો અભિપ્રાય એ હતો કે—આખ પોતાના જોવાના કામથી જે સત્તાને જુએ છે તેજ આત્મા છે કારણ કે વાસ્તવમાં જોવા વાળી આંખ નથી. આંખ તો એક સાધન છે તથા તે જોવાવાળી શક્તિ તેનાથી જૂદી તથા તેની અંદર છે જે ઝરૂખામાં બેસીને બહારનાં દ્રશ્યોને જુએ છે. વાત હતી તો એવી, પણ શિષ્યો એ અભિપ્રાય સુધી પહોચી શકયા નહીં. તેઓ નેત્રની અંદર બેસીને જોનાર એ આત્માને સમજી શકયા નહીં. પરતુ જે નેત્રની અંદર પુરૂષની આકાર છાયા-દેખાય છે તેને આત્મા સમજ્યા, તેથી તેમણે આગળ પૂછ્યુ કે, જળમાં તથા દર્પણમા દેખાય છે તે કોણ છે ?

પ્રજાપતિએ જે સર્વથી પહેલા નેત્રમા આત્માનું બોધન કર્યું તેનો અભિપ્રાય એ છે કે—તે પોતાના શિષ્યોને પ્રથમ પહેલા જાગ્રતમાં આત્માના અસ્તિત્વનો અલગ નિશ્ચય કરાવે.

આત્મા સર્વની અંદર છે, એ ઉચ્ચ અભિપ્રાયથી પ્રજાપતિએ ઉત્તર આપ્યો છે. પણ એવુ જાણીને કે—શિષ્યો પુરૂષ એટલે શરીરજ સમજ્યા છે, તેમનુ અજ્ઞાન દેખાડવાને સારૂ—'જે જળમાં દેખાય છે, જે દર્પણમાં દેખાય છે'—આગળના ઉપદેશનો આરભ કર્યો. ૧-૪.

વિશેષ—ઇંદ્ર તથા વિરોચનના પૂછવાથી પ્રજાપતિએ કહ્યું—મે' જે નેત્રાન્તર્ગત દ્રષ્ટા બતાવ્યો છે તેજ આત્મા છે, એ વાત મનમાં રાખીનેજ તેમણે કહ્યું કે—'તે આ સર્વની અદર દેખાય છે'. એ ઉક્તિથી એ સૂચિત કરી દીધુ કે—તમે મારો અભિપ્રાય સમજ્યા નથી, મે' દ્રષ્ટાને આત્મા બતાવ્યો છે અને તમે દ્રશ્યને આત્મા સમજી બેઠા છો.

અહીં શંકા છે કે—નિર્દોષ આચાર્યે શિષ્યોની આ વિપરીત ધારણાનું—જળમાં જે દેખાય છે, દર્પણમાં જે દેખાય છે તેનું—અનુમોદન કેમ કર્યું ? ઉત્તર એ છે કે—એ તો વિદિતજ છે કે, ઇંદ્ર તથા વિરોચન લોકમાં પ્રતિષ્ઠિત હતા તથા એ બન્ને પોતાને પાંડિત્ય, મહત્વ, તથા જ્ઞાતૃત્વ વિશિષ્ટ સમજતા હતા. જો પ્રજાપતિ એવી સ્થિતિવાળી વ્યક્તિઓને કહે કે—'તમે મૂઢ છો, ઉંધુ સમજનારા છો' તો તેમના ચિત્તમાં દુઃખ થાય અને એ અવસાદથી પછી પ્રશ્ન કરવાના, સાંભળવાના, ગ્રહણ કરવાના તથા સમજવાના તેમના ઉત્સાહનો હ્રાસ થઈ જાય, તેથી પ્રજાપતિએ એવુ કરીને શિષ્યોની રક્ષા કરી છે. અથવા પ્રજાપતિએ એમ ધાર્યું કે—તેઓ હાલ વિપરિત ગ્રહણ કરે છે તો ભલે કરે, હું પાણીના પવાલા આદિના દ્રષ્ટાંતથી તેમની એ શંકાઓની નિવૃત્તિ કરીશ, તો પણ પ્રજાપતિ ઉપર જૂઠું બોલવ નો દોષ તો આવેજ છે.

ઉત્તર એ છે કે—શિષ્યે ગ્રહણ કરેલા છાયાત્માથી પ્રજાપતિએ સ્વય બતાવેલો નેત્રાન્તર્ગત પુરૂષ તેમના મનમાં ઘણો સમીપવર્તી છે. 'આત્મા સર્વની અંદર છે', 'એજ એ આત્મા છે' એ શ્રુતિ વાકય હોવાથી પ્રજાપતિએ તેનોજ નિર્દેશ કર્યો છે, તેથી તેમણે મિથ્યા ભાષણ કર્યું નથી. તેમણે તો તેમના વિપરિત ગ્રહણની નિવૃત્તિને સારૂ એ પ્રમાણે કહ્યુ છે. ૧૪.

## ખંડ આઠમો

તે પછી પ્રજાપતિ તેમના વિપરીત ગ્રહણની નિવૃત્તિના ઉપાયનો ઉપદેશ કરે છે, યથા—

**उदशराव आत्मानमवेक्ष्य यदात्मनो न विजानीथस्तन्मे प्रब्रूतमिति तौ होदशरावेऽवेक्षांचक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति तौ होचतुः सर्वमेवेदमावां भगव आत्मानं पश्याव आ लोमभ्य आ नखेभ्यः प्रतिरूपमिति ॥१॥**

**ભાવાર્થ**—'પાણીનુ પવાલુ-જળ ભરેલુ શકોરૂ તેમા તમે બન્ને આત્મા (પોતે પોતાને) ને દેખો, તમે આત્માના વિષયમાં જે ન જાણી શકો તે મને કહો' એ પ્રમાણે પ્રજાપતિએ કહ્યુ તેમણે જળ પૂર્ણ શકોરામાં જોયુ ત્યારે પ્રજા

પતિએ તેમને પૂછ્યુ—'તમે શુ દેખો છો?' તેમણે કહ્યું—'હે ભગવન્ ! અમે અમારા આ સમસ્ત આત્માને નખથી શિખ પર્યંત એટલે કે માથાથી લઈને પગ સુધી જેમનો તેમ દેખિયે છીએ. ૧.

જેમનુ વિપરિત ગ્રહણુ નિવૃત્ત થયુ નથી, એવું ઉપર્યુક્ત કથન કરતા એ બન્નેને—

**तौ ह प्रजापतिरुवाच साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षेथामिति तौ ह साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षांचक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति ॥ २ ॥**

ભાવાર્થ—બન્નેને પ્રજાપતિએ કહ્યું—'તમે સારી રીતે અલકૃત થઈને, સુંદર વસ્ત્ર પહેરીને તથા પરિષ્કૃત થઇને (વાળ તથા નખ કપાવીને—જરા ભવ્ય આકૃતિ થઇને) પછી પાણીના શકોરામા—પાણીના પત્રાલામાં જુવો. ત્યારે તેમણે સારાં ભૂષણુ તથા વસ્ત્ર ધારણ કરીને તથા પોતે પોતાની સાફ સજાવટ કરીને પાણીના શકોરામાં જોયુ ત્યારે તેમને પ્રજાપતિએ પૂછ્યુ—શું દેખો છો?

**तौ होचतुर्यथैवेदमावां भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ स्व एवमेवेमौ भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृतावित्येष आत्मेति होवाचैतदमृतमभयमेतद् ब्रह्मेति तौ ह शान्तहृदयौ प्रवव्रजतुः ॥ ३ ॥**

ભાવાર્થ—તેમણે ઉત્તર આપ્યો—ભગવન્! જેવા અમે આ સારાં ભૂષણુ, સુંદર વસ્ત્ર ધારણ કરેલા તથા પરિષ્કૃત સાફ સજાએલા છીએ, તે જ પ્રમાણે હે ભગવન્! અમો બન્ને (અમારા આત્મા અર્થાત્ પ્રતિબિંબ)ને સારી રીતે અલકૃત, સુંદર વસ્ત્રધારી તથા પરિષ્કૃત જોઇએ છીએ. પ્રજાપતિએ કહ્યુ—એ આત્મા છે, એ અમૃત છે, એ અભય છે, એ બ્રહ્મ છે ત્યારે તેઓ બન્ને પ્રસન્ન ચિત થઇને એટલે કે શાન્તિની સાથે ચાલ્યા ગયા ૩.

ભોગાસક્ત રાજા ઇંદ્ર તથા વિરોચનને પ્રથમ કહેલાં આત્મલક્ષણને આ પ્રમાણે કહેવાથી કહીં વિસ્મરણુ ન થઈ જાય—એવી આશંકાથી પ્રત્યક્ષ વચન દ્વારા અપ્રત્યક્ષ રૂપથી તેમના હાર્દિક દુ:ખની નિવૃત્તિ ઇચ્છિને બોલ્યા—

**तौ हान्वीक्ष्य प्रजापतिरुवाचानुपलभ्यात्मानमननुविद्य व्रजतो यतर एतदुपनिषदो भविष्यन्ति देवा वाऽसुरा**

वा ते पराभविष्यन्तीति स ह शान्तहृदय एव विरोचनो- ऽसुराञ्जगाम तेभ्यो हैतामुपनिषदं प्रोवाचात्मैवेह महय्य आत्मा परिचर्य आत्मानमेवेह महयन्नात्मानं परिचरन्नुभौ लोकाववाप्नोतीमं चामुं चेति ॥ ४ ॥

ભાવાર્થ—પ્રજાપતિ એ બન્નેને દૂર જતા દેખીને બોલ્યા—એ બન્ને આત્માને પ્રાપ્ત કર્યા વગર તેની ઉપલબ્ધિ એટલે કે સાક્ષાત્કાર કર્યા વગર—જાય છે એ બન્નેમાથી જે કોઈ દેવ હોય કે અસુર હોય તે આવા ઉપનિષદ્‌નુ (દેહ આત્મા છે એ સિદ્ધાતનુ) અનુસરણ કરશે તો તેનો પરાભવ થશે—તે નષ્ટ થઈ જશે હવે વિરોચન તો તેવોજ પ્રસન્ન ચિત્ત થઈ અસુરો પાસે પહોચી ગયો તથા તેમને આ આત્મવિદ્યા સંભળાવી—'આ સસારમા આત્મા (દેહ) કેવળ પૂજાને યોગ્ય છે તથા આત્મા જ સેવનીય છે જે અહીં આત્માને (દેહને) પૂજે છે તથા આત્માની જ સેવા કરે છે તે આ લોક તથા પરલોક બન્ને લોકોનો લાભ કરી લે છે. ૪

એજ કારણથી અસુરો—નાસ્તિકોના સપ્રદાય આજકાલ પણ ચાલી રહ્યા છે, યથા—

तस्मादप्यद्येहाददानमश्रद्दधानमयजमानमाहुरासुरो बतेत्यसुराणाᳪ ह्येषोपनिषत्प्रेतस्य शरीरं भिक्षया वसनेनालंकारेणेति सᳪस्कुर्वन्त्येतेन ह्यमुं लोकं जेष्यन्तो मन्यन्ते ॥ ५ ॥

ભાવાર્થ—તેથી આજકાલ પણ લોકમાં દાન ન આપનારા, પરલોક વિષયક શ્રદ્ધા ન રાખનારા, તથા યજ્ઞ ન કરનારાને ખેદથી શિષ્ટ પુરુષ—'અરે! આ તો અસુર આસુરી સ્વભાવવાળો જ છે એમ કહે છે એવુ ઉપનિષદ્ આત્મ વિષયક સિદ્ધાત અગર જ્ઞાન અસુરોનુંજ છે, એજ મૃતક પુરુષના શરીરને ગધ માલાદિથી વસ્રો તથા ભૂષણોથી શણગારે છે તથા એવુ માને છે કે—'તેના દ્વારા અમે પર લોકને જીતી લઇશું એટલે કે પ્રાપ્ત કરી લઈશુ ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—આ ખડના સર્વ મન્ત્રોના 'ભાષ્ય' તથા વિશેષ' એક સાથે જ આપવામા આવે છે:— 'તેમની મૂઢતાની નિવૃત્તિને સારૂ બ્રહ્માજી ઉપાય કહે છે કે—હે ઇંદ્ર તથા વિરોચન! જલથી ભરેલા શકોરામા પોતે પોતાને

દેખીને તમારા આત્માનો નિશ્ચય ન કરી શકો તો પછી મને કહેજો. બન્નેએ શકોરાના પાણીમાં પોતાને જોયા ત્યારે બ્રહ્માજીએ પૂછયુ—'શું જોયુ' ઇન્દ્ર-વિરોચનને ઉત્તર આપ્યો, અમે નખ શિખ આ શરીરના પ્રતિબિંબરૂપ આત્માને જોયો." વિરોચને તો છાયામાં આત્મત્વ બુદ્ધિનો પરિત્યાગ કરીને છાયાવાળા દેહમાં આત્મત્વ બુદ્ધિ કરી લીધી. એટલે કે એ તો દેહનેજ આત્મા સમજી બેઠો. છાયામાં વિરોચને એ ત્રુટિ દેખી કે—નાના દર્પણમાં નાની છાયા અને મોટા દર્પણમાં મોટી છાયા પડે છે તેજ પ્રમાણે દર્પણોપાધિના નીલ પીતાદિ હોવાથી છાયા પણ તેવાજ રંગોવાળી થઈ જાય છે. વિશેષતા એ છે કે 'જેની છાયા હોય છે દેહ તો એક જેવો છે. તેથી દેહજ આત્મા છે. ઇત્યાદિ યુક્તિયોથી વિરોચને શરીરમાંજ આત્મરૂપતાનો નિશ્ચય કરી લીધો.

'દેહમાં અથવા છાયામાં જે તેમનો વિપરીત પ્રત્યય થઈ ગયો છે તેની હવે નિવૃત્તિ કરવી જોઈએ' એ અભિપ્રાયથી ભગવાન્ પ્રજાપતિ કહે છે કે—હે ઇંદ્ર, વિરોચન ! તમે મુંડન કરાવીને તથા સુંદર વસ્ત્ર આભૂષણ આદિથી અલંકૃત થઈને ફરી પાણીમાં પોતાને જોઈને મને કહો. બ્રહ્માજીના એમ કહેવાનો અભિપ્રાય એ હતો કે—આ સ્થૂળ દેહ વિલક્ષણ થઈ જશે, તેથી આ પરિણામી શરીરમાં તથા છાયામાં તેમની આત્મત્વ બુદ્ધિ નિવૃત્ત થઈ જશે. પરતુ ઇંદ્ર વિરોચને તો મુંડન આદિ કરી કરાવીને પણ દેહમાંજ આત્મત્વ બુદ્ધિ કાયમ રાખી. પ્રજાપતિએ તેમને પૂછયુ—'તમે મુંડન આદિ કરી કરાવીને જળમાત્રમાં શું જોયુ ? ત્યારે તેમણે કહ્યું—ભગવન્ ! સુંદર વસ્ત્રાભૂષણસહિત આ દેહજ આ જળમાં માલમ પડ્યો. એ સાંભળીને પ્રજાપતિએ જાણી લીધુ કે—તેમણે સ્થુળ દેહનીજ આત્મારૂપતાનો નિશ્ચય કરી લીધો છે. એમ જાણી પ્રજાપતિ મનમાં વિચાર કરવા લાગ્યા કે—ઇંદ્રિ વિરોચને આ દેહ-અનાત્મામાં આત્માનો નિશ્ચય કરી લીધો છે, માટે દેહમાં જડતા, પરિચ્છિન્નતા તથા જરા મરણાદિ અનેક દોષ પ્રત્યક્ષ દેખાડીને દેહ આત્મા નથી એવો તેમને નિશ્ચય કરાવવાના અભિપ્રાયથી દેહમાં જે ધર્મોનો સભવ હોઇ શકે નહી તેવા આત્મધર્મોનો ઉપદેશ કરે છે, યથા—હે ઇંદ્ર-વિરોચન ! એ ચિદ્રૂપ આત્મા અમૃત મરણથી રહિત છે, ભય વિવર્જીત છે તથા દેશ કાળ વસ્તુ પરિચ્છેદથી રહિત બ્રહ્મ રૂપ છે.

બ્રહ્માજીએ દેહમાં ન બની શકે એવા ધર્મોનો ઉપદેશ કર્યો હતો, પરતુ એ અભિમાની ઇંદ્ર-વિરોચન, પ્રજાપતિના અભિપ્રાયને ન ગણકારતાં ચાલ્યા ગયા.

વિરોચને તો રસાયણ, મંત્ર, તથા યોગાદિ ઉપાયોથી આ શરીરમાંજ આત્મ

રૂપતાનો નિશ્ચય કરી લીધો. જ્યારે પ્રસન્ન થઇને બન્ને જવા લાગ્યા ત્યારે પ્રજાપતિએ કહ્યું—'જે દેવતા અથવા અસુર અજર, અમર, અભય આત્માને ગુરૂ તથા શાસ્ત્રથી ન જાણીને તથા અપરોક્ષ નિશ્ચય વગર ઇંદ્ર-વિરોચનની પેઠે નિશ્ચય કરી બેસશે તે કલેશનોજ અનુભવ કરશે".

વિરોચન તો શાંત થઇને પ્રસન્નતાની સાથે અસુર સમાજમાં જઇને તેમને ઉપદેશ કરવા લાગ્યો કે—હે અસુરો ! પ્રજાપતિએ આ દેહનેજ આત્મા બતાવ્યો છે. આ શરીર રૂપ આત્માનુંજ પૂજન તથા અનેક પ્રકારનાં વસ્ત્ર, ભોજન, ભૂષણ, ભોગોથી સેવન કરવુ જોઇએ એવા દેહ રૂપ આત્માની પૂજા સેવા કરનારા આ લોક તથા પરલોકને પ્રાપ્ત થાય છે.

આ કાંઈ જુની જ વાત છે એમ નથી, અને એમ પણ નથી કે એવા દેહાભિમાની લોકો તે વખતમાં જ હતા. પરન્તુ આજ પણ એવા નાસ્તિક દુનિયામાં ઘણા પડેલા છે, જે મનુષ્ય દેહાત્મવાદ રૂપ અસુરોના સપ્રદાયને માનીને અતિથિ ભિક્ષુ આદિકોને સારૂ અન્ન આદિ શ્રદ્ધા પૂર્વક નથી આપતા, એવા અશ્રદ્ધાળુ પુરૂષને ઉત્તમ પુરૂષ મહાત્મા લોકો-અસુર કહે છે. ૧-૫.

વિશેષ—આ પ્રકરણનો ભાવ એ છે કે—ઇંદ્ર તથા વિરોચન એ બન્ને છાયા આત્માને આત્મા સમજતા હતા. પ્રજાપતિએ તેમની ભ્રાંતિ દૂર કરવાને સારૂ છાયાત્માની સ્થિતિ દેહની આશ્રિત હોવાનું દેખાડયુ તો પણ તેમની ભ્રાંતિ દૂર ન થઈ. તેથી પ્રજાપતિએ ફરી પણ પોતાના અભિપ્રેત આત્માને મનમાં રાખીને "એ આત્મા છે', ઇંત્યાદિ તેનુ સ્વરૂપ કહી બતાવ્યુ કે જેથી છાયા અથવા દેહ આત્મા ન હોવાની તેમને પ્રતીતિ થઈ જાય, તોપણ તેઓ સમજ્યા નહીં અને સતુષ્ટ થઇને ચાલ્યા ગય.. વિરોચને તો દેહને જ આત્માનો નિશ્ચય કરી લીધો અને ફરી આચાર્યની પાસે ગયો નહી, પણ ઇંદ્રે વિચાર કર્યો. ૧-૫.



## ખંડ નવમો



આ પ્રમાણે 'स ह शान्तहृदयः' ત્યાં સુધીના મંત્રથી વિરોચન વિષયક વિશેષણને કહીને ઇંદ્રગત વિશેષણને કહે છે, યથા—

अथ हेन्द्रोऽप्राप्यैव देवानेतद्भयं ददर्श यथैव खल्वयमस्मिञ्छरीरे साध्वलंकृते साध्वलंकृतो भवति सुवसने सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायमस्मिन्नन्धेऽन्धो भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णोऽस्यैव शरीरस्य नाशमन्वेष नश्यति नाहमत्र भोग्यं पश्यामीति ॥ १ ॥

ભાવાર્થ– પરંતુ ઇંદ્રે દેવતાઓની પાસે પહોંચતા પહેલાજ એ ભય જોયો કે—નિશ્ચય કરીને જેમ આ શરીરના સારી પેઠે અલંકૃત થતાં એ છાયા પુરૂષ પણ સુઅલંકૃત થાય છે, ઉત્તમ વસ્ત્રધારી હોવાથી છાયા પણ સુવિભૂષિત થાય છે, આ શરીરના પરિષ્કાર થતાં છાયા પણ પરિષ્કૃત થાય છે, તેમજ કાણો હોવાથી એ છાયા પુરૂષ પણ કાણો થાય છે, આ શરીરના આંધળા હોવાથી એ પણ ( છાયા પુરૂષ ) આંધળો થાય છે, આ શરીરના છિન્ન-ભિન્ન થતાં છાયાપુરૂષ પણ છિન્ન ભિન્ન થતાં, છાયાપુરૂષ પણ છિન્ન-ભિન્ન થઈ જાય છે, તથા આ શરીરના નષ્ટ થતાં તેનો પણ નાશ થઈ જાય છે. માટે હું આ સિદ્ધાંતમાં કોઈ ભોગ્ય સારૂ ફળ અર્થાત ભલાઈ દેખતો નથી. ૧.

स समित्पाणिः पुनरेयाय तꣳ ह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः सार्धं विरोचनेन किमिच्छन् पुनरागम इति स होवाच यथैव खल्वयं भगवोऽस्मिञ्छरीरे साध्वलंकृते साध्वलंकृतो भवति सुवसने सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायमस्मिन्नन्धेऽन्धो भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णोऽस्यैव शरीरस्य नाशमन्वेष नश्यति नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥

ભાવાર્થ—એ ઇંદ્ર હાથમાં સમિધા લઈને ફરી પ્રજાપતિની પાસે આવ્યો. એ પ્રસિદ્ધ ઇંદ્રને દેખીને પ્રજાપતિ બોલ્યા કે—હે ઇંદ્ર ! તમે તો વિરોચનની સાથે શાંત ચિત્ત થઈ ચાલ્યા ગયા હતા, હવે ફરી શી ઇચ્છાથી આવ્યા છો ? તેમણે કહ્યું—ભગવન્ ! જે પ્રમાણે એ છાયાત્મા આ શરીરના સારી રીતે અલંકૃત થતાં; સારી રીતે અલંકૃત થાય છે, સુંદર વસ્ત્રધારી થતાં, સુંદર વસ્ત્ર ધારણ કરવાવાળો થાય છે, તથા પરિષ્કૃત થતાં પરિષ્કૃત થઈ જાય છે; તેજ પ્રમાણે તેના આંધળા થતાં

આંધળો, કાણો તથા ખંડિત થતાં ખંડિત થઈ જાય છે. તથા આ શરીરના નષ્ટ થતા તેનો પણ નાશ થાય છે, તેથી હું આ સિદ્ધાંતમાં કાંઈ પણ કલ્યાણ જોઈ શકતો નથી ૨

એ સાભળીને પ્રજાપતિ કહે છે, યથા—

**एवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि वसापराणि द्वात्रिंशतं वर्षाणीति स हापराणि द्वात्रिंशतं वर्षाण्युवास तस्मै होवाच ॥ ३ ॥**

ભાવાર્થ—નિ સંદેહ તે એવીજ વાત છે, હે મઘવન્ ! તું ઠીક સમજ્યો કારણ કે છાયા આત્મા નથી, પણ હું તને એનુ અસલી આત્માનુ જ ફરી વ્યાખ્યાન કરીશ, જેનુ વ્યાખ્યાન પ્રથમ કરી ચુકયો છુ, તમે જેને સમજી શકયા નથી, તમારા અત'કરણ ઉપર હજી કઇક મેલ છે, તેથી બીજા બત્રીશ વર્ષ મારી પાસે રહો, બીજા બત્રીશ વર્ષ વાસ કર્યો ત્યારે તેને પ્રજાપતિએ કહ્યુ ૩

(વિ૦ વિ૦ ભાષ્ય—ઉપરના ત્રણે મન્ત્રોના ભાષ્ય, વિશેષ સાથેજ લખવામા આવે છે—હવે ઇંદ્રના વિષયમા વૃતાન્ત કહેવામા આવે છે દેવતા હોવાથી સાત્વિક ઇંદ્રે દેવ સમાજમા ગયા વિનાજ અર્ધે રસ્તે છાયને આત્મા માનવામા વક્ષ્યમાણ કહેવામા આવશે તે ભયને જોયો આ શરીર ભૂષણાદિકોથી સુંદર અલકૃત થાય છે ત્યારે છાયા પણ અલકૃત થ ય છે. આ શરીરમા અધત્વાદિ થાય છે ત્યારે છાયાત્મામાં પણ અધત્વાદિના દોષ આવી જાય છે. આ શરીરના હસ્તાદિ કપાય છે, ત્યારે છાયાત્માના પણ તે અગો કપાએલા પ્રતીત થાય છે આ દેહ નષ્ટ થતા છાયાત્માનો પણ નાશ થઈ જાય છે એવા છાયાત્માના જ્ઞાનથી મને કંઈ પણ લાભ જણાતો નથી

છાયાત્માના આ દોષો જોઇને ઇંદ્ર સમિત્પાણી થઇને પાછો પ્રજાપતિની સેવામા ઉપસ્થિત થયો શરણાંગત ઇંદ્રને આવેલો જોઇને પ્રજાપતિ બોલ્યા કે—હે ઇંદ્ર ! તમે તો શાંત ચિત્ત થઇને વિરોચનની સાથે ચાલ્યા ગયા હતા હવે પાછા કયા કામને સારૂ આવેલા છો ? એ સાભળીને ઇંદ્રે કહ્યું—ભગવન્ આ સ્થૂળ દેહના અધ થતા છાયાત્મા પણ અધ થઈ જાય છે, તેજ પ્રમાણે શરીર નષ્ટ થતા તેનો પણ નાશ થઈ જાય છે આપે તો આત્મા બ્રહ્મને અજર, અમર, અભય નિરૂપણ કરેલો છે આ છાયાત્મામા તો આત્માના ધર્મ ઘટતા નથી, અને એવા છાયાત્માના જ્ઞાનથી લાભ પણ શો થઈ શકે ?

ઇંદ્રના આ પ્રમાણેના વચન સાંભળીને પ્રજાપતિ કહે છે—હે ઇંદ્ર ! વિરોચન સહિત તમને મેં પ્રથમ જે આત્માનો ઉપદેશ કરેલો હતો, તેજ આત્માનો ઉપદેશ હું તમને ફરીથી કરીશ, પરંતુ અતઃકરણની શુદ્ધિને સારૂ ફરી બ્રહ્મચર્ય પૂર્વક મારી પાસે રહો ઇંદ્રે તેમજ કર્યું બત્રીશ વર્ષ પછી શરણાપન્ન ઇંદ્રને પ્રજાપતિએ કહ્યું—

વિશેષ—અહીં પ્રજાપતિનો વાસ્તવિક અભિપ્રાય સમજવામાં બન્નેને ભ્રાંતિ થઈ હતી. વિરોચને એમ સમજી લીધુ કે—પ્રજાપતિએ શરીર ને આત્મા કહ્યો, તથા ઇંદ્ર એમ સમજ્યો કે—શરીરની છાયા ને આત્મા કહ્યો છે પ્રજાપતિનો ઉપદેશ પણ એવોજ હતો કે જેમાં ભ્રાંતિ થઈ શકે એમ હતુ. શુ કરે, પ્રજાપતિ પણ ગુંચવાડામાં પડી ગયા હતા. તેમની પાસે બે શિષ્યો એવા આવ્યા હતા કે જે રાજા હતા–દળપતિ હતા, પક્ષના નેતા હતા, તેમનાં જીવન ભોગપ્રવણ હતાં. એવા લોકોને જરા સંભાળથી રસ્તે ચડાવવાનું હોય છે, તેમની હા માં હા મેળવીને તેમને પ્રશ્નોત્તર કરવાની સગવડ આપવી પડે છે, કારણ કે એ અભિમાની પણ કોઈનાથી કમ હોતા નથી. તેથી પ્રજાપતિએ તેમના માનની રક્ષા કરીને જે કાંઈ કર્યું તે ઉચિતજ હતુ. વળી પ્રજાપતિને એ પણ જાણવુ હતુ કે, તેમનામાં કેટલે સુધી જીજ્ઞાસાનો ભાવ છે. એટલે કે ક્યાં સુધી વિષયને સમજવાની ઉંડી ઉત્કંઠા છે. એ વાત તેમને ઇંદ્રમાં મળી. વિરોચનમાં નહીં.



## ખંડ દશમો.

અપહતપાપ્માદિ લક્ષણો વાળા જે આત્માની 'ય એષોઽક્ષિણિ' ઈત્યાદિ વાકયો દ્વારા વ્યાખ્યા કરવામાં આવી છે તે કયાં કયાં છે તે કહે છે, યથા—

**य एष स्वप्ने महीयमानश्चरत्येष आत्मेति होवाचैतदमृतमभयमेतद् ब्रह्मेति स ह शान्तहृदयः प्रवव्राज स हाप्राप्यैव देवानेतद् भयं ददर्श तद्यद्यपीद्ँ शरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥ १ ॥**

ભાવાર્થ—એ જે સ્વપ્નમાં પૂજિત થતો વિચરે છે, તે આત્મા છે. એવુ પ્રજાપતિએ કહ્યું તે અમૃત છે, અભય છે, તથા તેજ બ્રહ્મ છે. એ સાંભળી ઇંદ્ર

શાન્ત હૃદય થઈને ચાલ્યો ગયો, પણ દેવતાઓની પાસે પહોચતા પહેલાંજ તેને ભય દેખાયો કે—જો કે એ ઠીક છે કે, આ શરીર જો આંધળુ પણ થઈ જાય તો તે સ્વપ્ન દ્રષ્ટા આત્મા અંધ થતો નથી જો તે કાણો હોય તો તે સ્વપ્ન શરીર કાણુ થતુ નથી, કે તેના દોષથી તે દૂષિત થતો નથી. ૧.

**न वधेनास्य हन्यते नास्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाप्रियवेत्तेव भवत्यपि रोदितीव नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥**

**ભાવાર્થ**—આ શરીરનો વધ થતાં તે આત્મા મરતો નથી, તેના કાણા થતાં તે કાણો થતો નથી; પરતુ તેને જાણે કે કોઈ મારતુ હોય, કોઈ તાડિત કરતુ હોય તે જાણે કે અપ્રિયવેત્તા હોય, તથા રૂદન કરતો હોય એવો થઈ જાય છે, તેથી એ પ્રકારના આત્મદર્શનમા એટલે કે એ સિધ્ધાતમા હું કોઈ સારૂ ફળ જોઈ શકતો નથી ૨

**स समित्पाणिः पुनरेयाय तꣳ ह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः किमिच्छन् पुनरागम इति स होवाच तद्यद्यपीदं भगवः शरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥३॥**

ભાવાર્થ—એ ઇંદ્ર હાથમાં સમિધા લઈને ફરી પ્રજાપતિની પાસે આવ્યો. ત્યારે ઇંદ્રને પ્રજાપતિએ કહ્યુ—આપ શાન્ત હૃદયથી ચાલ્યા ગયા હતા. હવે ફરી શી ઈચ્છાથી આવ્યા છો ? તે ઇંદ્રે કહ્યું—ભગવન્ ! જો કે આ શરીર અંધ થવા છતા પણ તે સ્વપ્ન શરીર અંધ થતુ નથી. જો શરીરનું કોઈ અગ ભગ થઈ જાય છે તો પણ આત્મા પૂર્ણ રહે છે આ શરીરના દોષથી એ સ્વપ્ન દ્રષ્ટા આત્મા દૂષિત થતો નથી ૩

**न वधेनास्य हन्यते नास्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाप्रियवेत्तेव भवत्यपि रोदितीव नाहमत्र भोग्यं पश्यामीत्येवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि वसापराणि द्वात्रिꣳशतं वर्षाणीति स हाऽपराणि द्वात्रिꣳशतं वर्षाण्युवास तस्मै होवाच ॥४॥**

**ભાવાર્થ**—આના વધથી તેનો વધ થતો નથી, આના સામતા (શ્રમથી) તે સામ ( શ્રમિત ) થતો નથી. પરતુ તેને કોઈ જાણે કે મારતો હોય, કોઈ તાડિત કરતો હોય તથા તે કારણથી જાણે કે અપ્રિયવેત્તા હોય તથા રૂદન કરતો હોય એવી પ્રતીતિ થવાના કારણથી તેમાં કોઈ ફળ દેખાતુ નથી. ત્યારે પ્રજાપતિએ કહ્યું—હે ઇંદ્ર ! એ આત્મા એવોજ છે, પ્રજાપતિએ ફરીથી કહ્યું હું તમારા આત્મતત્ત્વની વ્યાખ્યા કરીશ, આપ બીજા બત્રીશ વર્ષ મ રી પાસે નિવાસ કરો. ઇદ્રે ત્યાં બીજા બત્રીશ વર્ષ વાસ કર્યો, ત્યારે તેને પ્રજાપતિએ કહ્યું. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ ખંડના મંત્રોના ભાષ્ય તથા વિશેષ સાથેજ આપવામાં આવે છે—હે ઇંદ્ર ! જે પુરૂષનો મેં તમને ઉપદેશ કર્યો હતો તેજ એ પુરૂષ સ્વપ્ન અવસ્થામાં પોતાની અવિદ્યા દ્વારા રચિત પદાર્થોનો અનુભવ કરે છે, તેજ એ આત્મા અમૃત, અભય, બ્રહ્મસ્વરૂપ છે. એવા ઉપદેશને સાંભળીને સૂક્ષ્મ શરીર વિશિષ્ટ સ્વપ્નાવસ્થાના અભિમાની તૈજસ નામના જીવને આત્મરૂપ જાણીને પ્રસન્નતાને પ્રાપ્ત થએલો ઇંદ્ર ચાલ્યો ગયો. અડધે રસ્તે જતાંજ સ્વપ્નાવસ્થાવાળા તૈજસને આત્મત્ત્વ માનવામાં ઇંદ્ર એવા વિચારના ગુચવાડામાં પડી ગયો કે—જો કે, એતો ખરૂ છે કે છાયાની પેઠે આ સ્વપ્ન દ્રષ્ટામાં સ્થુળ શરીરના અંધત્વાદિ ધર્મોનો સબંધ નથી તોપણ વ્યાઘ્રાદિકોથી અનેક કલેશોનો એ સ્વપ્ન દ્રષ્ટા જીવ અનુભવ કરે છે. તથા પ્રિય પુત્રાદિકોના વિયોગથી મહાન્ રૂદન કરે છે. આત્મા તો સર્વોપદ્રવ શૂન્ય છે. એ પ્રમાણે વિચાર કરતો કરતો ઇંદ્ર ફરી સમિત્પાણિ થઇને પ્રજાપતિના શરણને પ્રાપ્ત થયો. પ્રજાપતિએ કહ્યું—આપ મારી પાસેથી શાંત થઇને ગયા હતા. હવે ફરી કયા કારણથી આગમન થયુ ? ઇંદ્રે ઉપર્યુક્ત દોષોનું સ્વપ્ન દ્રષ્ટા પુરૂષમાં નિરૂપણ કર્યું એ સાંભળીને પ્રજાપતિએ કહ્યું—તમારે મારી પાસે ફરી બત્રીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પૂર્વક રહેવું પડશે. ત્યાર પછી હું તમને બ્રહ્માત્મૈક્ય વિજ્ઞાન એટલે કે આત્મતત્ત્વનો ઉપદેશ કરીશ ઇંદ્રે તેમ કર્યા પછી પ્રજાપતિએ કહ્યું—૧-૪.

**વિશેષ**—આ ખંડના બીજા મંત્રમાં, જે "ઇવ" (જાણે કે ) શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તેનો અભિપ્રાય એ છે કે—જો કે તેને કોઈ મારતું નથી, નસાડતુ નથી તેમજ ન કાંઈ અપ્રિય થતુ કે દેખાતું. તોપણ જાણે કે ( ઇવ ) તે સર્વ થતું હોય તેમ દેખાય છે તેને 'ઇવ' શબ્દથી જણાવે છે. સ્વપ્ન દ્રષ્ટાને આત્મા બતાવવાથી પ્રજાપતિએ દેહાત્માની ભ્રાંતિને દૂર કરી છે. અહીં પણ ઇંદ્રને બત્રીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પૂર્વક રહેવાની આજ્ઞા પ્રજાપતિએ એમ સમજીને કરી.

કે—મારા બે વાર યુક્તિપૂર્વક બતાવવા છતાં પણ એ બરાબર સમજતો નથી. થી એમ લાગે છે કે પહેલી વારની પેઠે આ વખતે પણ તેનામાં પ્રતિબંધક–જ્ઞાન થવાનું—કારણ વિદ્યમાન છે. પ્રજાપતિએ તેની નિવૃત્તિને માટે બીજા બત્રીશ ા બ્રહ્મચર્ય પૂર્વક રહેવાની આજ્ઞા કરી પ્રજાપતિ વારંવાર એ પ્રમાણે કરીને ને હેરાન કરે છે એમ કોઈ ન સમજે. ઇંદ્ર પરમભોગોની સામગ્રી યુક્ત છે. ની પાસે ફરિવાર બ્રહ્મચર્યાનુષ્ઠાન કરાવીને, પ્રજાપતિ તેની ભોગવાસનાને જડ ાથી ઉખાડી નાખવાનું ઇચ્છતા હતા. ૧-૪.

## ખંડ અગિયારમો

પ્રજાપતિયે પૂર્વવત્ 'હું તારા પ્રતિ તેની પુનઃ વ્યાખ્યા કરીશ' એવું કહીને—

**तद्यत्रैतत् सुप्तः समस्तः संप्रसन्नः स्वप्नं न विजा-
ात्येष आत्मेति होवाचैतदमृतमभयमेतद् ब्रह्मेति स ह
ान्तहृदयः प्रवव्राज स हाप्राप्यैव देवानेतद्भयं ददर्श नाहं
ल्वयमेवꣳ संप्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवे-
ानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं
श्यामीति ॥ १ ॥**

ભાવાર્થ—જ્યારે તે ગાઢ નિદ્રામાં, દર્શન વૃત્તિથી રહિત તથા સારે પ્રકારે ાનંદનો અનુભવ કરતો સ્વપ્નનો અનુભવ કરતો નથી; તે આત્મા છે, એવું પ્રજા- તિએ કહ્યું, તે અમૃત છે. અભય છે, તથા તેજ બ્રહ્મ છે એ સાંભળીને ઇંદ્ર ાંત ચિત્ત થઈ ચાલ્યો ગયો; પરંતુ દેવતાઓની પાસે પહોંચતા પહેલાંજ તેને ા ભય દેખાયો કે આ સુષુપ્તાવસ્થાનો આત્મા પોતેપોતાને પણ બરાબર એ પ્રમાણે ાણતો નથી કે—"આ હું છું" તથા જે પ્રમાણે જાગ્રત તથા સ્વપ્નમાં ભૂતોને ાણે છે તે પ્રમાણે જાણતો નથી. જાણે કે તે વિનાશમાંજ લીન થએલો–વિનષ્ટ ્યો હોય છે. હું એ સિદ્ધાંતમાં કોઈ સારૂ ફળ દેખતો નથી. ૧.

**स समित्पाणिः पुनरेयाय तꣳ ह प्रजापतिरुवाच
मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः किमिच्छन्पुनरागम इति**

स होवाच नाहं खल्वयं भगव एवꣳ संप्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥

ભાવાર્થ—ત્યારે એ સમિધા હાથમા લઈને ફરી પાછો આવ્યો. તેને પ્રજાપતિએ કહ્યુ—હે મઘવન્ ! તમે શાન્ત હૃદય થઈને ચાલ્યા ગયા હતા. ક્યા પ્રયોજનથી પાછા આવ્યા છો ? તેણે કહ્યુ—હે ભગવન્ ! આ અવસ્થામાં તો નિશ્ચય જ તેને એ પણ જ્ઞાન નથી હોતુ કે—'આહું છુ" તેમ તે બીજા ભૂતોને પણ જાણતો નથી. તે વિનાશને પ્રાપ્ત થયો હોય એવો દેખાય છે આ સિધ્ધાંતમાં પણ કાંઈ ઠીક ફળ હોય એમ દેખાતુ નથી ૨.

एवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि नो एवान्यत्रैतस्माद्वसापराणि पञ्च वर्षाणीति स हापराणि पञ्च वर्षाण्युवास तान्येकशतꣳ संपेदुरेतत्तद्यदाहुरेकशतꣳ ह वै वर्षाणि मघवान्प्रजापतौ ब्रह्मचर्यमुवास तस्मै होवाच ॥ ३ ॥

ભાવાર્થ—પ્રજાપતિ એ ઉત્તર આપ્યો - હે મઘવન ! નિ સદેહ તે એવોજ છે હુ તેનુજ તારાપ્રતિ ફરી વ્યાખ્યાન કરીશ આત્મા તેનાથી ભિન્ન નથી. હજી બીજા પચ વર્ષ બ્રહ્મચર્ય પૂર્વક નિવાસ કરો. તેણે બીજા પચ વર્ષ ત્યાંજ વાસ કર્યો એ બધા મળીને એક સો એક વર્ષ થયા તેથીજ અહી લોક કહે છે કે—ઇંદ્ર પ્રજાપતિની પાસે બ્રહ્મચર્ય પૂર્વક એક સોને એક વર્ષ વાસ કર્યો ત્યારે પ્રજાપતિ એ તેને ઉપદેશ કર્યો. ૩

વિ૦ વિ૦ ભાષ્ય—હે ઇંદ્ર ! સુષુપ્તિ અવસ્થામા એ પુરૂષ ઇંદ્રિયાદિકોના અભિમાન વિના સ્થિત થઈ પરમાનદને પ્રાપ્ત થાય છે તથા કોઈ સ્વપ્નને દેખતા નથી તે સુષુપ્તિનો દ્રષ્ટા પુરૂષજ આત્મા છે તથા અમૃત, અભય, બ્રહ્મરૂપ છે એ સાભળીને ઇંદ્ર પ્રસન્ન થઈને ચાલ્યો ગયો પછી રસ્તામાજ વિચાર કરવા લાગ્યો કે—સુષુપ્તિ અવસ્થાના અભિમાની પ્રાજ્ઞમ પણ ભય છે—અપસિધ્ધાતના છે. જો કે સુષુપ્તિ અવસ્થામા સ્વપ્નના રૂદન આદિના જેવુ દુ ખ નથી તો પણ તે કારણ ચિત્ત છે એટલે કે તેમા આગામી ભયનુ તથા દુઃખોનુ બીજ છે. એ પ્રાજ્ઞ સુષુપ્તિ

અવસ્થામાં પોતાને તથા અન્ય ભૂતોને પણ જાણતો નથી. જેમ મૃતક પુરૂષ સ્વ-પર જ્ઞાન રહિત થઈ જાય છે તેમજ તે સુષુપ્ત મનુષ્ય જડના જેવો થઈ જાય છે. તેથી એ સુષુપ્ત પુરૂષમાં પણ અમૃત, અભયરૂપ બ્રહ્મતા હોતી નથી. તેના જ્ઞાનથી અમારી કયા પુરૂષાર્થની સિદ્ધિ થાય ? એટલે કે સિદ્ધિ ન થાય, એવો વિચાર કરીને ઇંદ્ર સમિત્પાણિ થઈને ફરી પ્રજાપતિ પાસે ગયો. પ્રજાપતિના પૂછવાથી કે—તમે તો પ્રસન્ન થઈને ચાલ્યા ગયા હતા પછી આટલુ જલદી કેમ આવવુ થયુ ? ઇંદ્રે નિવેદન કર્યું—ભગવન્ ! આ પ્રાજ્ઞ જીવ અનેક દોષોથી ગ્રસ્ત છે. આત્મા તો અજર, અમર, અભય રૂપ આપે કહ્યો હતો. તેથી કૃપા કરીને યથાર્થ રૂપમાં આત્માનો ઉપદેશ કરો. એ સાંભળીને પ્રજાપતિ ઇંદ્રને બીજા પાંચ વર્ષ બ્રહ્મચર્ય વાસ કરવાનું કહેતાં બોલ્યા કે—ત્યારે હું તમને આત્માના યથાર્થ રૂપનો ઉપદેશ કરીશ. ઇંદ્રે તેમજ કર્યું. એ પ્રમાણે એકસો એક વર્ષ સુધી તેણે બ્રહ્મચર્ય વ્રતનું પાલન કર્યું. એજ અહીં શ્રુતિમાં કહે છે કે ત્યારેજ પ્રજાપતિએ તેને ઉપદેશ કરવાની કૃપા કરી. ૧-૩.

વિશેષ—આ ખંડના બીજા મંત્રમાં—'હુ તમારા પ્રતિ તેની પુનઃ વ્યાખ્યા કરીશ' એમ કહેલુ છે. તેનો અભિપ્રાય એ છે કે—જે આત્માનો પ્રથમ જાગ્રતમાં ઉપદેશ આપેલો છે તેનોજ સ્વપ્નમાં અને પાછો સુષુપ્તિમાં આપેલો છે, હવે તેજ આત્માના એ ત્રણે અવસ્થાઓથી પાછા અલગ થએલા સ્વરૂપનું વર્ણન કરશે.

ઇંદ્રે પ્રજાપતિને ત્યાં એક સો એક વર્ષ સુધી બ્રહ્મચર્ય પૂર્વક નિવાસ કર્યો. ૩૨+૩૨+૩૨+૫—૧૦૧. આ પ્રમાણે ઘોર પ્રયત્ન કરવાનું બોધન કરી શિષ્યજનો ઉપર અનુગ્રહ કરનારી શ્રુતિ ભગવતી તેને સ્વયં આખ્યાયિકા રૂપમાં ઉપદેશ કરે છે. ભાવ એ છે કે—આ પ્રમાણે અનેક અશ્વમેધાદિ યજ્ઞાનુષ્ઠાન સાધ્ય અનેક વિઘ્નો રૂપ સીમાને ઓળંગ્યા પછી પ્રાપ્ત થાય એવુ જે ઇંદ્રત્વ પદ છે. તેનાથી પણ જે ગુરૂત્તર છે એવા આ આત્મ જ્ઞાનને ઇંદ્રે એકસો એક વર્ષના પરિશ્રમ પછી યત્ન પૂર્વક પ્રાપ્ત કર્યું. તેથી તેનાથી વધીને બીજો કોઈ પુરૂષાર્થ નથી. એ પ્રમાણે શ્રુતિમાં આત્મજ્ઞાનની સ્તુતિ તથા તેના મહત્વનું બોધન કરવામાં આવ્યુ છે. તેનાથી ભાવ એ થાય છે કે—કોઈ કેટલો પણ ઐશ્વર્યવાન હોય તો પણ સાચી શાંતિ બ્રહ્માત્મૈક્ય વિજ્ઞાન વગર પ્રાપ્ત થઈ શકતી નથી. જો બુદ્ધિમતા પૂર્વક તેનો ઉપયોગ કરવામાં આવે તો સંસારની બીજી સાધન સામગ્રિયો કામમાં આવે છે તો પણ સાધ્ય તો આત્મ જ્ઞાનજ છે. શિષ્યજનો એમ કહે છે. ૧-૩.



# ખંડ બારમો



એ કહી ગયા છીએ કે વિશ્વ તથા તૈજસ કાર્ય કારણ શરીરોથી પરિવેષ્ટિત છે, ઘેરાએલાં છે. અને તેમનાં પણ વ્યાખ્યાન કરવામા આવેલા છે. પ્રાજ્ઞ કારણ માત્રથી બધાએલો છે હવે શરીર સહિત તુરીય ઉપદેશને સારૂ "સશરીર જ વિશેષ જ્ઞાનવાળો થાય છે. અશરીરને જ્ઞાનનો અભાવ રહે છે, તેથી તમને વિનાશનો ભ્રમ થએલો છે 'પરતુ તે નષ્ટ થતો નથી". એ અભિપ્રાયને લઇને શરીરની નિંદા કરે છે, યથા—

**मघवन्मर्त्यं वा इद७ शरीरमात्तं मृत्युना तदस्यामृतस्याशरीरस्यात्मनोऽधिष्ठानमात्तो वै सशरीरः प्रियाप्रियाभ्यां न वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्त्यशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः ॥ १ ॥**

**ભાવાર્થ**—હે ઇંદ્ર ! આ શરીર મર્ત્ય—મરવાવાળુ છે, એ મૃત્યુથી ગ્રસ્ત છે—ગ્રસ્ત થયા જેવુ છે—જાણે કે પકડાએલુ છે. તે આ અમર, શરીર રહિત આત્માનું અધિષ્ઠાન છે—રહેવાની જગા છે જ્યાં સુધી એ શરીર છે ( શરીરની સાથે એક થઇ રહેલો છે શરીરમા આત્માભિમાન રાખે છે ) એ પ્રિય તથા અપ્રિયથી હર્ષ શોકથી ગ્રસ્ત છે. ગ્રસ્ત થયો છે, જ્યા સુધી આ શરીર છે ત્યા સુધી તેના પ્રિય અપ્રિયનો નાશ થતો નથી. પણ જ્યારે તે અશરીર થાય છે ( શરીરથી પોતે પોતાને અલગ સમજે છે ) ત્યારે તેને પ્રિય તથા અપ્રિય સ્પર્શ કરી શકતા નથી ૧

હવે ઉક્ત ભાવને અહી દ્રષ્ટાતથી સ્પષ્ટ કરે છે, યથા—

**अशरीरो वायुरभ्रं विद्युत्स्तनयित्नुरशरीराण्येतानि तद्यथैतान्यमुष्मादाकाशात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन स्वेन रूपेणाभिनिष्पद्यन्ते ॥ २ ॥**

**ભાવાર્થ**—વાયુ અશરીર છે, મેઘ, વિજળી તથા ગર્જન એ સર્વ શરીર રહિત છે ( હાથ, પગ આદિ વગરના છે ) એ જેમ એ આકાશથી નિકળીને સૂર્યની પરમ જ્યોતિને પ્રાપ્ત થઇ પોતાના સ્વરૂપમાં પરિણત થઇ જાય છે, એટલે કે સ્વકારણને પ્રાપ્ત થઇ પોત પોતાના રૂપમા પોતાના કારણોમા સ્થિત થાય છે ૨.

एवमेवैष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते स उत्तमः पुरुषः स तत्र पर्येति जक्षत्क्रीडन्रममाणः स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा नोपजनꣳ स्मरन्निदꣳ शरीरꣳ स यथा प्रयोग्य आचरणे युक्त एवमेवायमस्मिञ्छरीरे प्राणो युक्तः ॥ ३ ॥

ભાવાર્થ—જે પ્રમાણે એ સંપ્રસાદ ( નિર્મળ થએલો આત્મા ) આ શરીરમાંથી નિકળીને પરમ જ્યોતિને પ્રાપ્ત થઇ પોતા સ્વરૂપમાં સ્થિત થઇ જાય છે, તે ( આ અવસ્થામા ) ઉત્તમ પુરૂષ છે એ અવસ્થામાં તે હસતો, ક્રીડા કરતો, સ્ત્રી, વાહન અથવા ઇષ્ટ મિત્રોની સાથે રમણ કરતો સર્વ બાજુએ વિચરે છે. જેમ ગાડીમાં ઘોડા અથવા બળદ જોડાએલા રહે છે. તેમજ તે આ પ્રાણ પ્રજ્ઞાત્મા આ શરીરમાં જોડાએલો છે ૩.

अथ यत्रैतदाकाशमनुविषण्णं चक्षुः स चाक्षुषः पुरुषो दर्शनाय चक्षुरथ यो वेदेदं जिघ्राणीति स आत्मा गन्धाय घ्राणमथ यो वेदेदमभिव्याहराणीति स आत्माऽभिव्याहाराय वागथ यो वेदेदꣳ शृणवानीति स आत्मा श्रवणाय श्रोत्रम् ॥ ४ ॥

ભાવાર્થ—જેમાં આ ચક્ષુ દ્વારા ઉપલક્ષિત આકાશ અનુગત છે તે ચક્ષુષ પુરૂષ છે આકાશ ( આંખનું છિદ્ર ) તેમાં જે નેત્ર જડાએલુ છે, ત્યાં જે પુરૂષ છે તે ચક્ષુનેત્રનો પુરૂષ છે, તેના રૂપ ગ્રહણને સારૂ નેત્રેન્દ્રિય છે. જે એ જાણે છે એટલે કે તેનો અનુભવ કરે છે કે—હું આને સુંઘુ, તે આત્મા છે, તેને ગંધ ગ્રહણ કરવાને સારૂ નાસિકા છે એટલે કે તે સાધન છે. અને જે એવુ જાણે છે કે—હું શબ્દ બોલુ, તેજ આત્મા છે, તેને શબ્દોચ્ચારણને સારૂ વાગિન્દ્રિય છે તથા જે એવુ જાણે છે કે—હું શ્રવણ કરૂ તે પણ આત્મા છે, શ્રોત્રેન્દ્રિય સાંભળવાનુ સાધન છે.

अथ यो वेदेदं मन्वानीति स आत्मा मनोऽस्य दैवं चक्षुः स वा एष एतेन दैवेन चक्षुषा मनसैतान् कामान् पश्यन् रमते ॥ ५ ॥

**ભાવાર્થ**—તથા જે એવું મનન કરૂં એમ જાણે છે, મન તેની દિવ્ય દૃષ્ટિ છે તે આ આત્મા એ દિવ્ય નેત્ર દ્વારા કામનાઓને–ભોગોને દેખતો રમણ કરે છે. આનંદ ભોગવે છે. ૫.

કયા ભોગોને દેખે છે ? તેના ઉપર શ્રુતિ તેમના વિશેષણ બતાવે છે, યથા–

**य एते ब्रह्मलोके तं वा एतं देवा आत्मानमुपासते तस्मात्तेषाꣳ सर्वे च लोका आत्ताः सर्वे च कामाः स सर्वाꣳश्च लोकानाप्नोति सर्वाꣳश्च कामानयस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच प्रजापतिरुवाच ॥६॥**

**ભાવાર્થ**—જે એ ભોગ બ્રહ્મલોકમાં છે. તેમને દેખતા અને રમણ કરતા કરતા એ આત્માની દેવતાઓ ઉપાસના કરે છે. તેથી સર્વ લોક તથા સર્વ કામનાઓ ભોગ તેમને વશ છે. જે એ આત્માને શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશાનુસાર જાણીને સાક્ષાતરૂપમાં અનુભવ કરે છે, તે સર્વ લોક તથા સર્વ કામનાઓને પ્રાપ્ત થાય છે. એવું પ્રજાપતિએ કહ્યું, પ્રજાપતિએ કહ્યું ૬.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે ઇંદ્ર ! આ સ્થુળ શરીર વિનશ્વર હોવાથી મૃત્યુએ કરીને ગ્રસ્ત છે, તથા સુખ-દુઃખાદિકોથી વ્યાપ્ત થઈ રહેલું છે, તેમજ સૂક્ષ્મ શરીરમાં પણ વિનશ્વરતા, જડતા તથા સુખ દુઃખ સમાન છે, તથા કારણ શરીર રૂપ, અજ્ઞાનથી સર્વ દુઃખોના બીજ, વિનશ્વરતા તથા સુખ-દુઃખાદિ અનેક ધર્મોએ કરીને યુક્ત છે. ચિદ્રૂપ આત્મામાં તો વિનશ્વરતા તથા સુખ-દુઃખાદિ અનાત્મ ધર્મોનો સંબંધ કિંચિન્માત્ર પણ નથી. જેમ હસ્તપાદાદિ યુક્ત શરીરથી રહિત વાયુ, મેઘ, વિદ્યુત્ આદિ પ્રાણિ કર્માનુસાર અકસ્માત્ પ્રગટ થઈને વૃષ્ટિ આદિ કાર્યો કરે છે. અને તે કાર્યો કરતાં સુખ દુઃખથી રહિત રહિનેજ પોતાના સ્વ-સ્વરૂપને પ્રાપ્ત થાય છે, તેમજ શરીરોની સાથે તાદાત્માધ્યાસને પ્રાપ્ત થએલો જીવ કોઈ દયાલુ ગુરૂના ઉપદેશને ગ્રહણ કરી તે શરીરોમાંના અધ્યાસનો ત્યાગ કરી પોતાના સ્વ પ્રકાશ બ્રહ્મરૂપને પ્રાપ્ત થાય છે. તે બ્રહ્મના સ્વરૂપથી અભિન્ન થએલા પુરૂષને ઉત્તમ પુરૂષ કહે છે. એવો ઉત્તમ પુરૂષ જીવન્મુક્ત આરબ્ધ કર્માનુસાર અનેક પ્રકારના વિષયોને ભોગવતો તથા પોતાના સ્ત્રી, સંબંધી આદિકોની સાથે રમણ કરતો તથા રથાદિકો ઉપર આરૂઢ થતો, વર્તમાન પોતાના શરીરનું સ્મરણ કરતો નથી. જેમ સારથીના ઉપરામ થતાં પણ શિક્ષિત અશ્વરથને

પોતાના ગંતવ્ય સ્થાન ઉપર પહોંચાડી દે છે, તેમજ એ જીવન્મુક્ત ઉત્તમ પુરુષના ઉપરામ થતાં પણ પ્રારબ્ધ કર્મ અનુસાર આ દેહની પ્રાણ રક્ષા કરે છે. તથા પ્રજાપતિએ જે આત્માનો ઉપદેશ કરેલો હતો તે આત્માજ રૂપાદિકોના જ્ઞાનને સારૂ નેત્ર ગોલકના કૃષ્ણતારાગ્ર ( કીકી )માં સ્થિત થએલો 'ચક્ષુ' નામથી ઓળખાય છે. તે આત્મા જ્યારે ગંધ ગ્રહણ કરવાનો સંકલ્પ કરે છે ત્યારે આત્માજ ઘ્રાણ નામવાળો કહેવાય છે. જ્યારે શબ્દના ઉચ્ચારણનો સંકલ્પ કરે છે ત્યારે એ વાક્ નામથી અભિપ્રેત થાય છે. જ્યારે શબ્દને શ્રવણ કરવાનો સંકલ્પ કરે છે ત્યારે તેનું શ્રોત્ર નામ થઈ જાય છે. એ આત્માજ જ્યારે મનનનો સંકલ્પ કરે છે ત્યારે દૈવચક્ષુ નામક મન નામથી તેને કહેવામાં આવે છે. દૈવચક્ષુ મનથી વ્યવહિત તથા ભૂત ભવિષ્યત્ પદાર્થોનું જ્ઞાન થાય છે, તથા મુક્ત પુરુષ પણ એ દૈવચક્ષુ મને કરીને સંકલ્પમાત્રથી બ્રહ્મમાં સ્થિત થઈને નાના પ્રકારના ભોગોને ભોગવે છે. એવા આત્માના ઉપદેશને સાંભળીને આત્મજ્ઞાનને પ્રાપ્ત થએલો ઇંદ્ર સર્વ ભોગ્ય પદાર્થોને પ્રાપ્ત થઈ ગયો. તથા સર્વ દેવતાઓને પણ તે પ્રમાણે ઉપદેશ કર્યો. ઇંદ્રની પેઠે જે કોઈ આજકાલના મનુષ્ય અજર, અમર, અભય બ્રહ્મને યથાર્થ રૂપે જાણે છે. તે મનુષ્ય સર્વ પદાર્થોને તથા સર્વ લોકોને પ્રાપ્ત થાય છે. એમ પ્રજાપતિએ કહ્યું. ૧-૬.

વિશેષ—જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓમાં આત્માને સશરીર દેખાડીને હવે અહીં પોતાના સ્વરૂપમાં આત્માનું સ્વરૂપ દેખાડેલું છે. તથા તેની સાથે એ પણ દેખાડેલું છે કે—સુખ-દુઃખ તથા વિનાશ આદિના સર્વ ભય સશરીરતામાં છે, અશરીર આત્મા તેનાથી ઉપર છે.

એ બન્ને પરમ જ્યોતિ શબ્દોથી એકથી સૂર્યનો તાપ તથા બીજાથી પરબ્રહ્મ એ બન્ને અભિપ્રેત છે. વાયુ જ્યારે ચાલતો હોતો નથી, ત્યારે તે આકાશમાં તેની સાથે એવી રીતે એકાકાર થઈને રહે છે કે જેમ શરીરમાં શરીરની સાથે આત્મા રહે છે. એજ પ્રમાણે વાદળ, વિજળી તથા ગર્જન પણ આકાશમાં લીન થએલાં છે. સૂર્યની ગરમી પામીને વાયુ પોતાના અસલી રૂપને ધારણ કરીને વહન કરવા માંડે છે, વાદળ પ્રગટ થાય છે, વિજળી ચમકે છે તથા ગર્જના પ્રગટ થાય છે. એજ પ્રમાણે એ આત્મા જે સ્થુળ, સૂક્ષ્મ તથા કારણ શરીરમાં છુપાએલો છે તે પરબ્રહ્મને પામીને પોતાના વાસ્તવિક સ્વરૂપમાં પ્રગટ થાય છે. મનને અહીં 'દિવ્ય દ્રષ્ટિ' અગર 'દૈવચક્ષુ' કહેવામાં આવેલું છે, તેનો અભિપ્રાય એ છે કે—તેનાથી આત્મા કેવળ વર્તમાન સ્થૂળ તથા વ્યવધાન રહિતને જ નથી દેખતો, પરંતુ

ભૂત, ભવિષ્યત્ સૂક્ષ્મ, દૂર સ્થિત તથા બીજા બધામાં સ્થિતને પણ દેખે છે. જે પ્રમાણે રથને ખેંચનારા ઘોડા રથથી અલગ છે, તેજ પ્રમાણે આ શરીરને ચલાવનારો પ્રજ્ઞાત્મા તેનાથી ભિન્ન છે. ૧-૬.



# ખંડ તેરમો



ઉક્ત દહર વિદ્યાના શેષરૂપ જપાદિ વિધાનને માટે મંત્રોને કહે છે, યથા—

**श्यामाच्छबलं प्रपद्ये शबलाच्छ्यामं प्रपद्येऽश्व इव रोमाणि विधूय पापं चन्द्र इव राहोर्मुखात्प्रमुच्य धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्मलोकमभिसंभवामीत्यभिसंभवामीति ॥ १ ॥**

ભાવાર્થ—હું હાર્દ બ્રહ્મથી વિરાટ બ્રહ્મને પ્રાપ્ત થાઉં છું, તથા વિરાટ બ્રહ્મથી હૃદયસ્થ બ્રહ્મને પ્રાપ્ત થાઉં છું. જેમ ઘોડા પોતાના વાળને કપાવીને નિર્મળ થઈ જાય છે, તથા જેમ રાહુના મુખથી મુક્ત થઈને ચદ્રમા નિર્મળ થઈ જાય છે, તેજ પ્રમાણે પાપોથી મુક્ત થઈને કૃતાર્થ થએલા શરીરનો ત્યાગ કરીને હું નિત્ય બ્રહ્મ લોકને પ્રાપ્ત થાઉં છું. હા, પ્રાપ્ત થાઉં છું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે પૂર્વે કહેલી દહરવિદ્યાના અંગભૂત મંત્રોને કહે છે—ઉપાસક કહે છે કે, હાર્દ હૃદયસ્થ બ્રહ્મના ધ્યાનથી બ્રહ્મસ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાઉં છું. કેવળ નામ રૂપ ઉપાધિએ કરીને જ પરિચ્છિન્ન સૂક્ષ્મ રૂપ હાર્દ બ્રહ્મને પ્રાપ્ત થએલો હતો. વાસ્તવમા હું બ્રહ્મ છું, તેથી મારા વાસ્તવ રૂપને જ પ્રાપ્ત થાઉં છું. જેમ અશ્વ પોતાના રોમ (વાળ) ને કપાવીને ધૂળથી રહિત થઈ જાય છે તથા જેમ ચદ્રમા રાહુથી મુક્ત થઈ પ્રકાશમાન થાય છે તેમજ ઉપાસક હાર્દ બ્રહ્મના જ્ઞાનથી સર્વ કર્મોને દૂર કરતો પોતાના પ્રકાશ રૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૧.

વિશેષ—પર તથા અપર બ્રહ્મનુ 'શ્યામ' તથા 'શબલ' નામથી વર્ણન કરેલુ છે. શ્યામ=કાળો વર્ણ તથા શબલ=કાબરચિત્રુ, બ્રહ્મનું શુધ્ધ સ્વરૂપ મન–વાણીથી પર છે, તે અજ્ઞેય છે, તેના ઉપર અંધારા જેવી છાયા છવાઈ ગએલી છે

તેથી તે શ્યામ છે, તથા શબલનો ધર્મ સાપેક્ષ છે ( બહારના પદાર્થોની અપેક્ષાવી છે ) તેથી તેનું એ રૂપ બેરંગનું કહેલું છે.



## ખંડ ચૌદમો



'આકાશો વૈ' ઈત્યાદિ શ્રુતિ ઉત્તમ પ્રકારથી ધ્યાન કરવાને સારૂ બ્રહ્મનાં લક્ષણુ નિર્દેશ કરવાને સારૂ છે, યથા—

**आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म तदमृतꣳ स आत्मा प्रजापतेः सभां वेश्म प्रपद्ये यशोऽहं भवामि ब्राह्मणानां यशो राज्ञां यशो विशां यशोऽहमनुप्रापत्सि स हाहं यशसां यशः श्येतमदत्कमदत्कꣳ श्येतं लिन्दुमाऽभिगां लिन्दुमाऽभिगाम् ॥ १ ॥**

ભાવાર્થ—આકાશ નામથી પ્રસિદ્ધ આત્મા, નામ તથા રૂપનો નિર્વાહ કરનારો છે. એ નામ તથા રૂપ જેના અંતર્ગત છે—મધ્યમાં છે—તે બ્રહ્મ છે, તે અમૃત છે, તેજ આત્મા છે હું પ્રજાપતિના સભાગ્રહને—એ સંપૂર્ણ પ્રજાના સ્વામી સર્વપાલક બ્રહ્મના શરણને—પ્રાપ્ત થાઉં છું. હું યશ સંજ્ઞક આત્મા છુ. હું બ્રાહ્મણોના યશ, ક્ષત્રિયોના યશ તથા વૈશ્યોના યશ ( યશઃ સ્વરૂપ આત્મા ) ને પ્રાપ્ત થવાની ઈચ્છા રાખુ છુ. અર્થાત્ હું યશસ્વી થાઉં તથા બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોની મધ્યમા યશને પ્રાપ્ત થાઉં હું યશોનો યશ છુ હું એ શ્વેતને જે વિના દાંતે પણ ખાનારો છે રોહિતવર્ણ પિચ્છિલ ( જોવામા ઘૃણા ઉત્પન્ન કરે એવા ) સ્ત્રી ચિન્હને પ્રાપ્ત ન થાઉં. પ્રાપ્ત ન થાઉં. ૧

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રથમ નિરૂપણ કરેલ જે દહરાકાશ છે, તે આકાશજ બાહ્ય ભૂત આકાશના જેવુ વ્યાપક છે, તે દહરાકાશમા નામ-રૂપથી વર્તમાન છે, એ દહરાકાશ જ અમૃત બ્રહ્મ રૂપ છે, એ દહરાકાશ જ આત્મરૂપ છે, હવે ઉપાસક પાર્થના કરે છે, યથા—હું ઉપાસક પ્રજાપતિના સભા મંદિરમા પ્રાપ્ત થાઉં.

હું જ બ્રાહ્મણોનો, રાજાઓ તથા વૈશ્યોનો આત્મા છું, તથા બ્રાહ્મણાદિકોની ઇન્દ્રિયોનો સાક્ષી છુ તે સાક્ષી સ્વસ્વરૂપને પ્રાપ્ત થવાની ચાહના રાખું છુ. હે પરમાત્મન્ ! હું ગર્ભના કલેશને પ્રાપ્ત ન થાઉં, એટલે કે સ્ત્રી યોનિને પ્રાપ્ત ન થાઉં વિષયોને દત હોતા નથી તો પણ તે મનુષ્યના તેજ, બળ, યશ આદિકોને ખાઈ જાય છે ૧.

**વિશેષ**—બ્રહ્મને અહીં આકાશ કહેલો છે, કારણ કે તે આકાશના સમાન અશરીર છે તથા પરમ સૂક્ષ્મ છે. આ ખડના મન્ત્રના અંતમા "श्वेतमदत्कमदत्कम्" એવો પાઠ આવેલો છે તેના પ્રત્યેક શબ્દનો પ્રચલિત ભાષા અર્થ લખવો કઠિન છે, જો એમ છે તો વેદમા એ શબ્દો કેમ કહેવાયા ? તેનો ઉત્તર એ છે કે—વેદ સ્વતન્ત્ર છે, અમે તેમના નિગ્રહાનુગ્રહમા અસમર્થ છીએ. શ્રીકૃષ્ણે આખા ગોવર્ધનને તોળ્યો હતો અમે તેની એક શિલાને પણ હલાવી શક્તા નથી હા, અમે અહી શ્રી શંકરાચાર્યના ભાષ્યને અનુસરીને લખી દીધુ છે, જેને પાઠક સરલતાથી સમજી લેશે. ૧.



# ખંડ પંદરમો

અમે ઉક્ત આત્માની ઉપેક્ષા ન કરીએ તેથી અનાદિ પરંપરા દેખાડે છે, સાથે જ નિયમ તથા ફળનુ પણ વર્ણન કરે છે, યથા—

**तद्धैतद् ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्य आचार्यकुलाद्वेदमधीत्य यथाविधानं गुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुम्बे शुचौ देशे स्वाध्यायमधीयानो धार्मिकान्विदधदात्मनि सर्वेन्द्रियाणि संप्रतिष्ठाप्याहिंसन्त्सर्वभूतान्यन्यत्र तीर्थेभ्यः स खल्वेवं वर्तयन् यावदायुषं ब्रह्मलोकमभिसंपद्यते न च पुनरावर्तते न च पुनरावर्तते ॥ १ ॥**

**આચાર્ય**—તે આ આત્મ જ્ઞાનનું બ્રહ્માએ, પ્રજાપતિ પ્રતિ કથન કર્યું, પ્રજાપતિએ મનુને, મનુએ પ્રજાવર્ગને ઉપદેશ કર્યો ( આ પ્રમાણે સંપ્રદાયની પરંપરાથી આવેલુ આ ઉપનિષદ્ વિજ્ઞાન હજુ સુધી સુરક્ષિત છે). નિયમાનુસાર આચાર્ય કુળમાં જઇને, ગુરૂના કર્તવ્યોને સમાપ્ત કરતાં ઉપરાંતના સમયમાં યથાવિધિ વેદનું અધ્યયન કરે. તે પછી સમાવર્તન થયા બાદ કુટુંબમાં સ્થિત થઇને શુદ્ધ દેશમાં સ્વાધ્યાય કરતાં તથા પુત્ર તથા શિષ્યોને ધાર્મિક બનાવતા પોતાની સમસ્ત ઈંદ્રિયોને આત્મા—હાર્દ બ્રહ્મમાં લીન કરીને તીર્થો તથા તેની બહારનાં કોઈ પ્રાણીને પીડા ન આપે. આખા આયુષ્યમાં જે એ પ્રમાણે કરે છે તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે અને પાછો આવતો નથી—તેની પુનરાવૃત્તિ થતી નથી. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પૂર્વે કહેલાં જે સાધનો સહિત આત્મજ્ઞાન છે તેને બ્રહ્માએ પ્રજાપતિ વિરાટને કહ્યુ. વિરાટે તેના પુત્ર મનુને તથા તેણે ત્રૈવર્ણિક પુરૂષો પ્રતિ ઉપદેશ કર્યો. તેણે કહ્યું—હે દ્વિજાતિના લોકો ! બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને સારૂ જ્યાં સુધી તમારૂ અંત કરણ શુદ્ધ ન થાય ત્યાં સુધી ચાર આશ્રમોમાંથી કોઇ એક આશ્રમને ગ્રહણ કરીને શુભ કર્મોને કરો. કર્મોથી શુદ્ધ અંતઃકરણ થઇને બ્રહ્મજ્ઞાન દ્વારા મોક્ષને પ્રાપ્ત થઇ જશો. આ ઉપનિષદ્‌ની સમાપ્તિમાં કર્મી પુરૂષોના સંતોષને સારૂ એ પ્રમાણે કહેવામાં આવેલુ છે.

જે મનુષ્ય સર્વદા ગુરૂની સેવામાં તત્પર રહી, તેમાંથી બચેલા વખતમાં ગુરૂની પાસે વેદનું અધ્યયન કરીને, ગુરૂકુળમાંથી આવી સ્ત્રીના ગ્રહણથી ગૃહસ્થાશ્રમને પ્રાપ્ત થઈ, પવિત્ર દેશમાં સ્થિત થઇને વેદોને ભણે ભણાવે છે તથા પોતાની સર્વ ઇંદ્રિયોને નિષિદ્ધ વિષયોથી નિવૃત્ત કરે છે, એવો હિંસાથી રહિત થએલો મનુષ્ય *જન્મભર શુભ કર્મ કરતો શરીરનો ત્યાગ કરીને બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.* એવો પુરૂષ આ સંસારમાં પુનઃ આવૃત્તિને જન્મને પ્રાપ્ત થતો નથી. ઉપનિષદ્‌ની સમાપ્તિનું બોધન કરવાને 'न स पुनरावर्तते' એ પાઠ બે વાર આપવામાં આવ્યો છે ૧.

**વિશેષ**—અહી પ્રજાપતિથી કશ્યપનું ગ્રહણ કરવામાં આવેલુ છે. તેમને જ કોઇએ વિરાટ પણ કહેલા છે, તેમનો પુત્ર મનુ હતો.

'अहिंसन् सर्वभूतान्यन्यत्र' 'तीर्थेभ्य' અર્થાત્ સિવાય તીર્થોના કોઈ પણ પ્રાણીને પીડા ન આપે એનો અભિપ્રાય એ છે કે—ભિક્ષાને નિમિત્તે જતા આવતાં પણ પ્રાણિયોને પીડા થઈ શકે છે. તેથી કહેલુ છે કે તીર્થોથી અતિરિક્ત

તીર્થ અર્થાત્ જે વિષયમાં શાસ્ત્ર અનુજ્ઞા આપે છે તેના સિવાયનુ સ્થાન કેટલાક વિદ્વાન્ લોક તો એમ પણ કહે છે કે તીર્થો સિવાય બીજુ સર્વ જગાએ અહિંસાનુ વિધાન છે. "न च पुनरावर्तत शरीरग्रहणाय" ફરી શરીર ગ્રહણ કરવાને સારૂ નથી આવતો, કારણ કે પુનરાવૃત્તિની પ્રાપ્તિનો નિષેધ કરવામા આવેલો છે. તાત્પર્ય એ છે કે—અર્ચિઃ આદિ માર્ગથી કાર્યબ્રહ્મલોકને પ્રાપ્ત થઈ જ્યા સુધી બ્રહ્મલોકની સ્થિતિ રહે છે ત્યા સુધી તે ત્યાં રહે છે. તે લોકનો નાશ થાય છે ત્યારે તે ત્યાથી પાછો આવતો નથી અર્થાત્ શરીર ગ્રહણ કરવાને સારૂ પાછો આવતો નથી, કે જેમ ચન્દ્રલોકથી પુનરાવૃત્તિ થાય છે. જ્યારે બ્રહ્મલોક નષ્ટ થાય છે ત્યારે તે બ્રહ્મમા લીન થઈ જાય છે, બીજા કોઈ લોકમા જતો નથી. કારણ કે બ્રહ્મલોકનો નાશ થયા પછી બીજો કોઈ લોક રહેતોજ નથી તે ઉંચે ચાલ્યો જાય છે એટલે કે બ્રહ્મમા લીન થઈ જાય છે પણ નીચે એટલે કે આ લોકમા નથી આવતો, તે બ્રહ્મસાયુજ્યમા પહુંચી જાય છે ૧ हरि ॐ तत्सत्

પંદરમો ખડ અને આઠમો અધ્યાય સમાપ્ત.



હવે ગ્રન્થની સમાપ્તિમા શાન્તિપાઠ કરવામા આવે છે—

ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શ્રીમત્ ૫ ૫ બ્ર નિ ગીતાવ્યાસ જગદ્ગુરૂ મહામણ્ડલેશ્વર શ્રી ૧૦૮
સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ વિરચિત છાન્દોગ્યોપનિષદ્
ઉપર વિદ્યાવિનોદ ભાષ્ય સમાપ્ત.

इति श्री छान्दोग्योपनिषत् संपूर्ण



# ગીતાગૌરવાંકોની સૂચના

ગીતાપ્રેમી માત્ર આ વાતને સારી રીતે જાણે છે કે સમ્પૂર્ણ ગીતાજીની હૃદયગ્રાહી વ્યાખ્યારૂપ આ ગીતાગૌરવ ભાષ્ય ગીતાર્થ જીજ્ઞાસુઓ માટે અદ્ભુત અને અદ્વિતીય ગ્રન્થ છે. આ ગ્રન્થની માગણી એટલી વધી ગઈ છે કે તેની અનેક આવૃત્તિયો છાપતા રહિયે છીએ છતાં પાંચો ભાગમાંથી કોઈને કોઈ ભાગ સમાપ્તજ થયેલો રહે છે. કાગળની દુર્લભતાને લીધે યથાસમય કમી પડતા ભાગની છપાઈ પણ તરત થઈ શકતી નથી. એટલા માટે ગીતા પ્રેમી વાંચકો પ્રતિ નિવેદન છે કે તેઓ ગીતાગૌરવ પાંચો ભાગના પૂરા સેટની વાટ ન જોતાં જે ભાગ જ્યારે મળે ત્યારે મગાવી લે. બાકી રહેતા ભાગો પ્રકટ થયે મગાવી શકેશે, કારણ કે જ્યાં સુધી અન્ય બીજા ભાગ છપાય છે ત્યાં સુધીમાં વિદ્યમાન ભાગ સમાપ્ત થઈ જાય છે, તેથી બધા ભાગો પૂરા થવાની રાહ ન જોતાં ગીતાગૌરવાંકના જે ભાગો મળી રહ્યા છે તે તરત મગાવી લેવા જોઇએ. જે ભાગ તૈયાર નથી તેના તૈયાર થવાની સૂચના ગીતાધર્મ પત્રથી આપને વિદિત થતી રહેશે.

પોસ્ટેજસહિત પ્રત્યેક ભાગનું મૂલ્ય ૫) રૂપયા

અધ્યાત્મરામાયણાંક, ઉપનિષદ્અંક વગેરેને માટે પણ એમજ સમજવું.

# અધ્યાત્મરામાયણ ( વિશેષાંક )

ગીતાધર્મના, નવ, દશ અને બારમા વર્ષના વિશેષાંકના રૂપમાં આ ગ્રન્થ ત્રણ ખંડોમાં પૂર્ણ પ્રકાશિત થયેલ છે. જીવ, જગત, માયા, અવિદ્યા, ઇશ્વર, બ્રહ્મ, સૃષ્ટિપ્રક્રિયા ચિતજ્ડગ્રન્થિ, ભક્તિ, જ્ઞાન, ક્રિયાયોગ આ સર્વ વિષય આ ગ્રન્થમાં શ્રી રામકથાના આશ્રયમાં સરલતાપૂર્વક સમજાવેલ છે. સુપ્રસિદ્ધ "ગીતાગૌરવભાષ્ય"ની પદ્ધતિ પ્રમાણે પ્રાસંગિક દૃષ્ટાન્ત અને સદ્દુપદેશોની સાથે સરલ વ્યાખ્યા છે, ત્રણે ભાગોની બીજી આવૃતિ પણ થઇ ચુકી છે

ગીતાજીનો પ્રમેય વિષય આમાં વિસ્તારપૂર્વક સમજાવેલ છે. વેદાન્તના ગહન વિષયોનું સ્પષ્ટીકરણ આ ગ્રન્થમાં અત્યન્ત સરળતા પૂર્વક કરવામાં આવેલ છે.

પાકું પુંઠું, રંગીન અને સાદા ૧૫૦ ચિત્ર, લગભગ ૫૦૦થી અધિક પૃષ્ઠ સમેત, દરેક ભાગનું મૂલ્ય પોસ્ટેજ સહિત રૂપૈયા ૫)

—વ્યવસ્થાપક, ગીતાધર્મ કાર્યાલય, કાશી.






# વિદ્યાનન્દ-ગ્રન્થમાલા

(ગીતાધર્મ-ગ્રન્થમાલા)

નું

## સરસ સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| ૧ ગીતાપ્રશ્નોત્તરી યા અદ્ભુત સંવાદ | ૧) | ૭ શ્રીમદ્ભગવદ્ગીતા ગુજરાતી ટીકા | ॥≈) |
| ૨ આદર્શ ઔર યથાર્થ | ॥।) | ૮ અરવિન્દ | ≈) |
| ૩ વિદ્યાનન્દવિનોદ | ॥) | ૯ કલા મેં કૃષ્ણ | ≈) |
| ૪ હિલોર | ॥) | ૧૦ શ્રીકૃષ્ણજન્મભૂમિ | ≈) |
| ૫ વ્યાસ ( વેદવ્યાસજીની જીવની ) | ॥) | ૧૧ કુલપતિ માલવીય | ≈) |
| ૬ ત્રૈભાષિક ગીતા (હિંદી ગુજ૦ અંગ્રેજી) | ૨॥) | ૧૨ વિન્ધ્યવાસિની સ્તોત્ર | –) |

## કલાપૂર્ણ ચિત્ર

દર્શનીય, પૂજનીય, દેવી દેવતાઓની છબિયો.

| | | | |
|---|---|---|---|
| શ્રી ગીતાદેવી | ૧૦×૧૫ ( રંગીન ) | મૂલ્ય રૂ૦ | ૦–૬ ૦ |
| ગાયત્રી મન્ત્ર | ૧૦×૧૫ ( રંગીન ) | મૂલ્ય રૂ૦ | ૦–૬–૦ |
| અન્ય દેવતા | ૧૮×૨૩ ( રંગીન ) | મૂલ્ય રૂ૦ | ૦–૬–૦ |
| ,, | ૧૦×૧૫ ,, | ,, ,, | ૦–૨–૦ |
| ,, | ૭॥×૧૦ ,, | ,, ,, | ૦–૧–૬ |
| ,, | ૭॥×૧૦ ( સાદા એકરંગે ) | ,, | ૦–૧–૦ |

ચિત્રો કમમાં કમ એક દર્જન મગાવવાથી ટપાલખર્ચ કમ પડશે અને ચિત્રો પણ સુરક્ષિત સ્વરૂપમાં પહોંચી શકશે. એક રૂપૈયાથી કમમાં વી૦ પી૦ કરવાનો નિયમ નથી.

પત્ર વ્યવહાર કરવાનું ઠેકાણું—

વ્યવસ્થાપક, ગીતાધર્મ કાર્યાલય, કાશી (યુક્તપ્રાંત)